# શાહનામુ.

વૉલ્યુમ ૬ઠું.

કર્તા
મા. ન. કુટાર
ફ. ન. કુટાર.

બનામે ઈઝદ

મહાન શાએર ફિર્દોસી તૂસીનું

# શાહનામું

## ગુજરાતી હુરૂફે તમામ બયતો તથા તેનો તરજુમો.

બસી રન્જ બોરૂદમ દરીન્ સાલે સી
અજમ ઝેન્દહ્ કરૂદમ બદીન્ પારૂસી
તો ઈન્રા દોરૂઘો ફસાનહ્ મદાન્
બયકસાન્ રવેશ દર્ ઝમાનહ્ મદાન્
બદીન્ નામહ્ બર્ ઉમ્રહા બોગ્ઝરદ્
બેખાનદ્ હરાન્ કસ્ કે દારદ્ ખરદ્
(ફિર્દોસી)

"તીસ વરસ તલક રંજ ખેંચીઓ મોટો
મુવો મુલક ઇરાનનો કીધો જીવતો
તું નો જાણુતો એહને જુઠી કાંહાંનીઓ
કે એકજ રીતનો નહી હતો આ જમાંનો
ગુજરશે વરસ પર વરસ બેશુમાર
પણ વાંચશે આ કેતાબ ઇનસાન અકલદાર."
(મનસુખ)

વૉલ્યુમ ૬ ઠું.

બનાવનાર
માહીયાર નવરોજી કુટાર.
ફરામર્ઝ નવરોજી કુટાર.

મુંબઈ.
શાહનામા પ્રેસ.
સને ૧૨૮૫ યઝદજર્દી.
સને ૧૯૧૬ ઈસવી.

Registered under the Government of India's Act XXV of 1867

આ પુસ્તક સને ૧૮૬૭ ના ૨૫ મા ઍક્ટ પ્રમાણે રજીસ્ટર કરેલું છે

આ પુસ્તક "ધી શાહનામા પ્રેસ" મુંબઈ કોટ ફ્રીયર રોડ કારવાર સ્ટ્રીટ
માણેકજી રૂસ્તમજી કંટ્રાકટર બીલ્ડીંગ નંબર ૫૦-૬૨ માં એર્વદ
ફ્રામજી નવરોજી કુટારે પોતાને માટે છાપી
ત્યાંથીજ પ્રગટ કીધું છે.

# THE SHAHNAMAH OF FIRDAUSI.

## ITS FULL TEXT & ITS TRANSLATION (in Gujarati)

BY
*MAHIAR NAVROJI KUTAR*
AND
*FARAMARZ NAVROJI KUTAR*

" Bináhá-i-ábád gardad kharáb
Zi bárán o az tábish-i-áftáb
Pai afgandam az nazm-i-kákh-i-baland
Keh az bád o bárán niyábad gazand. "

( FIRDAUSI. )

"·The homes that are the dwellings of to-day
Will sink 'neath shower and sunshine to decay
But storm and rain shall never mar what I
Have built—the palace of my poetry. "

( WARNER. )

## VOL. VI.

Bombay.
SHAHNAMAH PRESS.
*1916*

" No other great poet ever imposed such strict limitations on himself or so sternly adhered to them as did Firdausi. He put himself at the mercy of his authorities and where they fail him, as they do sometimes in this portion of the Shahnama, he makes no attempt TO INVENT INCIDENTS, but leaves a blank and passes on. This is a proceeding for which the poet should be praised rather than blamed. "

( WARNER )

ભગરસાથ ટોળામાં ગરીબ હાલતમાં જન્મ લઈ

પોતાનાં આપબળથી આગળ વધી

આખા નવસારી કસ્બાનાં ખૂણેખૂણામાં

'તાતા શેઠ' ને નામે પ્રખ્યાત થઈ ગયલા

**મર્હૂમ શેઠ નોશેરવાનજી રતનજી તાતા**

કે જેઓએ

**નવસારીની સમસ્ત અન્જુમનની એક દફમાની અતિ અગત્યની હાજત દૂર કરી**

**ત્યાંના અથોરનાન છોકરાઓને ધર્મની કેળવણી આપી**

**કેળવાયલા અથોરનાનો બાહેર પાડવા માટે**

**એક ધાર્મીક ખાતુ સ્થાપી,**

તેમજ

**જરથોસ્તી છોકરીઓની કેળવણી માટે કાળજી કરી**

**એક કન્યાશાળા સ્થાપી,**

**જ્યાં ધાર્મીક ક્રિયા કામો કરવાનાં મકાનની હાજત**

**ત્યાં તેવું પવિત્ર મકાન બરપા કરી**

**પોતાની દઉલતનો સદઉપયોગ કર્યો,**

**તેમજ જે શેઠે**

**સૂધરેલી દુન્યામાં 'શાહ વેપારી' તરીકે જાણીતા થયલા**

**અને ઉદ્યોગ હુનરના વધારાને માટે**

**૩૦ લાખની પાદશાહી સખાવત કરી ગયલા**

**મર્હૂમ શેઠ જમશેદજી નોશેરવાનજી તાતા**

**જેવા મહાન બેટાને જન્મ આપ્યો હતો**

અને જે શેઠના નબીરાને

પોતાના ભગર ટોળાના અથોરનાનોમાં

**'પહેલા સર'** થવાનું માન મળ્યું છે,

તેવા એક લાયક નરનાં અશો રૂહને

મોટાં માન સાથ

**આ વૉલ્યુમ અમો અર્પણ કર્યે છિયે.**

# સાંકળિયું.

## સાંકળિયું.

# દીબાચો.

બનામે જહાન્ આફ્રીન્ યઝ્દ ખોદાય
કે ઊ હસ્તો બાશદ હમીશહ્ બજાય

પાક યઝદાન કે જે સાહેબ ગેતી અને મીનો આલમને હસ્તીમાં લાવનારો છે અને તેમાં આફતાબ, માહતાબ અને ઈન્સાન જેવાં બેમૂલ ગઉહરોનો મૂકનારો છે. તેજ એકલો એક સાહેબ છે કે જે હમેશનો છે અને હમેશનો રહેવાનો. કુલ દુન્યાના શાહો, અમીરો અને દાનાઓ તેજ સાહેબનાં ફર્માન હેઠળ છે. તમામ જેહાનની પર્વરેશીનો કરનાર ખોદાતાલાજ છે. તે સાહેબનાં નામની મદદથી દરેક મુશ્કેલ કામો આસાન થાય છે, તેવા બક્ષેશ કરનાર દાદગર દાદારનાં નામની મદદથી આ અમારૂં છઠું પુસ્તક તમામ વાંચક વર્ગની હુઝૂર મેલવાની રઝા લઇયે છિયે. આ પુસ્તક બાહેર પાડવામાં અમોને જે મુશ્કેલીઓ નડે છે, તે દર વખત વધતીને વધતીજ જાય છે. તો પણ તે સાહેબ ઉપર સબૂરી એખ્તેયાર કરી અમો અમારૂં કામ નિયમિત રીતે કરતા જઇયે છિયે. અમો આશા રાખતા હતા કે આ વૉલ્યુમ બાહેર પાડવા આગમચ હાલમાં ચાલતી ભયંકર લડાઈનું વાદળ વીખરાઈ જશે અને અમારૂં કામ સેહલું થઈ પડશે, પણ આ અમારી આશા નિષ્ફળ ગઈ છે અમારાં કામમાં મુશ્કેલી વધતીજ જાય છે. આવી મુશ્કેલી છતાં આ અમારાં કામની કદરશેનાસી કરનારા ગ્રહસ્થોની દિલસોઝીથી અમોને રાહત મળે છે અને તે માટે તે સાહેબોનો આભાર ઝાહેર કર્યે છિયે અને આ પુસ્તકમાં આવેલી આપણા મહાન પયગમ્બર સાહેબ અશો ઝરતોશ્તની બાબત ઉપર ટુંકમાં બે બોલ બોલવાની રઝા લઇયે છિયે.

ખોદા હરૂ કેરા દરૂ જહાન આફ્રીદ
ઝરાતોશ્તરા અઝ હમહ્ બરૂગુઝીદ

કદીમ ઈરાની તવારીખના મોટા મોટા અભ્યાસીઓ જ્યારે ઈરાનના આ મહાન પુરૂષની ઝિંદગીનો અહવાલ ખાતેરી ભરેલી રીતે લખી શકયા નથી, ત્યારે અમોએ ખુલ્લે ખુલ્લું કહી દેવું જોઇયે કે આ બાબત ઉપર લખાણ કરતાં અમારી નાકેસ કલમ જોઇયે એટલો ઈન્સાફ આપી શક્તિ નથી.

જાઈ કે ઓકાબ્ પરૂ બેરીઝદ
અઝ્ પશ્શાએ લાઘરી ચે ખીઝદ

આપણા પાક પયગમ્બર સાહેબ અને દુન્યાના સર્વથી શ્રેષ્ટ મહાન પુરૂષ વિષે શાએર ફિર્દોસીએ કાંઈજ લખ્યું નથી, એ એક મોટી અફસોસની વાત છે. પણ તેનું કારણ મઝકૂર શાએર એવું આપે છે, કે દકીકી નામનો શાએર મારા સ્વપ્નામાં આવી ફર્માવી ગયો કે "પાદશાહ ગુશ્તાસ્પના રાજઅમલની તવારીખની એક હઝાર ફાર્સી બયત જે મેં લખી છે, તે તારી તવારીખમાં દાખેલ કરજે." શાએર ફિર્દોસીએ દકીકીની ખાહેશને માન આપી તેની જોડેલી આસરે હઝાર બયત પોતાના શાહનામા અંદર દાખેલ કીધી છે. દકીકીની હઝાર બયત પુરી થતાં તે બયતોની રચના અને તેમાં સમાયલી બાબત વિષે નુકતેચીનીના થોડાક શબ્દો લખી ફિર્દોસી પોતાની નિરાશી ઝાહેર કરે છે. એવી મતલબથી કે મઝકૂર બયતમાં આવેલી બાબત વધારે સારી રીતે લખાવી જોઈતી હતી. પણ ચારો નહીં હોવાથી ખામોશી પકડવી પડી. આપણે કહીશું કે જો ફિર્દોસી પોતે એ બાબત હાથ ધરતે તો તે ઉપર ઘણું સારૂં લખાણ કરતે, એટલુંજ નહીં પણ પયગમ્બર સાહેબે ફેલાવેલી દીન ઉપર ઘણું અજવાળું પડતે. કારણકે કદીમ ઈરાની પાદશાહોનાં દફતરખાનામાં જે જુઝવો હતા

તેમાં તેમજ જે જુઝવોને એકઠા કરી કદીમ તવારીખ નવેશ દાનેશવર દેહકાને બાસ્તાન નામુ રચ્યું હતું તેમાં આ મહાન પયગમ્બર વિષે શું લખાયલું હતું તે આપણે જાણી શકતે.

ત્યારે આ મહાન શાએરનાં લખાણની ગયર હાઝેરીમાં આજ સૂધી ઈરાન, હિંદુસ્થાન, યૂરોપ અને અમેરિકાના વિદ્વાનોની કલમથી જે લખાયલું છે અને ભવિષ્યમાં જે લખાણ થશે, તે ઉપરજ વાંચનારી આલમને સન્તોષ પકડવો પડશે. ખરૂં છે કે એ લખનારાઓનાં લખાણથી ઝરતોશ્તી દીનની ખૂબી થોડે ઘણે દરજજે જગ–આશકારા થઈ છે અને કદાચ હવે પછી વધારે અને વધારે ઝરતોશ્તી દીનના ગુણદોષ ઝાહેરમાં આવશે. પણ આ દાના પવિત્રાત્માની જન્મભૂમિ કઈ, કયા ઝમાનામાં તેવણ હયાતી ભોગવી ગયા? તે ચોકસપણે હજી જણાયું નથી. જન્મભૂમિ અને ઝમાનાની ચોકસ ખબરની આશા જો રાખયે તો માત્ર હવે બેજ ઠેકાણેથી રાખી શકાય. તે બેમાંનું પહેલું અને ઘણું આશાવંત ઠેકાણું કદીમ ઈરાનીઓના મહાન જ્યોતિષી હકીમ જામાસ્પ, કે જેણે પણ ઝરતોશ્તી દીન કબૂલ કીધી હતી અને જે પાદશાહ ગુશ્તાસ્પની દરબારમાં વડા વઝીરનો દરજ્જો ધરાવતો હતો તેનાં દખમાવાળી જગ્યાનાં ખંડિયેરો છે. ત્યાં પયગમ્બર સાહેબના ઝમાના અને જન્મ ભૂમિની ચોકસ ખબર મેળવવા શોધખોળ કરવા કરાવવાનું ઘણું ઝરૂરનું છે અને એ ચોકસ ખબર મેળવવાનો સંભવ ત્યાંજ રહે છે.

જૂની તવારીખ જાણવાને શોકીન બનેલો આજના ઝમાનાનો પ્રખ્યાત ચીતારો "ફોરસત" પોતાની "આસારે અજમ" (Ruins of Persia) નામની ચોપડીમાં લખે છે કે "ઈરાન સરઝમીનના ફાર્સના ઈલાકામાં આવેલાં 'ખેઝર' નામનાં પરગણાનાં રાનની નઝદીકમાં આવેલાં 'કેરાદહ' નામનાં ગામડાંથી એક માઈલને છેટે હકીમ જામાસ્પનું દખ્મુ આજે આપણી નઝરે આવે છે." ફોરસત લખે છે કે "જામાસ્પના દખ્માવાળી જગ્યા, એક ટેકડી ઉપર આવેલી છે. તે ટેકડી ઉપર સાત ફીટ લામ્બી સમચોરસ ચૂના અને પત્થરની બાંધેલી એક ઘણીજ મઝબૂત જગ્યા છે. તે સમચોરસ મઝબૂત જગ્યાની નીચે અને ટેકડીનાં ભિતરમાં જામાસ્પે પોતાનું શબ મૂકવા માટે દખ્મુ બાંધેલું છે." ત્યારે સવાલ પૂછી શકાય કે જામાસ્પે પોતાનાં શબ મૂકવા માટેની જગ્યા ટેકડીનાં ભિતરમાં શું કામ બાંધી હશે? અને તેની ઉપર વળી આવી સંગીન મઝબૂત જગ્યા લોકોની નઝર અને ધ્યાન ચૂકાવા કાંય બાંધી હશે? કેટલાક દૂર અંદેશો આ બાબત એવો ખોલાસો કરે છે, કે મઝકૂર દખમામાં જામાસ્પનાં શબને મૂકવામાં આવ્યું હતું એટલુંજ નહીં, પણ તે દખમાની અંદર કોઈ બીજી એલાહેદી છૂપી જગ્યાએ ઝરતોશ્તી દીનની આખાં મોઅતેબર સાહિત્યની કેતાબો અને જૂની તવારીખને લગતી કેતાબો અને વળી તે સાથે જામાસ્પે પોતે લખેલી જ્યોતિષ વિદ્યાને લગતી તેમજ તે ઝમાનામાં જણાયલી બીજી અનેક વિદ્યાઓની કેતાબો જાળવી રાખવામાં આવી હોવી જોઇયે. જ્યોતિષ જ્ઞાનના બળે ચોકસ અનુમાનો કાઢી ચોકસ ઝમાના સૂધી મઝકૂર કેતાબોના સંગ્રહને જાળવી રાખવા માટે કોઈ વિજ્ઞાનિ રીત પ્રમાણેની ગોઠવણ ત્યાં કરી રાખેલી હોવી જોઇયે. અમારૂં નાકેસ મત એ છે, કે જો આપણા પયગમ્બર સાહેબના અહવાલની અને ઝરતોશ્તી મઝદયસ્ની દીનનાં સાહિત્યની ખરી હકીકત ભવિષ્યમાં મળવા પામે તો કેથેથી નહીં પણ જામાસ્પ હકીમનાં દખમાવાળી જગ્યાનાં ખંડિયેરોમાંથીજ મળી આવશે.

પયગમ્બર સાહેબની જન્મભૂમિની, તેવણ સાહેબની હયાતીના ઝમાનાની અને તેવણે ફેલાવેલા ધર્મની શોધખોળ ચલાવવા લાયક બીજી જગ્યા બલ્ખ શેહર છે, જ્યાં "નઉબહાર"નું સર્વથી પુરાણું આતશકદેહ હતું તેમજ "મેહર બર્ઝીન" નામના વગર કાઠીએ રોશન રહેતા પયગમ્બર સાહેબે પોતાના ધર્મના મોઅજેઝા તરીકે પાદશાહ ગુશ્તાસ્પને ભેટ આપેલા આતશને તેજ શેહરમાં ગાદીનેશીન કરવામાં આવ્યા હતા. બલ્ખમાંજ ઝરતોશ્તી મઝદયસ્ની દીન પહેલીવાર રેવાજ પામી હતી. અને ત્યાંજ પાદશાહ ગુશ્તાસ્પ અને તેનાં આખાં કુટુંબે ઝરતોશ્તી મઝદયસ્ની દીનનો સ્વીકાર

કર્યો હતો. પુરાણુ બલ્ખનો માત્ર ચોથોજ ભાગ હાલ વસાયલો છે અને બાકીના ત્રણ ભાગ વયરાન પડેલા છે. એ વયરાન પડેલા ભાગોમાં ખોદકામ કરી શોધખોળ ચલાવવાથી પયગમ્બર સાહેબના ઝમાના અને જન્મભૂમિ તેમજ તેવણુના મઝહબ ઉપર કાંઈ વધારે અજવાળું પડવાની આશા રહે છે. યૂરોપ કે અમેરિકાનો કોઈ પણ મુસાફેર બલ્ખનાં ખંડિયેરો તપાસવા આવ્યો હોય એવું આપણે જાણુતા નથી. બલ્ખનાજ ખંડિયેરો હજી તપાસ્યા વગરનાં પડેલાં છે.

## ઝાદબૂમે ઝરતોશ્ત—પયગમ્બર સાહેબની જન્મભૂમિ.

પાર્સી રેવાયતો પ્રમાણે પયગમ્બર ઝરતોશ્ત સાહેબની જન્મભૂમિ "રય" નામની જગ્યા કહેવાય છે. પણ આજે તો "રય" એક મોટા ઈલાકાનું નામ છે. તેનાં મુખ્ય શેહરનું નામ જૂના વખતમાં કદાચ "રય" હોય અને ત્યાં પયગમ્બર સાહેબનો જન્મ થયો હોય. વંદીદાદની પહેલી પર્ગર્દમાં નાની મોટી સોળ જગ્યાઓનાં નામ આપેલાં છે તેમાં "રઘ" નામની બારમી જગ્યા જે લખાયલી છે તેને પાછળથી "રય" નામ મળેલું જણાય છે. ગ્રીક ભાષામાં એને (Rhagae) લખેલું છે. પણ જેમ ચઉદમી જગ્યા "વરેન" વિષે વંદીદાદમાં વધારે ખુલાસો આપવામાં આવ્યો છે, કે ત્યાં ફરીદૂનનો જન્મ થયો હતો તેમ આ "રઘ" (રય) વિષે ખુલાસો આવતો નથી કે તેમાં પયગમ્બર ઝરતોશ્ત સાહેબનો જન્મ થયો હતો. જો વંદીદાદમાં લખાયલું મળી આવતે કે "રય"માં ઝરતોશ્ત સાહેબનો જન્મ થયો હતો તો પછી જન્મભૂમિના ચોકસપણાનો કાંઈ શક રહેતેજ નહીં. જૂના વખતમાં "રઘ"નો ઈલાકો એટલો મોટો હતો કે તે મધ્યે બલ્ખ, બદખ્શાન અને વાખાનના ઈલાકાઓ પણ સમાઈ જાય છે. એ ઈલાકાના વિસ્તાર વિષે લખતાં એક લખનાર કહે છે કે ત્યાં ૮૦ લાખ ઘર હતાં. વળી એ ઈલાકા ઉપર અનેકવાર ભયાનક લડાઈઓની અને ધરતીકમ્પની આફતો આવેલી છે. કહેવામાં આવ્યું છે કે ચન્ગેઝખાનના ફિસાદ દરમેયાન શાહ-ઝાદાઓ, સરદારો, શ્રીમન્તો અને બીજા મોઅતેબર માણસો લગભગ સાત લાખની સંખ્યામાં માર્યા ગયા હતા. અમીર તયમૂરે લંગના રાજઅમલમાં લડાઈથી જે ખરાબી થઈ હતી તે પછી રયનો ઈલાકો આગળી આબાદી મેળવી શકયો નથી. રયના ઈલાકાનું મોટું શેહર આજે તેહરાન છે, જે આગળા વખતમાં માત્ર એક ગામડું હતું. જયારે આવા મોટા ઈલાકાનું નામ "રય" હતું ત્યારે તે ઈલાકામાંની કઈ જગ્યા પયગમ્બર સાહેબની જન્મભૂમિ હતી તે કહેવું ખરેજ મુશ્કેલ છે પણ "શત્રો-ઈહાએ અઈરાન" નામનું પહલવી પુસ્તક એ બાબત ઉપર કાંઈક અજવાળું પાડે છે. ત્યાં "આમુઈ" નામનાં શેહરને ઝરતોશ્તનાં શેહર તરીકે જણાવેલું છે. અને એ "આમુઈ" તે "રય"ના મુલકની નઝદીકમાં આવેલું "આમુલ" શેહર હોવું જોઈએ. ત્યારે આ ઉપરથી દીસે છે એવણનું શેહર "રય" પ્રગણામાં આવેલું "આમુલ" શેહર હોવું જોઇયે.

વળી કેટલાંક પહલવી પુસ્તકો પ્રમાણે પયગમ્બર સાહેબનો જન્મ મિડિયામાં આઝર બાયજાનનાં મુલકમાં થયો હતો. તેમજ કોઈ પહલવી પુસ્તક "રઘ" અથવા "રય"ને એવણ સાહેબની જન્મભૂમિ જણાવે છે. આ હેરફેર જગ્યાનો ખુલાસો એક લખનાર એમ જણાવે છે "રય" શેહર એવણનાં માતાનું વતન હતું, જયારે આઝર બાયજાનમાં એવણના બાપનું ઘર આવ્યું હતું તેથી એવણને અવારનવાર એ બેહુ શેહરના જણાવ્યા છે. કેટલાક ફાર્સી લખનારા આપણા મહાન પય-ગમ્બર સાહેબને "હકીમ ઝર્દોશ્તે બલ્ખી" કહી ગયા છે. અને તેઓની પૂઠે ચાલી યૂરોપના એક લખનાર તેવણને Bactrian sage એટલે બેકત્રીયાનો ડાહયો પુરૂષ કહી ગયો છે. પણ એ નામ બલ્ખમાં પહેલવહેલી ઝરતોશ્તી માઝદયસ્ની દીન રેવાજ પામી હતી તે ઉપરથી પણ કદાચ આપ-વામાં આવ્યું હોય. તેમજ વળી અમોએ લખ્યું છે કે રયના ઈલાકામાં બલ્ખનો ઈલાકો પણ સમાઈ ગયો હતો, તો આ વિચાર પણ નાપાયદાર નહીં કહેવાય કે પયગમ્બર બલ્ખના વતનદાર

હોય. વળી બીજાઓ એવણુને "બદખ્શી" એટલે બદખ્શાનના વતનદાર કહી ગયા છે. જે વિચારમાં પણ કાંઈ વુજૂદ હોય એમ લાગે છે. કારણકે "મેહર બર્ઝીન" નામનો વગર કાઠીએ બળતો આતશ, ખોદા તરફથી લાવેલી પોતાની દીનના મોઅજેઝા તરીકે પાદશાહ ગુશ્તાસ્પને ભેટ આપ્યો હતો તે પાછલા વિચારને ટેકો આપે છે. આ બાબત ખોલાસાવાર અત્રે આગળ આપી છે, જેથી દાનેશંદ વાંચનારાઓને તે ઉપર વિચાર કરવાને બની આવશે.

આ જુદા જુદા વિચારો ઉપરથી અમો એવો સાર ખેંચ્યે છિયે કે આપણા પાક પયગમ્બર ઝરતોશ્ત સાહેબનો જન્મ "રય" ના મોટા ઈલાકામાં આવેલા બદખ્શાનનાં પ્રાન્તમાં અથવા તે પ્રાન્તનાં મુખ્ય શેહરમાં થયલો હોવો જોઇયે અને ત્યાંથી બલ્ખમાં પાદશાહ ગુશ્તાસ્પ આગળ આવી પોતાની લાવેલી દીન ઝાહેર કીધેલી હોવી જોઇયે.

## અશો ઝરતોશ્તનો સને.

દરેક મહાન પુરૂષોનું વૃત્તાંત લખવું, એ ગમે એવા મહાન અભ્યાસી માટે પણ એક વિકટ કામ થઈ પડે છે, પણ ખસૂસ કરીને એક મહાન પયગમ્બરનાં નામ અને કામ સાથે પાછલા ઝમાનામાં એટલી છૂટ લેવાય છે, કે કુદરતી રીતેજ હેરફેર અહવાલો તેનાં નામ સાથે જોડાય છે અને તેજ સબબે તેવા મહાન નરોના જન્મ દિવસ અને હસ્તી સંબંધી વાંધા ઉઠે છે અને થોડાક ઉપર ટપકેના કહેવાતા વિદ્વાનો તે ઉપરથી એમજ લઈ પડે છે, કે તેવો કોઈ શખ્સ જન્મ પામ્યો હતોજ નહીં.

અશો જરતોશ્ત સાહેબનાં નામ, જન્મ, કાર્ય, ધર્મ વગેરેના સંબંધમાં જેટલું હેરફેર બોલાયું અને લખાયું છે તેટલું બીજા કોઈ પણ મહાન પુરૂષના સંબંધમાં જાણુતા નથી. અશો ઝરતોશ્તનો જન્મ દિવસ નક્કી કરવામાં ઘણાક યૂરોપિયન વિદ્વાનો તેને વધતામાં વધતો ઈ. સ. પૂર્વે ૫૦૦ થી ૧૦૦૦ વર્ષ ઉપર મૂકે છે. સબબ કે તેઓનાં ધર્મ પુસ્તક બાઈબલ પ્રમાણે દુન્યાની હસ્તી ઈ. સ. પૂર્વે ૧૦૦૦૦ થી વધુ નથી. આ ખોટા ખેયાલને વળગી રહી તેઓ ઈરાનની તવારીખ મિડયન અને એકિમિન્યન અમલથીજ ગણે છે અને કયાનિયન વગેરે આગળા વંશો યાતો ખેયાલી કલ્પના ગણે છે અથવા તેને હખામની વંશ સાથ મરડી મચડીને એક કરવાની કોશેશ કરે છે. વળી કેટલાક ડાહ્યા પુરૂષો તેને Myth અને Fictitious personage યાને ખેયાલી કલ્પના શક્તિનો શખ્સ ગણવાની બેહુદાઈ કરે છે. પણ આજે Geology, Anthropology, philology, mineralogy વગેરેની મદદથી પુરવાર થયું છે કે દુન્યાની શુરૂઆત કાંઇક હઝારો વર્ષ અગાઉની છે.

બીજો સબબ ઈ. સ. પૂર્વે ૫૦૦ થી વધુનો નહીં ગણવાનો એ છે કે મિડિયન, હખામની, એસીર્યન વગેરે અમલો જે પાર્સી તવારીખને મગરૂરી અને દીપક આપે છે, તેવાઓથી મહોમ્મદન લખનારાઓ સદંતર અજાણ રહ્યા હતા. ઈરાનનું સાહિત્ય સિકંદર અને ઓમર ખલીફા જેવા બેકદર અને ઝનુની ફતેહ કરનારાઓએ બાળીને નાશ કર્યું હતું. અથવા તો વીખેરી નાખ્યું હતું અને તેથીજ થોડાક અપવાદ સિવાય એ વંશોની તવારીખ આપણને મળી શક્તિ નથી. કયાની વગેરે વંશો બાખ્તર ઝમીનના હતા કે જે ઝમીન મોહમ્મદનોના દઉરથી બચી ગઈ હતી. અને તેથીજ આપણને કયાની વંશ સૂધીની લગભગ સંપૂર્ણ તવારીખ મળે છે, પણ ઝનુની ફતેહ કરનારાઓએ પાર્સ અને દક્ષિણ પશ્ચિમ ઈરાન ઉપર ઝબરો દઉર અને દસ્ત પાંથર્યાથી ત્યાંની તવારીખ લગભગ સઘળી નાશ પામી હતી, સિવાય કે જે કાંઈ થોડું ઘણું Jews, Greeks, Egyptians વગેરે પશ્ચિમની તે વખતની દુશ્મન પ્રજાઓનાં પુસ્તકોમાંથી મળે છે.

એટલું ધ્યાન પુગાડવા જોગ છે કે હાલના વિદ્વાનો કરતાં આગળા યૂનાની અને રોમન લખનરાઓ અશો ઝરતોશ્ત સાહેબનો ઝમાનો વધારે પુરાણો ગણે છે. એરીસ્ટોટલ, પ્લેટો, પ્લીની

અને પ્લુટાર્ક જેવા મહાન વિદ્વાનો અશો ઝરતોસ્તનો ઝમાનો ઈ. સ. પૂર્વે ૬૦૦૦ વર્ષ ઉપર જણાવે છે. વળી હેર્મીપસ, યુડોક્ષસ અને ડાયોજીનીસ લેઆર્ટીસ જેવા વિદ્વાનો એથી પણ વધુ પુરાણા ઝમાનામાં ઝરતોશ્ત સાહેબને મેલે છે. જ્યારે એથી ઉલટું કેઈક વિદ્વાનો એવણુને પીથાગોરાસના ઉસ્તાદ તરીકે માને છે અને તેથી ઈ. સ. પૂર્વે ૬૦૦ વર્ષ જણાવે છે.

જેમ આગળા વિદ્વાનોમાં એવણુ સાહેબના સને વિષે મતફેર હતો, તેવીજ રીતનો મતફેર હાલના વિદ્વાનોમાં પણ છે. કેટલાક વિદ્વાનો ફિર્દોસીનાં શાહનામા અને કેટલાંક પહલવી લખાણો ઉપરથી એવું અનુમાન કરે છે, કે એવણુ સાહેબનો ઝમાનો ઈ. સ. પૂર્વે ૭૦૦ વર્ષ ઉપર હોવો જોઇયે. જ્યારે કેટલાકો તો એથી પણ નઝદીકના ઝમાનામાં એટલે લગભગ ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર મેલે છે. થોડાક યૂરોપિયન સ્કોલરો તેનો ઝમાનો સાઈરસ, દારાયસ, પીથાગોરાસ, કોમ્પુસ્યસ, ગૌતમબુદ્ધ વગેરેના ઝમાનાની નઝદીક મેલે છે. ત્યારે આ ઉપરથી માલૂમ પડે છે કે કેટલીક સદીઓ થયાં આ બાબત ઉપર તકરાર ચાલે છે, તો પણ હજી કોઈ પણ નક્કી શેવટ ઉપર આવી શકયું નથી. અત્રે એક ચીઝ ખાસ નોધવા જોગ છે, કે જેમ હાલમાં એ સવાલ ચરવાય છે, તેમ ખુદ હિંદુસ્તાનમાં આજથી લગભગ ૪૦૦ વર્ષ ઉપર પણ એજ સને બાબત ખુદ પાર્સી-ઓમાં પણ એ સવાલે અગત્યનું રૂપ પકડેલું હોવું જોઇયે. હાલમાં ફાર્સી છાપેલાં શાહનામામાં એક બયત નીચે પ્રમાણે મળે છે.

ગુઝશ્તહ્ બરાન્ સાલેયાન્ દૂ હઝાર્
ગર્ અયદૂન્ કે બર્તર્ નેયામદ્ શુમાર્

આ બયતમાં ફિર્દોસી ખુલ્લું જણાવે છે, કે આ પાદશાહ ગુશ્તાસ્પનાં રાજઅમલની તવારીખને (કે જેમાં ઝરતોશ્ત સાહેબ થઈ ગયા હતા) આજથી ૨૦૦૦ વર્ષ ઘણાજ તો થયાં હોય, વધુ નહીં. એટલે ફિર્દોસીના ઝમાનાથી જો આ ૨૦૦૦ વર્ષ ગણિયે તો લગભગ આજે ૩૦૦૦ વર્ષ અશો ઝર-તોશ્ત સાહેબને થઈ ગયાને થયાં.

પણ હવે છાપેલાં શાહનામાની કોપીઓને બદલે આપણે જો હાથે લખાયલાં પુરાણાં કલમી શાહનામા જોઇયે છિયે તો આ ઉપર જણાવેલાં બયતમાં "દૂ હઝાર્" ને બદલે "શશ્ હઝાર્" એટલે છ હઝાર વર્ષ મળે છે. આ કલમી શાહનામાઓ લગભગ ૪૦૦ વર્ષના જૂના લખાયલાં છે. ત્યારે આ ફેરફારની મતલબ શું? આનો ખુલાસો બે રીતે સમજાવી શકાય. એક તો એ કે દરેક જૂની અસલ કોપીઓમાં "શશ્ હઝાર્" યાને છ હઝારજ હોય. ખુદ ફિર્દોસીની પોતાની મતલબ પણ "છ હઝાર"જ લખવાની હોય, પણ પાછળથી બીજા મોહમ્મદન લખનારાઓએ ફેરવીને "દૂ હઝાર" એટલે બે હઝાર કર્યાં હોય, કારણકે તેઓને કદાચ આ "છ હઝાર" અતિશયોક્તિ ભરેલાં લાગ્યાં હોય. યાતો પોતાના પયગમ્બરની નઝદીકના ઝમાનામાં આપણા પયગમ્બરને લાવવાને માટે આ પ્રમાણે ફેરફાર કર્યો હોય.

બીજો ખોલાસો એવી રીતે થઈ શકે કે જૂના શાહનામામાં ૪૦૦ વર્ષની આગમચના એટલે પાંચસો સાતસો વર્ષ ઉપર લખાયલાં શાહનામામાં "દૂ હઝાર" હોય અને ખુદ ફિર્દોસીએ પણ "દૂ હઝાર" લખ્યું હોય, પણ તે લોકોના વખતમાં પણ આ સવાલ નીકળ્યો હોય અને તેઓને આ ભૂલ માલૂમ પડી હોય કે પયગમ્બર સાહેબનો ઝમાનો ૨૦૦૦ વર્ષ નહીં પણ લગભગ પાંચથી છ હઝાર વર્ષનો હોવો જોઇયે તેથી તેઓએ પોતાના વખતમાં લખાયલા શાહનામામાં "દૂ હઝાર" ને બદલે "શશ્ હઝાર્" કર્યું હોય. આ બે ખુલાસા ઉપલાં હેરફેર બયતને માટે થઈ શકે.

બીજા થોડાક વધુ પુરાવાઓ આપી અમો એવું દેખાડવાની કોશેશ કરીશું કે અશો ઝરતોશ્તનો ઝમાનો ઘણો નઝદીકનો નહીં પણ પુરાણો હોવો જોઇયે. બેબીલોનની તવારીખ લખનાર બેરોસસ

પ્રમાણે ઈ. સ. પૂર્વે ૨૦૦૦ વર્ષ ઉપર બેબીલોન ફતેહ કરનાર એક કુદુરનખુનતા તથા ઝરતોશ્ત નામો ધરાવતો હતો કે જેના પછી બીજા સાત તેવાજ નામ ધરાવતા પાદશાહો ત્યાં રાજ્ય કરી ગયા હતા.

હોરમઝદ રાસામ વગેરે જાણીતા Archaeologists તોએ સુસા, નીનીવે, બેબીલોન વગેરેનાં ખોદકામ excavations કરતાં તવારીખ ઉપર ઘણુંક અજવાળું નાખ્યું છે. ખીલારોકી તખ્તીઓએ પુરવાર કર્યું છે, કે સાઈરસ, દારાયસ વગેરે મહાન શેહન્શાહો ખરેખર રાજ્ય કરી ગયા હતા. અને તેથી જૂની તકદીલી દલીલ જે કયાની અને હખામની વંશને એક ગણતા હતા, તેને ફટકો પડયો છે.

છેલ્લી શોધખોળોએ પુરવાર કર્યું છે, કે સુમીર અને અખોદ નામના ઝરતોશ્તી અને આર્ય આચાર વિચાર અને રાહ રીતી ધરાવનાર ટોળાઓ પહેલવહેલાં બેબીલોન, નીનીવે વગેરે ઠેકાણે રાજ્ય કરી ગયા હતા. અને તેજ ટોળાઓ પાછળથી ખાલ્દયન સાયન્સ અને સાહિત્યના કર્તા થઈ પડયા હતા. તેઓની ભાષા અવસ્તાને ઘણીક મળતી આવે છે અને અવસ્તાનું બગડેલું રૂપ પુરવાર થાય છે. આ ટોળાઓનો ઝમાનો ઈ. સ. પૂર્વે ૮૦૦૦ થી ૧૦૦૦૦ પુરવાર થાય છે. એ વિષય ઉપર આપણાં શેહરના જાણીતા ઈરાનની તવારીખના અથાગ અભ્યાસી મી૦ પાલનજી બરજોરજી દેશાઈએ સને ૧૯૦૮ માં એક વિદ્વતા ભર્યો લેખ "બેબીલોન લેખોની શોધ" ઉપર લખ્યો છે. અગર અવસ્તાનું અપભ્રંશ ઈ. સ. પૂર્વે ૮૦૦૦ થી ૧૦૦૦૦ વર્ષનું હોય તો ખચીત તેના કર્ત્તા અશો ઝરતોશ્ત સાહેબ તેની આગમચના મુસ્તકીમ રીતે સિદ્ધ થાય છે.

ઘણાક યૂરોપિયન વિદ્વાનોએ અવસ્તાને સંસ્કૃતની વડી બેહેન કહી છે અને એક વિદ્વાને તો ઋગ્વેદનો hymn meter ને ઝરતોશ્ના ગાથા ઉપરથી લીધેલા દર્શાવે છે. વળી હિંદુ શાસ્ત્રમાં અસુરોને દેવોના વડિલ ભાઈઓ તરીકે ઓળખ્યા છે. ઋગ્વેદમાં અવસ્તાનાં ઝાહેર કયાની નામો સ્પષ્ટ વર્ણવ્યાં છે જે સર્વ દેખાડે છે કે અવસ્તાનો ઝમાનો યાને ઝરતોશ્તનો ઝમાનો ઋગ્વેદની આગમચનો હતો. કારણકે વીશ્તાસ્પ જે ઝરતોશ્તનો મદદગાર પાદશાહ હતો તેનું નામ ઋગ્વેદમાંથી સિદ્ધ થાય છે અને તેના દુશ્મન અર્જાસ્પ, જેને વેદમાં વખાણ્યો છે તેનું વર્ણન કાંઈક આગળા વખતની ટુંક નોધ માફક ઋગ્વેદમાં જળવાઈ રહેલું છે.

Euphony અને philology ના કાયદા પ્રમાણે પણ અવસ્તાની ભાષા વેદની ભાષા કરતાં પુરાણી પુરવાર થાય છે. આપણુ સર્વ જાણયે છિયે કે થંડીના મુલકમાંથી હિંદુ લોકો પંજાબ અને હિંદુસ્તાનના દક્ષિણ ભાગોના લગાર ગર્મ મુલકમાં આવી વસ્યા હતા. હવે થંડીના મુલકમાં કકડતી ટાઢને લીધે કુદરતીજ 'હ', 'હુ', 'હા' એવા ઉચ્ચાર અને ઉદગાર મોંમાંથી બાહેર પડે છે. જ્યારે ગર્મીના મુલકમાં 'સુ', 'સ', 'હીસ' જેવા ઉદગારો અને ઉચ્ચારો અત્યંત ગર્મીને લીધે મોંમાંથી નીકળે છે. હવે જો અવસ્તા અને સંસ્કૃત શબ્દો જેવા કે 'હિન્દુ'–'સિન્ધુ', 'હર્સવઈતિ'–'સર્સવઈતિ', 'અહુર'–'અસુર' 'મિથ્ર'–'મિત્ર' વગેરે સ્પષ્ટ રીતે દેખાડે છે કે 'હ' ઉદગારવાળી અવસ્તા ભાષા વધારે પુરાતન છે. ભાષાશાસ્ત્રીઓ પ્રમાણે પણ સ્વર (Vowels), વ્યંજન (Consonants) ની પહેલાં ઉત્પન્ન થયલા છે. અને મૂળાક્ષર જોડા અક્ષરની પહેલાં હસ્તીમાં આવ્યા છે. હવે અવસ્તામાં સ્વર અને મૂળાક્ષર સંસ્કૃત કરતાં વધુ પ્રમાણમાં માલૂમ પડે છે, જે જણાવે છે કે તે ભાષા સંસ્કૃતની વડી બેહેન છે.

ફર્વર્દીન યશ્ત જે અવસ્તામાં ઘણું પાછલું લખાણુ છે તેમાં એક નાઈધ્યાઓંઘો ગઓતેમનું એક ધર્મગુરૂ સાથની તકરારનું ખંડન આવે છે. હવે આ નામ શમ્સુલ ઓલ્મા દસ્તૂર દારાબ સંજાણા ઋગ્વેદનાં એક કર્તા ગોતમના છોકરા નોધસ સાથ સરખાવે છે. હવે દન્તકથા પ્રમાણે

એક ઝરતોશ્ત નામના વડા ધર્મગુરૂ (ઝરથુશ્ત્રોતેમો) સાથ વ્યાસ અને ચંગ્રગાચ (શંકરાચાર્ય) નામના હિંદના વિદ્વાન પુરૂષોએ તકરાર કરી અને ઝરતોશ્તી ધર્મ કબૂલ કર્યો હતો. હવે આપણે જાણયે છિયે કે ઋગ્વેદના ચાર કર્તાઓ વ્યાસ, શંકરાચાર્ય, ગોતમ અને તેનો છોકરો નોધસ છે. વળી અજાયબી એ છે કે ઋગ્વેદમાં અસુરા લોકોને દેવોના વડા ભાઇઓ તરીકે વખાણ્યા છે. અને અસુરાનો અર્થ ત્યાં Gods ની sense માં છે, જ્યારે ત્યાર પછીના વેદોમાં અસુરા લોકોને બૂરા ચીતાર્યા છે. આ સર્વ ખુલ્લું દેખાડે છે કે ફ્રર્વર્દીન યશ્તની થોડુંક આગમચ ઋગ્વેદના લખનાર પંડિત બ્રાહ્મણોને તેઓની નઝદીકના ઝરતોશ્તી વડા દસ્તૂર સાથ ધર્મ સંબંધી વાદવિવાદ ચાલ્યો હશે અને તે પંડિતોને ઝરતોશ્તી ધર્મની સરસાઈ માલૂમ પડયાથી એક Compromise તરીકે ઋગ્વેદ લખવાનું સૂઝયું હશે, કે જેની ભાષા, એબારતબંધી, સઈલી અને Meter ને hymn પાછલી સંસ્કૃત કરતાં અવસ્તા અને ગાથાને વધારે મળતી આવે છે. પેલા મહાન હિંદુ ભાષાશાસ્ત્રી સેંટઝેવીયર્સ કોલેજના સંસ્કૃત પ્રોફેસર મર્હૂમ રાજારામ ભાગવત મેહર યશ્ત વિષે લખતાં ખુલ્લાં દિલથી ઠામ ઠામ અવસ્તા શબ્દોને વધારે ચોખ્ખા અને શુદ્ધ ગણે છે અને સંસ્કૃત ઉચ્ચારને પાછળથી અવસ્તાનો અપભ્રંશ થયલો લખે છે. જેમ કે તેવણ અવસ્તા "મિથ્ર" ને સંસ્કૃત "મિત્ર" કરતાં વધારે ચોખ્ખો આર્ય સબ્દ ગણે છે "Mithra is thus the Avestic, Mitra the Vedic, Mihr the classical form, both the Vedic and the classical appear to be formed from the Avestic; the Vedic dropping the aspiration, while the classical drop the dental sound"

મી૦ બાળગંગાધર તિલકે Arctic Home of the Vedas ની ચોપડીમાં મૂખ્ય આધાર વેદ કરતાં અવસ્તા ઉપર એટલા માટે રાખ્યો છે, કે અવસ્તામાં ખસૂસ કરીને વંદીદાદમાં જે ભૂગોળ અને તવારીખ સંબંધી જ્ઞાન ખુલ્લું અને સિલસિલાબંધ અને અસલ હાલતમાં મળે છે, તેવું વેદમાંથી મળતું નથી. કારણકે વેદની ભૂગોળ સિંધુ નદીથી શુરૂ થાય છે, પણ વંદીદાદમાં હપ્ત હિંદુનું મકાન લગભગ છેલ્લું વર્ણવ્યું છે, જે પણ આડકતરી દલીલ પુરી પાડે છે કે અવસ્તા વેદ કરતા જૂના છે. અને વેદનો ઝમાનો ઈ. સ. પૂર્વે ૩૦૦૦ ઉપર વર્ષનો ગણાય છે, તો અસલ અવસ્તા અને તેનો કર્ત્તા કેટલો પુરાણો હોવો જોઇયે?

વલી કાર્લાઇલિનાં Hero and Hero worship માં તેમજ બીજા કેટલાક લખનારાઓના કહેવા પ્રમાણે ઘણા આગળા વખતની તવારીખ દન્તકથાના ભેળથી અને અનહદ માન પામવાથી દેવતાઈ વાર્ત્તામાં ફેરવાઈ જાય છે. એજ કારણને લીધે નોર્વેનો 'ઓડીન' એક પુરૂષ હોવા છતાં એક God તરીકે ગણાયો છે, અને ગ્રીસના અને રોમના હીરેક્લીસ, પર્સીયસ, હર્ક્યુલીસ, રોમુલ્સ રેમ્સ વીગેરે મહાન ભાગ ભજવી ગયલા માનવીઓ ઝમાનાઓ વહી જવાથી દેવતા અથવા દેવતાઈ પુરૂષો તરીકે ગણાઈ ગયા છે. અને તવારીખ અને દન્તકથાની ભેળમભેળથી છબરડા થયા છે. તેજ પ્રમાણે વેદ ઘણા પાછલા કાળમાં લખાયાથી આગળા ઝમાનાના કયાની અને પીશદાદી મહાન પુરૂષોને વેદમાં દેવતાઈ સ્વરૂપ આપવામાં આવ્યું છે અને અસલ તવારીખ ગુમ થઈ કથા કહાણીએ જગ્યા લીધી છે. જેમ કે પીશદાદી જમશીદ અને કયાની કયખુસરૂ તે વેદનો દેવતા યમદેવ અને સુસ્રવસ વગેરે. આ સર્વ દેખાડે છે કે ખુદ પહેલા વેદ ઋગ્વેદની પણ કાંઈક સેંકડો ઝમાના આગમચ પીશદાદી અને કયાની ઝમાનો હતો, કે જેમાં કયાની વીશ્તાસ્પના વખતમાં અશો ઝરતોશ્ત સાહેબ જન્મ્યા હતા. હવે ઋગ્વેદ, સામવેદ, અજુર્વેદ, અથર્વવેદ એ ચાર વેદો મહાન સ્કોલરોના કહેવા પ્રમાણે ઈ. સ. પૂર્વે ૩૦૦૦ થી ૫૦૦૦ સૂધીમાં લખાયા હતા. જ્યારે છેલ્લા અવસ્તા જેવા કે વંદીદાદ અને ફ્રર્વર્દીન યશ્ત જે લગભગ પાછલા વખતના અવસ્તા છે તે ઋગ્વેદની લગભગ નઝદીકના ઝમાનાની જણાય છે, ત્યારે ખચીતજ અશો ઝરતોશ્તનો ઝમાનો ઈ. સ. પૂર્વે ૫૦૦૦ વર્ષની પણ આગમચ મૂકી શકાય. ખુદ વંદીદાદના "સૂતકો" વેદના ઝમાનામાં લખાયલાં સંસ્કૃત સૂતકો કરતાં વધારે strict અને stiff માલૂમ પડે છે. જ્યારે વખતના વહેવા સાથે સંસ્કૃત સૂતકોમાં થોડીક છૂટછાટ મેલી છે.

જોન મારશલ, ડા૦ સ્પુનર અને ડા૦ સ્ટાઈનિ જેવા મહાન શોધકો અને excavators એ ઉત્તર હિંદ અને મધ્ય એશિયામાં તેક્ષીલા, પાતલીપુત્ર, ખોતન વગેરે ખાતેનાં ખોદકામોથી સિદ્ધ કર્યું છે કે પાર્સી ધર્મનો પ્રસાર હિંદુ, જઈન, બુદ્ધીસ્ટ વગેરેની ઉપર કાંઈક મુદ્દત થઈ થતો આવ્યો છે. ડા૦ સ્પુનર તો રોયલ અશિયાટીક જરનલના બે અંકોમાં ખાસ આર્ટીકલથી પુરવાર કરે છે, કે ચંદ્રગુપત, અશોક, ગોતમ બુદ્ધ વગેરે સર્વ ઝરતોશ્તી આચાર વિચારના હતા. તે કહે છે કે મહાભારતના અસુરામાયાના મેહલો તેજ પાતલીપુત્રના ખોદી કઢાયલા મેહલો છે, કે જે ચંદ્રગુપત કે જેને એક પરદેશી તરીકે હિંદુ શાસ્ત્રમાં નોધ્યો છે તેનો બંધાવેલો છે અને જે પરસીપોલીસની નકલ છે; અને "અસુરા" શબ્દ તેનાજ કહેવા પ્રમાણે અસ્લી ઈરાનિયનો માટે હિંદુ લોકો લગાર તુચ્છકારથી વાપરતા હતા. મહાભારતમાં જરાસંગા નામના બહાદુર કૌરવ પક્ષનાનું વર્ણન કરતાં પાંડવ યુદ્ધિષ્ટિર આગળ ઋષિ વૈસંપાયન અસુરા લોકોની હિંદ મધ્યેની જાહોજલાલીનું લમ્બાણ વર્ણન આપતા ખુદ કૃષ્ણ અને તેના મામા કઉસ વગેરેને તેમજ પાંડવ કૌરવના વડિલોને પણ અસુરા કહે છે. વળી યજુર્વેદ અને અથર્વવેદ પણ ઝરતોશ્તી અસર તળે લખાયાનું અનુમાન ડા૦ સ્પુનર જેવો વિદ્વાન કરે છે.

આ સઘળી ઉપલી શહાદત ઉપરથી આપણે કહી શકયે કે જો સઘળા વેદો ઝરતોશ્તી અસર તળે લખાયા હોય અને તે વેદ જો લગભગ ઈ. સ. પૂર્વે ૪ થી ૫ હઝાર વર્ષના પુરાણા હોય, તો અસલ અવસ્તા અને તેના કર્ત્તા આપણા વખ્શૂર સાહેબ કેટલા પુરાણા હોવા જોઇયે?

બીજા એક વિદ્વાન લેખક મી૦ મેહરજીભાઈ કુકાએ એક વિષય "સ્પીગલ મેમોર્યલ વૅાલ્યુમ"માં લખ્યો છે, તેમાં ઈરાની અને ઈજીપ્ટની ભાષા અને રાહરીતીઓની સરખામણી કરી છે; તે ભાષા અને રાહરીતીઓની સરખામણી કરી એવું અનુમાન કરે છે કે ઈજીપ્શિયનો જે "હોર" દેવતાની પૂજા કરે છે તે કોઈજ નહીં પણ ઈરાનીઓનો "હવર" યાને સૂર્ય છે. અને એ "હોર"ની પૂજા ઈરાનીઓએ ઈજીપ્ટમાં દાખેલ કરી હતી, અને એ પૂજા ઘણીજ જૂની છે. ઈજીપ્ટનો ધર્મ અને તવારીખ લગભગ ઈ. સ. પૂર્વે ૫ થી ૬ હઝાર વર્ષ ગણાય છે. વળી ઘણાં ઈજીપ્શિયન શબ્દો અવસ્તાને મળતા આવે છે. અગરજો અવસ્તાનું અપભ્રંશ ઈ. સ. પૂર્વે ૫ હઝાર વર્ષનું હોય તો ખુદ અસલ અવસ્તા કેટલા જૂના હોવા જોઇયે? અને ત્યારે આપણા પયગમ્બર સાહેબનો ઝમાનો કેટલો પુરાણો હોવો જોઇયે?

એરીસ્ટોક્ષેનસ (Aristoxenus) અને હાઇપોલાઈટસ (Hypolytus) જેવા વિદ્વાનોએ અશો ઝરતોશ્તને પીથાગોરાસ (Pythagoras) ના ઉસ્તાદ તરીકે જણાવ્યા છે અને તેથી તેવણ સાહેબનો ઝમાનો ઘણો નઝદીક મેલે છે. પણ તેનો ખુલાસો પણ સેહલાઈથી કરી શકાશે. એ તો સાબેત થયલી બીના છે કે દુન્યામાં એક કરતાં વધુ "ઝરતોશ્ત" નામના માણસો થઈ ગયા હતા. તેવો કોઈ એક ઝરતોશ્ત પીથાગોરાસનો ઉસ્તાદ થયો હોય તેથી તેઓએ પાછલા ઝરતોશ્તને અથવા તો અશો ઝરતોશ્ત પછી તેમણું કામ ચલાવનારા વડા ધર્મગુરૂઓ જેને અવસ્તામાં "ઝરથુશ્ત્રોતેમો" કહ્યા છે, તેવા એક ઝરથુશ્ત્રોતેમોના હાથે પીથાગોરાસે તાલીમ લીધી હોય તેથી આ ભૂલ થયલી હોવી જોઇયે.

આ "અશો ઝરતોશ્તનો સને" વાળાં મથાલાં હેઠળ લગાર લમ્બાણથી કેટલીક દલીલો આપી અમોએ પુરવાર કરવાની કોશેશ કરી છે કે અશો ઝરતોશ્તનો ઝમાનો કેટલાક વિદ્વાનો કહે છે તેમ ઘણો નઝદીકનો નહીં પણ ઘણો પુરાણો હોવો જોઇયે.

## મઝદસ્યની ઝરતોશ્તી દીન.

વખ્શૂરે વખ્શૂરાન ઝરતોશ્ત સાહેબના જન્મની ઘણીક સદ્દી આગમચ "મઝદયસ્ની" એટલે "ખોદાપરસ્તી" દીન ઈરાનવેજમાં હતી. જે દીન "મઝદયસ્ની પઓઈર્યોતકેષી" દીનને નામે

ઓળખાયલી હતી. લોકો પવિત્ર આતશને, ખુરશીદને અને માહતાબને નૂરી કેબ્લા તરીકે ગણી તેઓને નમન કરી ખોદાતાલાની પરસ્તેશ કરતા હતા. પણ પાદશાહ તેહમૂરસની હકૂમત દરમેયાન ઈરાનના લોકોને પોતાનો મન માનતો ધર્મ પાળવા છૂટ મળવાથી લોકો બેલગામ થયા હતા. તો જો કે પાદશાહ પેહલવાનોએ અને દાનેશમંદ શખ્સોએ "મઝદયસ્ની" દીન તજી દીધી હતી નહીં. "મઝદયસ્ની" દીન લોકોને પાછી આપવા માટે પાદશાહ જમશીદને ઇશ્વરપ્રેરણા થઈ હતી. પાદશાહ જમશીદે કાંઈ ધર્મ સંબંધી કોશેશ કરી હતી ખરી, પણ દેશને વધારવા અને સૂધારવા પાછળ તેમજ વિદ્યા હોનર પાછળ વધારે રોકાયલો રહેવાથી લોકોનાં ધર્મ ઉપર જોઈતું ધ્યાન આપી શકયો નહીં હતો. જ્યારે લોકોએ મઝદયસ્ની દીન ઉપરથી પોતાનો એયતેકાદ ઘટાડીને "દએવયસ્ની" એટલે કે બુતપરસ્તી, તરફ તેઓ વધારે ઢળતા ગયા ત્યારે અશો ઝરતોશ્ત સાહેબને ખોદાતાલાએ આ દુન્યામાં જન્મ આપ્યો અને તેવણ સાહેબની મારફતે "મઝદયસ્ની" દીન ઈરાનમાં નવેસરથી રેવાજ પામી, જે દીન "મઝદયસ્ની ઝરતોશ્તી દીન"ને નામે આશ્કારા થઈ.

"મઝદયસ્ની પઓઇર્યોતકષી" દીનને વખ્શૂર સાહેબે રદ નહીં કીધી હતી, પણ તે જૂની દીનને નાબૂદ થતી અટકાવીને તેને કાયમ કરવા માટે તે દીનને એક એવો નવો સંગીન લેબાસ પેહેરાવ્યો અને તેની દાનાઈ, ખૂબી અને મોટાઈ એટલી તો વધારી મેલી કે તે જૂની "મઝદયસ્ની" દીન "ઝરતોશ્તી" દીનને નામેજ ઓળખાવા લાગી. પયગમ્બર સાહેબની મઝદયસ્ની દીન અદના તેમજ આલાને, ભણેલાઓને તેમજ અભણોને, વિદ્યાભ્યાસીઓને વિજ્ઞાનીઓને અને હોનરમંદોને, પાદશાહોને તેમજ પેહલવાનોને એક સરખી રીતે પસંદ પડતી થઈ પડી હતી. એ દીનનો ફેલાવો માત્ર ઈરાન દેશમાંજ નહીં, પણ આખા અફગાનિસ્તાનમાં, સીસ્તાનમાં, હિંદના પશ્ચિમ ભાગોમાં, અરબેસ્તાનના ચોકસ ભાગોમાં અને બીજી ઘણીક જગ્યાઓમાં તે દીન ફેલાઈ હતી. ઈરાનના હકીમ જામાસ્પ જેવા મહાન ફિલ્સૂફ અને ચંગ્રગાચ જેવા હિંદના ડાહ્યા પુરૂષ ઝરતોશ્તી મઝદયસ્ની દીનના સાહિત્યમાં આંગળી મૂકવા જેવી નર્મ જગ્યા શોધી કાઢી શકયા નહીં હતા, બલ્કે તેઓ આ ફરેશ્તાઈ ખસ્લતના તેમજ અદભુત અને અસાધારણ બુદ્ધિબળવાળા મહાન પુરૂષના ચેલા બની તેવણ સાહેબે આપેલી દીન અને તેની ક્રિયાઓના હિમાયતી બન્યા હતા. તેમજ તે દીન ફેલાવાનાં કામમાં વખતનો, ઝરનો અને જાનનો ભોગ આપવા તૈયાર થઈ રહ્યા હતા. સર્વશક્તિમાન, સર્વવ્યાપક અને સર્વજ્ઞ અહુરમઝદની હસ્તીની બાબત, ઈશ્વરીજ્ઞાનની બાબત, જીવાત્માના અમરપણાંની બાબત, આ દુન્યાની માણસ જાતની શારીરિક ઝિંદગીની બાબત, પેલી દુન્યાની માણસ જાતની આત્મારૂપી ઝિંદગીની બાબત, કરણીના બદલાની બાબત, આરોગ્યતાના કાયદા કાનુનોની બાબત અને જયોતિષવિદ્યા વગેરેની અનેક બાબત આપણા પયગમ્બર સાહેબે એક એવું મોટું સાહિત્ય ઈરાનીઓને આપી ગયા હતા કે તેવણની પછી થઈ ગયલા આ દુન્યાના મહાન પુરૂષો તેવણની બરાબરી કરી શકયા નથી, બલ્કે આ ગંજાવર સાહિત્યની પાછળથી ખરાબી થવા છતાં જે થોડાક સંબંધ વગરના વાકયોની એક સારી જેવી સંખ્યા હાથમાં બચી રહી છે તેની અને તેમાં જે જે ઈશારાઓ આવેલા છે તેની બરાબરી પણ સૂધારામાં આગળ વધેલા આજના ઝમાનામાં કોઈ કરી શકતું નથી. હા, બીજા ધર્મવાળાઓએ ઝરતોશ્તી સાહિત્યનો જેવો જોઇયે તેવો અભ્યાસ નહીં કરેલો હોવાથી પોતાના ધર્મના શ્રેષ્ટપણાની તારીફ કરી ઝર[illegible]તી સાહિત્યને અનેકવાર અજ્ઞાનપણામાં કલંક લગાડતા આવ્યા છે ખરા, પણ જેઓએ ઝરતોશ્તી ધર્મના સાહિત્યના અભ્યાસ સાથે બીજા ધર્મનાં મૂળતત્વનો અભ્યાસ કીધો છે તેઓ બીજા ધર્મો મધ્યે દાનાઈનાં એવાં કોઈ ગોહરો શોધી કાઢી શકયા નથી કે જે તેને ઝરતોશ્તી ધર્મના સાહિત્યમાં સ્પષ્ટ કે અધ્યાહાર નહીં જડયાં હોય. દાખેલા તરીકે ખ્રીસ્ટી ધર્મવાળો પોતાની એક કેતાબમાં લખે છે કે "No one, until he (Christ) appeared, ever pointed out that there was no difference between actual transgression and the wish to transgress He tells us that sins of the heart are equally punishable with the commission of an offence" પણ જેઓ ઝરતોશ્તી ધર્મના હુમત, હૂખ્ત,

હુવર્શ્ત અને દુશ્મત, દુજૂખ્ત અને દુજૂવર્શ્તના કલામોના અર્થથી અને તેઓની શરેહથી વાકેફ છે, તેઓ તો ઝટ કહી દેશે કે ઇસુ ખ્રીસ્ટના આ કહેણ તો ઇરાનના મહાન વખ્શૂર સાહેબ કાંઇક સદીઓ આગમચના કહી ગયા છે. ઇરાનના, બલ્કે એમ કહિયે કે તમામ દુન્યાના આ મહાન પુરૂષની તારીફના સખુનો દરેક ઝમાનામાં દરેક દેશના ડાહ્યા પુરૂષોને મોઢેથી એટલી મોટી સંખ્યામાં બોલાયા છે અને હવે પછી પણ બોલતા રહેશે કે જો તે સર્વ તારીફના સખુનોનો સંગ્રહ કરવામાં આવે તો તે એક કેતાબ ભરાય. અત્રે એકજ ફક્રો આપીને અમારા દાનેશમંદ હમદીનોને ટુંકમાં સમજી લેવાની એલ્તેમાસ કરીશું.

Should we indeed in a future world be permitted to hold high converse with the great departed, it may chance that in that Bactrian sage, who lived and taught almost before the dawn of history, we may find the spiritual patriarch to whose lessons we have owed such a portion of our intellectual inheritance that we might hardly conceive what human belief would be now had Zoroaster never existed"

## આપણા વખ્શૂર ઇશ્વરીદૂત (Apostle) હતા
## અને તેવણનો ધર્મ ઇશ્વરોક્ત (Revealed religion) હતો.

અવસ્તાના જે જુઝવો આપણા હાથમાં જળવાઈ રહેલા છે, તેઓ "પેરેસત્ ઝરથુશ્ત્રો અહુરેમ્ મઝ્દામ્" અને "આઅત્ ઊઓત્ અહુરો મઝ્દાઓ" ના સંખ્યાબંધ વાકયો ધરાવે છે. અને તેજ કહી આપે છે કે આપણા પયગમ્બર સાહેબે જે દીન આપી હતી તે મધ્યે સઘળી ઈશ્વરપ્રેરણાજ હતી. પણ વળી આપણા પાક ગાથાના કલામોમાં તો એક એવો મઝબૂત ઇશારો મળી આવે છે કે જેથી આપણને વગર અચકાવે કહેવાને બની આવે છે કે આપણા વખ્શૂર ખરા ઇશ્વરદૂત (God's apostle) હતા. અને તેઓ ઉપર "વહીએ આસ્માની" ઉતરી હતી. તે ઉપરથી તેવણનો શીખાડેલો ધર્મ ઇશ્વરોકતજ હતો તેમાં કાંઈ શક નથી. વોહુક્ષથ્ર હાના ૧૨ માં ફક્રામાં ખુલ્લું લખાણ આવ્યું છે કે "ઝરથુશ્ત્રેમ્ સ્પિતામેમ્ હ્યત્ અહ્મી ઉરૂરઓસ્ત્ અસ્તો." એટલે (ખોદાના) મોકલેલા (પયગમ્બર) નો બુલંદ દરજ્જો ભોગવતા સપેતમાન ઝરતોશ્ત.

મઝકૂર વાકય વાંચીને આપણુ સર્વને ખુશી થવાનું ખરેખરૂં કારણ મળે છે, કે આપણા પયગમ્બર સાહેબ ખોદાના મોકલાવેલા પયગમ્બર હતા. જેવા પયગમ્બરને અંગ્રેજીમાં God's apostle અને અરબી ભાષામાં "રસૂલ" કહેવામાં આવે છે. વળી અહુનવત ગાથાના બીજા હાના આઠમાં ફક્રામાં દાદાર હોરમઝદ પોતે કહે છે કે,

"તે શખ્સ કે જેણે એકલાએ મારી શીખામણો સાંભળી તેમજ જે શખ્સ મને આ દુન્યામા જણાયલો છે તે સપેતમાન ઝરતોશ્ત છે, જે પોતે હોરમઝદની મારફતે રાસ્તીનો ફેલાવો કરવા માટે અને દુન્યાની ખરી ફરેજો ઝાહેર કરવા માટે ખાહેશ રાખે છે, એટલા માટે તેને હુ બોલવાની ફસાહત આપું છુ"

એ સિવાય બીજા અવસ્તામાં પુષ્કળ ફક્રા મળે છે જેથી પુરવાર થાય છે કે આપણો ધર્મ Revealed religion છે.

## આપણા પયગમ્બર સાહેબે ફેલાવેલી દીનમાં ક્રિયા કામની મોટી અગત્ય.

જે ધર્મમાં ક્રિયા કામ ફર્માવવામાં આવેલું છે, તે સર્વ ધર્મો પાળવાનું કામ બિકટ હોય છે. તે બિકટપણાથી લોકોને ધર્મ અણ ગમતો થઈ પડે છે, તે વાત ખરી છે. પણ સાથે સાથે વળી જાણવું જોઇયે કે ખોદાની પિછાન ક્રિયા વગર આવતી નથી, ક્રિયા વગર ખોદા તરફની માણસની ફર્જ

બજા લવાતી નથી અને ક્રિયા વગર આ દુન્યવી ઝિંદગીમાં ખોદાનો મેળાપ થતો નથી. ક્રિયા વગરનો ધર્મ સુકકો લુખ્ખો હોય છે અને રફતે રફતે નાસ્તિકપણાના વિચાર માણસોનાં મનમાં પયવસ્ત થઈ ખોદાતાલાની હસ્તીનો ઈન્કાર આવે છે. પરિણામમાં રાજા, પ્રજા અને દેશની ખરાબી અને પાયમાલી થાય છે. ક્રિયા સાથના ધર્મની અસર ચમત્કારિક હોય છે. ખોદાની હસ્તીનો એકરાર લોકોમાં પાછો લાવે છે. જો કે ક્રિયા સાથના ધમ પાળવાના બિકટપણાથી અરબોના હુમ્લા પછી ઈરાનીઓએ ઝરતોશ્તી દીન તજી દીધી. પણ સાથે યાદ રાખવાનું છે કે તેજ દીનની ક્રિયાની ખૂબીથી હિંદ સરઝમીનમાં આવી વસેલા પાર્સી ઝરતોશ્તીઓ ફરી એકવાર દુન્યામાં ઉગી નીકળ્યા અને ઝરતોશ્તી દીનને નાબૂદ થતી બચાવી લીધી. એટલુંજ નહીં પણ તે દીનને વગર હકૂમતે દુન્યાની ચારે બાઝૂએ આશકારા કીધી. ત્યારે ક્રિયાજ કરામત કરે છે, ક્રિયાજ એકીન વધારે છે અને ક્રિયાજ ખોદાની દોસ્તીનો ગાંઠ મઝબૂત કરે છે. સ્પેન્તોમત ગાથાના ૪ થા હાના ૮ માં ફક્રા ઉપરથી ખુલ્લું દેખાય છે, કે આપણા પયગમ્બર સાહેબને ખોદાતાલા સાથ જે મેળાપ થયો હતો તે ફક્રો એવું સાબેત કરે છે કે જેઓ ક્રિયાને કોટલું અને ફિલ્સૂફીને માવો કહે છે તેઓ ખરા નથી. તે ફક્રો એમ કહે છે કે ક્રિયા સાથની બંદગીથીજ ખોદાને મળી શકાય છે.

**અવસ્તા—"મત્ વાઓ પદાઈશ્ યા ફ્રસ્રૂતા ઈઝયાઓ પઇરિ-જસાઈ મઝ્દા ઉસ્તાનજસ્તો, યત્ વાઓ અષા અરેદ્રખ્યાચા નેમંઘહા અત્ વાઓ વઙ્હેઉશ્ મંનઙ્હો હુનરેતાતા."**

**અર્થ**—નમન્તાઈથી બન્ને હાથ ઊંચા ધરીને ઓ હોરમઝદ! તારી તરફના જગઝાહેર સખુનોથી રેલછેલ થતાં જીગર સાથ તને હું મળીશ રાસ્તીથી ક્રિયાની ભેટ સાથની બંદગીથી અને નેક મનશ્નીની ખૂબીથી, ઓ હોરમઝદ! તને અને તનેજ હુ ખચીત પહોચીશ.

વળી વહિશ્તોયશ્ત ગાથાના બીજા ફક્રામાં પણ આવ્યું છે કે કયવીશ્તાસ્પે અને ફ્રશોસ્તરે દીનના એલ્મ અને ક્રિયા સાથની આરાધનાઓ ઉપર એતેકાદ રાખ્યો હતો.

## પયગમ્બર સાહેબે કયવીશ્તાસ્પને દીન કબૂલ કરતાં આપેલી બે અદભુતકારી ભેટ.

આપણા વખ્શૂર સાહેબની નિસ્બતમાં એક નહીં પણ અનેક ચમત્કારિક બનાવો બનેલા ઈરાની રેવાયતોમાં લખાયલા છે. પણ જેમ પયગમ્બર સાહેબે લાવી આપેલા દીનના કલામો અવસ્તા ભાષામાં બોલિયે તો "અગુશ્તા વચાઓ" (એટલે કદી નહીં સાંભળેલા કલામો) હતા. તેમજ કયવીશ્તાસ્પે જે વખતે ઝરતોશ્તી મઝદયસ્ની દીન કબૂલ કીધી હતી તે વખતે આપણા પયગમ્બર સાહેબે તે પાદશાહને કદી નહીં જોયલી બે અદભુતકારી ભેટો આપી હતી. આ બેમાંની એક ભેટ "મેહર બર્ઝીન" નામનો આતશી ગોળો હતો, જે કાઠી બળતણ વગર હમેશે રોશન રહેતો હતો. અને બીજી ભેટ "સર્વે કેશ્મર" નામનું ઝાડ હતું જેનાં પાદડાં દકીકી શાએર લખે છે તેમ એક ચમત્કારિક લેખ હતો કે,

**નેવેશ્તહૂ બરૂ આન્ ઝાદ સર્વે સેહી**
**કે બેઝીરૂ ગુશ્તાસ્પ્ દીને બેહી**

જો આ અદભુત કામો આપણને સમજ નહીં પડે અને આપણી અકલને આજેઝ કરે તેને "મોઅજેઝા" કહેવામાં આવે છે. ખોદાના વલી અને પયગમ્બર જેવા મહાન પુરૂષો પોતાની પ્રબળ શક્તિથી જે કામો કરે અને જે કહેણો કહે તે જો આપણી સાદી અકલમાં આવી નહીં શકે તો તેમાં કાંઈ અજબ થવા જેવું નથી. આપણા વખ્શૂરની આ બન્ને ભેટો ખરે મોઅજેઝાજ કહેવાય છે. છતાં વિદ્યા હુનરમાં આગળ વધેલા આજના ઝમાનામાં ખોદાતાલાની પયદાશોમાં આપણે જેને અગ્નિ (Fire) કહિયે છિયે, તે વસ્તુ બળતણ વગર ધૂમાડા વગર બળતી રહે, એ લગાર માનવાને કઠણ લાગે છે. પયગમ્બર સાહેબે લાવી આપેલો "મેહર બર્ઝીન" નામનો આતશ જો ખરો આતશ હતો, એટલે કે જે વસ્તુને

અંગ્રેજીમાં Fire અને ગુજરાતીમાં અગ્નિ કહિયે છિયે તે વસ્તુ હતી, તો કહ્યા વગર ચાલતું નથી કે તે આતશ કાઠી મેલવાથીજ બળતો રહેલો હોવો જોઇયે અને તેમાંથી ધૂમાડો પણ નીકળતો હોવો જોઇયે. પણ આપણને તો કહેવામાં આવે છે, કે તે વગર કાઠીએ રોશન રહેતો હતો, ધૂમાડા જેવું તેમાં કાંઈ હતુંજ નહીં અને હાથમાં ધરવાથી હાથને ઈઝા થતી હતી નહીં. ત્યારે તે તો નહીં સમજ પડે એવી વાત થઈ અને તે પયગમ્બર સાહેબનો મોઅજેઝો કહેવાય અને ખરી વાત છે કે તેને શકની નઝરે જોવું મુનાસેબ નથી. માટે તેને "દલીલે શરાઈઅ" (proving by divine law) ઉપર છોડયે. જો મઝકૂર "મેહર બર્ઝીન"ની ખરેખરી આ ખાસીયત હતી, તો "દલીલે ઉર્ફી" અને "દલીલે અકલી" (proving by common law and law of reason) ની રૂયે આપણે વગર અચકાવે કહીશું કે તે "મેહર બર્ઝીન" આતશ અગ્નિ (Fire) નહીં પણ કોઈ બીજીજ વસ્તુ હતી. બદખ્શાન જૂના ઝમાનામાં બલ્ખ પ્રાંતનો એક ભાગ ગણાતો હતો. તેમાં લાલ (એટલે માણેક) ની કીમતી પત્થરની ખાણો ઘણી હતી અને હજી પણ છે. એ કીમતી રત્નો ચઢતા ઉતરતા રંગના અને વધતી ઓછી કીમતનાં પાંચ સાત જાતના થાય છે. એ રત્નોમાં સર્વથી ઉત્તમ જાતને "લઅલે રોમાની" અથવા "લઅલે અનારી" કહે છે. અને તે જાતનાં લાલમાં સર્વથી શ્રેષ્ટ પત્થરને "ગઉહરે શબ ચરાગ" અથવા "ગઉહરે શબ અફ્રૂઝ" કહેવામાં આવે છે. રંગ અને ચળકાટમાં આતશના ગાંગરા સમાન હોય છે. વળી તેની મોટી ઉમદા ખાસીયત તો એ છે, કે તે પોતાનો ચળકાટ રાતે અંધારાંમાં પણ આપે છે. અંધારી રાતે આ ગઉહર સિવાય હીરો, માણેક, કે મોતી કોઈ પણ રત્ન ચળકતાં નથી. ગઉહરે શબ અફ્રૂઝ કમયાબ છે ખરો, પણ આજેબી બદખશાનની ખાણમાંથી કોઈ કોઇ વખત તે મળી આવે છે. આપણા વખ્શૂરે ઈરાનીને આજના ઈરાન અને અફ્ગાનિસ્તાનના વિદ્વાનો "હકીમ ઝર્દોશ્તે બલ્ખી" અથવા "હકીમે બલ્ખી" (Bactrian sage) ને નામે ઓળખે છે. આ બુઝોર્ગ નરને, કેટલાકો માને છે કે હદથી ઝેયાદા મોટા કદનો અદભુત "ગઉહરે શબ અફ્રૂઝ" હાથ લાગેલો હોવો જોઇયે. તે ગઉહરનું કદ "શુતોમોર્ગ" (Ostrich) નાં ઈંડાં જેટલું ધારવામાં આવેલું છે. દિવસે તેમજ રાતે તેનો "શોઆઅ" (Light) એટલો બધો હતો કે દૂરથી જે શખ્સ તેને જોતો હતો તે શખ્સ તેને આતશનો બળતો ગોળો સમજતો હતો. તે ઉપર કાઠી કે બળતણ મૂકવામાં આવતું હતુંજ નહીં. કારણકે તે કાંઈ ખરેખરો આતશ નહીં હતો. હાથમાં ધરતાં ગર્મને બદલે થંડોજ લાગતો હતો. કારણકે તે તો એક કીમતી ગઉહર હતું. આવું મોટું અને આવું ઝળકતું અદભુત રત્ન તો ખચીત અમૂલ્યજ હોય. જો તે વેચાય તો તેની કીમત લાખો રૂપ્યાથી થાય. પયગમ્બર સાહેબને અવસ્તા કહે છે તેમ પૈસાની લાલચ હતીજ નહીં. તેવણ તો દેશમાંથી અને દુન્યામાંથી દયવયસ્નની નાબૂદ કરી મઝદયસ્નની ધર્મ ચાલુ કરવા માગતા હતા. દીનની બુઝોર્ગી અને સતની કોઈ નિશાની તેવણને દેખાડવાની હતી. અસાધરણ ચળકાટવાળી ખોદાતાલાની આ મહાન પયદાયેશને ખોદાઈ નૂરની નિશાની તરીકે આ ગઉહર પાદશાહ ગુશ્તાસ્પને ભેટ આપ્યું હતું. ઈરાનના ઈસ્લામી વિદ્વાનો એજ કારણથી આપણા મહાન પયગમ્બર સાહેબના મુબારક નામને "ઝર" (સોનું) અને "દુશ્ત" (દુશ્મન) એ બે શબ્દોનું બનેલું માને છે. અને કહે છે કે તે મહાન પુરૂષ દુન્યાની દઉલત કે દુન્યાનાં માનની દરકાર રાખતા હતા નહીં. ઈશ્વિરજ્ઞાન અને ઈશ્વિરપ્રેરણા મેળવવા માટે દુન્યાની જંજાળમાંથી ફારેગ થઇ પહાડ ઉપર એકાંતવાસ થઈ ખોદા તરફજ ચિત્ત રાખતા હતા. અને ઇશ્વરપ્રેરણા ઇશ્વરજ્ઞાન મળવા સાથેજ મઝદયસ્નની દીન બરહક્ક છે, એમ ખલકના મન ઉપર મઝબૂત અસર કરવા માટે આવાં નૂરમંદ ગઉહરની બક્ષેશ પણ તેવણ ઉપર ખોદાએ ઉતારેલી જણાય છે.

"મેહર બર્ઝીન" નામના આતશના આ ખોલાસાથી આપણા પયગમ્બર સાહેબની બુઝોર્ગી અને દીનની મોઅતેબરી ઓછી થતી નથી તેમજ તે ખોલાસો આપણા મહાન પયગમ્બરને મોઅ-જેઝાનાં માનથી બાતેલ કરતો નથી. આપણે કહીશું કે આ ખોલાસો વખ્શૂર સાહેબની મોટાઈમાં

વધારોજ કરે છે. કારણકે દુન્યાની શુરૂઆતથી તે આજ સૂધી કોઇયે નહીં સાંભળેલી, નહી જોયલી અને કોઇને નહીં હાથ લાગેલી ચમત્કારિક વસ્તુ આપણા પયગમ્બર સાહેબને ખોદાતાલાએ બક્ષી હતી. એટલે આપણે કહીશું કે આપણા વખ્શૂર સાહેબ ખોદાતાલાના મોતા વલી હતા અને તેવણ ખરાજ ભાગ્યશાળી હતા. "ગઉહરે શબ અફ્રૂઝ" યૂરોપ દેશનાં લોકોથી કાંઈ અણજાણ્યું નથી. અંગ્રેજીમાં Carbuncles કહે છે. અંગ્રેજી શબ્દ કોશમાં તેનો ખોલાસો નીચે પ્રમાણે આપેલો છેઃ—

"Carbuncles (diminutive of Carbo, coal), a beautiful gem of a deep red colour, with a mixture of scarlet, founded in the East Indies It is usually found pure, of an angular figure Its ordinary size is one-fourth to two-thirds of an inch; when held up to the sun, it loses its deep tinge, and becomes exactly of the colour of a burning coal"

અમારા હમદીન વાંચનારાઓ આ અંગ્રેજી ફકરા ઉપરથી સમજી લેશે કે આ મેહર બર્ઝીનના આતશી ગોળા વિષે જે ખોલાસો આજના ઈરાનના ઇસ્લામી વિદ્વાનો આપે છે તે કાંઈ વુજૂદ વગરનો નથી. "દલીલે ઉર્ફી" અને "દલીલે અકલી"ની રૂએ તપાસતા કાંઇક અમારી ખાતેરી થાય છે, કે "મેહર બર્ઝીન" નામનો આતશી ગોળો ખરેખરો બળતો આતશ નહીં પણ અસાધારણ મોટાં કદનો "ગઉહરે શબ અફ્રૂઝ" હતો, જો ભવિષ્યમાં આ ખોલાસો ખરો ઠરશે, તો અશો ઝરતોશ્ત પયગમ્બર સાહેબની જન્મભૂમિ બલ્ખનાં પુરાતન પ્રાંતમાં આવેલા બદખ્શાનમાંજ નક્કી થશે. મેહર બર્ઝીનના નૂરી કેબ્લાની રેવાયતો આપણે ભૂલી ગયા નથી, કે તે આતશ (૧) વગર કાઠી મેલવે રોશન દેખાતો હતો. (૨) તે કોઇ પણ પ્રવાહી પદાર્થથી બુઝાતો હતો નહીં. (૩) હાથમાં ધરતા હાથ બળતો હતો નહીં. (૪) તૂરાની અર્જાસ્પે તે આતશ ઉપર ગોર્ઝનો ફટકો મારી તેના ચાર ટૂકડા કર્યા હતા. (૫) તે ચારે ટૂકડા કેથે ગુમ થયા હતા. રેવાયતની આ સર્વ બિગતો મઝકૂર "ગઉહરે શબ અફ્રૂઝ"થીજ ખરી ઠરે.

મેહર બર્ઝીનનો આતશી ગોળો ખરો આતશ નહીં હતો છતાં તેને આપણે આતશ ગણી નૂરી કેબ્લાનું નામ આપ્યું તેનું કારણ નહીં સમજ પડે તેમ નથી. ફારસી ઝબાન અલંકારી છે અને અલંકારી શબ્દોથી ભરપુર છે. ઇન્સાનને, જાનવરને, જીવજંતુને વસ્તુને અને તેઓમાંના કેટલાક ગુણોને 'આતશ', 'આદર' અથવા 'આઝર', સામ, કાઊસ, નૂર અને એવાંજ બીજા આતશી નામોની ઉપમા મળેલી આપણે ફારસી સાહિત્યમાં વારમ્વાર વાંચ્યે છિયે. ટુંકું કરવા માટે નીચે લખેલાં થોડાંક નામો દાખેલા તરીકે રજૂ થઇ શકે છે—'નૂશાદર' અથવા 'નૂશાઝર' (નવસાગર Salammoniac), 'કેર્મે શબતાબ' (યાગિયો કીડો glow-worm), 'સમન્દર' (આતશની ગર્મી સેહેવે તેવું જાનવર Salamander), 'આઝર કયવાન', 'આઝર બર્ઝીન', 'આદર', 'આઝર', 'સામ', 'કાઊસ' (માણસોનાં નામો), 'આતેશે ખેશ્મ' (ગુસ્સાનો આતશ fire of anger), 'નૂરે મોહબ્બત', 'આતેશે મોહબ્બત' (light of fire of love) વગેરે.

## "સર્વે કેશ્મર."

આપણા વખ્શૂર સાહેબે જે બીજી ચમત્કારી ભેટ પાદશાહ ગુશ્તાસ્પને દીન કબૂલ કરાવતાં આપી હતી તે 'સર્વે કેશ્મર' નામનું ઝાડ હતું. તે ઝાડનો ચમત્કાર પણ કાંઈ મેહર બર્ઝીનના નૂરી ગોળા જેવોજ હતો. કહેવામાં આવ્યું છે કે તે ઝાડનાં પાદડાં ઉપર એક લેખ હતો કે "ઓ ગુશ્તાસ્પ આ ભલી દીન કબૂલ કરજે" જે ઝાડને ફારસીમાં 'સર્વ' કહે છે તે ઝાડનાં પાદડાં એવાં નથી આવતાં કે તે ઉપર કોઈ લેખ લખાય. ત્યારે આપણે કહીશું કે તે ફારસી 'સર્વ' અથવા ગુજરાતી 'સરોવર'નું ઝાડ નહીં હશે, તે કોઈ બીજુંજ ઝાડ હશે. અને 'સર્વ' બોલ માત્ર ઝાડના

અર્થેજ વપરાયો હશે. તે ઝાડનાં પાદડાં પોહોળાં હોવાં જોઇયે અને તે ઉપર સીઆહી કે કોઈ બીજા પ્રવાહિ પર્દાથથી લેખ લખાયલો નહી હોવો જોઇયે. પણ તે ઝાડનાં પાદડાં ઉપર તેની જાળી જેવી રગો કુદરતથી એવી રીતે ગોઠવાયલી હોવી જોઇયે કે પયગમ્બર સાહેબ જેવા મહાન બારીકબીન પુરૂષે ફાર્સી યા અવસ્તાના અક્ષરોના આકારો સાથે તે પાદડાંની નસોનું મળતાપણું જોઈ તેમાંથી મઝકૂર લેખનો ફક્રો ઉપજાવી કાઢી પાદશાહને તેમજ લોકોને સમજાવેલો હોવો જોઇયે. અર્વાચીન ઝમાનામાં પણ ઝાડોનાં પાદડાં ઉપરની રગોને અરબી અક્ષરો સાથનું મળતાપણું જોઈ કોઈ વાક્ય ગોઠવી કાઢેલો આપણા સાંભળ્યામાં આવે છે. માટે 'સર્વે કેશ્મર'ને મોઅજેઝા તરીકે માનવાની 'દલીલે શરઇઅ' ઉપર તકરાર નહીં ચલાવતાં 'દલીલે અકલી' વડે આપણે કહી શકયે મઝકૂર 'સર્વે કેશ્મર' હસ્તી ભોગવી ગયલું હોવું જોઇયે. અને તેનાં પાદડાંની જાળીવાળી નસો ઉપરથી "ઓ ગુશ્તાસ્પ આ ભલી દીન કબૂલ કરજે" એવો લેખ વંચાઈ શકાયો હોય. આ બીજી ભેટને રેવાયત લખનારાઓએ પોતાનાં મનની કલ્પનામાંથી ઉપજાવી કાઢી હોય એમ ભાસતું નથી.

દુન્યાના આ સર્વથી મોટા અને સર્વથી પહેલા ઇશ્વરપ્રેરણા મેળવનારા, ખોદા તરફથી નેમાયલા, મઝદયસ્ની દીન ઈરાનના લોકોને આપીને દયવયસ્નીને તોડી નાખનારા મહાન પુરૂષની તારીફ તઉસીફમાં ફાર્સી ભાષામાં જોડાયલી એક નાની કવિતા આપી આ બાબત ખત્મ કર્યે છિયે.

દોઆ અય ઝરાતોશ્તે એસ્પન્તમાન્
દોરૂદે ખોદા બરૂ તો અય પાક્ જાન્

ઝે હસ્તીએ દાદારે હરૂ દૂ જેહાન્
પયામી ઝે બહૂરે કેહાનો મેહાન્
તો આવર્દી અય પીરે રઉશન્રવાન્
બેકર્દી ઝમીન્ પાક્ અઝ અહુરીમનાન્
બઈરાન્ તો દાદી ચુ દીને બેહી
બરૂ તાફૂત આન્ આફૂતાબે મેહી
ઝે રૂયે ઝમીન્ ગુમ શુદ આન્ કાસ્તી
ફોરૂઘી બહરૂ જાય અઝ રાસ્તી
ઝેહી બાબો મામી કે ઈન્ પૂરૂ ઝાદ
ઝેહી આન્ ઝમાન્હાએ બા દીનો દાદ

ખુનુક્ પાદ્શાહી કે દરૂ અસરે ઊ
ખુર્ દીન્ બેતાબીદ બરૂ કસરે ઊ
ખુશા પીરૂવાની કે નાઝન્દ અઝૂ
પરસ્તન્દએ બી નેયાઝ અન્દ અઝૂ

ચુ દીનત બખૂબી નેયારમ સોરૂદ
ફેરેસ્તમ બરૂહત હઝારાન્ દોરૂદ
હઝારાન્ દોરૂદો હઝારાન્ સલામ
અનૂશહ્ રવાનમ બમીન્ મુદામ

ઓસ્પિતમાન ખાન્દાનના (પયગમ્બર) ઝરતોશ્ત! અમો તારી આરાધના કર્યે છિયે-ઓ પવિત્ર જાનના વખ્શૂર! ખોદાતાલાની રેહમત તારી ઉપર સદા રહેજો!

ઓ ઉમદા મનશક્તિ ધરાવનાર બુઝોર્ગ સાહેબ! દુન્યાના અદના અને આલા લોકો માટે બેહુ જેહાનના પયદા કરનાર દાદારની હસ્તીનો પયગામ તેં લાવી આપ્યો અને એહરેમનની ખસ્લતનાં ઈન્સાનથી દેશને પાક કીધો

તેં જ્યારે ભલી મઝદયસ્ની દીનને ઇરાન સરઝમીનમાં ફેલાવી-ત્યારે તે દેશ ઉપર કીર્ત્તિનો આફતાબ પ્રકાશવા લાગ્યો.

આખા દેશમાથી અસત્યતા નાબૂદ થયું-અને દરેક જગ્યાએ સત્યતાની રોશની પ્રકાશવા લાગી.

ધન્ય છે તે બાપ અને માને કે જેઓએ આવા સપૂતનો જન્મ આપ્યો-ખરે તેજ ભાગ્યશાળી ઝમાનો કે જેમાં ઝરતોશ્તી દીન અને તેના કાયદા અમલમાં આવ્યા

ખરો નસીબવાન તે પાદશાહ કે જેના રાજમેહલ ઉપર ધર્મના આફતાબે પોતાના કિરણો ફેંકયાં

ખુશહાલ રહેજો તે બંદગી કરનારાઓ કે જેઓ તેની દીનમાં રહેવા નેજ મોટાઈ સમજે છે-અને તેનાજ શિક્ષણથી "ખોદાએ બીનેયાઝ"ના પરસ્તાર બની રહ્યા છે

તારી લાવેલી દીનની સેતાયેશ હું પરેપુરી ગાઈ શકતો નથી-માત્ર તારાં પાક રૂહ ઉપર હઝારો દોઆ ગુઝારૂં છુ.

તને હઝારો દોઆ અને સલામ કરી કહું છું કે તારૂં પાક રૂહ બેહેશ્તમા સદા ખુશહાલ રહેજો!

## પયગમ્બર સાહેબનો જન્મ, મરણ અને ખાન્દાન.

પાદશાહી ખાન્દાનના આ મહાન પયગમ્બર સાહેબે મુબારક ફર્વર્દીન મહિનાના ખોરદાદ રોઝે આ દુન્યામાં જન્મ લઈ પોતાની આખી પવિત્ર અને ભલી ઝિંદગી કુલ ઈન્સાન જાતને ખોદાઈ માર્ગ દેખાડવાનાં કામમાં ખત્મ કરી દય દાદાર મહિનાના ખુરશીદ રોઝે ૭૭ વર્ષની ઉમરે આ ફાની જેહાનમાંથી મીનોઈ આલમમાં પોતાનો હમેશનો મુકામ કર્યો હતો.

પયગમ્બર સાહેબના બાપનું નામ "પોઉરૂશસ્પ" અને માનું નામ "દોગદ્દૂય" હતું. મમાવાનું નામ "ફ્રહિમ્રવા" (ફરહરવા) હતું. તેમજ મોહરદારનું નામ "હવોવિ" હતું. તેવણ સાહેબને છ ફર્ઝંદ થયાં હતાં, જેમાં ૩ છોકરા અને ૩ છોકરી. વડા છોકરાનું નામ "ઈસતવાસ્ત્ર" હતું, જેવણ ઝરતોશ્તી દીનના વડા દસ્તૂર તરીકે નિમાયા હતા અને પોતાના બાપની સાથ દીન ફેલાવવાનાં કામમાં ઘણીક મદદ કરી હતી. બીજા છોકરાનું નામ "ઉર્વતતનર" હતું અને જેવણ દેશમાં ખેતીવાડી ફેલાવવાનાં કામમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. ત્રીજા બેટાનું નામ "હવરે ચિથ્ર" અથવા "ખુરશીદ ચેહર" હતું, જેવણ માટે રેવાયત કહે છે કે તેવણ લશ્કરના સેનાપતિ બની પાદશાહ ગુશ્તાસ્પના છોકરા પેશૂતન સાથ "કન્ગદેઝ"માં રહ્યા હતા. તેવણ સાહેબની છોકરીઓનાં નામ "ફ્રેની, થ્રિત અને પોઉરૂચિસ્તિ હતું. પયગમ્બર સાહેબના કાકાનું નામ આરાસ્તિ હતું, જેવણનો છોકરો મઈદયોમાહ નામનો હતો જેણે ઝરતોશ્તી દીન પહેલી અંગીકાર કરી હતી. પયગમ્બર સાહેબના ૪ ભાઈયો હતા જેમાં બે વડા હતા જેઓનાં નામ "રતુસ્તર" અને "રન્ગુશ્તર" હતાં. તેમજ બે નાના ભાઈઓનાં નામ "નોતરીગા" અને "નીવાતુશ" હતાં. પયગમ્બર સાહેબ ઝરતોશ્ત પીશદાદ પાદશાહ ફરીદૂનની અઉલાદથી ઉતરી આવેલા હતા.

## "ઝરથુશ્ત્ર" નામનો અર્થ.

પયગમ્બર સાહેબનું નામ જો જન્મતાંને વાર અપાયું હોય તો તેવણ સાહેબનાં શરીરના બાંધા રંગ રૂપ ઉપરથી અપાયું હોય. અશીશવંઘ યશ્તના ૨૨ માં ફકરામાં અશીશવંઘ ઈઝદ બોલે છે કે "સ્રીરો અહિ ઝરથુશ્ત્ર, હુકેરેતો અહિ સ્પિતમ, હ્વસૂરવો દરેઘો–બાઝાઉશ્." એટલે ઓ ઝરતોશ્ત! તું સોહામણો છે. ઓ સ્પિતમ! તું સારા બાંધાનો છે. તું સુંદર જાંગ અને ટેટાં ધરાવે છે તેમજ લામ્બા હાથ ધરાવે છે.

મઝકૂર અવસ્તા ઉપરથી અનુમાન કાઢી શકાય કે પયગમ્બર સાહેબનાં માબાપે તેવણનો સારો બાંધો, સોનેરી બાલ અને સોહામણો ચેહરો જોઈ "ઝરથુશ્ત્ર" (ઝરથ–સાનેરી અને ઉશ્ત્ર–ઊંટ) એટલે "સોનેરી ઊંટ"નું નામ આપ્યું હોય. જો તેવણ સાહેબની નેક ખસલતને લીધે પાછળથી આ નામ એલ્કાબ તરીકે લોકોએ આપ્યું હોય તો તે વધારે બંધબેસતું છે. વંદીદાદની ૧૯ મી પર્ગર્દના ૬ ઠ્ઠા ફકરામાં જણાવે છે કે બૂરી પયદાયેશના અંગ્રેમઈન્યુશે ખીજવાઈને પાછું કહ્યું કે "ઓ અશો ઝરતોશ્ત! મારી પયદા કીધેલી ચીઝોનો તું નાશ ના કરતો તું તારી માને પેટે અવતરેલો પોઉરૂશસ્પનો બેટો છે. તું ભલી મઝદયસ્ની દીનને ધિક્કાર. જેમ દેશના ધણી 'વધઘન'ને મેં બખશેશ આપી હતી તેમ તને મળશે."

પણ એજ પર્ગર્દના ૭ માં ફકરામાં જણાવે છે કે આપણા પયગમ્બર સાહેબે અંગ્રેમઈન્યુશની આવી રીતની લાંચને ધિક્કારી કાઢી હતી. અને દીન ફેલાવાનાં ભલાં કામમાં જીવને જોખમે ઉસ્તવારીથી કમર બાંધી દરેક મુશ્કેલીની સામે થઈ તે કામને સરન્જામ ઉતાર્યું હતું. આ ઉપરથી તેવણ સાહેબને "ઝરદોશ્ત" એલ્કાબ પાછળથી મળ્યો હોય એમ લાગે છે. "ઝરદોશ્ત" શબ્દ "ઝર" સોનુ અને "દોશ્ત" દુશ્મન એ બે શબ્દોનો બનેલો છે. આજના ઈરાનના ભણેલા ઇસ્લામીઓ "ઝરદોશ્ત" શબ્દનો અર્થ એજ રીતે સમજાવે છે.

ઈરાન દેશના કેટલાક વિદ્વાનો આપણા વખ્શૂર સાહેબને "આઝરે બુત તરાશ"ના છોકરા એબ્રાહીમ ખલીલ તરીકે ઓળખે છે. વળી કેટલાકો તેવણને "એબ્રાહીમ ઝરદોશ્ત"નાં નામે

ઓળખે છે અને કહે છે કે આ મહાન પુરૂષનું નામ "બહરામ" હતું, જે પાછળથી એબ્રાહીમનાં રૂપમાં બદલાયું છે અને તેવણને "ઝરદોશ્ત" નો એલ્કાબ મળ્યો હતો. કારણકે સોનું રૂપું કે દઉલત દુન્યા તેવણ લેતા હતા નહીં.

અંગ્રેજ લખનારાઓ એવણને Zoroaster એટલે "ચળકતો સેતારો" કરી જણાવી ગયા છે. બેશક કે આ નૂરમંદ સેતારો કાંઇક હઝારો વર્ષ થયાં પોતાનાં પ્રકાશનાં કિરણો આ ફાની દુન્યામાં પાંથરી ગયો છે, જેનો પ્રકાશ હજી સૂધી આ દુન્યામાં અને તે પણ સૂધરેલા ઝમાનામાં કાયમ રહયો છે અને હમેશે કાયમ રહેશે. શેવટે આ વિષય સમાપ્ત કરતાં અશો હોરમઝદની હુઝૂરમાં દોઆ ગુઝારીશું,

કે આબાદ બાદા બેહી દીને ઊય
હમહ દાદો ફર્માનો આઇને ઊય
બરાન્ નીકૂ પયગમ્બરે પાકઝાદ
ઝે મહૂયારો હમ અઝ ફરામરૂઝ બાદ
દોરૂદો દોઆહા હઝારાન્ હઝારૂ
સલામો સેતાયેશ સના બી શુમારૂ

મુંબઈ રોજ ૧ લો માહ ૯ ઠો સને ૧૨૮૫ યઝદજેર્દી.

માહીયાર નવરોજી કુટાર.
ફરામર્ઝ નવરોજી કુટાર.

# શાહનામએ ફિર્દોસી.

## ગુજરાતી હુરૂફે તમામ બયતો તથા તેનો તરજુમો.

### વૉલ્યુમ ૬ ઠું.

### આગાહી યાફ્તને લોહ્રાસ્પ્ અઝ્ નાપદીદ્ શુદને કયખુસ્રવ્.

ચુ લોહ્રાસ્પ્ આગહ્ શુદ્ અઝ્ કારે શાહ્
ઝે લશ્કરૂ કે બૂદન્દ્ બા ઊ બરાહ્
નેશસ્ત અઝ્ બરે તખ્ત બા તાજે ઝરૂ
બેરફ્તન્દ્ ગોર્દાને ઝરૂરીન્ કમરૂ
નેશસ્તન્દ્ હરૂકસ કે પુરૂમાયહ્ બૂદ્
વઝાન્ નામદારાન્ ગેરાન્ સાયહ્ બૂદ્
નેગહ્ કરૂદ્ લોહ્રાસ્પ્ બરૂ પાએ ખાસ્ત
બખૂબી બેયારાસ્ત ગોફ્તારે રાસ્ત
બઆવાઝ્ ગોફ્ત અય સરાને સેપાહ્
શનીદહ્ હમહ્ પન્દ્હા અન્દર્ઝે શાહ્
હરાન્ કસ કે અઝ્ તખ્તે મન્ નીસ્ત શાદ્
નદારદ્ હમી પન્દે ખુસ્રવ બયાદ્
બમન્ હરૂચે ફરૂમૂદ્હા ગોફ્ત આન્ કુનમ
બેકૂશમ બનીકીઓ ફર્માન કુનમ
શુમા નીઝ્ અઝ્ અન્દર્ઝે ઊ દસ્ત બાઝ્
મદારીદ્હા અઝ્ મન્ મદારીદ્ રાઝ્
ગુનહ્ગારૂ બાશદ્ બયઝ્દાન્ કસી
કે અન્દર્ઝે શાહાન્ નખાહદ્ બસી
બદૂ નીકૂ અઝીન્ હરૂચે દારીદ્ યાદ્
સરાસરૂ બમન્ બરૂ બેબાયદ્ કુશાદ્
ચુનીન્ દાદ્ પાસોખ વરા પૂરે સામ
કે ખુસ્રવ તોરા શાહ્ બોર્દસ્ત નામ
પઝીરોફ્તહ્ અમ્ પન્દ્હા અન્દર્ઝે ઊય
નેયાબદ્ ગુઝરૂ પાએ અઝ્ મર્ઝે ઊય

### લોહરાસ્પનું કયખુસરૂના ગુમ થવા વિષે વાકેફ થવું.

——:o·——

પાદશાહની સાથે ગયલા લશ્કરના કહેવા ઉપરથી—જ્યારે લોહરાસ્પ કયખુસરૂના કામથી વાકેફ થયો,

ત્યારે તે સોનેરી તાજ પેહેરી તખ્ત ઉપર બેઠો—અને સોનેરી કમરબંદ બાંધેલા પેહલવાનો તેની આગળ આવ્યા.

દરેક ખાનદાની શખ્સે તથા વળી તેઓમાંના જેઓ મોટો મરતબો ધરાવતા હતા તેઓએ પોતાની બેઠક લીધી.

જ્યારે લોહરાસ્પે એ જોયું ત્યારે તે ઉભો થયો—તેણે સારી લાગણી સાથ સાચી વાત બોલવા માડી

તે મોટેથી બોલ્યો કે "ઓ લશ્કરના સરદારો!—તમોએ પાદશાહની નસીહત અને જતી વખતની શીખામણો સાંભળી છે.

જે કોઇ કે મારા રાજઅમલથી ખુશહાલ નથી—તે શખ્સ ગોયા પાદશાહ કયખુસરૂની નસીહત યાદ રાખતો નથી

મને પાદશાહે જે કાંઈ ફર્માવ્યુ છે અને કહ્યુ છે તે હુ કરીશ—હુ નેકીનીજ કોશેશ કરીશ અને તેનું ફર્માન બજા લાવીશ

તમો પણ તેની જતી વખતની શીખામણથી હાથ પાછો—ખેંચતા ના અને પોતાની ખાનગી મસલહતો મારેથી છુપાવતા ના

જે શખ્સ પાદશાહોની નસીહત ધ્યાનમા રાખતો નથી—તે ખોદાની નઝરમાં ગુનેહગાર ઠરે છે

માટે મારે માટેના તમારા મનમા જે કાંઈ સારા માથા વિચાર હોય— ૧
તે સઘળા તમોએ મને જણાવી દેવા જોઇયે"

ત્યારે સામના બેટા ઝાલે તેને એ પ્રમાણેનો જવાબ આપ્યો—કે "કયખુસરૂએ તારૂં નામ 'પાદશાહ' તરીકે લીધુ છે,

તો મે તેની સલાહ અને નસીહત કબૂલ રાખેલી છે—તે સલાહની સીમમાથી મારો પગ બાહેર જવાનો રસ્તો મેળવશે નહીં

તો શાહીઓ મા ચકુસરહુ કેહુતરીમ
ઝે રાયો ઝે ફર્માને તૂ નુગ્ઝરીમ
મનો રોસ્તમો ઝાબુલી હરૂકે હસ્ત
ઝે મેહુરે તો હરૂગેઝ નશૂઈમ દસ્ત
હરાન્કસ કે ઊ જોઝ બરીન્ રહ બુવદ
ઝે નીકી વરા દસ્ત્ કૂતહુ બુવદ
ચુ લોહુરાસ્પ્ ગોફૂતારે દસ્તાન્ શનીદ
બરૂ ઊ આફ્રીન્ કર્દો દરૂ બરૂ કશીદ
ચુનીન્ ગોફૂત કઝ્ દાદ વઝ રાસ્તી
મબાદા શુમારા કમો કાસ્તી
કે યઝ્દાન્ શુમારા બદાન્ આફ્રીદ
કે રન્જો બદીહા શવદ નાપદીદ
જહાન્દારૂ નીકુ અખ્તરો નીકુ રૂઝ્
શુમારા સેપોરૂદ આન્ ઝમાન્ નીમરૂઝ્
૨ કુનૂન્ પાદ્શાહી જોઝ આન્ હરૂચે હસ્ત
બેગીરીદ ચન્દાન્ કે બાયદ બદસ્ત
મરા બા શુમા ગન્જ બખ્શીદહુ નીસ્ત
તનો દૂદહો પાદ્શાહી યકીસ્ત
બગૂદરૂઝ ગોફૂત આન્ચે દારી નેહાન્
બેગૂય અઝ્ દેલ્ અય પહુલવાને જેહાન્
બદૂ ગોફૂત ગૂદરૂઝ મન્ યકુ તનમ
કે બી ગીવો બહુરામો બી બીઝનમ
બેગોફૂત ઇનો જામહુ ઝે સરૂ તા બપાય
બેદરૂરીદ ચીનીઓ રૂમી કબાય
બઆઝાદગાન્ પીરૂ ગૂદરૂઝ ગોફૂત
કે ફરૂરોખ કસી કશ બુવદ ખાકુ જોફૂત
દેરીગ્ આન્ હમહુ પાકુ ફર્ઝન્દે મન્
દેરીગ્ આન્ હમહુ ખૂબ્ દેલ્બન્દે મન્
દેરીઘા ગવા ગીવે રૂઈન્તના
જહાન્જૂયો શમ્શીરૂઝન્ બીઝના
ચુ અઝ્ દરૂદ આન્ દૂદહુ આમદ બજૂશ
ચુનીન્ ગોફૂત બા નાલહો બા ખોરૂશ
બરૂ આનમ્ કે દસ્તાન્ સરાસરૂ બેગોફૂત
અઝૂ મન્ નદારમ સખુન્ દરૂ નેહોફૂત
૩ ચુનાનમ્ કે બા શાહુ ગોફૂતમ્ નુખોસ્ત
બદીન્ પાયહુ બેન્વેશ્ત અહુદી દુરોસ્ત
તો શાહીઓ મા કેહુતરાને તો ઈમ
બગીતી ઝે ફર્માન્બરાને તો ઈમ
હમહુ મેહુતરાન્ ખાન્દન્દ આફ્રીન્
બફર્માન્ નેહાદન્દ સરૂ બરૂ ઝમીન્
ઝે ગોફૂતારે ઈશાન્ દેલશ તાઝહુ ગશ્ત
બેબાલીદો બરૂ દીગરૂ અન્દાઝહુ ગશ્ત
ચુ અન્દાઝએ કારે ખુદરા શેનાખ્ત
યકી તાજે ઝરૂરીને નવરા બેસાખ્ત
ગુઝીદશ યકી રૂઝે ફરૂખોન્દહુ તરૂ
કે તા બરૂ નેહદ તાજે શાહી બસરૂ
ચુનાન્ ચૂન્ ફરીદૂને ફરૂરોખ નેઝાદ
મહે મેહુરગાન્ તાજ્ બરૂ સરૂ નેહાદ
બદાન્ મેહુરૂ માહો ગુઝીન્ રૂઝ મેહુરૂ
કે ઝી રાસ્તી રફૂત મેહુરે સેપેહુરૂ

તું પાદશાહ છે અને અમો સઘળા તારા નોકર છિયે-તારા વિચાર અને ફર્માનથી અમો કદી પણ બાહેર જઇશું નહીં

હું તેમજ રૂસ્તમ અને જે કોઈ ઝાબુલ ઝમીનના બીજા નામદારો છે-તેઓ તારી મોહબતથી કદી પણ હાથ ધોશે નહીં

જે કોઇ કે આ તારી મોહબતનો માર્ગ છોડી બીજો માર્ગ ધરાવતો હશે-તેના હાથ નેકી કરવાથી કોતાહ બનશે"

જ્યારે લોહરાસ્પે દસ્તાનની આ વાત સાંભળી-ત્યારે તેની ઉપર દુઆ કરી તેની સાથ બગલગીરી કીધી

પછી તે એ પ્રમાણે બોલ્યો કે "તમારી ઉદારતા અને રાજભક્તિનો ઝવાલ આવતો ના!

કારણકે ખોદાતાલાએ તમોને એટલા માટેજ પયદા કર્યા છે-કે મૂસીબત અને બૂરાઈ દેશમાંથી તમારે હાથે નાબૂદ થાય

નેક સેતારેના અને નેક તાલેના જેહાનના પાદશાહ કયખુસરૂએ-આખા નીમરૂઝના ઇલાકાની સ્વતંત્રતા તો તમોને આપી છે

હવે તે ઇલાકાની તેમજ બીજી જે પણ જગ્યા હોય તેની સત્તા જોઇયે તેટલી તમારા હાથમા લેવો

મારો કે તમારો ખઝાનો વેહેચીને જુદો પડયો નથી-શરીરે, ખાન્દાને અને હકૂમતે આપણે એકઠા એકજ છિયે"

પછી તેણે ગૂદઝને કહ્યુ કે "ઓ જેહાનના પેહલવાન! તુ જે કાઈ તારા દિલમા છૂપું રાખતો હોય તે કહી દે"

ત્યારે ગૂદર્ઝે તેને જવાબ દીધો "હુ એકલો રહી ગયો છું અને મારા ગીવ, બેહરામ અને બીઝન વગરનો થઈ ગયો છુ"

એટલુ બોલી તેણે પોતાના પગથી તે માથા સૂધીનો ચીની અને રૂમી લેબાસ ચીરી નાખ્યો

પછી તે બુઢ્ઢા ગૂદર્ઝે સઘળા પેહલવાનોને કહ્યુ-કે ભાગ્યશાળી તેજ શખ્સ ગણુ ગ કે જે ખાકમા મળી ગયો હોય

અફસોસ! તે મારા સઘળા નેક ફર્ઝંદોનો-અફસોસ! તે મારા સઘળા ખૂબસૂરત બેટાઓનો

અફસોસ! ઓ મારા રોઈનતન પેહલવાન ગીવ!-અને ઓ મારા જેહાન શોધનારા અને તલવારના મારનારા બેટા બીઝન! તારો અફસોસ!"

જ્યારે તે પોતાના કુટુબ કબીલાના દુ ખથી ઉશ્કેરાઇ ગયો-ત્યારે રડતા રડતા મોટેથી બુમ પાડીને બોલ્યો,

કે "જે સઘળુ ઝાલે કહ્યુ તે હુ કબૂલ કરૂ છુ-પાદશાહથી કાઈપણ વાત છૂપી રાખીશ નહી

પાદશાહ કયખુસરૂને પ્રથમ મે કહ્યુ છે, તે હાલ પણ કબુલ રાખુ છું-એ બાબતનુ એક વાજબી રીતનુ કરારનામુ પણ લખાયુ છે

તું પાદશાહ છે અને અમો તારા નોકર છિયે અને આ દુન્યામા તારોજ હોકમ માનનારા છિયે"

પછી સઘળા સરદારોએ પણ પાદશાહ ઉપર દુઆ કીધી-અને તેના હોકમ ઉપર પોતાના સર ઝમીન ઉપર મૂકયા

તેઓના કહેવાથી તેનું દિલ ખુશી થઈ ગયુ-અને ખુશીથી તે ફૂલી ગયો અને આગળા વિચારો તદ્દન જુદીજ રીતે ફેરવાઈ ગયા

જ્યારે તેણે પોતાની પાદશાહીનુ કામ અદાઝાસર જોયુ-ત્યારે એક નવુ સોનેરી તાજ બનાવ્યુ

તેણે એક ઘણોજ મુબારક દહાડો પસદ કીધો-કે જે દહાડે તે પાદશાહી તાજ પોતાના સર ઉપર મૂકે

જેમકે મુબારક બુન્યાદના ફરીદૂને-મેહરગાનના જશનના મહિનામાં માથે તાજ મૂકયુ હતુ,

તેમ તે મેહર મહિનો અને નામીચા મેહર રોઝે આસ્માન ઉપર આફતાબ તુલા રાશિમાં જાય છે તે દિવસે

બેયારાસ્ત અયવાને કયખુસ્રવી
બરૂ અફ્રૂખ્ત ઈરાન્ બદાન્ અઝ નવી
ચુનીનસ્ત ગીતી ફરાઝો નેશીબ્
યકી શાદમાન્ દીગરી બા નેહીબ્
જહાન્રા ચુનીનસ્ત આઇનો સાન્
બેગર્દદ હમીન્ ઝાન્ બદીન્ ઝીન્ બદાન્
અઝ શાદમાની વઝ દરૂદમન્દ
બેબાયદ ગુસ્સેત અઝ ચેઓ ચૂનો ચન્દ
અઝીન્ કારે ખુસ્રવ ચુ બીરૂન્ શદીમ
સુએ કારે લોહરાસ્પ્ બાઝ આમદીમ
કુનૂન્ તાજો અવરન્ગે લોહરાસ્પ્ શાહ
બેયારાયમો બરૂ નેશાનમ બગાહ
બપીરૂઝીએ શહરૂયારે બલન્દ
કઝુયસ્ત ઉમ્મીદો બીમો ગઝન્દ

બનીકી રસાનદ હેલો દુસ્તાન્
ગઝન્દ આયદ અઝ વય બનારાસ્તાન્
બદીન્ પીરૂ બા દાનેશ ઊ મેહરૂબાન્
કે બરૂ આફ્રીનશ ગુશાયદ ઝબાન્
અગરૂ ઝન્ગ્ દારદ ઝે તલ્ખી સોખન્
બરદ ઝંગે ઊરા શરાબે કોહન્
ચુ પીરી દરૂ આયદ ઝે નાગહ બમરૂદ
જવાનશ કુનદ બાદએ સાલ્ખરૂદ
બબાદહ દરૂન્ ગઊહરૂ આયદ પદીદ
કે ફર્ઝાનહ ગઊહરૂ બુવદ યા પલીદ
કેરા કુબ્ શુદ પોશ્તો બાલાશ પસ્ત
બકયવાન્ બરદ સરૂ ચુ શુદ નીમ મસ્ત

ચુ બદદેલ્ ખુરદ મરૂદ ગર્દદ દલીરૂ
ચુ રૂબહ ખુરદ ગર્દદ આન્ તુન્દ શીરૂ

અબા આન્ કે ગઊહરૂ તો આરી પદીદ
દરે બસ્તહરા ખુદ તો બાશી કલીદ

તેણે કયખુસરૂના મેહલને પોતાની તાજપોશીને માટે સણગાર્યો-અને ઈરાન દેશ નવેસરથી ઝળકી રહ્યો

આ દુન્યા એવીજ ચઢતી અને પડતીવાળી છે-જ્યારે એક જણ ખુશહાલ બને છે ત્યારે બીજો ધાસ્તીમાં આવી પડે છે.

ઝમાનાની ટેવ અને રીત એવીજ હોય છે-તેની ઉપરથી આની ઉપર ૪
અને આની ઉપરથી તેની ઉપર ફરતો રહે છે.

કોઇ તેનાથી ખુશી તો કોઇ દુઃખી હોય છે-શું, કેમ અને કેટલા એવા સવાલો કરવાનુ આપણને છોડી દેવું જોઇયે.

જ્યારે આપણે કયખુસરૂના રાજઅમલની તવારીખથી ફારેગ થયા છિયે-ત્યારે લોહરાસ્પના રાજઅમલ ઉપર આવ્યે છિયે

હવે હું લોહરાસ્પ શાહનાં તાજ અને તખ્તને-આરાસ્તા કરીશ અને તેને હવે તખ્ત ઉપર બેસાડીશ.

બુલંદ મરતબાના અને ફતેહમંદ પાદશાહ સુલ્તાન મહમૂદની મદદથી તે તવારીખ લખવાનુ ચાલુ કરીશ-કે જેની બક્ષેશ મેળવવાની આપણને આશા રહે છે તેમજ તેની સઝાની ધાસ્તી રહે છે

ખયરખાહ દોસ્તોનુ તે ભલું કરે છે-અને દગાખોર દુશ્મનોને મારે છે

મુજ ઘરડા તવારીખનવેસ ઉપર તે સદા મેહરબાન રહે છે-કારણકે તે તેના સદ્ગુણોની તારીફ કરવામાં પોતાની ઝબાન ખોલે છે

લખનારનાં લખાણમાં જ્યારે ઝમાનાના દુઃખથી ઝમક રહેતી નથી અને ઝાખ આવે છે-ત્યાર તે ઝાખને જૂનો શરાબ દૂર કરે છે

જ્યારે એક માણસ ઉપર એકાએક બૂઢાપો આવી પડે છે-ત્યારે તેને ઘણાં વર્ષનો જૂનો શરાબ પાછો જવાન કરી શકે છે.

શરાબથી વળી માણસની બુન્યાદ દેખાઇ આવે છે-કે તે નેક બુન્યાદથી ઉતરેલો છે કે બે બુન્યાદ માણસ છે

જો એક માણસની પીઠ વાંકી વળેલી હોય છે અને તેનું શરીર પછ- ૫
ડાયલું હોય છે-છતાં જો તે શરાબ પીને અડધો છાકટ થાય છે, ત્યારે પોતાનુ માથુ શનિશ્ચર સેતારાને લગાડવા નીકળે છે

જ્યારે કોઈ હીચકારો માણસ શરાબ પીએ છે ત્યારે તો તેની અસરમાં તે બહાદુર મર્દ જેવો બની જાય છે-જો કોહલું શરાબ પીએ તો તે વિકાળ સિંહ જેવું બને છે

ઓ શરાબ ! તું પીનારની બુન્યાદ ઉઘાડી પાડી આપે છે-મુશ્કેલીઓને ખુલવાની ચાવી પણ તુજ છે

# લોહ્રાસ્પ્*

## પાદ્શાહીએ લોહ્રાસ્પ્ સદો બીસ્ત્ સાલ્ બૂદ્ બર્ તખ્ત્ નેશાસ્તને લોહ્રાસ્પ્ વ સાખ્તને શાર્સાન્.

ચુ લોહ્રાસ્પ્ બેન્શસ્ત બર્ તખ્તે આજ
બસર્ બર્ નેહાદ્ આન્ દેલ્અફ્રૂઝ્ તાજ
જહાન્આફ્રીન્રા સેતાયેશ ગેરેફ્ત
નેયાયેશ વરા દર્ ફેઝાયેશ ગેરેફ્ત
ચુનીન્ ગોફ્ત કઝ્ દાવરે દાદ્ પાક્
પુર્ ઉમીદ્ બાશીદ્ બા તર્સો બાક્
નેગારન્દએ ચર્ખે ગર્દન્દહ્ ઊસ્ત
ફેઝાયન્દએ ફર્રએ બન્દહ્ ઊસ્ત
ચુ દર્યાઓ કૂહો ઝમીન્ આફ્રીદ્
બુલન્દ્ આસ્માન્ અઝ્ બરશ બર્ કશીદ્
યકી તીઝ્ ગર્દાનો દીગર્ બજાય
બજુમ્બેશ નદાદશ નેગારન્દહ્ પાય
ચુ ચઉગાન્ ફલક્ મા ચુ ગૂ દર્મેયાન્
બેરન્જીમ અઝ્ દસ્તે સૂદો ઝેયાન્

૬ તો શાદાન્ દેલો મર્ગ્ ચન્ગાલે તીઝ્
નેશાસ્તહ્ ચુ શીરે ઝેયાન્ પુર્ સેતીઝ્

## લોહરાસ્પની પાદશાહી એકસો વીસ વર્ષ હતી. લોહરાસ્પનું તખ્ત ઉપર બેસવું અને તેનું શેહર વસાવવું.

જ્યારે લોહરાસ્પ હાથીદાંતનાં તખ્ત ઉપર બેઠો-અને દિલ રોશન કરનારૂં તાજ પોતાનાં સર ઉપર મેલ્યું,

ત્યારે તેણે ખોદાતાલાની સેતાયેશ કીધી-અને તેની નિયાયેશ કરવામાં વધારો કીધો

પછી તે એ પ્રમાણે બોલ્યો કે "તમો પાક દાદગર દાવરથી-આશાવંત રહેજો અને તે સાહેબનો ડર અને ભય તમારા દિલમાં રાખજો

કારણકે તેજ સાહેબ આ ફરતા આસ્માનનો ચીતારનારો છે-તેમજ આપણ બન્દાઓના દબદબાનો વધારનારો તેજ સાહેબ છે

જયારે તે સાહેબે દર્યા, પહાડ અને ઝમીન પયદા કીધી-ત્યારે તેની ઉપર તે બુલન્દ આસ્માનને ફેલાવ્યુ

એકને ઝડપથી ફરતુ રાખ્યું છે અને બીજીને સ્થીર પયદા કીધી છે-ખોદાએ તેને ગતિમાં રહેવાના પગ બક્ષેશ કર્યા નથી

આસ્માન ચૌગાન (રમતની લાકડી) મિસાલ છે અને ઝમીન અને આસ્માનની વચ્ચે આપણે દડા જેવા છિયે-અને એ રમતની હાર જીતથી આપણે દુ:ખ ભોગવ્યે છિયે

ઓ મર્દ! તું ખુશહાલ બેઠો છે પણ તીક્ષ્ણ પન્જા સાથે વિકાળ સિંહ જેમ લડવા બેસે તેમ મોત તૈયાર બેઠું છે.

---

* અવસ્તાનો "અઉર્વત્અસ્પ" અને પહલવીનો "લોહરાસ્પ" ફાર્સી પુસ્તકો એ કોણનો છોકરો તે ખુલ્લું જણાવતા નથી, પણ પહલવી બુન્દહિશ્ન પ્રમાણે એ કયકોબાદના નબીરા કયપીસીના નબીરા અઉઝવનો છોકરો હતો અવસ્તામાં એને ફકત ગુસ્તાસ્પના બાપ તરીકેજ ઓળખાવ્યો છે કેટલાક ફાર્સી તવારીખ નવેસો એને કાઉસના ભાઇ અઉર્વન્દશાહનો છોકરો લખે છે લોહરાસ્પની માનુ નામ "તનનાઝ" જણાવે છે, જેણી કયકોબાદના છોકરા કયઆરશની છોકરી થતી હતી લોહરાસ્પ માટે બીજાં ફાર્સી પુસ્તકો જણાવે છે કે તે જવાનીમાજ ખોદાની બન્દગીમા એકાતવાસ ઝિંદગી ગુઝારતો હતો અને એની પરહીઝગારીથી કયખુસરૂ અંજાઈ ગયો હતો અને તેથીજ તેને પોતાનો જાયનેશીન કરી ગયો હતો ફિર્દોસી અને બીજાઓ લખે છે તેમ ઝાલ, રૂસ્તમ અને ઈરાનના બીજા સરદારો એને રાજગાદી મળેલી જોઈ નારાઝ થયા હતા, આ પાદશાહ સ્વભાવે ઘણો પાજી હતો અને વેર વીસરતો નહીં હતો અપરાધિઓને જરાપણ દયા દેખાડતો ન હતો ઝાલ તેમજ રૂસ્તમ અને તેનાં કુટુંબીઓ સાથ દ્વેષભાવ રાખતો હતો. કારણકે ઇરાનની રાજગાદીને ઝાલ અને રૂસ્તમની મદદ મળતી બંધ પડી હતી. પાછળથી અસ્ફન્દિયાર અને રૂસ્તમની તેમજ બહમન અને ફરામર્ઝની લડાઈનુ બી ગોયા લોહરાસ્પ વાવી ગયો હતો બલ્ખ શેહરની આબાદીમાં લોહરાસ્પે ઘણો વધારો કર્યો હતો અને ત્યાના "નઉબહાર" નામના આતશકદેહને ઉત્તમ રીતે આરાસ્તા કર્યું હતું તે હમેશે બલ્ખ શેહરમાજ રહેતો હતો તેથી તેને લોકો "લોહરાસ્પે બલ્ખી" કરીને કહેતા હતા એના રાજ અમલમાં મિસર અને સીર્યાના મુલકો પાછા નવેસરથી ઈરાનના તાબામાં આવ્યા હતા આ પાદશાહને બે છોકરા ગુશ્તાસ્પ અને ઝરીર નામના હતા એણે શાહનામા મૂજબ ૧૨૦ વર્ષ રાજ્ય કર્યું હતુ પહલવી પુસ્તકો પણ એનાં રાજ્યનાં ૧૨૦ વર્ષ જણાવે છે

ઝે આઝો ફેઝૂની બયકુસૂ શવીમ
બનાદાનીએ ખીશ ખસ્તૂ શવીમ
અઝીન્ તાજે શાહીઓ તખ્તે બુલન્દ
નજૂયમ જોઝ અઝ્ દાદો આરામો પન્દ

મગર્ બહુરહ્ માન્ ઝીન્ સરાએ સેપન્જ
નેયાયદ હમહુ કીનો નફીનો રન્જ
મન્ અઝ્ પન્દે કયખુસ્રવ્ અફૂઝૂન્ કુનમ
ઝે દેલ્ કીનહો આઝ્ બીરૂન્ કુનમ

બેસાઝીદ વઝ્ દાદ બાશીદ શાદ
તન્ આસાનો અઝ્ કીન્ મગીરીદ યાદ
મેહાને જહાન્ આફ્રીન્ ખાન્દન્દ
વરા શહુર્યારે ઝમીન્ ખાન્દન્દ
ગેરાન્માયહ્ લોહુરાસ્પ્ આરામ યાફ્ત
ખેરદ માયહો કામે પેદરામ યાફ્ત
વઝાન્ પસ્ ફેરેસ્તાદ કસ્હા બરૂમ
બહેન્દો બચીનો બઆબાદ બૂમ
ઝે હર્ મરઝ્ હર્ કસ કે દાના બુદન્દ
બહર્ કારે નીકૂ તવાના બુદન્દ
ઝે હર્ કેશ્વરી બર્ ગેરેફ્તન્દ રાહ્
રસીદન્દ ચકુસર્ બદર્ગાહે શાહ્
બેબૂદન્દ બીકાર્ ચન્દી બબલ્ખ
ઝે દાનેશ ચશીદન્દ હર્ શૂરો તલ્ખ
ચકી શારૂસાની બરૂઆવરૂદ શાહ્
પુર્ અઝ્ બરૂઝનો કૂયો બાઝારૂગાહ્
બહર્ બરૂઝની જાએ જશ્ને સદહ્
હમહ્ ગેરૂદ બર્ ગેર્દે આતેશકદહ્
ગકી આઝરી સાખ્ત બરૂઝીન્ બનામ
કે બુદ બા બુઝોર્ગીઓ બા ફરૂરો કામ

માટે લોભ લાલચ આપણે છોડી દઇયે-અને આપણાં અજ્ઞાનપણાનો એકરાર કર્યે.

આ પાદશાહી તાજ અને બુલંદ તખ્તથી (એટલે આપણાં રાજ· અમલથી)-ઇન્સાફ, સુલેહશાન્તિ અને ડહાપણ સિવાય બીજું કાંઈ વધારે મેળવવા માંગીશું નહીં.

કે જેથી આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં-લડાઇ, બદદુઆ અને દુઃખ આપણા નસીબે આવે નહીં.

જેવી રીતે રાજઅમલ ચલાવાની કયખુસરૂએ મને નસીહત કરી છે તેનાં કરતાં હું વધારે સારો રાજઅમલ ચલાવીશ-મનમાંથી કીના અને લોભના વિચાર કાઢી નાખીશ

માટે તમો સતોષ પકડજો અને મારા ઈન્સાફથી ખુશી થજો-સુખી રહેજો અને વેર કજિયાને યાદ કરતા ના"

એ સખુનો સાભળી સઘળા જેહાનના સરદારોએ તેની ઉપર દુઆ કીધી-અને તેને દુન્યાનો પાદશાહ કહ્યો.

હવે મહાન લોહરાસ્પે આરામ મેળવ્યો-તેમજ ડહાપણનો ખઝાનો અને ખુશીની મુરાદ મેળવી

પછી તેણે રૂમ, હિંદ, ચીન અને બીજા આબાદ મુલકોમાં માણસો મોકલ્યાં.

જેથી દરેક મુલકમાં જે કોઇ કે વિદ્વાનો હતા-અને સારાં કામો કરવાને શક્તિમાન હતા,

તેઓ પોતાના મુલકમાંથી રવાના થઈ-સઘળા પાદશાહની દરગાહમાં ૭
આવ્યા

તેઓ કાંઇ પણ કામ કરવા વગર થોડોક વખત બલ્ખ શેહરમાંજ રહ્યા-અને પોતાનાં જ્ઞાનથી તે શેહરનો સારો માથો અનુભવ મેળવ્યો

પછી તેઓની મદદથી પાદશાહે મોહલ્લા, ગલી અને મોટાં બાઝાર સાથનું એક શેહર વસાવ્યું

અને મોહલ્લે મોહલ્લે "જશ્ને સદેહ" કરવાની જગ્યા બનાવી-તે સઘળી જગ્યાઓ આતશકદેહની આસપાસ આવેલી હતી

તેણે "બર્ઝીન" નામનું આતશકદેહ બાધ્યું-જે તેની મરજી મૂજબ મોટુ કીર્ત્તિમાન મુકામ હતું.

---

## રફ્તને ગુશ્તાસ્પ્ અઝ્ પીશે પેદર્ બખેશમ્ વ બાઝ્ આવર્દને ઝરીર્ ઊરા.

દો ફર્ઝન્દ બૂદશ બસાને દો માહ્
સઝાવારે શાહીઓ તખ્તો કોલાહ્
ચકી નામ ગુશ્તાસ્પ્ દીગર્ ઝરીર્
કે ઝીર્ આવરીદી સરે નર્રહ્ શીર્
ગુઝશ્તહ્ બહર્ દાનેશી અઝ્ પેદર્
ઝે લશ્કર્ બમર્દી બર્ આવર્દહ્ સર્
દુ શહ્ઝાદહ્ બુદ નઝ્દે લોહુરાસ્પ્ નીઝ્
બનઝ્દીકે લોહુરાસ્પ્ હર્દુ અઝીઝ્

## ગુશ્તાસ્પનું ગુસ્સો કરી બાપની નઝદીકથી જતું રહેવું અને ઝરીરનું તેને પાછો લઈ આવવું.

---:o:---

લોહરાસ્પના માહતાબની સૂરતના પાદશાહીને તેમજ તખ્ત અને તાજ લાયકના બે બેટા હતા

એક "ગુશ્તાસ્પ" નામનો અને બીજો "ઝરીર" નામનો હતો-કે જેઓ નર સિંહનાં સર પણ નીચે લાવતા હતા

તેઓ દરેક ડહાપણમાં પોતાના બાપ કરતાં વધુ હતા-અને મર્દાનગીમાં તેઓએ સઘળા લશ્કરમાંથી પોતાનાં સર ઉઠાવેલાં હતાં.

લોહરાસ્પની દરબારમાં બીજા બે શાહઝાદા* હતા-જેઓ લોહરાસ્પના માનિતા હતા

---

* આ શાહઝાદાઓ ફિર્દોસી આગળ કહે છે તેમ પાદશાહ કાઊસની છોકરીના છોકરાઓ હતા અને તેઓ મિનોચેહર અને તૂસ એટલે નવદરની ઔલાદથી ઉતરી આવેલા હતા તેઓને લોહરાસ્પ પોતાના છોકરાઓ કરતાં વધારે ચાહતો હતો અને અદેખાઇથી ગુશ્તાસ્પ પોતાના બાપનું રાજ છોડી પરદેશ ગયો હતો.

દો શાહે સરૂઅફ્રાઝો દૂ નીકુપય
નબીરૂહ્ જહાનદારે કાઊસે કય
૮ હમાન્ હરૂદૂ અઝ્ દુખ્તે કાઊસ બૂદ
ઝે તોખ્મે મેનૂચેહ્રો અઝ્ તૂસ બૂદ
સરૂઅફ્રાઝ્ નામી દો ગોર્દે દ્લીરૂ
કે હરૂગેઝ્ નબૂદન્દ અઝ્ જન્ગ્ સીરૂ
બદીશાન્ બુદી જાને લોહ્રાસ્પ્ શાદ
વઝીશાન્ નકર્દી ઝે ગુશ્તાસ્પ્ યાદ
અઝાન્ કારૂ ગુશ્તાસ્પ્ નાશાદ બૂદ
કે લોહ્રાસ્પરા સરૂ પુરૂ અઝ્ બાદ બૂદ
ચુનીન્ તા બરૂ આમદ બરીન્ રૂઝગારૂ
પુરૂ અઝ્ દરૂદ ગુશ્તાસ્પ્ અઝ્ શહ્રૂયારૂ
ચુનાન્ બુદ કે દરૂ પારૂસ યકૂ રૂઝ તખ્ત
નેહાદન્દ ઝીરે ગુલ્અફ્રૂશાન દેરખ્ત
બેફ્રૂમૂદ લોહ્રાસ્પ્ તા મેહ્તરાન્
બેરફ્તન્દ ચન્દી ઝે લશ્કરૂ સરાન્
બખાન્ બરૂ યકી જામે મય ખાસ્તન્દ
દ્લે શાહે ગીતી બેયારાસ્તન્દ
ચુ ગુશ્તાસ્પ્ મય ખુરૂદ બરૂપાય ખાસ્ત
ચુનીન્ ગોફ્રૂત કય શાહ્ બા દાદે રાસ્ત
બશાહી નેશસ્તે તો ફર્ખુન્દહ્ બાદ
હમાન્ જાવેદાન્ નામે તૂ ઝન્દહ્ બાદ
૯ તોરા દાદ યઝદાન્ કોલાહો કમરૂ
હેગરૂ તાજે કયખુસ્રવે દાદગરૂ
કુનૂન્ મન્ યકી બન્દહ્ અમ્ બરૂ દરત
પરસ્તન્દએ અફ્રૂસરો અખ્તરત
નદારમ્ કસીરા બમર્દાને મરૂદ
કે પીશે મન્ આયદ બરૂઝે નબરૂદ
મગરૂ રોસ્તમે ઝાલે સામેસવારૂ
કે બા ઊ નસાઝદ કસી કાર્ઝારૂ
ચુ ખુસ્રવ્ ઝે ગીતી પુરૂ અન્દીશહ્ ગશ્ત
તોરા દાદ તાજો ખુદ અન્દરૂ ગુઝશ્ત
ગરૂ અયદૂન્ કે હસ્તમ ઝે આઝાદગાન્
મરા નામ કુન્ તાજો તખ્તે કયાન્
ચુનીન્ હમ બુવમ્ પીશે તૂ બન્દહ્ વારૂ
હમી બાશમો ખાનમત શહ્રૂયારૂ
બગુશ્તાસ્પ્ ગોફ્રૂત અય પેસરૂ ગૂશ દારૂ
કે તુન્દી ન ખૂબ્ આયદ અઝ્ નામ્દારૂ
ચુ અન્દર્ઝે કયખુસ્રવ્ આરમ્ બયાદ
તો બેશનવ્ મગરૂ સરૂ ન પીચી ઝે દાદ
મરા ગોફ્રૂત આન્ દાદગરૂ શહ્રૂયારૂ
કે ગરૂ ખવ્ બુવદ પીશે બાઘે બહારૂ
૧૦ અગરૂ આબ્ યાબદ બનીરૂ શવદ
હમહ્ બાઘ્ અઝૂ પુરૂ ઝે આહૂ શવદ
જવાની હનૂઝ્ ઈન્ બુલન્દી મજૂય
સખુન્રા બેસન્જો બઅન્દાઝહ્ ગૂય
ચુ ગુશ્તાસ્પ્ બેશ્નીદ દેલ્ પુરૂ ઝે દરૂદ
બેયામદ ઝે પીશે પેદરૂ રૂએ ઝરૂદ
હમી ગોફ્રૂત બીગાનગાન્રા નવાઝ્
ચુનીન્ બાશો બા ઝાદહ્ હરૂગેઝ્ મસાઝ્

તેઓ બન્ને ઊચી પદવીના અને મુબારક પગલેના હતા-તેઓ પાદશાહ કયકાઊસના નબીરા હતા.

તેઓ બન્ને કાઊસની છોકરીના છોકરા હતા-તેઓ મિનોચેહર અને તૂસના તોખ્મથી ઉતરેલા હતા

બન્ને સરફરાઝ નામીચા બહાદુર પેહલવાનો હતા-જેઓ કદીબી લડાઇથી ધરાતા ન હતા

તેઓથી લોહરાસ્પનો જીવ ખુશહાલ રહેતો હતો અને તેઓને લીધે તે ગુશ્તાસ્પને ઝાજો યાદ કરતો હતો નહીં

લોહરાસ્પના તે કામથી ગુશ્તાસ્પ નારાઝ રહેતો હતો-કારણકે લોહરાસ્પનું સર મગરૂર બન્યુ હતુ

એ પ્રમાણે વખત વીતવા લાગ્યો-અને ગુશ્તાસ્પ લોહરાસ્પથી વધુ દિલગીર થતો ગયો.

હવે એમ બન્યું કે એક્ દહાડો પાર્સમાં ફૂલથી ભરેલા ઝાડ હેઠળ પાદશાહી તખ્ત મૂકવામા આવ્યુ

અને લોહરાસ્પે ફર્માવ્યુ જેથી બુઝોર્ગો અને લશ્કરમાથી કેટલાક સરદારો ત્યા ગયા.

અને ત્યા ખાણા ઉપર તેઓએ મયની જામો મગાવી-એવી રીતે તે જેહાનના પાદશાહનુ દિલ તેઓએ ખુશ કીધું

જ્યારે ગુશ્તાસ્પે પણ મય પીધો ત્યારે ઉઠીને ઉભો થયો-અને એમ બોલ્યો કે "ઓ સાચા ઇન્સાફ સાથના પાદશાહ!

તારૂં ગાદી ઉપર બેસવુ મુબારક હોજો!-તેમજ હમેશ તારૂં નામ કાયમ રહેજો!

તને પાક યઝદાને કોલાહ અને કમરબદ તેમજ દાદગર પાદશાહ કુયખુસરૂનું તાજ આપ્યું

હાલ હું તારા દરવાઝા ઉપરનો એક બદો છુ-અને તારા તાજ અને નેક સેતારાનો પૂજનારો છુ

હુ કોઇને પણ એવો મર્દાને મર્દ નથી જોતો-કે જે લડાઇને દહાડે મારી સામે આવી શકે

સિવાય કે સામે સવારના ઝાલનો રૂસ્તમ-કે જેની સાથે કોઇ પણ લડી શકતું નથી

જ્યારે પાદશાહ કયખુસરૂ આ દુન્યાથી કટાળી ગયો-ત્યારે તને તાજ આપ્યુ અને પોતે ચાલી ગયો

હવે જો કે હુ અમીરી ખાન્દાન ધરાઉ છુ-તો આ કયાની તાજ અને તખ્ત પણ મારે નામે કરી મૂક

તે છતા પણ હું તારો તાબેદાર રહીશ-જેમ છઉ તેમજ રહીશ અને તનેજ પાદશાહ કહીશ"

ત્યારે લોહરાસ્પ બોલ્યો કે "ઓ બેટા તુ સાંભળ-કે નામદારી ભરેલો મર્દ તુન્દી કરે તે સારી નહી કહેવાય

હું પાદશાહ કયખુસરૂની શીખામણ કહી સભળાઉં છું-તે તુ સાંભળ જેથી કદાચ તું તારૂ સર ઈન્સાફની રાહથી ફેરવશે નહીં

મને તે દાદગર પાદશાહે કહેલું છે-કે અગર ફૂલના બાગ આગળ જંગલી ઘાસ ઉગેલું હોય,

અને જો તેને પાણી મળે તો તે ઝોરાવર થાય-અને તે તમામ બાગને તેથી અયબ લાગે.

હજુ તું જવાન છે માટે એટલી બધી મોટી ઈચ્છા ના રાખ-અને જે સખુનો બોલે તે વિચારીને અદાઝાસરજ બોલ"

જ્યારે ગુશ્તાસ્પે એવું સાંભળ્યું ત્યારે તે દર્દ ભરેલાં દિલે-અને ફિક્કે ચેહરે બાપની નઝદીકથી ચાલી ગયો

અને એમ બોલતો ગયો કે "તું તો પારકાઓનેજ નવાઝયા કર-બસ એમજ કર અને પોતાના છોકરા સાથે કદી પણ એવું કરતો ના"

કે લશકરૂ વરા બૂદ સી સદ સવારૂ
હમહ ગોર્દાં શાયેસ્તએ કાર્ઝારૂ
ફેરૂદ આમદો કેહુતરાનરા બેખાન્દ
હમહ રાઝે દેલ પીશે ઈશાન્ બેરાન્દ
કે ઈમશબ્ હમહ સાઝે રફૂતન્ કનીદ
દેલો દીદહ ઝીન્ બારૂગહ બરૂકનીદ
યકી ગોફૂત અઝીશાન્ કે રાહત કુજાસ્ત
ચુ બરૂદારી આરામગાહત કુજાસ્ત
ચુનીન્ દાદ પાસોખ કે દરૂ હેન્દવાન્
મરા શાહ દારદ બરઉશન્ રવાન્
યકી નામહ દારમ્ મન્ અઝ શાહે હેન્દ
નેવેશ્તહ કે મુશ્કે સેયહ બરૂ પરન્દ
કે ગરૂ ઝી મન્ આઈ યકી કેહુતરમ્
કે ફર્માનો પયમાને તૂ નુગ્ઝરમ્
ચુ શબ્ તીરહ શુદ બા સેપહ બરૂ નેશસ્ત
હમી રફૂત જૂશાનો ગોર્ઝી બદસ્ત
બશબ્ગીરૂ લોહુરાસ્પ્ આગાહ શુદ
ઘમી ગશ્તો શાદીશ ફૂતાહ શુદ
કે લશકરૂ જહાન્દીદગાનરા બેખાન્દ
હમહ ગોફૂતની પીશે ઈશાન્ બેરાન્દ
બેબીનીદ ગોફૂત ઈન્ કે ગુશ્તાસ્પ્ કરૂદ
દેલમ્ કરૂદ પુરૂ દર્દો સરૂ પુરૂ ઝે ગરૂદ
બેપર્વર્દમશ તા બરૂ આવરૂદ યાલ
શુદ અન્દરૂ જહાન્ સરૂબસરૂ બીહમાલ
બદાન્ ગહ કે ગોફૂતમ કે આમદ બબારૂ
કે બાઘે મન્ આવારહ શુદ મીવહદારૂ
બેગોફૂતો પુરૂ અન્દીશહ બેન્શસ્ત દીરૂ
બેફરૂમૂદ તા પીશે ઊ શુદ ઝરીરૂ
બદૂ ગોફૂત બુગ્ઝીન્ કે લશકરૂ હઝારૂ
સવારાને ગોરૂદ અઝ દરે કાર્ઝારૂ
બેરવ્ તીઝ બરૂ સૂએ હેન્દુસ્તાન્
મબાદા બરો બૂમે જાદૂસ્તાન્
સુએ રૂમ ગોસ્તહમે નઉદરૂ બેરફૂત
સુએ ચીન્ ગોરાઝહ ગોરાઝીદ તફૂત
જહાન્જૂય ગુશ્તાસ્પ્ પુરૂ આબે ચશ્મ
હમી રાન્દ પીશ અન્દરૂન્ પુરૂ ઝે ખશ્મ
હમી તાખ્ત તા પીશે કાબુલ રસીદ
દેરખ્તો ગુલો સબ્ઝહો આબ્ દીદ
બદાન્ જાએ ખોરૂરમ ફેરૂદ આમદન્દ
બેબૂદન્દ યક રૂઝો દમ બરૂ ઝદન્દ
હમહ કૂહસારાનશ નખ્ચીરૂ બૂદ
બજૂય આબ્હા ચૂન્ મયો શીરૂ બૂદ
શબે તીરહ મય ખાસ્ત અઝ મયગુસારૂ
બેબોર્દન્દ શમ્અ અઝ દરે જૂયબારૂ
ચુ બેફૂખ્ત અઝ તીરહ ગીતી ફેરૂઝ
બેરફૂતન્દ અઝાન્ બીશહ બા બાઝો યૂઝ
હમી તાખ્ત તીઝ અઝ પસે ઊ ઝરીરૂ
બજાઈ ઝમાની નેયાસૂદ દીરૂ
ચુ આવાઝે અસ્પાન્ બરૂ આમદ ઝે રાહ
બેરફૂતન્દ ગોર્દાન્ ઝે નખ્ચીરગાહ

તેની પાસે લશ્કરમાંના ત્રણુસો સવારો હતા—જેઓ સઘળા પેહલવાનો અને લડાઇને લાયકનાજ હતા.

તેણે ઘોડા ઉપરથી નીચે ઉતરી પોતાના નોકરોને તેડયા—અને પોતાનાં દિલનો સઘળો ભેદ તેઓંની નઝદીક કહ્યો

અને બોલ્યો કે "આજ રાતે ઉપડવાની તૈયારી કરો—હવે દરબાર તરફથી તમો તમારૂ દિલ અને આખ બન્ને દૂરજ રાખજો."

તેઓમાથી એક બોલ્યો કે "તું કયાં જવા ચાહે છે?—આ જગ્યાથી ઊઠાત્રી કરી કયા રહેવા જાય છે?"

ત્યારે તેણે જવાબ આપ્યો કે "મને હિન્દુઓનો રાજા મોટી ખુશી સાથે મેહમાન તરીકે રાખશે

તે હિંદના પાદશાહ તરફનું એક નામુ જે તેણે કસ્તુરીની સીઆહીથી રેશમી કપડા ઉપર લખ્યું છે તે મારી પાસે છે

તેમા લખ્યું છે કે જો તુ મારી તરફ આવે તો હું તારો એક ૧૧
નોકર છું—હુ તારા હોકમથી અને વચનથી ઉલટો ચાલીશ નહીં"

જ્યારે રાત અંધારી થઈ ત્યારે તે લશકર સાથ સવાર થયો—અને હાથમાં ગોર્ઝ લઇ ગુસ્સા ભરેલો ચાલવા લાગ્યો

સવારના પોહોરમા લોહરાસ્પને એ વાતની ખબર પડી—જેથી તે ગમગીન બન્યો અને તેની ખુશહાલી બંધ પડી ગઈ

તેણે લશ્કરમાથી અનુભવી સરદારોને બોલાવી મંગાવ્યા—અને તેઓની આગળ તમામ વાત કહી

તે બોલ્યો કે "આ ગુશ્તાસ્પે શુ કીધુ તે તમો જુઓ—તેણે મારૂ દિલ દર્દ ભરેલુ અને સર ધૂળ ભરેલુ કીધું છે

મે તેને મોટો થયો ત્યા સૂધી પર્વરેશ કર્યો—અને તમામ દુન્યામાં તે એક જોડી વગરનો મર્દ બન્યો

અને જે વખતે કે મેં એમ વિચાર્યું કે હવે આ મારૂં ઝાડ ફળવત બન્યુ તેજ વખતે તે મારૂ ફળવત ઝાડ મારા બાગમાથી ગુમ થઈ ગયું."

એમ બોલી તે લામ્બો વખત વિચારમાનો વિચારમાજ બેસી રહ્યો—પછી તેણે ફર્માવ્યું જેથી ઝરીર તેની નઝદીક ગયો.

તેને પાદશાહે કહ્યુ કે "તુ લશ્કરમાથી એક હઝાર લડાઇને લાયકના પેહલવાન સવારો ચુટી કાઢ

અને તે સવારોને શેતાબ હિંદુસ્તાન તરફ ઉતાવળો લઈ જા—જાદૂગરોના મુલકનો ખોદા નાશ કરજો!"

તેવીજ રીતે નૌદરનો છોકરો ગોસ્તહમ રૂમ તરફ ગયો—અને ચીન ૧૨
તરફ ગુરાઝેહ શેતાબ ચાલ્યો

હવે પેલી તરફ જેહાન જોય ગુશ્તાસ્પ આસુભરી આખ્યોએ—ગુસ્સામાનો ગુસ્સામાજ આગળ વધ્યો જતો હતો

એવી રીતે તે કબુલ નઝદીક આવી પહોચ્યો ત્યાં સૂધી ચાલ્યા કીધો—જ્યા તેણે ઝાડપાન, ફળફળાદી, લીલોતરી અને પાણીનો ઝરો જોયો

તે ખુશી ભરેલી જગ્યાએ તેઓ ઉતર્યા—તેઓ એક દહાડો થોભ્યા અને આસાયેશ લીધી

તેને માટે તમામ પહાડો શેકારથી ભરેલા હતા—અને નદીના પાણી મય અને દૂધની મિસાલના હતા

અંધારી રાત છતાં તેણે શરાબદાર પાસે શરાબ મંગાવ્યો—અને પાણીના ચશ્મા આગળ બેઠક કરવા મીણબત્તિઓ લાવી સળગાવી

જ્યારે દુન્યાને રોશન કરનાર આફતાબ પહાડ ઉપરથી રોશન થયો—ત્યારે તેઓ બાઝ પક્ષી અને શિકારી કુતરા લઈ જંગલમાંથી બાહેર પડયા.

પેલી તરફ ઝરીર પણ તેની પછાડી શેતાબીથી દોડતો હતો—તે રસ્તામા કેથે પણ જરાએ થોભ્યો નહીં.

જ્યારે દૂરના રસ્તા ઉપરથી ઘોડાઓનાં પગલાના આવાઝ આવ્યા—ત્યારે સવારો શિકારનાં જંગલમાથી બાહેર નીકળી આવ્યા

ચુ બેન્હાદ ગુશ્તાસ્પ ગૂશ અન્દરાન
ચુનીન ગોફ્ત બા નામવરૂ મેહુતરાન
૧૩ કે ઈન્ જોશ્ બઆવાઝે અસ્પે ઝરીરૂ
નમાનદ કે ઊ દારદ આવાએ શીરૂ
બતન્હા નેયામદ ગરૂ ઊ આમદસ્ત
કે બા લશ્કરી જન્ગ્જૂ આમદસ્ત
હનૂઝ અન્દરીન્ બુદ કે ગર્દે બેનફૂશ
પદીદ આમદો પીલ પયકરૂ દેરફૂશ
ઝરીરે સેપહબુદ બપીશે સેપાહુ
ચુ બાદે દમાન્ અન્દરૂ આમદ ઝે રાહુ
ચુ ગુશ્તાસ્પરા દીદ ગેર્યાન્ બેરફ્ત
પેયાદહુ બદ્ રૂય બેન્હાદ તફ્ત
જહાન્આફ્રીન્રા સેતાયેશ ગેરેફ્ત
બપીશે બેરાદરૂ નેયાયેશ ગેરેફ્ત
ગેરેફ્તન્દ મરૂ યક દેગરૂરા કેનારૂ
બેરફ્તન્દ ગેર્યાન્ દરૂ આન્ મરૂઘઝારૂ
ઝે લશ્કરૂ હરાન્ કસ કે બુદ પીશરવ
વરા ખાન્દી શાહુ લોહુરાસ્પ ગવ
બેખાન્દન્દો નઝ્દીક બેશાન્દન્દ
ઝે હરૂ જાએગાહી સખુન રાન્દન્દ
ચુનીન્ ગોફ્ત અઝીશાન્ યકી નામવરૂ
બગુશ્તાસ્પ કય ગોર્દે ઝરૂરીન્ કમરૂ
૧૪ સેતારહુશેનાસાન્ અઝ્ ઈરાન્ ગોરૂહુ
હરાન્કસ કે દીદીમ દાનેશ પેઝૂહુ
બઅખ્તરૂત ગૂયન્દ કયખુસ્રવી
બશાહી બરાન્ પાયગહુ બરૂ શવી
કુનૂન્ કેહુતરે શાહે હેન્દુસ્તાન્
બેબાશી નબાશીમ્ હમદાસ્તાન્
અઝીશાન્ કસી નીસ્ત યઝ્દાન્પરસ્ત
યકી હમ નદારન્દ બા શાહુ દસ્ત
નેગરૂ તા પસન્દ આયદ અન્દરૂ ખરદ
કુજા રાએરા શાહુ ફર્માન્ બરદ

જ્યારે ગુશ્તાસ્પે તે આવાઝ સાંભળ્યો-ત્યારે પોતાના નામવર સરદારોને એ પ્રમાણે કહ્યું,

કે "આ ઝરીરના ઘોડા સિવાય બીજાનો આવાઝ-લાગતો નથી કારણકે તેનોજ સિંહના જેવો સાદ છે

જો તેજ આવતો હશે તો તે કાંઇ એકલો આવે નહીં-બલ્કે એક લડાયક લશ્કર સાથ આવતો હશે"

હજુ તો તે એમ બોલતોજ હતો તેટલામાં કાળી ધૂળ-ઉડવા માંડી અને હાથીની સૂરત સાથનો ઝુંડો દેખાયો

તે રાહમાથી સરદાર ઝરીર લશ્કરની હરોલમાં શિતાબી કરતો આવી લાગ્યો.

જ્યારે તેણે ગુશ્તાસ્પને જોયો ત્યારે તે પેયાદો થઇને રડતો રડતો તેની સામે ગયો,

તેણે ખોદાતાલાના શુક્રાના કીધા-અને પોતાના ભાઇ ગુશ્તાસ્પ આગળ નમન કર્યું

તેઓએ એક બીજાને બગલગીરી કીધી-અને રડતા રડતા પેલી જગ્યા તરફ ગયા

પછી લશ્કરમાંથી જે કોઈ કે સરદાર હતા અને જેઓને પાદશાહ લોહરાસ્પ બહાદુર પેહલવાન તરીકે બોલાવતો હતો,

તેઓને બોલાવ્યા અને પાસે બેસાડયા-અને દરેક બાબતની વાત ચલાવી

તેઓમાથી એક નામવરે ગુશ્તાસ્પને કહ્યું કે "ઓ સોનેરી કમરબદવાળા પેહલવાન!

ઈરાની નુજૂમીઓમાના જેઓને કે અમો ઘણા કાબેલ સમજીયે છિયે,

તેઓ તારા નસીબ માટે કહે છે કે 'તુ પાદશાહ કયખુસરૂ જેવોજ નસીબવાન છે-અને પાદશાહી કરવામા તુ તેનાજ મરતબા જેવો થશે'

હવે તુ હિંદુસ્તાનના રાજાનો તાબેદાર-થઇ રહે તે બાબતમા અમો તારી સાથ મળતા થતા નથી.

તેઓમાથી કોઇ પણ યઝ્દાનપરસ્ત નથી-તેથી તેઓમાનો એકપણ તુ પાદશાહ સાથ કદી મળતો થવાનો નથી

વિચાર કર અને કહે કે આ વાત અકલ કબૂલ કરશે-કે તું ભવિષ્યનો ઈરાનનો પાદશાહ, હિંદુ રાજાનો* તાબેદાર બને?

---

* આગળા વખતમા જેમ દરેક મુલકના રાજાઓ ચોકસ નામે ઓળખાતા હતા, તેમજ આ "રાય" તે હિંદુસ્તાનના રાજાને નામે ઓળખાતો હતો રૂમના પાદશાહને "કયસર" અને ચીનના પાદશાહને "ખાકાન" અથવા "ફગફૂર" કહેતા હતા "ખાકાન" બોલ તુર્કી છે ખરો પણ હાલ અરબી શબ્દ તરીકે વપરાય છે અને અરબી કાયદા મૂજબ તેનુ બહુ વચન પણ કરે છે (બહુ વચન "ખવાકીન") એ શબ્દનો અર્થ તુર્કીમા "પાદશાહ" થાય છે

"ફગફૂર" અથવા "ફેગફૂર" બે શબ્દનો બનેલો છે એક લખનાર એને "ફઘ" મૂર્ત્તિ અને "પૂર" છોકરો કરીને સમજાવે છે તારતરી દેશના લોકો આગળ મૂર્ત્તિપૂજક હતા અને એક પાદશાહે પોતાના છોકરાને તારતરીમા પૂજાતી મૂર્ત્તિને અર્પણ કર્યો હતો તે ઉપરથી તારતરીના પાદશાહના છોકરાને "ફગફૂર" કરી કહેતા હતા પણ વધારે ખરો ખોલાસો આપણને આ રીતે મળે છે, કે "ફગફૂર" બોલનો ખરો ઉચ્ચાર "ફેગફૂર" છે અને તે અરબીમા વપરાતા તેના બે અક્ષર "ફ" માં બદલાઇ ગયા છે અસલ બોલ "બેગપૂર" છે. તારતરીમા અમીર ઉમ્રાઓના નામને છેડે "બેગ" નો એલ્કાબ લગાડવામાં આવે છે જેમકે "ઉઝુનબેગ" નામના એક તારતાર સરદારના નામ ઉપરથી તુર્કેસ્તાનના લોકોને આજે "ઉઝબક" કરીને પણ કહેવામા આવે છે આ ઉપરથી ખુલ્લું માલૂમ પડી આવે છે કે તારતરીના પાદશાહના છોકરાને એટલે કે તારતરીના શાહઝાદાને "બેગપૂર" કહેતા હતા જે શબ્દ પાછળથી અરબીમા વપરાવા લાગ્યાથી "ફેગફૂર" અથવા "ફગફૂર" થયો છે. તારતરીનાં લશ્કની સરદારી હમેશે પાદશાહના છોકરાને કદીમ ઝમાનામા મળતી હતી કયખુસરૂ સાથના તારતરીના પાદશાહની લડાઈનુ વર્ણન આપતા ફિર્દોસી "ખાકાને ચીન" અને "ફગફૂર" બન્ને બોલ વાપરે છે, ત્યા તેની સમજ એજ કે "ખાકાન" પાદશાહને માટે ફિર્દોસી વાપરે છે અને "ફગફૂર" તારતરીના સેનાપતિને માટે વાપરે છે, જે તારતરીના પાદશાહનો છોકરોજ હોય છે, 'ચીન" શબ્દ તારતરીના દેશને માટે છે જેને હાલ Chinese Tartary કહે છે. અસલ મુલક ચીનને

તોરા અઝ પેદર્ સરૂબસર્ નીકુઇસ્ત
નદાનમ્ કે આઝોરૂદન્ અઝ બહ્રે ચીસ્ત
ચુ બેશ્નીદ ગુશ્તાસ્પ્ બેગ્રીસ્ત ઝાર્
બેબારીદ અઝ દીદહ્ ખૂન્ બર્ કેનાર્
પસ આન્ગાહ્ ગોફ્તા કે અય નામજૂય
નદારીમ નઝ્દે પેદર્ આબ્રૂય
બકાઊસેયાન્ દારદ ઊ નીકવી
બુઝોર્ગીઓ હમ અફ્સરે ખુસ્રવી
મરાઓ તોરા નઝ્દે ઊ જાએ નીસ્ત
બેહ્. અઝ બન્દગી કર્દનશ રાએ નીસ્ત
ઝે બહ્રે તો મન્ બાઝ ગર્દમ કુનૂન્
ઝે લોહ્રાસ્પ્ દારમ દેલી પુર્ ઝે ખૂન્
અગર્ તાજે ઈરાન્ સેપારદ બમન્
પરસ્તેશ કુનમ્ ચૂન્ બુતાન્રા શમન્
વગર્નહ્ નબાશમ બદર્ગાહે ઊય
નગર્દદ દેલમ્ રઉશન્ અઝ માહે ઊય
બજાઈ શવમ્ કમ્ નયાબન્દ નીઝ
બલોહ્રાસ્પ્ માનમ્ હમહ્ મર્ઝો ચીઝ
બેગોફ્ત ઇનો બર્ગશ્ત અઝાન્ મર્ઘઝાર્
બેયામદ બરે નામવર્ શહ્રયાર્
ચુ બેશ્નીદ લોહ્રાસ્પ્ બા મેહ્તરાન્
પઝીરહ્ શુદશ બા સેપાહી ગરાન્
જહાનજૂય રૂએ પેદર્ દીદ બાઝ
ફેરૂદ આમદ અઝ અસ્પો બોર્દશ નમાઝ
વરા તન્ગ્ લોહ્રાસ્પ્ દર્ બર્ ગેરેફ્ત
બદાન્ પૂઝેશ આસાયેશ અન્દર્ ગેરેફ્ત
કે તાજે તો તાજે સરે માહ્ બાદ
ઝે તો દીવરા દસ્ત કૂતાહ્ બાદ
કે હઝ્માન્ બેયામૂઝદત્ રાહે બદ
ચુ દસ્તૂરે બદ દર્ બરે શાહે બદ
ઝે શાહી મરા નામે તાજસ્તો તખ્ત
તોરા મેહ્રો પયમાનો ફર્માનો બખ્ત

વરા ગોફ્ત ગુશ્તાસ્પ્ કય શહ્રયાર્
મનમ્ બર્ દરત્ ચૂન્ યકી પીશકાર્
અગર્ કમ કુની જાહ્ ફર્માન્ કુનમ્
બપયમાને તૂ દેલ ગેરઉગાન્ કુનમ્
બુઝોર્ગાન્ કે બૂદન્દ બા ઊ બરાહ્
બેરફ્તન્દ શાદાન્ બઅયવાને શાહ્
બેયારાસ્ત અયવાને ગઉહર્ નેગાર્
નેહાદન્દ ખાનો મયે ખુશગુવાર્
યકી જશન્ કર્દન્દ કઝ ચર્ખે માહ્
સેતારહ્ બેબારીદ બર્ પીશગાહ્
ચુનાન્ શુદ ઝે મસ્તી કે હર્ મેહ્તરી
નેહાદન્દ અઝ ગુલ બસર્ અફ્સરી

તારી સાથની બાપની વર્તણુક તો સઘળી ભલીજ છે-ત્યારે હું જાણુતો નથી કે એમ દુ:ખી થવાનું તને કારણ શું છે?"

જ્યારે ગુશ્તાસ્પે એ રીતનું સાંભળ્યુ ત્યારે તે ઘણો રડયો-અને પોતાના ખોબામા તેણે આંખમાંથી આસુ વરસાવ્યાં.

પછી તે બોલ્યો કે "ઓ નામ શોધનાર ભાઈ!-આપણે બાપની નઝદીક કશી પણ આબરૂ ધરાવતા નથી.

તે તો બસ કાઊસની ઔલાદનાઓનુ ભલું કરવા બેઠો છે-મોટાઇ તેઓનેજ આપે છે અને પાદશાહી તાજ પણ તેઓનેજ બક્ષવાનો છે.

તેની આગળ તારો કે મારો મરતબો હવે રહ્યો નથી-માટે પારકા રાજાની તાબેદારી કરવા કરતાં બધારે સારી સલાહ હું જોતો નથી

જોકે લોહરાસ્પ તરફથી મારૂ દિલ તો દુ:ખીજ છે-છતાં હવડાં હું ૧૨
તારે ખાતેરજ પાછો ફરૂ છું.

અગર તે ઈરાનનું તાજ મને સોપશે-તો જેમ બુતપરસ્તો પૂતળાંની પૂજા કરે છે તેમ હું તેની પૂજા કરીશ

નહીં તો હુ તેની દરબારમા રહેવાનો નથી-અને તેનો માહતાબ જેવો ચેહરો જોવાથીજ દિલ રોશન થવાનું નથી

હું એવી જગ્યાએ જતો રહીશ કે જ્યાં કોઈ મને શોધી શકશે નહીં-સઘળો મુલક અને ખઝાનો લોહરાસ્પ માટે રહેવા દઇ જઈશ."

એટલું કહી તે પેલી જગ્યાએથી પાછો ફર્યો-અને નામવર પાદશાહની નઝદીક આવ્યો

જ્યારે લોહરાસ્પે એ સાભળ્યુ ત્યારે તે સરદારો અને એક મોટાં લશ્કર સાથ તેને એસ્તેકબાલ ગયો

જ્યારે તે જેહાન શોધનાર બેટાએ ફરી બાપનો ચેહરો જોયો-ત્યારે તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને તેને નમન કર્યું

લોહરાસ્પે તેને ચાંપીને કોટી કીધી-અને તેની ઓઝરખાહી કરીને સતોષ મેળવ્યો

અને બોલ્યો કે "તારા માથાંનું તાજ ઓ બેટા! માહતાબનાં માથાનાં તાજ જેવું થજો!-એહરેમન તારી ઉપર ફાવતો ના!

જે એહરેમન તને ઊંધે રસ્તે ચાલવાને સમજાવે છે-જેમ બૂરો વઝીર બૂરા પાદશાહને બૂરી સલાહ આપે છે તેમ તે તને બૂરી સલાહ આપે છે

પાદશાહી તાજ અને તખ્તના ધણીનું નામ મને મળ્યું છે ખરૂં- ૧૧
પણ રૈયતની વફાદારી અને રાજભક્તિ અને સત્તા તેમજ બુલંદ સેતારો
ખોદાએ તને બક્ષેલો છે"

ગુશ્તાસ્પે તેને કહ્યું કે "ઓ પાદશાહ!-તારી દરબારમા હુ એક નોકર મિસાલ છું.

અગર તુ મારો મરતબો ઘટાડે તોપણ હું તને તાબેદારજ રહીશ-તારી તરફ વફાદારજ રહીશ તેને માટે મારો જીવ પણ ગિરવી આપીશ"

પછી જે બુઝોર્ગો કે તેની સાથે સફરમાં હતા-તેઓ ખુશહાલ દિલે પાદશાહના મેહલમા ગયા.

તેણે પોતાનો ગોહર જડિત મેહલ સણગાર્યો-ખાણાના ખુમચા ગોઠવાયા અને લેહઝતદાર મય રેડાયો.

તેઓએ એક એવી તો ખુશીની મજલેસ કીધી કે ચદ્રનાં આસ્માન ઉપરથી-તે જશનની જગ્યાએ સેતારા વરસવા લાગ્યા

તેઓ મયથી એવા તો મસ્ત બન્યા કે દરેક સરદારે-ફૂલનાં તાજ પોતાને માથે મૂકયાં

---

તાબેનો હતો ઘણીક વખત ફાર્સી લખનારાઓ Chinese Tartary ના પાદશાહને માટે "ફગફૂર" અને "ખાકાન" બન્ને શબ્દ વાપરે છે ફિર્દોસી પણ કોઈ વેળા "ફગફૂર" તો કોઈ વેળા "ખાકાન" વાપરે છે. જ્યા બન્ને સાથે વાપરે છે, ત્યાં "ખાકાન" પાદશાહને માટે અને "ફગફૂર" સેનાપતિને માટે વાપરે છે

બેરફ્તન્દો ખુગ્ઝશ્ત ચન્દી બરીન્
નદીદ આન્ જવાન્ અઝ્ પેદર્ આફ્રીન્

બકાઊસેયાન્ બૂદ લોહુરાસ્પ્ શાહ
હમીશહ્ કે કયખુસ્રવશ્ બૂદ યાદ
હમી રીખ્ત ગુશ્તાસ્પ્ અઝ્ દરૂદ ખૂન્
હમી ગોફ્ત હર્ગૂનહ્ બા રહ્નમૂન્
૧૭ બદૂ ગોફ્ત હર્ ચન્દ કૂશમ બરાય
નેયારમ હમી ચારએ ઈન્ બજાય
અગર્ બા સવારાન્ શવમ્ મેહ્તરી
ફેરેસ્તદ પેદર્ નીઝ્ બા લશ્કરી
બયારહ્ કે રહ્ બાઝ્ ગર્દાનદમ્
બસી ખાહેશો પન્દહા રાનદમ્
વ તનહા રવમ્ નન્ગ્ દારમ્ હમી
કે લોહુરાસ્પ્ દેલ્ તન્ગ્ દારમ્ હમી
દેલે ઊ બકાઊસેયાનસ્ત શાદ
નેયાબદ ગુઝર્ મેહ્રે ઊ બર્ નેઝાદ
ચુ તનહા રવમ્ ચૂન્ કુનદ ખાસ્તાર્
ચે દાનદ કે મન્ ચૂન્ શુદમ્ શહ્રયાર્

ત્યાર પછી તેઓ સઘળા વીખરાઈ ગયા અને એ ઉપર પણ કેટલોક વખત નીકળી ગયો-હજુ પણ ગુસ્તાસ્પે પોતાના બાપ તરફથી કશી મેહરબાની ઉતરતી જોઇ નહીં

હજુ પણ લોહરાસ્પ કાઊસના નબીરાઓ ઉપરજ ખુશહાલ હતો-અને હમેશે તે કયખુસરૂનીજ યાદ કરતો હતો

એ જોઈ હજુ પણ ગુસ્તાસ્પ દુ:ખથી આંસુ પાડતો હતો-અને પોતાના સલાહકાર સાથે દરેક બાબતની મસ્લહત કરતો હતો.

ગુસ્તાસ્પે તેને કહ્યું કે "હુ ગમે એટલી ડહાપણભરી યુક્તિઓ કરૂં છું-છતાં આ વાતનો કશો ઉપાય મારે હાથ આવતો નથી.

જો હુ મારા સવારોને લઇ જતો રહુ છું-તો બાપ પણ લશ્કર સાથ કોઇ સરદારને મોકલશે

જે મને અનેક યુક્તિઓ અને ચારાથી ડાહીડાહી શીખામણ અને આજેઝીથી મારે રસ્તેથી પાછો ફેરવશે

હવે જો હુ એકલોજ નીકળી પડુ છુ તો મને શર્માવું પડે છે-અને વળી લોહરાસ્પથી વધારે દુ:ખી બનું છુ

તેનો જીવ કાઊસની ઔલાદના શાહઝાદાઓને જોઇનેજ ખુશ રહે છે-પોતાની ઔલાદ ઉપર તેનો વહાલ આવતોજ નથી

તેથી જો હું એકલો ચાલી જાઉં તો પાદશાહ મને કેમ પાછો બોલાવી શકશે? અને કેમ જાણશે કે હુ કેમ નાસી ગયો?"

## બાઝ્ બર્ખાસ્તહ્ રફ્તને ગુશ્તાસ્પ્ અઝ્ પીશે પેદર્ બરૂમ્.

———:o·———

શબે તીરહ્ શબ્દીઝે લોહુરાસ્પી
બેયાવરૂદ બા ઝીને ગુશ્તાસ્પી
બેપૂશીદ ઝરૂબફ્તે ચીની કબાય
કે તાજ્ અન્દર્ આવીખ્ત પરૂરે હોમાય
અઝ્ ઈરાન્ સુએ રૂમ્ બેન્હાદ રૂય
પેદર્ ગાહ્ જૂયો પેસર્ રાહ્જૂય

પેદર્ ચૂન્ કે ગુશ્તાસ્પ્ આગાહ્ શુદ
બપીચીદો શાદીશ કૂતાહ્ શુદ
૧૮ ઝરીરો હમહ્ બેખ્રદાન્રા બેખાન્દ
કે ગુશ્તાસ્પ્ ચન્દી સુખુનહા બેરાન્દ
બદીશાન્ ચુનીન્ ગોફ્ત કીન્ શીરૂમરૂદ
સરે તાજ્દારાન્ દર્ આરદ બગરૂદ
ચે બીનીદો ઈન્રા ચે દર્માન્ કુનીદ
નશાયદ કે ઈન્ બર્ દેલ્ આસાન્ કુનીદ
ચુનીન્ ગોફ્ત મૂબેદ કે અય નીકુબખ્ત
ગેરામી બમર્દાન્ બુવદ તાજો તખ્ત
ચુ ગુશ્તાસ્પ્ ફર્ઝેન્દ કસરા નબૂદ
ન હર્ગેઝ્ કસ અઝ્ નામદારાન્ શનૂદ
તોરા પાદશાહી અઝ્ ઊ શુદ ફેઝૂન્
કે બીમશ હમહ્ દુશ્મનાન્ સર્ નેગૂન્
કે હર્સૂ બેબાયદ ફેરેસ્તાદ કસ
દેલાવર્ બુઝોર્ગાને ફર્યાદ રસ

## ગુશ્તાસ્પનું બાપની આગળથી પાછું રૂસાઇને રૂમ ચાલી જવું.

———·o:———

અધારી રાતને વખતે લેહરાસ્પના "શબ્દીઝ" નામના ઘોડા ઉપર ગુશ્તાપનુ ઝીન બાધીને લાવવામા આવ્યો

પછી ગુશ્તાસ્પે ચીન દેશનો કસબી પોશાક પેહેર્યો-એને હોમા પક્ષીના પીછ ખોસેલું તાજ સર ઉપર મૂક્યુ

હવે તેણે ઈરાન છોડી રૂમ તરફ ચાલુ મૂક્યું-બાપ તાજ તખ્ત હાથમા રાખી મૂકવા વિચાર કરતો હતો અને છોકરો દૂર દેશાવર ચાલી જવાના વિચારમા હતો

જ્યારે ગુશ્તાસ્પની વાતથી તેનો બાપ વાકેફ થયો-ત્યારે તે દુ:ખી થયો અને તેની ખુશહાલી બધ પડી ગઈ

તેણે ઝરીર અને બીજા દાનેશમદોને બોલાવ્યા-અને ગુશ્તાસ્પ માટે ઘણુક બોલ્યો

તેઓને એ પ્રમાણે કહેવા લાગ્યો કે "આ નર સિહ જેવો છોકરો-લડવામા એવો છે કે ભલાભલા પાદશાહોનાં માથાં કાપી ધૂળમા નાખે

માટે એ બાબતમા તમારો શુ વિચાર છે તમો શું સલાહ આપો છો?-એ બાબતને તમો હલકી જેવી ના ગણતા?"

ત્યારે પેલા દાનાઓમાથી એક જણ બોલ્યો કે "ઓ નેક બખ્ત પાદશાહ! તાજ અને તખ્ત બહાદુર માણસોને ઘણાજ વહાલાં હોય છે

ગુશ્તાસ્પના જેવુ ફર્ઝંદ કોઈ બીજાને ત્યા થયું નથી-કે કોઇ નામદારે તેવુ પયદા થયલું કદી સાભળ્યુ પણ નથી

તારી પાદશાહીનો વધારો તેનાથીજ થયો છે-તેનીજ ધાકથી તારા સઘળા દુશ્મનોના સર ઊંધા પડયાં છે

માટે ઝરૂરતને વખતે કામ લાગે એવા બહાદુર અમીરોને તારે ચો તરફ રવાના કરી દેવા જોઇયે.

બરૂ ઊ બાઝ ગર્દદ તો ઓફૂતી મકુન્
હોનરૂ જૂયો બા આઝ જોફૂતી મકુન્
કે તાજે કયાન્ ચૂન્ તો બીનદ બસી
નમાનદ હમાન્ મેહ્રે ઊ બરૂ કસી
બગુશ્તાસ્પ દેહ્ ઝીન્ જહાન્ લશ્કરી
બેનેહ્ બરૂ સરશ નામ્દારૂ અફૂસરી
જોઝ અઝ પહ્લવાન્ રોસ્તમે નામ્દારૂ
બગીતી ન બીનીમ્ ચૂન્ ઊ સવારૂ
બબાલાઓ ફરૂહ્ન્ગો દીદારો હુશ
ચુનૂ નામ્વરૂ નીઝ નશ્નીદ ગૂશ
ફેરેસ્તાદ લોહ્રાસ્પ ચન્દી મેહાન્
બજોસ્તન્ ગેરેફૂતશ બગેર્દે જેહાન્
બેરફૂતન્દો નઉમીદ બાઝ આમદન્દ
કે બા અખ્તરે દીરૂસાઝ આમદન્દ
નેફૂહેશ બદાન્ બખ્શે લોહ્રાસ્પ બૂદ
ધમો રન્જે તન્ બહ્રે ગુશ્તાસ્પ બૂદ

અને જો તે પાછો ફરે તો તું બખીલાઈ ના કરતો-તેની સાથ તદબીરથી કામ લેજે અને લોભ ના કરતો

કારણ આ કયાની તાજ તારી માફક ઘણા જણ જોશે-તેમજ તેની માયા મેહરબાની કાંઈ એકજણ ઉપરજ ઘણો વખત સુધી નહીં રહેશે.

તું ઈરાન દેશનું તમામ લશ્કર ગુશ્તાસ્પને હવાલે કર-અને તેનાં માથા ઉપર કીર્ત્તિનું તાજ મેલ.

નામદાર રૂસ્તમ પેહલવાન સિવાય-તેના જેવો કોઈ પણ સવાર અમો ૧૯
જેહાનમાં કેથે પણ જોતા નથી.

કદમાં તેમજ દાનાઈમાં તથા ખૂબસૂરતીમાં અને હુશ્યારીમાં-તે નામદારના જેવો કોઈ કાને પણ સાંભળ્યો નથી"

ત્યારે લોહરાસ્પે વિદ્વાન નુજૂમીઓને તે કયા ગયો છે તે સેતારાઓની ચાલ ઉપરથી શોધી કાઢવા મોકલ્યા.

તેઓ શોધવા ગયા ખરા પણ નાઉમેદ થઇને પાછા આવ્યા-કારણકે તેના ગ્રહો ઘણા નબળા છે એમ જોઈ આવ્યા

તે ઉપરથી લોહરાસ્પનાં નસીબમાં ઠપકો આવ્યો-દેહનું દુઃખ અને દિલગીરી ગુશ્તાસ્પના ભાગ્યમા હતી

## ગુઝશ્તને ગુશ્તાસ્પ્ અઝ્ દર્યા વ રસીદનશ્ બરૂમ્ વ અઝ્ બીનવાઈ તલાશે પીશહ્વરી દર્ આન્ મર્ઝ્.

—— ૦.——

ચુ ગુશ્તાસ્પ્ નઝ્દીકે દર્યા રસીદ
પેયાદહ્ શુદો બાઝ્ખાહશ બેદીદ
યકી પીરહ્ સરૂ બૂદ હીશૂય નામ્
જવાન્મર્દો બીદારો બા ફરૂરો કામ્
બરૂ ઊ આફ્રીન્ કરૂદ ગુશ્તાસ્પ્ ગોફૂત
કે બા જાને પાકત્ ખેરદ બાદ જોફૂત
અઝ ઈરાન્ યકી નામ્જૂયમ્ દબીરૂ
ખેરદ્મન્દો રઉશન્ દેલો યાદ ગીરૂ
બકશ્તી બરીન્ આબ્ ગરૂ બુગ્ઝરમ
સેપાસી નેહી જાવેદાન્ બરૂ સરમ
બદૂ ગોફૂત્ શાયેસ્તઈ તાજ્રા
હેગરૂ જઉશનો ખૂદો તારાજ્રા
કુનૂન્ રાઝ બુફૂશાયો બા મન્ બગૂય
અઝીન્ સાન્ બદર્યા ગુઝશ્તન્ મજૂય
મરા હદયહ્ બાયદ દેગરૂ ગોફૂત્ રાસ્ત
તોરા રાયો રૂએ દબીરી કુજાસ્ત
ઝે હીશૂય બેશ્નીદ ગુશ્તાસ્પ્ ગોફૂત
કે અઝ તૂ મરા નીસ્ત ચીઝી નેહોફૂત
ઝે મન્ હરૂચે ખાહી નદારમ દેરીઘ
અઝીન્ અફૂસરો અસ્પો દીનારો તીઘ
ઝે દીનારૂ લખ્તી બહીશૂય દાદ
અઝાન્ હદયહ્ શુદ મરૂદ ગીરન્દહ્ શાદ

## ગુશ્તાસ્પનું નદી ઓળંગી જવું અને તેનું રૂમમાં પહોચવું અને મુફલેસીને લીધે તે મુલકમાં ધંધાની શોધમાં રખડવું.

——:•·——

જ્યારે ગુશ્તાસ્પ દર્યા નઝદીક આવી પહોચ્યો-ત્યારે તે ઘોડા ઉપરથી પેયાદો થયો અને ત્યાના વાપરવેરો ઉઘરાવનારાએ તેને જોયો.

તે એક બુઢ્ઢો "હીશૂય" નામનો હતો-જે ઉદાર દિલનો, હોશ્યાર, નૂરી ચેહરાનો અને ભાગ્યશાળી શખ્સ હતો

ગુશ્તાસ્પે તેની ઉપર દોઆ કરી કહ્યું-કે "તારા પાક જીવ સાથ ડહાપણ જોડાયલું હોજો !

હું ઈરાનનો એક ડહાપણ ભરેલો, ચાલાક દિલનો અને યાદદાશ્ત શક્તિવાળો નામીચો મુન્શી છું

જો તું મને હોડીમા બેસાડી પેલે પાર ઉતારશે-તો હમેશ સૂધી તારો આભાર મારી ઉપર રહી જશે"

ત્યારે પેલાએ જવાબ દીધો કે "તું તો તાજ, બખ્તર, લોઢાંની ૨૦
ટોપી અને લૂટ ચલાવવાને લાયકનો દેખાય છે.

માટે હવે જે કાઈ તારો ભેદ હોય તે મને કહીદે અને મને એવી રીતે ઉડાવીને પાર ઉતરવાનો વિચાર છોડી દે."

વળી તે ખુલ્લે ખુલ્લું બોલ્યો કે "મને તો કાંઇ બક્ષેશ જોઇયે-મુન્શીપણાની રીત કે ડોળ તારામા કયાં છે?"

જ્યારે ગુશ્તાસ્પે હીશૂઈથી એવી વાત સાંભળી ત્યારે તે બોલ્યો-કે "મને તારીથી કોઈ પણ વાત છૂપાવવી નથી

આ તાજ, તલવાર, ઘોડો કે દીનારમાથી-તું જે કાંઈ મારી પાસે માંગશે તે હું તને આપીશ"

પછી તેણે પોતાના દીનારમાથી થોડાક હીશૂઇને આપ્યા-તે હદયાથી પેલો દીનાર લેનારો મર્દ ઘણો ખુશી થયો.

ઝે કશ્તી સખુફ્ બાદ્બાન્ બરૂકશીદ
જહાન્જૂયરા સૂએ ખુશ્કી કશીદ
યકી શારૂસાન્ બુદ બરૂમ અન્દરૂન્
સે ફર્સન્ગ્ બાલાએ શહૂરશ ફેઝૂન્
બરૂ આવર્દઈ સલ્મ જાએ બુઝોરૂગ્
નેશાસ્તન્ગહે કયસરાને સુતોરૂગ્
ચુ ગુશ્તાસ્પ્ આમદ બદાન્ શારૂસાન્
હમી જોસ્ત જાઈ દરાન્ કારૂસાન્
૨૧ હમી ગશ્ત યક્ હફ્તહ્ દરૂ ગેર્દે રૂમ
હમી કારૂ જોસ્ત અન્દરૂ આબાદ બૂમ
ચુ ચીઝી કે બૂદશ બેખુર્દો બેદાદ
હમી રફ્ત નાશાદો લબ્ પુરૂ ઝે દાદ
ચુ દરૂ શહૂરે આબાદ ચન્દી બેગશ્ત
અઝ્ અયવાન્ બદીવાને કયસરૂ ગુઝશ્ત
બઓસ્કોફ્ ચુનીન્ ગોફ્ત કય દસ્તગીરૂ
ઝે ઈરાન્ યકી નામ જૂયમ દબીરૂ
બરીન્ કારૂ બાશમ તોરા યારૂમન્દ
ઝે દીવાન્ કુનમ હરૂચે બાયદ પસન્દ
દબીરાન્ કે બૂદન્દ દરૂ બારૂગાહ્
હમી કરૂદ હરૂયક્ બદીગરૂ નેગાહ્
કઝીન્ કેલ્કે પૂલાદ ગેર્યાન્ શવદ
હમાન્ રૂએ કેર્તાસ બેર્યાન્ શવદ
યકી બારહ્ બાયદ બઝીરશ બલન્દ
બબાઝૂ કમાનો બઝીન્ બરૂ કમન્દ
બઆવાઝ્ ગોફ્તન્દ મારા દબીરૂ
નબાયદ ઝે ઈદરૂ રહે ખીશ ગીરૂ
ચુ બેશ્નીદ ગુશ્તાસ્પ્ દેલ્ પુરૂ ઝે દરૂદ
ઝે દીવાન્ બેયામદ દો રોખ્સારહ્ ઝરૂદ
૨૨ યકી બાદ સરૂદ અઝ્ જેગરૂ બરૂ કશીદ
બસૂએ ગલહ્દારે કયસરૂ કશીદ
જવાન્મરૂદરા નામ નસ્તારૂ બૂદ
દેલીરો ખેરદમન્દો હોશ્યારૂ બૂદ
બનઝ્દીકે નસ્તારૂ ચૂન્ શુદ ફરાઝ્
બરૂ ઊ આફ્રીન્ કર્દો બોર્દશ નમાઝ્
નેગહ્ કરૂદ ચૂપાનો બેન્વાખ્તશ
બનઝ્દીકીએ ખીશ બેન્શાખ્તશ
ચે મર્દી બદૂ ગોફ્ત બા મન્ બેગૂય
કે હમ શાહ્ ખૂઇઓ હમ શાહ્ રૂય
ચુનીન્ દાદ પાસોખ્ કે અય નામદારૂ
યકી ફુરૂરહ્ તાઝમ દેલીરો સવારૂ
મરા ગરૂ બેદારી બકારૂ આયમત
બરન્જો બબદ નીઝ્ યારૂ આયમત
બદૂ ગોફ્ત નસ્તારૂ અઝીન્ દરૂ બેગરૂદ
તો ઈદરૂ ઘરીબીઓ બીપાય મરૂદ
બેયાબાનો દર્યાઓ અસ્પાન્ યલહ્
બનાઆશના ચૂન્ સેપારમ ગલહ્
ચુ બેશ્નીદ ગુશ્તાસ્પ્ ઘમગીન્ બેરફ્ત
હમી પૂસ્ત બરૂ તનશ ગોફ્તી બેકફ્ત
૨૩ હમી ગોફ્ત હરૂકસ કે દર્દે પેદરૂ
બેજૂયદ અઝીન્ બદ્તરૂ આયદ પેસરૂ

અને તુરત તેણે કિશ્તી ઉપર સઢ ચઢાવ્યા-અને જેહાનના શોધનારા ગુશ્તાસ્પને પેલે પાર લઈ ગયો.

હવે રૂમના ઈલાકામાં એક જિલ્લો હતો-જેનાં પાયતખ્ત શેહરની લમ્બાઈ ત્રણ ફર્સંગ જેટલી હતી.

તે મહાભારત જગ્યા ફરીદૂનના છોકરા સલ્મે વસાવી હતી-અને મહાન કયસરોનું પાતખ્ત ત્યાજ હતું.

જ્યારે ગુશ્તાસ્પ તે શેહરમાં આવ્યો-ત્યારે તે ઉદ્યોગી શેહરમાં પોતાનાં રહેઠાણ માટે એક જગ્યા શોધવા લાગ્યો

તે એક અઠવાડિયાં સૂધી રૂમ શેહરમાં ભટકતો ફર્યો-તે આબાદ શેહરમા લોકો પાસે કાંઇ કામ ધધો માગવા લાગ્યો.

જ્યારે તેની પાસેની જે કાંઈ ચીઝો હતી તે ખાઇ ખર્ચાઈ ગઈ-ત્યારે તે દિલગીર બની નીસાસો નાખતો ભટકવા લાગ્યો

તે આબાદ શેહરમાં થોડોક વખત ફર્યા પછી એક વખતે રૂમના કયસરના મેહલ તરફથી તેની દરબારમા આવ્યો

ત્યાની દરબારના વડા વઝીરને જઇને કહ્યુ કે "ઓ મદદગાર!-હું ઈરાન દેશનો નામીચો મુન્શી છું

મુન્શીપણામા હું તને મદદ કરીશ-અને દરબારમાં તને મનગમતું કામ કરીશ"

દરબારના તમામ મુન્શીઓ એકબીજાનુ મો જોવા લાગ્યા અને બોલ્યા,

કે "આ માણસથી પોલાદી કલમ રડશે-અને કાગઝ પણ બળવા લાગશે

એ માણસને બેસવા માટે એક મોટો ઘોડો જોઇયે-અને એની બાઝૂ ઉપર કમાન અને ઝીન ઉપર કમન્દ હોવી જોઇયે (એટલે એ કાંઈ મુન્શી નથી)

પછી તેઓ મોટેથી બોલી ઉઠયા કે "અમોને મુન્શી-જોઇતો નથી માટે અહીથી તુ તારો રસ્તો પકડ"

જ્યારે ગુશ્તાસ્પે એ સાભળ્યુ ત્યારે તે દર્દભર્યા દિલે-અને ફિક્કા પડેલા ગાલ સાથ કચેરીમાંથી બાહેર નીકળ્યો

તેણે પોતાના જીગરમાથી એક સર્દ હાય મારી-અને કયસરના ગોવાળિયા તરફ ગયો

તે જવાન મર્દનુ નામ "નસ્તાર" હતું-તે બહાદુર, ડહાપણવાળો અને ચાલાક હતો

જ્યારે તે નસ્તારની નઝદીક ગયો-ત્યારે તેની ઉપર દોઆ કરી નમન કર્યુ.

ગોવાળિયાએ તેને જોયો અને આવકાર આપ્યો-અને પોતાની નઝદીક તેને બેસાડયો

પછી પૂછયુ કે "તુ કોણ મર્દ છે તે મને કહે-કારણકે તું પાદશાહી ખસ્લતનો અને પાદશાહી ચેહરાનો લાગે છે"

ત્યારે ગુશ્તાસ્પે તેને જવાબ દીધો કે "ઓ નામદાર?-હું એક ઘોડો દોડાવનારો બહાદુર ચાબુક સવાર છુ

જો તું મને રાખશે તો હું તને કામ લાગીશ-આફત અને સંકટ વખતે તારો મદદગાર થઈ પડીશ"

નસ્તારે તેને કહ્યુ કે "અહીથી તું પાછો ફર-તું તો એક પારકા દેશનો માણસ જણાય છે અને તારો મદદગાર પણ નથી

અહી જગલ છે, દર્યા પણ છે અને વળી ઘોડાઓ છુટા ફરે છે-માટે તું જેવા ઓળખાણ વગરનાને મારા ઘોડા કેમ સોપું?"

જ્યારે ગુશ્તાસ્પે એ સાભળ્યું ત્યારે ગમગીન થઇ પાછો ફર્યો-જાણે કે તેના શરીર ઉપરની ચામડી ફાટી જતી હતી

તે એમ બોલવા લાગ્યો કે "જે કોઈ પોતાના બાપને દુ:ખી કરે છે તેના છોકરા ઉપર એથી પણ વધુ ખરાબી આવી પડે છે."

અઝાન્ જાએગહ્ તીઝ પય બરૂ ગેરેફ્તૂ
રહે સારૂબાનાને કયસરૂ ગેરેફ્તૂ
ચકી આફ્રીન્ કરૂદ્ બરૂ સારૂબાન્
કે બીદારૂ બાહીઓ રઉશન્રવાન્
એરદ્દમન્દ્ ચૂન્ રૂએ ગુશ્તાસ્પૂ દીદ્
પઝીરહ્ શુદો જાએગાહશ ગુઝીદ્
સબુક્ સાઝ ગુસ્તરૂદ્ ગુસ્તર્દની
બેયાવરૂદ્ ચીઝી કે બુદ્ ખર્દની
ચુનીન્ ગોફ્તૂ ગુશ્તાસ્પૂ બા સારૂબાન્
કે અય યારે ફીરૂઝે રઉશન્રવાન્
મરા હેહ્ ચકી કારૂવાને શુતરૂ
ચુ રાય આયદત મોઝદે મા હમ બેબરૂ
બરૂ ઊ સારૂબાન્ ગોફ્તૂ કય શીરૂમરૂદ્
નઝીબદ્ હમી બરૂ તો ઈન્ કારૂ કરૂદ્
બચીઝી કે મારાસ્ત કયસરૂ કુની
હમાન્ બેહ્ કે આહન્ગે કયસરૂ કુની
તોરા બીનેયાઝી દેહદ્ ઝીન્ સખુન્
જોઝ આહન્ગે દરૂગાહે કયસરૂ મકુન્
વગરૂ શાહ્ દુરસ્ત દારમ હયૂન્
પસન્દીદહો મર્દુમે રહ્નમૂન્
બરૂ ઊ આફ્રીન્ કર્દો બરૂગશ્ત અઝૂય
પુરૂ અઝ ઘમ સુએ શહરૂ બેન્હાદ્ રૂય
શુદ્ આન્ દરૂદ્હા બરૂ દેલશ બરૂ ગરાન્
બેયામદ્ બબાઝારે આહન્ગરાન્
ચકી નામવરૂ બૂદ્ બૂરાબ્ નામ
પસન્દીદહ્ આહન્ગરી શાદ્કામ
હમી કરૂદ્ ઊ નઅલે અસ્પાને શાહ્
વરા નઝ્દે કયસરૂ બુદી દસ્તગાહ્
વરા યારો શાગેરૂદ્ બુદ્ સીઓ પન્જ
ઝે પુત્કો ઝે આહન્ રસીદહ્ બરન્જ
બદુકાનશ બેન્શસ્ત ગુશ્તાસ્પૂ દીરૂ
શુદ્ આન્ પીશહ્વરૂ અઝ નેશસ્તનશ સીરૂ
બદૂ ગોફ્તૂ આહન્ગરૂ અય નીકૂખૂય
ચે દારી બદુકાને મા આરૂઝૂય
બદૂ ગોફ્તૂ ગુશ્તાસ્પૂ કય નીકૂબખ્ત
નપીચમ સરૂ અઝ પુત્કૂ વઝ કારે સખ્ત
મરા ગરૂ બેદારી તો યારી કુનમ
બરીન્ પુત્કો સેન્દાન્ સવારી કુનમ
ચુ બેશ્નીદ્ બૂરાબ્ અઝ ઊ દાસ્તાન્
બશાગેર્દી અશ ગશ્ત હમદાસ્તાન્
ગેરાન્માયહ્ ગૂઈ બઆતેશ બેતાફ્તૂ
ચુ શુદ્ તાફ્તહ્ સૂએ સેન્દાન્ શેતાફ્તૂ
બગુશ્તાસ્પૂ દાદન્દ્ પુત્કે ગરાન્
બરૂ ઊ અન્જુમન્ ગશ્તહ્ આહન્ગરાન
બેઝદ્ પુત્કો બેશ્કસ્ત સેન્દાનો ગૂય
અઝૂ ગશ્ત બાઝારૂ પુરૂ ગોફ્તગૂય
બેતર્સીદ્ બૂરાબો ગોફ્તૂ અય જવાન્
બઝખ્મે તો સેન્દાન્ નદારદ્ તવાન્
ન સન્ગો ન આતેશ ન સેન્દાનો દમ
ચુ બેશ્નીદ્ ગુશ્તાસ્પૂ ઝૂ શુદ્ દેઝમ



પછી ત્યાંથી તે ઝડપમાં આગળ વધ્યો-અને કયસરના ઊંટવાળાઓનાં ઠેકાણા તરફ ગયો

ત્યાં જઈ ઊંટવાળાઓના ઉપરીને દુઆ કીધી-કે "તું ચાલાક મનનો અને રોશન જીવનો રહેજે!"

પેલા ડાહ્યા સારવાને જ્યારે ગુશ્તાસ્પનો ચેહરો જોયો-ત્યારે તેને લેવા આગળ વધ્યો અને લાવી બેસાડયો

તેણે તુરત બિસ્તરો બિછાવ્યો-અને જે કાંઇ ખાવાનું હતું તે લાવ્યો.

પછી ગુશ્તાસ્પે પેલા સારવાનને કહ્યું-કે "ઓ રોશન રવાનના ફતેહમંદ દોસ્ત!

મને એક ઊંટનો કાફલો સોપી આપ-અને જેટલો તને ગમે એટલો પગાર મને આપજે"

ત્યારે સારવાને જવાબ આપ્યો કે "ઓ શેરમર્દ!-તને આવું હલકું કામ કરવુ શોભે નહીં.

જે અવસ્થામા કે અમો છિયે તે અવસ્થામાં તું કેમ ઝિંદગી ગુઝારશે?-રૂમનાં કયસરને મળવાનો વિચાર કરે તો વધારે બેહતર

તે ઝરૂરજ તને તારી વાતથી હાજત વગરનો બનાવશે-માટે તું કયસરની દરઘાહ સિવાય બીજો વિચાર ના કર.

જોકે કયસરનો મેહલ અહીથી દૂર છે તોપણ મારી પાસે એક સરસ ૨૪
સાંઢણી છે તથા રસ્તો દેખાડનાર માણસ પણ છે"

ત્યારે ગુશ્તાસ્પે તેનો ઉપકાર માન્યો અને ત્યાંથી પાછો ફર્યો-તે ગમ ભરેલો શેહર તરફ ચાલ્યો

આ આફતોથી તેનું દિલ ભારી થયું હતું-એવી રીતે તે લૂહારવાડમાં આવી પુગ્યો

ત્યા એક બૂરાબ નામનો વખણાયલો લૂહાર હતો-જેણે પોતાનો લૂહારનો પેશો ઘણી ખુશીથી પસદ કરેલો હતો.

તે પાદશાહના ઘોડાઓને નાલ મારતો હતો-અને તે કયસર નઝદીક વગવસીલો ધરાવતો હતો.

તેના પાત્રીસ મદદનીસ અને ચેલાઓ હતા-જેઓ હથોડા અને લોખડના કામમા ઘડાયલા હતા.

તેની દુકાન ઉપર ગુશ્તાસ્પ ઘણોક વખત સૂધી બેસી રહ્યો-તેના એમ બેસી રહેવાથી પેલો ધંધાદારી લૂહાર કતાળી ગયો

અને બોલ્યો કે "ઓ ભલા માણુસ.-તું મારી દુકાનમાથી શું લેવાની ખાહેશ રાખે છે?"

ત્યારે ગુશ્તાસ્પે તેને કહ્યું કે "ઓ નેકબખ્ત!-હું હથોડા અને સખ્ત મેહનત કરવાથી પાછો હઠું તેવો નથી

જો તુ મને રાખશે તો હું તને મદદ કરીશ-અને આ હથોડા અને એરણ ઉપર સખ્ત મેહનત કરીશ."

જયાર બૂરાબે તેની વાત સાંભળી-ત્યારે તેણે પોતાના ચેલા તરીકે ૨૫
રાખવા કબૂલ થયો.

પછી તેણે એક ભારી મોટો ગોળો આતશમાં ગર્મ કરવા મૂકયો-અને જ્યારે તે ગર્મ થઈ રહ્યો ત્યારે તેને એરણ ઉપર શિતાબ લાવી મૂકયો.

પછી ગુશ્તાસ્પને એક ભારી હથોડો આપ્યો-અને તેની આસપાસ સઘળા લૂહારો એકઠા થયા.

ગુશ્તાસ્પે હથોડો માર્યો જેથી એરણ તેમજ પેલો લોખંડનો ગોળો ભાંજી નાખ્યો-હવે લૂહારોનાં આખા બાઝારમાં તેની ચર્ચા થવા લાગી.

એ જોઈ બૂરાબ બીધો અને ગુશ્તાસ્પને કહ્યું કે "ઓ જવાન!-તારા ભારી ફટકાથી એરણ પણ ટકી શકતું નથી

તેમજ પત્થર કે આતશ કે એરણ કે ધમન કશું ટકી શકવાનું નથી"-જ્યારે ગુશ્તાસ્પે એ સાભળ્યું ત્યારે તેથી ગમગીન થઈ ગયો.

બેયન્દાખ્ત પુત્કો બેશુદ ગુર્સનહ્
ન ફ્રએ ખુરેશ્ ખુદ ન જાએ બનહ્
નમાનદ બકસ ફ્રજે સખ્તીઓ રન્જ
ન આસાનીઓ શાદ્દમાનીઓ ગન્જ
બદ્ નીક્ બર્ મા હમી બુગ્ઝરદ
નબાશદ હેજમ્ હર્ કે દારદ ખરદ
હમી બૂદ ગુશ્તાસ્પ્ દેલ્ દરૂદમન્દ
ખોરૂશાનો જૂશાન્ ઝે ચર્ખે બલન્દ
૨૬ નેયામદ ઝે ગીતીશ્ જોઝ્ ઝહ્રૂ બહ્રૂ
યકી ફ્રસ્તા દીદ નઝ્દીકે શહ્રૂ
દેરખ્તો ગુલો આબ્હાએ રવાન્
નેશસ્તન્ગહે શાહે મર્દે જવાન્
દેરખ્તી ગશન્ સાયહ્ દર્ પીશે આબ્
નેહાન્ ગશ્તહ્ ઝૂ ચશ્મએ આફ્તાબ્
બદાન્ સાયહ્ બેન્શસ્ત મર્દે જવાન્
પુર્ અઝ્ દરૂદ પીચાનો તીરહ્ રવાન્
હમી ગોફ્ત કય દાવરે કેર્દેગાર્
ઘમ્ આમદ મરા બહ્રહ્ અઝ્ રૂઝ્ગાર્
ન બીનમ્ હમી અખ્તરે ખીશ્ બદ
નદાનમ્ ચેરા બર્ સરમ્ બદ રસદ

તેણે હથોડો નાખી દીધો અને ભૂખોજ ચાલી ગયો-તેની પાસે ખાવાનું કે ઉતારાની જગ્યા કશું પણ ન હતું.

કોઈની ઉપર સખ્તીનો કે મેહનતનો વખત હમેશે રહેતો નથી-તેમજ સુખચેન ખુશીખુશહાલી કે ધન દૌલત પણ કાંઈ હમેશે રહેતી નથી

ભલુ કે ભૂંડું એ સઘળું આપણા ઉપરથી પસાર થઈ જાય છે-પણ જે કોઈ ડહાપણવાળો માણસ હોય છે તે કોઇ પણ રીતે ગમગીન બનતો નથી.

હવે ગુશ્તાસ્પ ઘણોજ દુઃખી થયો-અને બુલંદ આસ્માન સાથે ઘણોજ ખીજવાયો

દુન્યામા તેને હિસ્સે ઝેહર સિવાય બીજું કાંઈ આવ્યું નહીં-તેણે શેહરની નઝદીકમાજ એક ગામડું જોયું

જ્યાં ઝાડપાન અને ફૂલફળાદી તેમજ વેહેતા પાણીના ઝરા જોયા-તે જવાન મર્દોને બેસવા માટે એક ખુશહાલ જગ્યા હતી

તે પાણીના ઝરા આગળ એક મોટું છાયાવાળું ઝાડ હતુ-જેની છાયાથી આફતાબના કિરણ ઢંકાઇ ગયલા હતા

તે ઝાડના છાયામા જવાનમર્દ ગુશ્તાસ્પ બેઠો-તે દુ ખી બનેલો અને ઉદાસ હતો

તે એમ બોલતો હતો કે "એ ઇન્સાફી સાહેબ!-ઝમાનાની ચાલથી મારે ભાગે દુ ખજ આવ્યુ છે.

મારા ગ્રહ ખરાબ હોય એમ પણ હુ જોતો નથી-ત્યારે હુ નથી જાણતો કે મારે માથે આ આફતો કા આવી પડે છે?"

## બોર્દને કદ્ખોદાએ દેહ્ ગુશ્તાસ્પ્રા બખાનએ ખુદ્.

——:o:——

યકી નામવર્ ઝાન્ પસન્દીદહ્ દેહ્
ગુઝર્ કરૂદ બર્ વય કે ઊ બૂદ મેહ્
વરા દીદ બા દીદગાન્ પુર્ ઝે ખૂન
બઝીરે ઝનખ દસ્ત કર્દેહ્ સુતૂન
બદૂ ગોફ્ત કય રાદ મર્દ જવાન્
ચેરાઈ પુર્ અઝ્ દર્દો તીરહ્ રવાન્
અગર્ ઝીદર્ આઈ બઅયવાને મન્
બુવી શાદ યક્ચન્દ મેહ્માને મન્
૨૭ મગર્ કીન્ ઘમાન્ બર્ દેલત કમ શવદ
સરે તીરે મેઝ્ગાનત બી નમ શવદ
બદૂ ગોફ્ત ગુશ્તાસ્પ્ કય નામજૂય
નેઝાદે તો અઝ્ કીસ્ત બા મન્ બેગૂય
ચુનીન્ દાદ પાસોખ વરા કદખોદાય
કઝીન્ પુર્સેશ્ અકૂનૂન તોરા ચીસ્ત રાય
મન્ અઝ્ તોખ્મે શાહ્ આફ્રેરીદૂને ગોરૂદ
કે ઈન્ તોખ્મહ્ અન્દર્ જહાન્ નીસ્ત ખોરૂદ
ચુ બેશ્નીદ ગુશ્તાસ્પ્ બર્દાશ્ત પાય
હમી રફ્ત બા નામવર્ કદખોદાય
ચુ આન્ મેહ્તર્ આમદ સુએ ખાને ખીશ્
બમેહ્માન બેયારાસ્ત અયવાને ખીશ્
બસાને બેરાદર્ હમી દાશ્તશ્
ઝમાની બનાકામ નુગ્ઝાશ્તશ્
ઝમાનહ્ બરીન્ નીઝ્ ચન્દી બેગશ્ત
બરીન્ કાર્ બર્ માહેયાન્ બર્ ગુઝશ્ત

## ગામડાંના પટેલનું ગુશ્તાસ્પને પોતાને ઘર લઈ જવું.

—— ॰ ——

તે સુન્દર ગામડામાથી એક નામદાર શખ્સ કે જે ત્યાનો વડો હતો તે ગુશ્તાસ્પ આગળથી પસાર થયો

તેણે ગુશ્તાસ્પને આસુ ભરેલી આખ્યો સાથ જોયો-કે જેણે પોતીકો હાથ હડપચી ઉપર ટેકવ્યો હતો

તેને કહ્યુ કે "એ ઉદાર દિલના જવાન મર્દ!-તુ શા માટે એવો દુ.ખી અને સીઆહ જીવનો બન્યો છે?

જો તુ અહીંથી મારે ઘરે આવશે-અને જો તું થોડો વખતજ મારો મેહમાન રહેશે,

તો કદાચ આ તારા દિલ ઉપરનો ગમ ઓછો થશે-અને તારી આંખના પાપણનાં પાણી સૂકાશે"

ગુશ્તાસ્પે તેને કહ્યુ કે "એ નામદાર!-પહેલાં તું મને કહે કે તારી બુન્યાદ કોણ શખ્સથી છે?"

પેલા ધણીએ તેને એવો જવાબ દીધો-કે "તને હમણા એવી રીતની પૂછપરછ કરવાનું શુ કામ છે?

હુ બહાદુર પાદશાહ ફરીદૂનના ખાન્દાનથી છું-કે જે ખાન્દાન દુન્યામા હલકું ગણાતું નથી"

જ્યારે ગુશ્તાસ્પે એ સાભળ્યું ત્યારે તેણે જવા માટે પગ ઉઠાવ્યા-અને પેલા નામદાર સાહેબ સાથે ચાલતો થયો

જ્યારે તે સરદાર પોતાને ઘર જઈ પહોચ્યો-ત્યારે પેલા મેહમાનને માટે પોતાનો ઓરડો આરાસ્તા કીધો

અને તેને પોતાના ભાઇની માફક રાખ્યો-તેને જરાપણ દિલગીર થવા દીધો નહીં.

એ પ્રમાણે કેટલોક વખત વીટી ગયો-અને એ વાતપર મહિનાના મહિના પસાર થઇ ગયા

## દાસ્તાને પયવન્દે ગુશ્તાસ્પ્ બા કતાબૂન્ દોખ્તરે કયસર્.

ચુનાન્ બૂદ કયસર્ બદાનગહ્ બરાય
કે ચૂન્ દોખ્તરે ઊ રસીદી બજાય
ચુ ગશ્તી બલન્દ અખ્તરો જોફ્તજૂય
બેદીદી કે આમદશ હન્ગામે શૂય
યકી ગેરૂહ કર્દી બકાખ અન્જુમન્
બુઝોર્ગાનો ફર્ઝાનહો રાએઝન્
હઝાન્ કસ કે બૂદી મર્ ઊરા હમાલ્
વઝાન્ નામદારાન્ બર્ આવર્દહ્ યાલ્
બકાખે પેદર્ દોખ્તરે માહરૂય
બેગશ્તી બરાન્ અન્જુમન્ જોફ્તજૂય
પરસ્તન્દહ્ બૂદી બગેરૂહ અન્દરશ
કે મર્દુમ નદીદી બલન્દ અફસરશ

પસે પર્દએ કયસર્ આન્ ફરઝગાર્
સે દોખ્તર્ બુદશ ચૂન ગુલ્ અન્દર્ બહાર્
બબાલાઓ દીદારો આહેસ્તગી
બરાયો બશર્મો બશાયેસ્તગી
યકી બૂદ મેહતર્ કતાબૂન્ બનામ
ખેરદમન્દો રઉશનદેલો શાદકામ
કતાબૂન્ ચુનાન્ દીદ યક્ શબ્ બખાબ્
કે રઉશન્ શુદી કેશ્વર્ અઝ આફતાબ્
યકી અન્જુમન્ મર્દ પયદા શુદી
બઅન્બૂહે મર્દુમ સુરયયા શુદી
દરાન્ અન્જુમન્ બૂદ બીગાનઈ
ધરીબી દેલ્ આઝોર્દહ્ ફર્ઝાનઈ
બબાલાએ સર્વો બદીદાર્ માહ્
નેશસ્તનશ ચૂન બર્ સરે ગાહ્ શાહ્

યકી દસ્તહ્ દાદી કતાબૂન્ બદૂય
અઝ્ બેસ્તદી દસ્તએ રન્ગો બૂય
બશબ્ગીર્ ચૂન બર્ દમીદ આફતાબ્
સરે નામદારાન્ બર્ આમદ ઝે ખાબ્
યકી અન્જુમન્ કર્દ કયસર્ બુઝોર્ગ્
હઝાન્ કસ કે બૂદ અઝ બુઝોર્ગાં સુતોર્ગ્
બરાન્ અન્જુમન્ શાદ બેન્શાન્દન્દ
વઝાન્ પસ પરીચેહરરા ખાન્દન્દ
કતાબૂન્ બેશુદ બા પરસ્તાર્ શસ્ત
યકી દસ્તએ તાઝહ્ નર્ગેસ બદસ્ત
હમી ગશ્ત ચન્દાન્ કે આમદ સોતૂહ્
પસન્દશ નેયામદ યકી ઝાન્ ગોરૂહ્
અઝ અયવાન્ પસે પર્દહ્ બેન્હાદ રૂય
ખરામાનો ગેર્યાનો દેલ્ જોફ્તજૂય
હમાનગહ્ ઝમીન્ ગશ્ત ચૂન પરે ઝાધ્
ચુનીન્ તા સર્ અઝ કૂહ્ બરૂઝદ ચરાધ્

## કયસરની છોકરી કતાબૂન સાથની ગુશ્તાસ્પની સગાઇનું બેયાન.

તે વખતમાં રૂમના કયસરનો એવો ધારો હતો-કે જ્યારે પણ તેની છોકરી ઉમરમા આવતી,

અને જ્યારે તેણી ભાગ્યશાળી થઇ પરણવાને લાયકની થતી-અને કયસર જોતો કે તેણી હવે ખાવંદને લાયક થઇ છે,

ત્યારે તે પોતાના મેહલમાં બુઝોર્ગો અને દાનાઓ તથા સલાહકારી- ૨૮
ઓની એક મજલેસ મેળવતો.

જેમા મઝબૂત બાંધાના બહાદુર માણસોમાંના જેઓ તેણીની સાથે પરણવાના ઉમેદવારો હતા તેઓને એકઠા કરતો.

અને બાપના મેહલમાં તેની માહતાબ જેવી છોકરી પોતાનો વર પસંદ કરવા તે મજલેસમાં ફરતી

પણ તેણીની આસપાસ બાંદીઓ એવી રીતે ફરતી હતી-કે કોઈ તેણીનું કીમતી તાજ વટીક જોઇ શકતુ નહીં હતું (એવી રીતે ખાવંદ પસદ કરવાનો અસલથી રેવાજ હતો )

હવે તે વખતે (યાને લોહરાસ્પના વખતમાં) કયસરના ઝમાનામાં-વસંતના ખીલેલા ગોલાબ જેવી ખૂબસૂરત ત્રણ બેટીઓ હતી.

તેણીઓ કદમાં, ખૂબસૂરતીમાં, નમ્રસિમા, ડહાપણમાં, શર્મીળપણામાં અને દરેક બાબતમાં લાયક હતી

તેઓમાંની એક વડી "કતાબૂન" નામની હતી-જેણી ડહાપણવાળી, ઉદાર દિલની અને ખુશમિઝાજની હતી

તે કતાબૂને એક રાતના ખાબમા જોયું-કે "જાણે પોતાનો આખો મુલક આફતાબની રોશનીથી ઝગઝગી રહ્યો છે

પરણવાના ઉમેદવારોની મજલેસમાં એક મર્દ એવો નીકળી આવ્યો-કે આખા ટોળામા તે પર્વીન સેતારા જેવો દીપી નીકળતો હતો.

પણ તે મજલેસમા તે એક પારકા દેશનો માણસ જણાતો હતો-દુઃખી દિલનો પણ ડહાપણવાળો મુસાફર તે હતો

જે કદમા સરોવરના ઝાડ જેવો સીધો અને ચેહરામાં માહતાબ જેવો ૨૯
ખૂબસૂરત હતો-તેની બેસવાની ઢબ એવી હતી કે જાણે પાદશાહ તખ્ત ઉપર બેઠો હોય

તે શખ્સને કતાબૂને જાણે ફૂલનો તોરો આપ્યો-અને તેણીની પાસેથી તે તોરો તેણે ખુશાથી લીધો"

હવે જ્યારે સવાર પડતા સૂરજ ઉગ્યો-અને સઘળા નામદારોનાં સર ખાબમાથી બેદાર થયા

ત્યારે કયસરે જે કોઈ કે અમીરો અને પેહલવાનો હતા તેઓની એક મોટી મજલેસ ભેગી·કીધી

તે સઘળાઓને તે મજલેસમા ખુશહાલ બેસાડયા-અને ત્યાર પછી પેલી પરીચેહરને બોલાવી

કતાબૂન પોતાની સાઠ બાંદીઓ સાથે ત્યા આવી-તેણીના હાથમા નર્ગેસના તાઝા ફૂલનો એક તોરો હતો

તેણી ત્યાં એટલી તો ફરવા લાગી કે ફરતા ફરતા થાકી ગઈ-તોપણ ત્યાં ભેગા થયલામાથી કોઈ પણ શખ્સ પસંદ પડયો નહીં

હવે તેણી તે ઓરડામાથી પોતાના ઓરડામા પાછી ફરી-ચાલતી ચાલતી તેણી રડતી હતી અને વર શોધી કાઢવા ઈન્તેઝાર હતી

તેવામાં દુન્યાની સપાટી કાગડાની પાંખ જેવી કાળી બની ગઈ (યાને રાત પડી)-જ્યારે પહાડની શિખર ઉપરથી ખુરશીદનો ચેરાગ પાછો રોશાન થયો,

ચુ બેશનીદ ગુશતાસ્પ ગોફતારે ઊય
નેશસ્ત અઝ બરે બારએ શાહઝાય
બસરૂ અફસરો બાદપાઈ બઝીરૂ
બેયામદ બનઝદે બેરાદરૂ ઝરીરૂ
ચુ લશકરૂ બેદીદન્દ ગુશતાસ્પરા
સરફરાઝ તરૂ પૂરે લોહરાસ્પરા
પેયાદહ હમહ પીશે ઊ આમદન્દ
પુરૂ અઝ દર્દો પુરૂ આબ્ ઝ આમન્દ
હમહ પાક બોર્દન્દ પીશશ નમાઝ
કે કૂતાહ શુદ રન્જહાએ દરાઝ
હમ આનગહ બેયામદ બપીશશ ઝરીરૂ
પયાદહ બેબૂદો શુદ અઝ રઝમ સીરૂ
ગેરામીશશ તન્ગ્ દરૂ બરૂ ગેરેફ્તન
ચુ બુફ્શાદ લબ્ પૂઝેશ અન્દરૂ ગેરેફ્ત
નેશસ્તન્દ બરૂ તખ્ત બા મેહતરાન્
બુઝોર્ગાને ઈરાનો કુન્દઆવરાન્
ઝરીરે બુજસ્તહ બગુશતાસ્પ્ ગોફ્ત
કે બાદી હમહ સાલહ બા તખ્ત જોફ્ત
પેદરૂ પીરહસરૂ શુદ તો બરૂના દેલી
ઝે દીદારે પીરાન્ ચેરા બુગસેલી
બપીરી વરા બખ્ત ખન્દાન્ શુદસ્ત
પરસ્તન્દએ પાક યઝદાન્ શુદસ્ત
ફ્રેસ્તાદ નઝદીકે તૂ તાજો ગન્જ
સઝદ ગરૂ નદારી ફુનૂન તન્ બરન્જ
ચુનીન્ ગોફ્ત કીરાન્ સરાસરૂ તોરાસ્ત
સરે તખ્ત બા તાજો લશ્કરૂ તોરાસ્ત
ઝે ગીતી યકી કુન્જ મારા બસસ્ત
કે તખ્તે મેહીરા જોઝ અઝ મા કસસ્ત
બેશદરૂ બેયાવરદ પુરમાયહ તાજ
હમાન્ યારહો તઉક બા તખ્તે આજ
ચુ ગુશતાસ્પ્ તખ્તે પેદરૂ દીદ શાદ
નેશસ્ત અઝ બરશ તાજ બરૂ સરૂ નેહાદ
નબીરહ જહાનદારે કાઊસે કય
ઝે ગૂદર્ઝેયાન્ હરકે બુદ નીકપય
ચુ બહરામો શાહપૂરો ચૂન્ રીવનીઝ
કસી કૂ સરફરાઝ બૂદન્દ નીઝ
સેપહદારૂ શાન્ અરદશીરે દેલીરૂ
કે બુદ પૂરે બીઝન ગવી શીરગીરૂ
બશાહી બરૂ ઊ આફ્રીન્ ખાન્દન્દ
વરા શહરયારે ઝમીન્ ખાન્દન્દ
બેબૂદન્દ બરૂ પાય બસ્તહ કમરૂ
હરાન્ કસ કે બૂદન્દ પર્ખાશખરૂ
ચુ ગુશતાસ્પ્ દીદ આન્ દેલો રાયો કામ
ફ્રેસ્તાદ નઝદીકે કયસરૂ પયામ
કઝ ઈરાન્ હમહ કામે તો રાસ્ત ગશ્ત
સુખુનહા ઝે અન્દાઝહ અન્દરૂ ગુઝશ્ત
હમી ચશ્મ દારદ ઝરીરો સેપાહ
કે આઈ તો તનહા દરીન્ બઝમગાહ
હમહ સરબસરૂ બા તો પયમાન્ કુનીમ
રવાનહા બમેહરત ગેરઉગાન્ કુનીમ

જ્યારે ગુશ્તાસ્પે તેની એવી વાત સાંભળી–ત્યારે તે ઝડપી ચાલના ઘોડા ઉપર સવાર થયો,

અને પોતાના ભાઇ ઝરીરની નઝદીક આવ્યો–તેનાં સર ઉપર તાજ હતું અને રાન હેઠળ એક ઘોડો હતો.

જ્યારે સઘળાં લશ્કરે લોહરાસ્પના ઘણાજ કીર્ત્તિવંત બેટા ગુશ્તાસ્પને જોયો,

ત્યારે તેઓ તેને સઘળા દુઃખ ભરેલા તેમજ આંસુ ભરેલા ચેહરાએ પેયાદા લેવા આવ્યા.

સઘળાઓએ તેની આગળ નમન કીધું–કારણ તેઓની લમ્બાણ મેહનત ઓછી થઇ ગઈ.

તુરતજ ઝરીર તેની પાસે આવ્યો–જે પેયાદો થયલો હતો અને લડાઇ કજીયાથી ધરાઈ ગયલો હતો.

ગુશ્તાસ્પે પોતાના પ્યારા ભાઇને ચાંપીને કોટી કીધી–અને જ્યારે તેણે બોલવાનું શુરૂ કર્યું ત્યારે પહેલાં તેની માફી માગી.

પછી બન્ને ભાઇઓ ઈરાનના સરદારો, બુઝોર્ગો અને પેહલવાનો સાથ તખ્ત ઉપર બેઠા

મુબારક ઝરીરે ગુશ્તાસ્પને કહ્યું–કે "તું સઘળાં વર્ષ તખ્ત સાથેજ ૯૩
જોડાયલો રહેજે!

બાપ બુઢ્ઢો થયો છે અને તું જવાન દિલનો છે–તું બુઢ્ઢા બાપના દીદારથી શા માટે વેગળો રહે છે?

બુઢ્ઢાપામાં તેનું નસીબ ખીલ્યું છે–અને તે પાક યઝદાનની પરસ્તેશ કરનારો બન્યો છે

તેણે તારે માટે તાજ અને ખઝાનો મોકલી આપ્યો છે–માટે હવે તારાં બદનને મેહનતમાં રાખવું ઘટતું નથી

તેણે કહેવાડિયું છે કે હવે તમામ ઈરાન તારૂંજ છે–તાજ સાથનું તખ્ત અને સઘળું લશ્કર તારૂંજ છે

મને તો હવે આ જેહાનનું એક ખૂણુંજ બસ છે–કારણકે આ મહાન તખ્તનો માલેક મારા સિવાય કોઇ બીજોજ લાયક છે

તારો ભાઈ તારે માટે કીમતી તાજ તેમજ હાથીદાંતનાં તખ્ત સાથે હાર અને સાંકળી લાવ્યો છે"

જ્યારે ગુશ્તાસ્પે પોતાના બાપનું તખ્ત જોયું ત્યારે તે ખુશહાલ–તેની ઉપર બેસી પોતાનાં સર ઉપર તાજ મૂક્યું.

પાદશાહ કાઊસના નબીરા–તેમજ ગૂદર્ઝનાં ખાન્દાનના સઘળા મુબારક કદમના નબીરાઓ કે જે ત્યાં હતા,

જેવાકે બેહરામ, શાપૂર અને રીવનીઝ–તેમજ બીજા જે કોઈ કે સરફરાઝો હતા,

કે જેઓનો સરદાર સિંહને પકડનાર પેહલવાન બીઝનનો છોકરો ૯૪
બહાદુર અર્દશીર હતો,

તે સઘળાઓએ તેની ઉપર પાદશાહ તરીકેની દુઆ કીધી–તેમજ તેને દુન્યાનો પાદશાહ ઝાહેર કીધો.

અને જે કોઈ કે લડાયકો હતા–તેઓ કમર બાંધીને તેની આગળ ઉભા રહ્યા

જ્યારે ગુશ્તાસ્પે તેઓનો એવી રીતનો દિલગુરદો, ડહાપણ અને ખાહેશ જોઇ–ત્યારે તેણે કયસરની નઝદીક પયગામ મોકલ્યો,

કે "ઇરાન તરફની તારી તમામ મુરાદ બર આવી છે–અને સઘળી વાતો ધાર્યા કરતાં પણ વધુ સારી રીતે થઈ છે

ઝરીર અને ઈરાની લશ્કર એટલીજ આશા કરે છે–કે તું એકલોજ તેઓની ખુશહાલીની મજલેસમાં આવે,

તો અમો સઘળા તારી સાથે કોલકરાર કરૈં–અને અમારા જાન તારી મોહબતમાં ગેરેફ્તાર કરૈં

ગશ્ત રન્જ નાયદ ખશામી બદશ્ત
કે કારે ઝમાનહ બકામે તો ગશ્ત
ફેરેસ્તાદહ ચૂન્ નઝદે કયસરૂ રસીદ
બદશ્ત આમદો સાઝે લશ્કરૂ બેદીદ
બેગોફ્ત આન્ચે પયઘામે ગુશ્તાસ્પ્ બૂદ
કે ઊ મેહતરીન્ પૂરે લોહરાસ્પ્ બૂદ
૯૫ બેશુદ શાદ કયસરૂ ઝે ગોફ્તારે ઊય
ચુ ગુલ્ બરૂ શેગોફ્ત આન્ દો રોખસારે ઊય
હમાન્ગહ નેશસ્ત અઝ બરે બાદપાય
ચુ બાદે ખઝાન્ અન્દરૂ આમદ ઝે જાય
હમી રાન્દ તા નઝદે ઈશાન્ રસીદ
બનઝદે દેલીરાને ઈરાન્ રસીદ
ચુ ગુશ્તાસ્પ્રા દીદ બરૂ તખ્તે આજ
નેહાદહ બસરૂ બરૂ ઝે પીરૂઝહ તાજ
વરા દીદ ગુશ્તાસ્પ બરૂ પાએ ખાસ્ત
ઝે ફર્માન્બરાન્ ઝૂદ બાલાએ ખાસ્ત
બેદાનેસ્ત કયસરૂ કે ગુશ્તાસ્પ ઊસ્ત
ફેરૂઝન્દએ તખ્તે લોહરાસ્પ્ ઊસ્ત
ફેરાવાન્શ બેસ્તૂદો બોર્દશ નમાઝ
વઝાન્ જા સુએ તખ્ત રફ્તન્દ બાઝ
વઝાન્ કર્દએ ખીશ પૂઝેશ ગેરેફ્ત
બેપીચીદ અઝાન્ રૂઝગારે શેગેફ્ત
બેપેઝીરોફ્ત ગોફ્તારે ઊ શહરૂયારૂ
હમાન્ગહ ગેરેફ્તશ સરૂ અન્દરૂ કેનારૂ
બદૂ ગોફ્ત ચૂન્ તીરહ ગર્દદ હવા
ફેરૂઝીદને શમ્અ બાશદ રવા
૯૬ બરે મા ફેરેસ્ત આન્ કે મારા ગુઝીદ
કે ઊ દર્દો રન્જે ફેરાવાન્ કશીદ
બેશુદ કયસરો રન્જો તશ્વીરૂ બોરૂદ
બસી નીઝ બરૂ ખૂએ બદ બરૂ શુમોરૂદ
બસૂએ કતાબૂન્ ફેરેસ્તાદ ગન્જ
યકી અફ્સરે સુર્ખો યાકૂત પન્જ
ઘોલામો પરસ્તારે રૂમી હઝારૂ
યકી તઉક્ પુરૂ ગઉહરે શાહવારૂ
ઝે દીબાએ રૂમી શુતુરૂવારૂ પન્જ
યકી ફીલ્સૂફી નેગહબાને ગન્જ
ફેરેસ્તાદહ નઝદીકે ગુશ્તાસ્પ્ બોરૂદ
યકાયક્ બગન્જૂરે ઊ બરૂ શુમોરૂદ
સેલીહો દેરમ્ દાદ લશ્કરૂશરા
હમાન્ નામદારાને કેશ્વરૂશરા
હરાન્ કસ કે બૂદ ઊ ઝે તોખ્મે બુઝોરૂગ્
વગરૂ તીઘઝન્ નામદારી સુતોરૂગ્
યકાયક્ સરાન્રા હમહ હદયહ દાદ
દરે ગન્જહારા હમહ બરૂ કુશાદ
અબા ઈન્ બસી આફ્રીન્ ગુસ્તરીદ
બરાન્ ક્રૂ ઝમાનો ઝમીન્ આફ્રીદ
૯૭ કતાબૂન્ ચુ આમદ બનઝદીકે શાહ
ઘવે કૂસ બરૂખાસ્ત અઝ બારૂગાહ
સેપહ સૂએ ઈરાન્ બરફ્તન્ ગેરેફ્ત
હવા ગરૂદે અસ્પાન્ નેહોફ્તન્ ગેરેફ્ત

જો તને તકલીફ નહીં પડતી હોય તો તું અમારાં મયદાનમાં પધાર-કારણકે ઝમાનાનું કામ તારીજ મુરાદ માફક બન્યું છે"

જ્યારે તે કાસેદ કયસરની નઝદીક પહોચ્યો-ત્યારે મયદાનમાં આવતાં તેણે લશ્કરની તૈયારી થતી જોઈ

પેલા કાસેદે જે કાંઈ ગુશ્તાસ્પનો પયગામ હતો તે કયસરને કહ્યો-અને કહ્યું કે "તે તો લોહરાસ્પનો વડો બેટો હતો"

તેની વાત સાંભળી કયસર ખુશી થઇ ગયો-અને તેના બન્ને ગાલ ગોલાબનાં ફૂલની માફક ખીલ્યા.

તેજ વખત તે ઘોડા ઉપર સવાર થયો-અને ચોમાસાના પવનની માફક ત્યાથી નીકળ્યો

તે એવી રીતે ઘોડો દોડાવતો પેલા ઈરાની બહાદુરોની નઝદીક આવી પહોંચ્યો

જ્યાં તેણે ગુશ્તાસ્પને હાથીદાંતનાં તખ્ત ઉપર પીરોઝાનું તાજ માથાં ઉપર મેલીને બેઠેલો જોયો

જ્યારે ગુશ્તાસ્પે તેને જોયો ત્યારે તે પોતાના હાથ નીચેનાઓ વચ્ચેથી બેઠેલો ઉઠીને ઉભો થયો.

હવે જ્યારે કયસરે જાણ્યું કે "તેજ ગુશ્તાસ્પ છે-અને લોહરાસ્પના તખ્તનો રોશન કરનારો તેજ છે,"

ત્યારે તેની ઘણીક તારીફ કરીને નમન કીધું-પછી તેઓ ત્યાંથી તખ્ત તરફ પાછા ફર્યા

કયસરે પોતાનાં કીધેલાં કામની માફી માગી-અને આ અજાયબી ભર્યા ઝમાના માટે દિલગીર થયો

પાદશાહ ગુશ્તાસ્પે તેની સઘળી વાત કબૂલ કીધી-અને તેનું સર બગલમા લીધુ

ગુશ્તાસ્પે તેને કહ્યુ કે "જ્યારે રાત પડે-ત્યારે બત્તિ સળગાવવી જોઇયે

માટે જેણીએ મને પસદ કીધો તેણીને મારી પાસે મોકલજે-કારણ મારે લીધે તેણીએ ઘણું દુઃખ અને પીડા વેઠી છે"

હવે કયસર ત્યાથી ગયો અને સાથે દુઃખ અને શર્મિંદગી પણ લેતો ગયો-તેને પોતાની ભૂડી ખાસીયત માટે પણ પુષ્કળ બળાપો થયો.

પછી તેણે કતાબૂન માટે કેટલોક ખઝાનો મોકલ્યો-જેમાં એક જવાહિર જડિત તાજ અને પાચ માણેક,

એક હઝાર રૂમી ગોલામો અને બાદીઓ-પાદશાહોને લાયકના ગોહર ભરેલી એક સાકળી,

પાંચ ઊંટ ભરીને રૂમી રેશમી કપડાં મોકલ્યાં-એ સઘળા ખઝાનાની સભાળ માટે એક બાહોશ શખ્સને સાથે મોકલ્યો

પેલો એલચી તે ગુશ્તાસ્પની નઝદીક લઈ ગયો-અને સઘળું તેના ખઝાન્ચીને સોપી આપ્યુ

તેના લશ્કરને તેમજ તેના મુલકના નામદારોને હથિયાર અને પૈસાની થેલીઓ આપી.

વળી જે કોઈ કે બુઝોર્ગી ભરેલી તોખ્મના હતા તથા તલવાર મારનારા મોટા નામદારો હતા,

તેઓ માટે ખઝાનાનો દરવાઝો ખોલી-સઘળા સરદારોને હદયા બક્ષેશ કર્યા

એ સાથ તેણે ઝમાનો અને ઝમીનના પયદા કરનાર ખોદાતાલા ઉપર ઘણીક દુઆ કીધી.

એવી રીતે જ્યારે કતાબૂન પાદશાહની આગળ આવી પુગી-ત્યારે ઈરાની દરબારમાંથી નગારાંના આવાઝ ઉઠયા.

સઘળાં લશ્કરે ઈરાન તરફ ચાલ્લુ મૂકયું-ઘોડાઓની ધૂળે કરીને આસ્માન પણ ઢંકાઇ ગયું,

ચુ કયસરૂ દો મન્ઝેલ બેયામદ બરાહૂ
અનાને તગાવરૂ બેપીચીદ શાહૂ
બસઉગન્દ અઝાન્ મરૂઝ બરૂકાશતશ
બખાહેશ સુએ રૂમ ગુઝાશતશ
બદૂ ગોફ્ત તા ઝેન્દહૂ અમ બાઝે રૂમ
નખાહમ કે શાદમ બદાન્ મર્ઝો બૂમ
બરૂ ઊ કરૂદ કયસરૂ બસી આફ્રીન્
બેમાલીદ રોખ પીશે ઊ બરૂ ઝમીન્
વઝાન્ જાએગહૂ શુદ સુએ રૂમ બાઝ
શહનશાહૂ તાઝાન્ બરાહે દરાઝ
હમી રાન્દ તા સૂએ ઈરાન્ રસીદ
બનઝદીકે શાહે દેલીરાન્ રસીદ
ચુ લોહરાસ્પ્ બેશનીદ કામદ ઝરીરૂ
બેરાદરૂશ ગુશ્તાસ્પ્ આન્ નરૂરહૂ શીરૂ
પઝીરહૂ શુદશ બા હમહૂ મેહ્તરાન્
બુઝોર્ગાને ઈરાનો કુન્દઆવરાન્
ફેરૂદ આમદ અઝ અસ્પ્ ગુશ્તાસ્પ્ ઝૂદ
બરૂ ઊ આફ્રીન્ કર્દો શાદી નમૂદ
ચુ દીદશ પેસરૂરા બબરૂ દરૂ ગેરેફ્ત
ઝે જઉરે ફલક્ દસ્ત બરૂ સરૂ ગેરેફ્ત
ઝે રહૂ ચૂન્ બઅયવાને શાહી શુદન્દ
ચુ ખુરૂશીદ દરૂ બુર્જે માહી શુદન્દ
બદૂ ગોફ્ત લોહરાસ્પ્ અઝ મન્ મબીન્
ચુનીન્ બૂદ રાએ જહાન્આફ્રીન્
નબેશ્તહૂ ચુનીન્ બુદ મગરૂ બરૂ સરત
કે પરૂદુખ્તહૂ માનદ ઝે તૂ કેશ્વરત
બદૂ શાદમાન્ ગશ્ત લોહરાસ્પ્ શાહૂ
મરૂ ઊરા નેશાન્દ અઝ બરે તખ્તો ગાહૂ
બેબૂસીદો તાજશ બસરૂ બરૂ નેહાદ
હમી આફ્રીન્ કર્દો ઝૂ ગશ્ત શાદ
બદૂ ગોફ્ત ગુશ્તાસ્પ્ કય શહૂરૂયારૂ
મબીનાદ બી તૂ મરા રૂઝગારૂ
તોઈ શહૂરૂયારો મનત કેહ્તરમ
સરે બખ્તે દુશ્મન્ હમી બેસ્પરમ
હમહૂ નીકૂ બાદા સરન્જામે તૂ
મબાદા કે બાશીમ બી નામે તૂ
કે ગીતી નમાનદ હમી બરૂ કસી
ચુ માનદ બતન્ રન્જ યાબદ બસી
ચુનીનસ્ત ગયહાને નાપાયદારૂ
દરૂ ઊ તોખ્મે બદ તા તવાની મકારૂ
યકી રૂઝ મરૂદ આરૂઝૂમન્દે નાન્
દેગરૂ રૂઝ બરૂ કેશ્વરી મરૂઝબાન્
હમી ખાહમ અઝ દાદગરૂ યકૂ ખોદાય
કે ચન્દાન્ બેમાનમ બગીતી બજાય
કે ઈન્ નામએ શહૂરૂયારાને પીશ
બેપયવન્દમ અઝ ખૂબ્ ગોફ્તારે ખીશ
અઝાન્ પસ તને નામવરૂ ખાકૂરાસ્ત
સખુનગૂય જાન્ મઅદને પાકૂરાસ્ત

જ્યારે કયસર બે મંઝલ સુધી તેની સાથ રાહમાં આવ્યો-ત્યારે પાદશાહે તેના ઘોડાની લગામ પાછી ફેરવી.

સઉગન્દ અને નવા કોલકરારો સાથ તેને ઇરાનની હદમાંથી પાછો ફેરવ્યો-અને તેની મરજી પ્રમાણે તેને રૂમ જતો મેલ્યો.

તેણે કયસરને કહ્યું કે "હું જીવતો છું ત્યાં સુધી રૂમની ચોથાઇ-કદી પણ લઈશ નહીં કારણકે હું એ મુલકથી ઘણો ખુશહાલ બન્યો છુ."

ત્યારે કયસરે તેની ઉપર ઘણીક દુઆ કીધી-તેમજ તેની આગળ ઝમીન ઉપર પોતાનું મોઢું મસળ્યું

અને ત્યાંથી રૂમ તરફ પાછો ફર્યો-શેહન્શાહ ગુશ્તાસ્પ લામ્બી મઝલ ઉપર દોડવા લાગ્યો

એ પ્રમાણે ઘોડો હાંકતો તે ઈરાન તરફ દલેરોના પાદશાહની નઝદીક આવી પુગ્યો

જ્યારે લોહરાસ્પે સાંભળ્યું કે "ઝરીર પોતાના નરેશેરની મિસાલના ભાઇ ગુશ્તાસ્પ સાથ આવ્યો છે,"

ત્યારે તે સઘળા સરદારો, ઈરાનના બુઝોર્ગો અને પેહલવાનો સાથ તેને એસ્તેકબાલ ગયો

તુરત ગુશ્તાસ્પ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-અને તેની ઉપર દુઆ ૯૮
કરી ખુશહાલી બતાવી

જ્યારે તેણે બેટાને જોયો ત્યારે તેને બગલમાં પકડયો-અને આસ્માનના ઝુલ્મથી બળાપો કરવા લાગ્યો.

પછી રાહમાંથી જ્યારે તેઓ પાદશાહી મેહલ તરફ ગયા-ત્યારે જેમ આફતાબ મીન રાશિમાં દાખેલ થાય તેમ તેમાં દાખેલ થયા.

લોહરાસ્પે તેને કહ્યું કે "આ જે કાંઈ તેં ખમ્યું તે મારા તરફથી થયલું ના સમજતો પણ ખોદાતાલાનોજ એવો હોકમ હોવો જોઇયે.

તારાં નસીબમાં કદાચ એમજ લખાયલુ હશે-કે તું પોતાનો મુલક છોડી દેશવટો લે."

પછી પાદશાહ લોહરાસ્પ તેનાથી ઘણોજ ખુશહાલ બન્યો-અને તેને પોતાનાં તખ્ત ઉપર બેસાડયો.

તેને બોસા લઈ તેનાં સર ઉપર તાજ મેલ્યું-તેની ઉપર ભલી દુઆ કીધી અને તેનાથી ખુશહાલ થયો.

ગુશ્તાસ્પે તેને કહ્યું કે "ઓ પાદશાહ!-તારી હયાતી વગર ઝમાનો મને રહેવા દેતો ના!

તું પાદશાહ છે અને હું તારો નોકર છું-તારા દુશ્મનનાં નસીબની નોક મારા પગ તળે કચડીશ

તારૂં તમામ શેવટ નેક હોજો!-હમેશે તારૂં નામ બરકરાર રહેજો!

કારણકે આ દુન્યા કોઇ શખ્શ ઉપર કાયમ રહેતી નથી-અને જેટલો ૯૯
વખત તે રહે છે તેટલો વખત તે બહુ દુઃખી થાય છે"

(ફિર્દોસી કહે છે કે) આ નાપાયદાર દુન્યા એવીજ રીતની છે-તેમાં તું તારાથી બને ત્યાં સુધી બદીનાં બી ના રોપતો.

એક દહાડો કોઈ મર્દ એક કકડા રોટલીનો મોહતાજમંદ રહે છે-જ્યારે બીજે દહાડે તે એકુ મુલક ઉપર પાદશાહ બને છે.

હું દાદગર એકલા એક ખોદાથી એજ માગું છું-કે "દુન્યામાં હું એટલોજ વખત કાયમ રહું,

કે આ આગળા પાદશાહોની તવારીખ-સારી એબારતે લખી હું પુરી કરૂં.

અને ત્યાર બાદ મારૂં બદન ખાકમાં જઈ પડે-અને આ તવારીખ લખનાર આત્મા અસલ પાકરૂહી ઝરાને જઇ મળે.

## ગુશ્તાસ્પ.

બખાબ્ દીદને ફેર્દઉસી દકીકી શાએર્રા વ બદર્ખાસ્તે ઊ આવર્દને હઝાર્ બયતર્ દર્ શાહ્નામહ્.

ફિર્દોસીનું શાએર દકીકીને* ખાબમાં જોવું અને તેની ખાહેશથી તેનાં જોડેલાં હઝાર બયત પોતાનાં શાહનામા મધ્યે દાખેલ કરવાં.

ચુનાન્ દીદ ગૂયન્દહ્ યક્ શબ્ બખાબ્
કે યક્ જામે મય દાશ્તી ચૂન્ ગોલાબ્
દકીકી ઝે જાઈ પદીદ્ આમદી
બર્ આન્ જામે મય દાસ્તાન્હા ઝદી
બફેર્દઉસી આવાઝ્ દાદી કે મય
મખુર્ જોઝ્ બઆઇને કાઊસે કય
કે શાહી ગુઝીદી બગીતી કે બખ્ત
બદ્ નાઝદો તાજો દીહીમો તખ્ત
શહન્શાહ્ મહ્મૂદ ગીરન્દહ્ શહ્ર્
ઝે ગન્જશ્ બહર્ કસ રસાનીદહ્ બહ્ર્

આ બયત લખનારે (ફિર્દોસીએ) એક રાતે સ્વપ્નામાં એવું જોયું-કે તેની પાસે ગુલાબી "મય"ની એક જામ ભરેલી હતી

તેવામાં કેથેથી શાએર દકીકી આવી પુગ્યો-અને તે "મય"ની જામ વિષે વાત કરવા લાગ્યો

ફિર્દોસીને મોટે સાદે કહેવા લાગ્યો કે "કયકાઊસના ઝમાનામા જેમ મય પીતા હતા તે સિવાય બીજી રીતે મય પીતોજ ના

કારણકે તારા મુરબ્બી તરીકે એક એવા પાદશાહને આ દુન્યામાં પસંદ કીધો છે કે જેનાથી નસીબ મગરૂર થયુ છે અને પાદશાહી કોલાહ અને રાજપાટ પણ મગરૂર થઈ રહ્યા છે

તે દેશોને જીતનાર શેહન્શાહ મહમૂદ છે જેના ખઝાનાનો ફાયદો દરેક શખ્સને મળી ચૂકયો છે.

---

* શાએર દકીકીનું આખું નામ "ઉસ્તાદ મન્સૂર બેન અહમદ" હતું. તે કયાંનો વતનદાર હતો તે ચોકસ નથી, પણ એવુ લાગે છે કે તે સમર્કંન્દમા જન્મ્યો હતો અને મોટો થઇને તૂસ (આજના મશ્હદ) શેહરમા આવી વસ્યો હતો, જ્યાં ફિર્દોસી સાથ ઓળખાણ થઈ હતી એ જો કે શાએરીમા પહેલા વર્ગનો શાએર નહીં હતો, તોપણ તેનાં બયતો મીઠાસથી નિરાળાં નહીં હતા ગુશ્તાસ્પના રાજઅમલના એક હઝાર બયતો જે હકીમ ફિર્દોસીએ પોતાના શાહનામામા દાખેલ કર્યા છે તે સિવાય બીજા બયતો ઘણાંજ થોડાં નઝરે પડે છે

મઝકૂર શાએર દકીકી વિષે કેટલાકોએ ઉતાવળા બની એવું અનુમાન કર્યું છે કે તે ઝરતોસ્તી હતો. પણ તે વિચાર અમોને સરાસર ગલત લાગે છે તે ઝરતોશ્તી નહી હતો, "જદીદુલ એસ્લામ (નવો થયલો મુસલ્માન) પણ નહીં હતો. તે તો બાપે દાદે એસ્લામી હતો, પણ જેમ ફિર્દોસી, હાફેઝ, ખાકાની વગેરે બીજા શાએરો કદીમ ઈરાની શેહન્શાહતના તેમજ કદીમ મઝદયસ્ની દીનના વખાણનારા હતા, તેમજ શાએર દકીકી ઝરતોશ્તી શેહન્શાહત અને તે મધ્યે રેવાજ પામેલી મઝદયસ્નીદી નને વખાણનારો હતો જેઓ ઉતાવળા અનુમાન ઉપર આવી જઇને મઝકૂર શાએરને ઝરતોશ્તી કહે છે, તેઓને તેમ કહેવાને એક કારણ મળેલુ જણાય છે અને તે એ કે વસત રતુનુ વર્ણન આપવા તેણે એક નાની કવિતા લખી છે જે મધ્યે શેવટે બે બયત આ મતલબના તે લખતો જણાય છે કે:—

દકીકી ચાર્ ખસ્લત્ દુસ્ત્ દારદ્—બગીતી અઝ્ હમહ્ ખૂબીઓ ઝેશ્તી,
લબે યાકૂત રન્ગો નાલએ ચન્ગ્—શરાબે લઅલો કીશે ઝર્દોહેશ્તી.

**અર્થ**—દકીકીને દુન્યાની ભલી ભૂંડી ચીઝોમાંની ચાર ચીઝ ગમે છે. (૧) ખૂબસૂરત સ્રી પુરૂષોના માણેકના રંગના હોઠ. (૨) મોરચગનો મધુર આવાઝ. (૩) ઝગઝગતો લાલ શરાબ અને (૪) ઝરતોશ્તી ધર્મ.

પણ જેઓએ ઈરાનના એસ્લામી શાએરોના કાવ્યનો ઊંડો અભ્યાસ કરેલો હોય છે, તેઓ કહી શકશે કે મઝકૂર બયતોને મળતા અનેક લખાણો એસ્લામી શાએરોએ લખ્યાં છે, પણ તેઓ સર્વ એસ્લામીજ હતા દકીકી શાએરનું આખું નામજ કહી આપે છે કે તે એસ્લામીજ હતો, એસ્લામી મઝહબમાંજ જન્મેલો હતો અને તેજ મઝહબમાં ગુઝર પામ્યો હતો.

અઝ્ એમ્રૂઝ્ તા સાલે હશ્તાદો પન્જ્
બેકાહદ્શ રન્જો બેબાલદ્શ ગન્જ્
વઝાન્ પસ બચીન્ અન્દર્ આરદ સેપાહ્
હમહ્ મેહ્તરાન્ બર્ કુશાયન્દહ્ રાહ્
નેયાયદ્શ ગોફ્તન્ કસીરા દુરોશ્ત
હમહ્ તાજે શાહાન્શ આયદ બમોશ્ત
બદીન્ નામહ્ અર્ ચન્દ બેશ્તાફ્તી
કનૂન્ હર્ચેહ્ જુસ્તી હમહ્ યાફ્તી
અઝીન્ બારહ્ મન્ પીશ ગોફ્તમ્ સખુન્
અગર્ બાઝ્ યાબી બખીલી મકુન્
ઝે ગુશ્તાસ્પો અર્જાસ્પ્ બયતી હઝાર્
બગોફ્તમ્ સર્ આમદ મરા રૂઝ્ગાર્
ગેરાન્માય નઝ્દે શહન્શાહ્ રસદ
રવાને મન્ અઝ્ ખાક્ બર્ મહ્ રસદ
પઝીરોફ્તમ્ આન્ ગોફ્તે ઊરા બખાબ્
બખૂબીઓ નર્મીશ દાદમ જવાબ્
કે મન્ હમ્ બપીરો તો ખાહમ્ રસીદ
અઝીન્ શર્બતમ્ હમ્ બેબાયદ ચશીદ
કુનૂન્ મન્ બગૂયમ્ સુખુન્ ક્ બગોફ્ત
મનમ્ ઝેન્દહ્ ઊ ગશ્તહ્ બા ખાક્ જોફ્ત

આજથી પંચ્યાસી વર્ષ સૂધી-કંગાલિયતપણું ઘટીને આબાદી વધે છે.

વળી બીજું એ કે ચીન (તારતરી) માં તેનું લશ્કર દાખેલ થશે-અને ત્યાંના સરદારો તેને માટે દાખેલ થવા દેશના દરવાઝા ખુલ્લા મૂકશે.

તેને બૂરૂં બોલવાને કોઇ દુરોસ્ત વિચારશે નહીં-અને ત્યાંના પાદશાહોનાં તાજ તેના હાથમાં આવશે (એટલે તે દેશને તે જીતી લેશે).

આ શાહનામુ લખવા માટે તું જો કે અધીરો થયો હતો-પણ હવે જે તારી ખાહેશ હતી તે સઘળી પુરી પડી છે.

એજ તવારીખી બાબત ઉપર આગળ મેં લખાણુ કર્યું છે-તે જો તને મળી આવે તો મારો અદેખો થતો ના.

પાદશાહ ગુશ્તાસ્પ અને તૂરાની સરદાર અર્જાસ્પની તવારીખના એક હઝાર બયત-મેં બનાવેલા હતાં તેટલામાં મારી ઝિંદગીનો છેડો આવ્યો.

જો તે કીમતી બયતો શેહન્શાહ મહમૂદ આગળ તારી મારફતે પુગી જશે-તો મારૂં રવાન દુન્યાની સપાટી ઉપરથી ચંદ્રના આસ્માને જઈ મળેલું કહેવાશે."

સ્વપ્નામાં મે તેનું કહેલું કબૂલ રાખ્યું-અને ભલી ભલાઈથી અને ધીરેથી મેં તેને જવાબ આપ્યો,

કે "હું પણ તારી આગળ હવે પહોંચી જઈશ-મોતનું શર્બત મને પીવાનુજ છે"

હવે જે બયતો તેણે લખી છે તે અત્રે લખુ છું-હું જીવતો છું પણ ૧૦૧
તેનુ શરીર માટી સાથે મળી ગયું છે

## પાદ્શાહીએ ગુશ્તાસ્પ્ યક્ સદ્ વ બીસ્ત્ સાલ્ બૂદ્ રફ્તને લોહ્રાસ્પ્ બબલ્ખ્ બપરસ્તેશે યઝ્દાન્ વ બર્ તખ્ત્ નેશસ્તને ગુશ્તાસ્પ્ અઝ્ ગોફ્તએ દકીકી શાએર્.

## ગુશ્તાસ્પની* પાદશાહી એકસોને વીસ વર્ષની હતી. લોહરાસ્પનું બલખમાં ખોદાની બંદગીમાં મશગૂલ થવું અને ગુશ્તાસ્પનું તખ્તે બેસવું. દકીકી શાએરે લખેલી તવારીખ.

ચુ ગુશ્તાસ્પરા દાદ લોહ્રાસ્પ્ તખ્ત
ફેરૂદ આમદ અઝ્ તખ્તો બર્ બસ્ત રખ્ત
બબલ્ખે ગુઝીન્ શુદ બર્ આન્ નઉબહાર્
કે યઝ્દાન્ પરસ્તાન્ બુદ આન્ રૂઝ્ગાર્

જ્યારે લોહરાસ્પે ગુશ્તાસ્પને રાજ્ય સોંપ્યું-ત્યારે તે તખ્ત ઉપરથી નીચે આવ્યો અને ગૂશેનેશીન થવાની તૈયારી કીધી.

સોહામણાં બલ્ખ શેહરમાં "નઉબહાર" નામનાં આતશકદેહમાં તે જઇને બેઠો-કારણકે તે વખતનાં યઝદાન પરસ્ત લોકો

* અવસ્તાનો "વીસ્તાસ્પ" અને પહલવીનો "વિશ્તાસ્પ." અવસ્તામાં તેમજ પહલવીમાં પણ એને લોહરાસ્પનો છોકરો જણાવ્યો છે આંવાં યશ્ત પ્રમાણે એ પાદશાહ નવદરનાં ખાન્દાનનો હતો. ફાર્સી લખનારા પ્રમાણે એની માનું નામ "આઝદહ" હતુ. જેણી નવદરના છોકરા ગોસ્તહમની છોકરી હતી. ગુશ્તાસ્પની બાયડીનું નામ અવસ્તા મૂજબ "હુતઓસ" હતું, પણ ફિર્દોસી તેની રાણીનું નામ "કતાબૂન" જે રૂમના કયસરની છોકરી હતી જેણીને બીજા લખનારા "કતાયૂન" તરીકે લખી ગયા છે તે જણાવે છે. આ નેકબખ્ત પાદશાહના વખતમા વખ્શૂરે વખ્શૂરાન પાક ઝરતોશ્ત સાહેબ ઝાહેરમાં આવ્યા હતા અને મઝદયસ્ની દીન, જે રફતે રફતે ઈરાન દેશમાંથી નાબૂદ થતી ચાલી હતી તેને સૂધારો વધારો કરી નવેસરથી પાછી ચાલુ કરી હતી. આ પાકદીન પહેલવહેલાં આ પાદશાહે કબૂલ કરી હતી અને ઈસ્તખ્ર શેહરમાં જઇને ઝંદ અવસ્તાના બાર હઝાર વૉલ્યુમ સોનેરી દસ્તખતે લખાવી ઈરાન દેશની ચારે બાજૂએ તેનો ફેલાવો કર્યો અને ત્યાંનાં લોકોને પાછા મઝદયસ્ની દીનમાં લાવ્યો. આખા ઈરાન દેશમા અને ખસૂસ કરીને આઝર બાઈજાનના ઈલાકામાં સંખ્યાબંધ આતશકદેહ તેણે બંધાવ્યાં હતાં. આ પાદશાહની ઝિંદગીની શુરૂઆત જેવી કમનસીબી ભરેલી હતી તેવીજ રીતે તેનો બૂઢાપો પણ ગમગીનીમાં પસાર થયો હતો. આ પાદશાહના અનેક બેટા ધર્મની લડાઇમાં માર્યા ગયા હતા.

મરાન્ ખાનહુરા દાશતન્દી શુનાન્
કે મરૂ મકુકહુરા તાઝેયાન્ ઈન્ ઝમાન્
બદાન્ ખાનહુ શુદ શાહે યઝદાન્ પરસ્ત
ફેરૂદ આમદ આન્જાઓ હયકલ્ બેબસ્ત
નેશસ્ત અન્દરૂ આન્ ખાનએ બાફીન્
પરસ્તેશ હમી કરૂદ રોખ બરૂ ઝમીન્
ખોદારા પરસ્તીદન્ આગાઝ કરૂદ
દરે દાદો દાનેશ બદ્દૂ બાઝ કરૂદ

બેબસ્ત આન્ દરે બાફીન્ ખાનહુરા
નહેશ્ત અન્દરૂ આન્ ખાનહુ બીગાનહુરા
બેપૂશીદ જામહુ પરસ્તેશ પલાસ
ખેરદરા બદાન્ ગૂનહુ બાયદ સેપાસ
બેયફૂગન્દ યારહુ ફેરૂહેશ્ત મૂય
સુએ દાવરે દાદગરૂ કરૂદ રૂય
૧૦૨ હમી બૂદ સી સાલ્ પીશશ બપાય
બદીન્સાન્ પરસ્તીદ બાયદ ખોદાય
નેયાયેશ હમી કરૂદ ખુરૂશીદરા
ચુનાન્ ચૂન્ કે બુદ શાહુ જમશીદરા
ઝે રૂઝે ગુઝશતહુ શાહે નામદારૂ
હમી જોસ્ત આમોર્ઝેશ અઝ કેર્દગારૂ
ચુ ગુશ્તાસ્પ્ બરૂ શુદ બતખ્તે પેદરૂ
કે ફરૂરે પેદરૂ દાશ્ત બખ્તે પેદરૂ
બસરૂ બરૂ નેહાદ આન્ પેદરૂ દાદહુ તાજ
કે ઝીબન્દહુ બાશદ બઆઝાદહુ તાજ
મનમ્ ગોફ્ત યઝદાન્ પરસ્તન્દહુ શાહુ
મરા ઈઝદે પાક્ દાદ ઈન્ કોલાહુ
બદાન્ દાદ મારા કોલાહે બુઝોરૂગ્
કે બીરૂન્ કુનીમ્ અઝ રમહુ મીશ ગોરૂગ્
સુએ રાહે યઝદાન્ બેયાઝીમ્ ચન્ગ્
બરૂ આઝાદહુ ગીતી નદારીમ્ તન્ગ્
ચુ આઇને શાહાન્ બજાય આવરીમ્
બદાન્રા બદીને ખોદાય આવરીમ
ચફી દાદ ગુસ્તરૂદ કઝ દાદે ઊય
અબા ગોરૂગ્ મીશ આબ્ ખુર્દી બજૂય
૧૦૩ પસ અઝ દુખ્તરે નામવરૂ કયસરા
કે નાહીદ બુદ નામે આન્ દુખ્તરા
કતાબૂનશ ખાન્દી ગેરાન્માયહુ શાહુ
દો ફર્ઝન્દ આમદ ચુ તાબન્દહુ માહુ
યકી નામવરૂ ફરૂરોખ એસ્ફન્દેયારૂ
શાહે કાર્ઝારી નબર્દે સવારૂ

તે આતશકદેહને જેમ આજે અરબો મક્કાને માને તેમ માનતા હતા

તે આતશકદેહમાં તે યઝદાન પરસ્ત પાદશાહ ગયો-અને ત્યાંજ ઉતારો કીધો અને બંદગીનો પટો બાંધ્યો.

તે પરસ્તેશ કરવાનાં ઘરમાં જઈ બેઠો-અને ઝમીન ઉપર માથું મેલી બંદગી કરતો હતો

જેવો તે ખોદાની પરસ્તેશ કરવા લાગ્યો-કે ઈન્સાફ અને દાનેશનો દરવાઝો તેની ઉપર ખુલ્લો થઈ ગયો (એટલે બંદગીથી તેને હવે ઈન્સાફ અને ડહાપણના વિચાર આવવા લાગ્યા)

તે આતશકદેહના દરવાઝા બદ કીધા-અને પારકા માણસોને ત્યા આવવા નહીં દીધા

બદગી કરતા તે ઉનનો પોશાક પેહેરતો હતો-ખરેજ સારી અક્લનો આભાર માનવો.

તેણે ઠાઠમાઠ છોડી દીધો અને માથાં મોઢાના બાલ વધારી દીધા-અને દાદગર દાવરની તરફ ચિત્ત લગાડયુ

ત્રીસ વર્ષ સુધી તે ખોદાની બદગીમાં ઉભો રહ્યો હતો-ખરેખર ખોદાની પરસ્તેશ એવી રીતે કરવી જોઇયે

જેમ શાહ જમશીદની રીત હતી-તેમ તે ખુરશીદને નમન કરતો હતો

તે નામદાર પાદશાહ આગળ કીધેલા ગુનાહની માફી ખોદા પાસે માગતો હતો.

ગુશ્તાસ્પ પોતાના બાપના જેવોજ દબદબો અને બાપના જેવુંજ મોટું નસીબ ધરાવતો હતો તે જ્યારે બાપનાં તખ્ત ઉપર બેઠો,

ત્યારે બાપે આપેલુ તાજ માથે પેહેર્યું-અલબત્તહ તાજ શાહઝાદા ઓનેજ શોભે છે

પછી તે બોલ્યો કે "હુ પાક યઝદાનની પરસ્તેશ કરનારો પાદશાહ છુ-મને પાક ખોદાતાલાએજ આ તાજ આપ્યું છે

તે સાહેબે અમોને એટલા માટેજ આ મહાન તાજ આપ્યું છે-કે મેંઢાંનાં ટોળામાથી અમો વરૂને દૂર રાખ્યે

યઝદાનના રસ્તા તરફજ અમો પોતાનો હાથ લમ્બાવી રાખીશુ-અને નેક લોકો ઉપર કશુ પણ સંકટ પડવા દઇશું નહી

આગળા પાદશાહોની ચાલતી આવેલી રાહ રસ્મ મુજબજ અમો સઘળુ બજા લાવીશુ-અને બુરા લોકોને ખોદાતાલાની દીનની રાહ ઉપર લાવીશું"

પછી તેણે પોતાનો ઇન્સાફ એવો સરસ ફેલાવ્યો કે તેના ઈન્સાફે કરી વરૂની સાથે મેંઢા એક ઓવારે પાણી પીવા લાગ્યાં

હવે નામવર કયસરની બેટી-કે જે બેટીનુ નામ "નાહીદ" હતુ,

પણ તેણીને તેનો બાપ મોટા દરજ્જાનો કયસર "કતાબૂન" કરીને બોલાવતો હતો-તેણીને ત્યા ઝળકાટ ભરેલા માહતાબની મિસાલના બે બેટાઓ પયદા થયા.

એક નામવર મુબારક અસ્ફંદિયાર*-કે જે લડાઇને લાયકનો શાહઝાદો અને જગી સવાર હતો

---

* અવસ્તાનો "સ્પેન્તો દાત" અને પહલવીનો "સ્પેન્દાદ" આ શાહઝાદો ગુશ્તાસ્પનો વડો છોકરો હતો તે જાતે કદાવર, બહાદુર અને મોટો લડવૈયો હતો, જેથી જેહાન પેહલવાન રૂસ્તમ મિસાલ એ શાહઝાદાને પણ "તહમ્તન" નો એલ્કાબ આપ્યો હયો જે વખતે એના બાપે ઝરતોશ્તી દીન અંગીકાર કરી તેજ વખતે અણે પણ દીન સ્વીકારી હતી એટલુંજ નહીં પણ ઈરાની શેહનશાહતની ચારે બાજૂએ ફરી વળીને તે સઘળે ઠેકાણે ઝરતોશ્તી દીનનો ફેલાવો કર્યો હતો યૂનાનીઓ સાથ મોટી લડાઈ કરી યૂનાન દેશને માત કર્યો હતો બુતપરસ્તીનો મોટો દુશ્મન થઇ લાગ્યો હતો. દુન્યાની જૂની તવારીખ જે આપણા હાથમાં થોડીક જળવાઈ રહી છે તેમાથી માલૂમ પડી આવી છે કે દુન્યામાં સર્વથી પહેલો "બુતશેકન" (Iconoclast) યાને મૂર્તિભંજકનો એલ્કાબ એ શાહઝાદાએ મેળવ્યો હતો

આ શાહઝાદાને "રૂઈનતન" એટલે કાંસાંની દેહવાળો કરીને કેટલાંક પહલવી તેમજ ફાર્સી પુસ્તકો જણાવે છે. "ઝરતોસ્ત

**પેશૂતન્ દેગર્ ગોર્દે શમ્શીરઝન્**
**શહે નામબર્દારે લશ્કર્ શેકન્**

બીજો તલવારનો મારનારો પેહલવાન પેશૂતન||-કે જે લશ્કરની સફ તોડનાર નામ ઉઠાવનાર શાહજાદો હતો.

---

નામા” પ્રમાણે પયગમ્બર સાહેબે આ શાહજાદાને પોતાની પવિત્ર ક્રિયા કરેલું દાડમ ખવાડવાથી એ “રૂઈનતન” બન્યો હતો. પણ આપણો નામીચો તવારીખનવેસ હકીમ ફિર્દોસી રૂસ્તમ અને અસ્ફદિયારની લડાઈમાં જણાવે છે કે જ્યારે રૂસ્તમ અસ્ફદિયારનાં હથિયારથી ઝખ્મી થયો ત્યારે સીમોર્ગને તેડાવી તેનો એલાજ શોધ્યો ત્યારે સીમોર્ગ કહે છે કે:—

**ચેરા રઝ્મ જોસ્તી ઝે એસ્ફન્દેયાર્**
**કે ઊ હસ્ત રૂઈન્તનો નામદાર્**
**બર્ ઊરા ઝેરેહ્ આન્ કે અન્દર્ બર્ અસ્ત**
**હમ' અઝ્ દસ્તે ઝર્દોશ્તે પયઘમ્બર્ અસ્ત**
**બગુશ્તાસ્પ્ દાદસ્ત આન્ ઝર્દોહેશ્ત**
**નદર્રદ વરા તીરો ઝૂબીનો ખેશ્ત**

“તે અસ્ફદિયાર સાથ શા માટે લડાઇ શોધી?-કારણકે તે રૂઈનતન અને વળી નામદારી ભરેલો છે

તેનાં બદન ઉપર જે ખાસ બખ્તર છે-તે પગઘમ્બર ઝરતોશ્તને હાથનું છે

ઝરતોશ્ત પયગમ્બરે તે ગુશ્તાસ્પને આપેલું છે-તે બખ્તરને તીર, છૂટભાલડી કે ભાલો વિધી શકતો નથી”

કહે છે કે જે વેળા ઝરતોશ્તી દીન ઈરાનમાં અને તેની આસપાસના દેશોમાં ફેલાવવાનું કામ અસ્ફંદિયારે માથે લીધું તે વખતે પયગમ્બર સાહેબે તે લડવૈયાનું શરીર પગથી તે માથાં સૂધી ઢંકાય એવી રીતનુ એક કાંસાંનું બખ્તર બનાવી તેને પેહેરાવ્યું અને તેની ઉપર માથ્રવાણીમા ખોદાતાલાના આશીર્વાદ ઉતારી તેને તે કામમાં ફતેહ ઈચ્છી હતી તે લડવૈયાને જોવા માટે આંખો આગળ તે બખ્તરને તારની જાળી હતી કોઇ પણ તીર, સમ્શીર, ભાલો કે ગોર્ઝ તે બખ્તરને કાપી કે ભાંજી શકતાં ન હતાં આ બખ્તર પેહેરનારાને તે કાંસાંનાં બખ્તર ઉપરથી “રૂઇનતન”·નો એલ્કાબ મળ્યો હતો. અસ્ફંદિયારની દેહ કાંઈ કાંસાંની નહીં હતી, પણ આવી જાતનાં કાસાંનાં બખ્તરને લીધેજ તેને “રૂઈનતન” કહેતા હતા

જેમ એના બાપ ગુશ્તાસ્પે લોહરાસ્પ પાસેથી ઇરાનની ગાદી માગી હતી, તેમજ અસ્ફંદિયારે ગુશ્તાસ્પ પાસે ઈરાનનું તખ્ત માગ્યું હતું. ગુશ્તાસ્પે તે નહીં આપતા અનેક બહાના કાઢયાં જેમાં શેવટે રૂસ્તમના હાથ બાંધીને ઈરાન લાવવાની માંગણી કીધી જે પણ તે તાબેદાર શાહજાદાએ કબૂલ કીધી. ગુશ્તાસ્પની ખાતેરી હતી કે રૂસ્તમ કદી પણ બંધાઇને આવનાર નથીજ તેમજ જામાસ્પે તેને કહ્યુ હતુ કે તેનું મોત રૂસ્તમને હાથેજ છે તે છતાં તેને ઝાબુલ મોકલ્યો. રૂસ્તમે તેને ઘણો સમજાવ્યો કે હુ તારી સાથે આઉં અને તને પાદશાહી આપું, પણ નહીં

**બગીતી ચુનાન્ દાન્ કે રોસ્તમ મનમ**
**ફોરૂઝન્દએ તોખ્મે નયરમ મનમ**
**નેગહ્દારે શાહાને ઈરાન્ મનમ**
**બહર્ જાય પોશ્તે દેલીરાન્ મનમ**
**તો તકૂયે ચુનીન્ બર્ જવાની મકુન્**
**ઝે પીરે જહાનદીદહ્ બેશનવ્ સખુન્**
**મકુન્ આન્ચે ગુશ્તાસ્પ્ ગૂયદ હમી**
**કે ઊ રાહે દાનેશ નપૂયદ હમી**
**બેખાહદ બદેલ મર્ગે એસ્ફન્દેયાર્**
**કે ફરૂમૂદ બા રોસ્તમશ કાર્ઝાર્**
**ન બીનદ બખાબ્ ઊ કે બર્ મન્ નેઝન્દ**
**રસદ અઝ્ તો ઓ મન્ શવમ્ પાય બન્દ**
**મકુન્ અય પેસર્ બેશનવ્ અઝ્ મન્ દુરોસ્ત**
**કે ગુશ્તાસ્પ્ ખુદ દુશ્મને જાને તોસ્ત**
**બજાએ પેદર્ મર્ તોરા ઝાલ્ બસ**
**ઝે રોસ્તમ હમાન્ ગોર્ઝો ગૂપાલ્ બસ**
**બઈરાનો તૂરાન્ તોરા શહ્ કુનમ**
**ઝે તૂ દસ્તે બદ્ખાહ્ કૂતહ્ કુનમ**
**મન્ અઝ્ કૂદકી તા શુદસ્તમ્ કોહન્**
**બદીનગૂનહ્ અઝ્ કસ નબોર્દમ સોખન્**
**કે ગૂયદ બેરવ્ દસ્તે રોસ્તમ બેબન્દ**
**ન બન્દદ મરા દસ્ત ચર્ખે બલન્દ**

“તું એમ જાણ કે દુન્યામાં હુ રૂસ્તમ છું-નરીમાનનાં ખાન્દાનને રોશન કરનારો છું.

ઈરાનના પાદશાહોનો નેગહબાન છું-અને તેઓના પેહલવાનોનો દરેક ઠેકાણે મદદગાર છું.

તું આ તારી જવાની ઉપર ભરોસો ના કર-અને આ અનુભવી બુઢ્ઢાની વાત સાંભળ.

અને જે કાંઇ ગુશ્તાસ્પ કહે તે તું કરવા તેયાર ના થા-કારણકે તે ડહાપણના માર્ગ ઉપર નથી ચાલતો.

તે પોતાનાં દિલમાં તો તું અસ્ફંદિયારનું મોતજ માગે છે-કારણકે તેણે તેને રૂસ્તમ સાથ લડાઈ કરવા ફર્માવ્યું

પણે તે સ્વપ્નામાં પણ જોશે નહીં કે તારા હાથથી મને ઈઝા પુગે અને હું કયદ પકડાઉં.

ઓ છોકરા! એવું ના કર અને હું ખરેખરૂંજ કહું છું તે સાંભળ-કે ગુશ્તાસ્પ પોતેજ તારો કત્તો દુશ્મન છે

માટે તારા બાપની જગ્યાએ મારો ઝાલ બસ છે-તેમજ મુજ રૂસ્તમથી તારા દુશ્મનો સામે આ ભારી ગોર્ઝ બસ છે

હું તને ઈરાન તેમજ તુરાન દેશનો પાદશાહ બનાઉ-અને તારીથી તારા દુશ્મનના હાથ કોતાહ કરૂં

મારાં બચપણથી તે હાલ હું બુઢ્ઢો થયો છું ત્યાં સૂધીમાં-એવી રીતના સખુનો કોઇયે પણ મને કહ્યા નથી.

કે જેમ ગુશ્તાસ્પ કહે છે કે ‘તુ જા, અને રૂસ્તમના હાથ બાંધ’-પણ મારા હાથ બુલંદ આસ્માનબી બાંધી શકશે નહીં.”

આવી રીતની સમજાવટ છતાં અસ્ફંદિયાર સમજ્યો નહીં અને રૂસ્તમ સાથ લડાઈ કરી લડાઇમાં પેલાં એઝમતી બખ્તરની

|| (આ નોટ માટે જુઓ પાનું ૫૦).

ચુ ગીતી બશાન્ શાહે નવ્ શસ્ત્ શુદ
ફરીદૂને દીગર્ હમી ખાસ્ત્ શુદ
શાહાને જહાનશ્ હમહ્ બાઝો સાવ્
બેદાદન્દો બર્ ખુદ્ ગેરેફ્તન્દ્ તાવ્
બગીતી નમાન્દ્ અઝ્ યકી નામવર્
કે નામદ્ બદર્ગાહ્ બસ્તહ્ કમર્
બહર્ મર્ઝ્ બેન્શાન્દ્ યક્ મર્ઝબાન્
બદાન્ તા નસાઝન્દ્ કસરા ઝેયાન્
બહર્ કેશ્વરી નામે ગુશ્તાસ્પ્ બૂદ
કે પૂરે શહન્શાહે લોહ્રાસ્પ્ બૂદ
જહાન્ સરૂબસર્ ગશ્ત્ ઊરા રેહી
કઝાન્ રૂએ દીદન્દ્ યક્સર્ બેહી
૧૦૪ ગુઝીનેશ્ બેદાદન્દ્ શાહાન્ હમહ્
બપીશશ્ દેલે નીક્ખાહાન્ હમહ્
મગર્ શાહ્ અર્જાસ્પે તૂરાન્ ખોદાય
કે દીવાન્ બુદન્દી બપીશશ્ બપાય
ગુઝીનેશ્ નપેઝ્રફ્તો નશ્નીદ્ પન્દ્
અગર્ પન્દ્ નશ્નીદ્ અઝ્ દીદ્ બન્દ્
અઝ્ બેસ્તદી નીઝ્ હર્સાલ્ બાઝ્
ચેરા દાદ્ બાયદ્ બહા માલ્ સાઝ્

જ્યારે દેશનો રાજઅમલ તે નવા પાદશાહ ઉપર કાયમ થયો-ત્યારે ગોયા તે બીજો ફરીદુન પાદશાહ પયદા થયો હોય એમ લાગ્યું.

દુન્યાના બીજા પાદશાહોએ તેને ખંડણી આપવાનું માથે લઇને ચોથાઈ આપવા લાગ્યા.

દુન્યામાં એક પણ એવો નામવર નહીં રહ્યો-કે જે તાબેદારીની કમર બાંધીને તેની દરગાહમાં નહીં આવ્યો હોય.

તેણે દરેક મુલકમાં એક એક હાકેમ મુકરર કીધો-કે જેથી કરીને બીજાઓ કોઇને કશું નુકસાન પુગાડે નહીં.

દરેક મુલકમાં ગુશ્તાસ્પ કે જે શેહન્શાહ લોહરાસ્પનો બેટો હતો તેનીજ સત્તા ફેલાઈ.

તમામ જેહાન તેની તાબેદાર બની-કારણકે તેની તરફથી સઘળાઓએ ભલાઈજ જોઈ.

સઘળા પાદશાહો તેને ઠેરવેલી ખંડણી આપતા હતા-અને તેની હુઝૂરમાં તેના રાજભક્ત થઇ રહેતા હતા.

તૂરાન દેશના વડા પાદશાહ અર્જાસ્પ સિવાય (સઘળાઓએ ખંડણી કબૂલ કરી હતી)-કારણકે તેની ખેદમતમાં દેવોએ કમર બાંધી હતી.

તેણે તેની ચોથાઇ કબૂલ નહીં કીધી અને તેની સલાહ માની નહીં ત્યારે તેને સઝા થઈ

તે વળી ગુશ્તાસ્પ પાસેથી ખંડણી માગતો હતો-પણ હવે ખંડણી તરીકે પૈસા કે માલ કે અસ્બાબ શા માટે આપવો જોઇયે?

---

મદદથી અસ્ફંદિયારને કાંઇ નુકસાન નહીં પહોંચ્યું, પણ રૂસ્તમ ઝખ્મી થયો. તેણે સીમોર્ગને બોલાવી પોતાનો ચારો શોધ્યો.

બદ્ ગોફ્ત્ સીમોર્ઘ્ કઝ્ રાહે મેહ્ર્
બગૂયમ્ હમી બા તો રાઝે સેપેહ્ર્
કે હર્ કસ્ કે ખૂને યલ્ એસ્ફન્દેયાર્
બરીઝદ્ વરા બેશ્કરદ્ રૂઝ્ગાર્
હમાન્ નીઝ્ તા ઝેન્દહ્ બાશદ્ ઝે રન્જ
રહાઈ નેયાબદ્ નમાનદ્શ્ ગન્જ

**અર્થ**—સીમોર્ગે તેને કહ્યું કે "હું તને મોહબતને ખાતેર આ ફરતાં આસ્માનનો ભેદ કહું છું કે જે કોઈ શખ્સ અસ્ફંદિયાર પેહલવાનનું ખૂન રેડશે તેને ઝમાનો પાયમાલ કરી નાખશે. જ્યાં સૂધી તે જીવતો રહેશે ત્યાં સૂધી તે દુઃખી થશે અને તેનો ખઝાનો પણ કાયમ રહેશે નહીં."

અફસોસ! કે તેમજ બન્યું. આ શાહઝાદાના રૂસ્તમના હાથ ઉપર માર્યા જવા પછી ખરેજ રૂસ્તમની તેમજ તેનાં ખાન્દાનની પાયમાલી થઈ.

|| અવસ્તાનો "પેષોતનુ" તેમજ પહલવીનો "પેશોતન" આ શાહઝાદો ગુસ્તાસ્પનો બીજો છોકરો થાય. એણે ઝરતોસ્તી દીન ફેલાવાના કામમાં ઘણી મદદ આપી હતી પોતાના ભાઈ અસ્ફંદિયાર સાથ લડાઈમાં શામેલ થયો હતો. આ શાહઝાદો વડા દસ્તૂર તરીકે પણ ઓળખાતો હતો. એને માટે ફાર્સી તેમજ પહલવી પુસ્તકો જણાવે છે કે તે "અમર્ગ" હતો. ઝરતોસ્ત બેહરામનાં ઝરતોશ્ત નામા પ્રમાણે પયગમ્બર સાહેબે એ શાહઝાદાને પોતાની ક્રિયા કરી ઇજેલું દૂધ પાયું તેથી તે "અમર્ગ" બન્યો. આ બાબતને અવસ્તાએ વિશ્તાસ્પ યશ્ત પણ ટેકો આપે છે કે "અયરક અમર્ષ્કં બવાહિ યથ પેષોતનુશ" પાઝંદ નીરંગોમાં એને "પેશોતન વિશ્તાસ્પાન" તરીકે ઓળખાવ્યો છે.

## પયદા શુદને ઝર્દોહ્‌શ્ત્ વ ગુઝીદને ગુશ્તાસ્પ્ વ લોહ્‌રાસ્પ્ વ હમગી સરદારાને ઈરાન્ કીશે ઊરા.

——:૦:——

**ચકી પાક્ પયદા શુદ્ અન્દર્ ઝમાન્**
**બદસ્ત અન્દરશ મજ્‌મરે ઊદેચાન્**
**ખુજસ્તહ્ પયો નામે ઊ ઝરૂદહોશ્ત**
**કે અહ્‌રીમને બદ કુનેશરા બેકોશ્ત**
**બશાહે જહાન્ ગોફ્‌ત પયધમ્બરમ**
**તોરા સૂએ યઝદાન્ હમી રહ્‌બરમ**
**ચકી મજ્‌મર્ આતેશ બેયાવર્દ બાઝ**
**બેગોફ્‌ત અઝ બેહેશ્ત આવરીદમ ફરાઝ**
**જહાન્‌આફ્રીન્ ગોફ્‌ત બેપ્‌ઝીર્ ઈન્**
**નેગહ્ કુન્ બદીન્ આસ્માનો ઝમીન્**
**કે બી ખાકો આબશ બર્‌આવર્દહ્ અમ**
**નેગહ્ કુન્ બદ્ તાશ ચૂન્ કર્દહ્ અમ**
**નેગર્ તા તવાનદ્ ચુનીન્ કર્દ કસ**
**મગર્ મન્ કે હસ્તમ જહાનદારો બસ**
**ગર્ અયદૂન્ કે દાની કે મન્ કર્દમ ઈન્**
**મરા ખાન્દ બાયદ્ જહાન્‌આફ્રીન્**
**ઝે ગૂયન્દહ્ બેપ્‌ઝીર્ બેહ્ દીને ઊય**
**બેયામૂઝ અઝ્ રાહો આઇને ઊય**
**નેગર્ તા ચે ગૂયદ્ બરાન્ કાર્ કુન્**
**ખેરદ્ બર્‌ગુઝીન્ ઈન્ જહાન્ ખાર્ કુન**
**બેયામૂઝ્ આઇને દીને બેહી**
**કે બી દીન્ ન ખૂબસ્ત શાહન્‌શેહી**
**ચુ બેશનીદ અઝ્ શાહે બેહ્ દીને બેહ્**
**પઝીરોફ્‌ત અઝ્ દીનો આઇને બેહ્**
**નબર્દહ્ બેશાહરૂશ ફરૂરોખ્ ઝરીર્**
**કુજા જન્દહ્ પીલ્ આવરીદી બઝીર્**
**પેદર્શ આન શહે પીર્ ગશ્તહ્ બબલ્ખ્**
**કે ગીતી બદેલશ અન્દરૂન્ બૂદ તલ્ખ્**
**શુદહ્ ઝારો બીમારો બી તાબો તૂશ**
**બનઝ્‌દીકે ઊ ઝહ્‌ર્ હમતાએ નૂશ**

**સરાને બુઝોર્ગ્ અઝ હમહ્ કેશ્વરાન્**
**પેઝેશ્કાનો દાનાએો કુન્દાવરાન્**
**હમહ્ સૂએ શાહે ઝમીન્ આમદન્દ**
**બેબસ્તન્દ કુશ્તી બદીન્ આમદન્દ**
**પદીદ્ આમદ્ આન્ ફરૂરએ ઈઝદી**
**બેરફ્‌ત અઝ દેલે બદ્‌સેગાલાન્ બદી**

## ઝરતોશ્તનુ* ઝાહેર થવું અને ગુશ્તાસ્પ, લોહરાસ્પ અને તમામ ઈરાની સરદારોએ તેની દીન એખ્તયાર કરવી.

——:૦:——

તેના ઝમાનામાં એક પાક પર્હેઝગાર શખ્સ ઝાહેરમાં આવ્યો-તેના હાથમાં અગરનું ધૂપદાન પકડેલું હતું.

તે મુબારક કદમનો હતો અને તેનું નામ "ઝરતોશ્ત" હતું-કે જેણે બદકેર્દાર એહરેમનનો નાશ કર્યો હતો

તેણે જેહાનના પાદશાહને કહ્યું કે "હું પયગમ્બર છું-અને તને પાક યઝદાન તરફ જવાનો રસ્તો દેખાડનારો છું"

ત્યાર બાદ તે એક આતશ મેલેલું ધૂપદાન લાવ્યો-અને બોલ્યો કે "આ આતશ તારી આગળ બેહેશ્તમાથી લાવ્યો છું.

જેહાનના પયદા કરનાર ખોદાતાલાએ તને કહેવાડિયું છે કે 'આ તું કબૂલ કર-અને આ આસ્માન તેમજ ઝમીન તરફ નેગાહ કર

કે મેં તેને માટી અને પાણી વગર બનાવ્યાં છે-તું વિચાર કર કે મેં તેને કેવી રીતે પયદા કર્યું?

તું જો કે હુ જે દુન્યાને પયદા કરનાર સાહેબ છું તેના સિવાય ૧૦૫
આવી રીતનુ કોઈ બનાવી શકશે?

જ્યારે તારી ખાતેરી થાય કે મેંજ એ સઘળું રચ્યુ છે-ત્યારે ફકત મનેજ દુન્યાનો રચનાર ખોદાતાલા સમજવો જોઇયે

તું આ પયગામ કહેનાર શખ્સની ભલી દીન કબૂલ કર-અને તે શખ્સ તરફથી તેની ભલી રાહ રીતી શીખી લે.

તે જે કાંઇ કહે તેની ઉપર તું ધ્યાન આપજે અને તે પ્રમાણે અમલ કરજે-તું ડહાપણજ એખ્તયાર કરજે અને આ કમીની દુન્યાને તુચ્છ સમજજે

તુ આ ભલી દીનની રાહ રસ્મ શીખી લે-કારણકે દીન ધર્મ વગર પાદશાહી કારોબાર સારી રીતે ચાલી શકે નહીં"

જ્યારે તે ભલા પાદશાહે તેની બેહતર દીનની વાતો સાંભળી-ત્યારે તેણે તેની ભલી દીન અને તેની સઘળી રાહ રસ્મ કબૂલ કીધી

તેમજ તેનો લડાયક ભાઈ મુબારક ઝરીર-કે જે મસ્ત હાથીને નીચે નાખતો હતો તેણે પણ કબૂલ કીધી

તેનો બાપ પાદશાહ લોહરાસ્પ કે જે હવે બલ્ખમા બુઢઢો થયો હતો-અને જેને મનસે દુન્યા સઘળી કડવી ઝેહર જેવી થઈ પડી હતી

જે દુઃખથી રડતો, બીમાર અને કાઈ પણ શક્તિ કે ઝોર વગરનો થઇ પડયો હતો-અને જેની આગળ ઝેહર કે મીઠુ મધ બન્ને સરખુંજ હતું તેણે પણ કબૂલ કીધી

તમામ મુલકના બુઝોર્ગ સરદારો-હકીમો, દાનાઓ અને પેહલવાનો,

સઘળા જેહાનના પાદશાહની નઝદીક આવ્યા-અને પોતાની કમર ૧૦૬
ઉપર કુશ્તી બાધી ઝરતોસ્તી દીન કબૂલ કીધી.

ત્યારે પેલો ખોદાઈ ઝળકાટ ઝાહેર થયો-અને બદવિચારના શખ્સોનાં દિલમાંથી બદી જતી રહી

---

* અવસ્તાનો "ઝરથુશ્ત્ર," પહલવીનો "ઝરતોશ્ત.' અને બીજાં ફાર્સી પુસ્તકો પ્રમાણે "ઝરતોશ્ત" અવસ્તા, પહલવી તેમજ ફાર્સી પુસ્તકો એના બાપનું નામ "પોરૂશસ્પ" જણાવે છે, જ્યારે તેની માનું નામ ફાર્સી તેમજ પહલવી પુસ્તકો "દુગ્દો" આપે છે આ મઝદયસ્ની દીન સજીવન કરનાર મહાન પયગમ્બર વિષે અમો આ પુસ્તકના દીબાચામાં પુરતું બોલ્યા છિયે.

રહે બુતપરસ્તી પરાગન્દહ્ શુદ
બયઝદાન્ પરસ્તી પુરૂ આગન્દહ્ શુદ
પુરૂ અઝ્ નૂરે ઈઝદ્ બેબુદ દખ્મહા
બઝ્ આલૂહગી પાકૂ શુદ તખ્મહા

પસ આઝાદહ્ ગુશ્તાસ્પ્ બરૂ શુદ બગાહ્
ફ્રેરેસ્તાદ્ હરૂ સૂ બકેશ્વરૂ સેપાહ્
પરાગન્દહ્ ગેર્દે જહાન્ મૂબદાન્
નેહાદ્ અઝ્ બરે આઝરાન્ ગુમ્બદાન્
નુખોસ્તે આઝરે મેહરૂ બર્ઝીન્ નેહાદ્
બકેશ્વરૂ નેગરૂ તા ચે આઈન્ નેહાદ્
કે આન્ મેહરૂ બર્ઝીન બી દૂદ બૂદ
સુનઉવરૂ ન અઝ્ હીઝમો ઊદ બૂદ
યકી સર્વે આઝાદહ્રા ઝરૂદોહેશ્ત
બપીશે દરે આઝારૂ અન્દરૂ બેકેશ્ત
નબેશ્તહ્ બરૂ આન્ ઝાદ સર્વે સેહી
કે બેઝીરૂ ગુશતાસ્પ્ દીને બેહી
૧૦૭ ગવા કરૂદ મરૂ સર્વે આઝાદ્રા
ચુનીન્ ગુસ્તરાનદ્ બેરદ દાદ્રા
ચુ ચન્દી બરૂ આમદ્ બરૂ ઈન્ સાલેયાન્
બેબુદ સરૂવ બાલા સેતબ્રશ મેયાન્
ચુનાન્ ગશ્ત આઝાદ સર્વે બલન્દ
કે બરૂ ગેર્દે ઊ બરૂ નગશ્તી કમન્દ
ચુ બાલા બરૂ આવરૂદ બેસ્યારૂ શાખ
બેકરૂદ અઝ્ બરે ઊ યકી ખૂબ્ કાખ
ચેહલ્ રશ બાલાઓ પહ્ના ચેહેલ્
નકરૂદ અઝ્ બુનહ્ અન્દરૂ ઊ આબો ગેલ્
યકૂ અયવાન્ બરૂ આવર્દેશ અઝ્ ઝરૂરે પાકૂ
ઝમીનશ હમહ્ સીમો અમ્બરૂશ ખાકૂ
બરૂ ઊ બરૂ નેગારીદ્ જમશીદ્રા
પરસ્તન્દએ માહો ખુરૂશીદ્રા
ફરીદૂન્ અબા ગોર્ઝએ ગાવ્સારૂ
બેફરૂમૂદ કર્દન્ બરાન્ જા નેગારૂ

સધળી બુત પરસ્તીની રૂઢિ નાબૂદ થઇ-અને યઝદાન પરસ્તીની રાહ ઉપર સધળા તત્પર બન્યા.

ગુઝર પામેલાંઓનાં લાશ મેલવાનાં દખ્મા મધ્યે બુત પરસ્તીના અંધકારને બદલે ઈઝદી નૂર પ્રકારાવા લાગ્યું-લોકોની અઉલાદ ગુનાહની નાપાકીમાથી પાક થવા લાગી

પછી અમીરી બુન્યાદનો ગુરતારૂપ તખ્ત ઉપર બેઠો-તેણે સધળા મુલકમા ચો તરફ લશ્કર મોકલી આપ્યું

તેમજ દુન્યામાં સધળે દીનના ફેલાવા માટે મોબેદોને વીખેરી નાખ્યા-આતશકદેહો ઉપર ગુમ્બદો બધાવ્યા.

સર્વથી પહેલાં "મેહર બર્ઝીન*" નામના આતશને તખ્તનેશીન કર્યો-મુલકમાં હવે કેવી દીન રેવાજ પામી તે ઉપર ધ્યાન ધર.

આ મેહર બર્ઝીન આતશ ધૂમાડા વગરનો હતો-અને કાઠી તેમજ ખુશ્બો વગર રોશન રહેતો હતો,

ઝરતોસ્ત પયગમ્બરે રૂતુની અસરથી નિરાળાં રહેતા એક "સર્વ¶" નામના ઝાડને-તે આતશકદેહના દરવાઝા ઉપર રોપ્યું

તે સીધાં અને રૂતુની અસરથી નિરાળાં રહેતા ઝાડનાં પાદડા ઉપર આ લેખ લખેલો હતો-કે "ઓ ગુશ્તાસ્પ! આ ભલી દીનને કબૂલ કરજે,"

તે "આઝાદ સર્વ" ને ખોદાતાલાએ દીનનાં ખરાંપણાની ખાતેરી આપવા પયદા કર્યું હતુ-નેક વિચાર શક્તિ આવી રીતે ઈન્સાફ આપે છે.

જ્યારે એ ઉપર કેટલાક વર્ષો નીકળી ગયા-ત્યારે તે સર્વનું ઝાડ ઘણું ઊચું થયુ-અને તેનો ઘેરાવો પણ ઝબરો થયો

તે બુલદ આઝાદ સર્વ એટલું તો મોટું થયુ-કે તેનાં થડની આસ-પાસ એક કમદ પણ ફરી વળતી નહીં હતી

જ્યારે એ સર્વની ઘણીજ લામ્બી લામ્બી ડાંખળીઓ વધી-ત્યારે ગુશ્તાસ્પે તેની આસપાસ એક સુદર ઇમારત બાધી.

તે ચાળીસ ગઝ લામ્બી અને ચાળીસ ગઝ પોહોળી ઈમારત બાધી-તે ઈમારત બાધવામા પાણી કે મટોડું વાપર્યું હતુ નહીં

પણ ખાલેસ સોનાથીજ તે એક મેહલ બાધ્યો-જેની ભોય સધળી રૂપાની બનાવેલી અને ખાક અમ્બરની હતી

તે મેહલ ઉપર માહતાબ અને ખુરશીદની નેયાયેશ કરતો પાદશાહ જમશીદનો ચીતાર ચીતરાવ્યો.

તેમજ ગાયના માથાવાળા ગુર્ઝ સાથ પાદશાહ ફરીદૂનનો ચીતાર પણ ચીતારવા ફર્માવ્યું.

---

* આ "આદર બુર્ઝીન" નામના આતશ માટે બીજાં ફાર્સી તેમજ પહલવી પુસ્તકો જણાવે છે કે તે હમેશે કાઠી અને સુખડ વગર રોશન રહેતો હતો અને તે આતશ બેહેશ્તમાથી પયગમ્બર સાહેબ પોતાની સાથ લઈ આવ્યા હતા જ્યારે તેવણ ગુસ્તાસ્પની દરબારમા લાવ્યા ત્યારે તે આતશ ગુસ્તાસ્પ, પેશૂતન, જામાસ્પ વગેરે સર્વ સરદારોને હાથમાં આપ્યો હતો તો પણ કોઇના હાથને કાંઈ પણ ઇઝા થઇ ન હતી

આ આતશને ગુશ્તાસ્પે "રએવન્ત" નામના પહાડ ઉપર એક બુલંદ આતશકદેહ બંધાવી ત્યાં રોશન કર્યો હતો બુન્દહિશ્ન પ્રમાણે આ રએવન્દ કોહ કે જેને "પોશ્તે વિશ્તાસ્પાન" પણ કહેતા હતા તે ખોરાસાનમા આવ્યો હતો.

¶ આ સર્વના ઝાડ માટે "દબેસ્તાન" વગેરે કેતાબોમાં જે અહવાલ આપ્યો છે, તેનો સાર ટુંકમાં આપ્યે છિયે. કહે છે કે આ ઝાડ રોપ્યાને એક હઝાર ચારસો પચાસ વર્ષ થયા પછી ઇસ્લામી પાદશાહ "મુતવકકેલ અબ્બાસી" નામનો હતો તેની આગળ બીજાઓએ તે ઝાડના ફેલાવા અને રોકેલા વિસ્તાર વિષેની વાતો કહી, જે ઉપરથી તે પાદશાહનો એવો વિચાર થયો કે મારે પોતે જાતે એ ઝાડ જોવુ પણ ત્યાં જવાનો માર્ગ બહુજ દૂર હતો તે ઉપરથી જઈ શકાયુ નહીં ત્યારે તે નામીચાં ઝાડને કાપી મગાવી નઝરે જોવાનો પોતે હોકમ આપ્યો ત્યાનાં લોકોએ તે નહીં કાપવાનો અને તેના બદલામાં માગે એટલો ઝર ખઝાનો આપવા માગ્યો કારણકે તે ઝાડ નીચે હઝારો ગોસ્પદો અને માણસો આસાયેશ લેતાં હતાં અને તે ઝાડ ઉપર હઝારો પક્ષીઓએ માળા બાંધ્યા હતા, પણ પેલા પાદશાહે તે ના કબૂલ કરી ઝોર ઝુલ્મથી તે કપાવી મંગાવ્યું તેને કાપતાં હઝારો માણસો કામે લાગ્યા હતા અને હઝારો રૂપ્યાનો ખર્ચ થયો હતો હવે તે ઝાડને કાપી લાવતાં તે પાદશાહનાં શેહરથી એક મંઝેલ દૂર તે ઝાડ રહેલું એટલામા તે પાદશાહને કોઇ કારણ માટે તેના ગોલામોએ રાતે મારી નાખ્યો જેથી તે ઝાડ જોવા પામ્યોજ નહીં.

હમહ્ મેહ્તરશાન્રા બરાન્ જા નેગાશ્ત
નેગર્ તા ચુનીન્ કામગારી કે દાશ્ત
ચુ નીક્ શુદ આન્ નામવર્ કાખે ઝર્
બદીવારહા બર્ નેહાદશ ગોહર્
બગેર્દશ યકી બારએ આહનીન્
નેશસ્ત અન્દર્ ક્રૂદ શાહે ઝમીન્
ચુ યક્ચન્દ ગાહી બર્ આમદ બર્ ઈન્
દેરખ્તી પદીદ આમદ અન્દર્ ઝમીન્
અઝ્ અયવાને ગુશ્તાસ્પ તા પીશે કાખ
દેરખ્તી ગશન્ બૂદો બેસ્યાર્ શાખ
હમહ્ બર્ગે ઊ પન્દો બારશ ખરદ
કસી ક્ ચુનાન્ બર્ ખુરદ કય મરદ
ફેરેસ્તાદ હર્ સૂ બકેશ્વર્ પયામ
કે ચૂન્ સર્વે કેશ્મર્ બગીતી કુદામ
ઝે મીનો ફેરેસ્તાદ ઝી મન્ ખોદાય
મરા ગોફ્ત અઝીન્ જા બમીનો બર્ આય
કુનૂન જુમ્લહ્ ઈન્ પન્દે મન્ બેશ્નવીદ
પેયાદહ્ સુએ સર્વે કેશ્મર્ રવીદ
બગીરીદ યક્સર્ રહે ઝર્દોહોશ્ત
બસૂએ બુતે ચીન્ બર્ આરીદ પોશ્ત
બઓર્ઝો ફરે શાહે ઈરાનેયાન્
બેબન્દીદ કુશ્તી હમહ્ બર્ મેયાન્
બઆઇને પીશીનગાન્ મન્ગરીદ
બદીન્ સાયએ સર્વબુન્ બેગ્રવીદ
સુએ ગુમ્બદે આઝર્ આરીદ રૂય
બફર્માને પયઘમ્બરે રાસ્તગૂય
બયઝદાન્ કે હરગેઝ ન બીનદ બેહેશ્ત
કસી ક્ નદારદ રહે ઝર્દોહેશ્ત
પરાગન્દ ગોફ્તારશ અન્દર્ જેહાન્
સુએ નામદારાનો સૂએ મેહાન્
હમહ્ તાજદારાન્ બફર્માને ઊય
સુએ સર્વે કેશ્મર્ નેહાદન્દ રૂય
બેહેશ્તીશ ખાન્ અર્ નદાની હમી
ચેરા સર્વે કેશ્મરશ ખાની હમી
ચેરા કશ નખાની નેહાલે બેહેશ્ત
કે ચૂન્ સર્વે કેશ્મર્ બગીતી કે કેશ્ત
પરસ્તેશ કદહ્ શુદ અઝીશાન્ બેહેશ્ત
બેબસ્ત અન્દર્ ઊ દીવરા ઝર્દોહેશ્ત
ચુ ચન્દી બર્ આમદ બરીન્ રૂઝગાર્
ખુજસ્તહ્ શુદ આન્ અખ્તરે શહ્રયાર્
બશાહે જહાન્ ગોફ્ત ઝર્દોશ્તે પીર્
કે દર્ દીને મા ઈન્ નબાશદ હઝીર્
કે તૂ બાઝ્ બેદહી બસાલારે ચીન્
ન અન્દરખુર્ આયદ બઆઇનો દીન્
નબાશમ બરીન્ નીઝ હમદાસ્તાન્
કે શાહાને મા દર્ ગહે બાસ્તાન્
બતુર્કાન્ નદાદસ્ત કસ બાઝો સાવ
બઈરાન્ નબુદ શાન્ હમી તૂશો તાવ
બેપેઝીરોફ્ત ગુશ્તાસ્પ ગોફ્તા કે નીઝ
નફર્માયમશ દાદન્ અઝ્ બાઝ્ ચીઝ્

તેજ પ્રમાણે સઘળા પાદશાહોના ચીતાર પણ ત્યાં ચીતારવામાં આવ્યા-તું વિચાર કર કે એવી શક્તિ બીજો કયો પાદશાહ ધરાવતો હતો?

જ્યારે તે નામાકિત સોનેરી મેહલ સુન્દર રીતે તૈયાર થયો-ત્યારે તેની દીવારો ઉપર સઘળાં ગોહરો જડાવ્યાં.

તેની આસપાસ એક લોઢાંની દીવાર ભરી લીધી-અને જેહાનનો ૧૦૮
પાદશાહ ત્યાં રહેવા લાગ્યો.

જ્યારે એ ઉપર થોડોક વખત પસાર થયો-ત્યારે તે ઝમીનમા પેલું સર્વ એક બુલદ ઝાડ તરીકે ઉગી નીકળ્યું.

ગુશ્તાસ્પની દરબાર આગળથી તે તેના રહેવાના મેહલ સુધી-પોખાલ થડવાળું અને સંખ્યાબધ ડાંખળીવાળું તે ઝાડ ફેલાયું હતું.

તેનાં પાંદડાં નસીહતથી ભરેલા હતાં અને તેના ફળ દાનાઈ વધારનારાં હતાં-જે કોઇ આવાં ફળ ખાય તે જલ્દીથી કેમ મરે?

તેણે દરેક મુલકમાં ચો તરફ પયગામ મોકલ્યો-કે "કેશ્મરના જેવું સર્વનું ઝાડ દુન્યામાં બીજે કેથે કયા છે?

એ મારે માટે બેહેશ્તમાથી ખોદાતાલાએ મોકલ્યું છે-અને મને કહ્યું છે કે 'દુન્યામાથી તું બેહેશ્તમાજ આવજે.'

માટે તમો સઘળા આ મારી શીખામણ સાંભળો-અને આ કેશ્મરના સર્વ તરફ પેયાદા થઇને ચાલ્યા આવો.

તમો સઘળાઓ હવે ચીન દેશની મૂર્ત્તિઓ તરફ તમારી પીઠ ફેરવીને ઝરતોશ્તી દીનની રાહ પકડો

ઇરાનીઓના પાદશાહના દબદબા અને ઝળકાટની બરક્તથી-તમો સઘળા કમર ઉપર કુશ્તી બાંધો

આગળા વડિલોની રાહ રસ્મ ઉપર હવે તમો ઝાઝું ધ્યાન ના આપો-અને આ છાયાવાળાં સર્વનાં ઝાડને વચનથી બધાઓ.

રાસ્ત બોલનાર પયગમ્બરનાં ફર્માન મૂજબ-આતશકદેહના ગુમ્બદ ૧૦૯
તરફ તમારાં મોં ફેરવો

હું ખોદાના કસમથી કહું છું કે જે કોઈ ઝરતોશ્તી ધર્મ એખ્તેયાર નહીં કરશે તે કદી પણ બેહેશ્ત જોવા પામશે નહીં"

તે પાદશાહનો આવી રીતનો પયગામ સઘળી દુન્યામા નામદારો અને પાદશાહો વચ્ચે ફેલાઇ ગયો.

તેના ફર્માનથી તમામ તાજદાર પાદશાહોએ-કેશ્મરના સર્વ તરફ ચાલવા માંડયું.

જો તું સમજી ન શકતો હોય તો તેને બેહેશ્તનું ઝાડ કરીને કહે-શા માટે તું તેને કેશ્મરનું સર્વ કહે છે?

તુ તેને શા માટે બેહેશ્તનો રોપો નથી કહેતો?-કારણકે કેશ્મરના સર્વ જેવું ઝાડ આ દુન્યામાં કોણે રોપ્યુ છે?

એ પ્રમાણે ખોદાની પરસ્તેશ કરવાની જગ્યા એક બેહેશ્ત જેવી દેખાવા લાગી-કારણકે પયગમ્બર ઝરતોશ્તે તે જગ્યાએ દયવયસ્નીનો અટકાવ કર્યો હતો

એ ઉપર કેટલોક વખત પસાર થયો-અને પાદશાહનો સેતારો ઝળકતો થયો.

બુઝોર્ગ ઝરતોસ્ત પયગમ્બરે જેહાનના પાદશાહ ગુશ્તાસ્પને કહ્યું-કે "આ વાત આપણી દીનમાં વાજબી નહીં કહેવાય,

કે તું ચીનના સરદારને ખંડણી આપે-એ વાત આપણા રેવાજ અને દીનને અનુસરતી નથી.

હું એ વાત ઉપર એટલા માટેજ એકમત નથી થતો-કે આગળા ૧૧૦
ઝમાનામાં આપણા પાદશાહોએ

તુર્કીઓને કોઈ પણ જાતની ખેરાજ અને ખંડણી આપી નથી-કારણકે ઇરાનીઓની સામે થવાની તેઓને તાકત કે શક્તિ હતીજ નહીં."

ગુશ્તાસ્પે તેનું કહેલું કબૂલ કીધું અને બોલ્યો કે "હું ખંડણી તરીકે કાંઇ પણ આપવાનો હોકમ કરીશ નહીં."

## આગાહી યાફ્તને અર્જાસ્પ્ શાહે તૂરાન્ અઝ્ બર્ગુઝીદને ગુશ્તાસ્પ્ દીને ઝર્દોશત્ વ નામહ્ નેવેશતન્ બદૂ.

પસ્ આગાહ્ શુદ નરૂરહ્ દીવી અઝીન્
હમ્ અન્દર્ ઝમાન્ શુદ સુએ શાહે ચીન્
બદૂ ગોફ્તૂ કય શહ્રયારે જેહાન્
જહાન્ ચક્રુસરહ્ અઝ્ કેહાનો મેહાન્
બજા આવરીદન્દ ફર્માંને તૂ
નેયાયદ કસી પીશે પયકાને તૂ
મગર્ પૂરે લોહ્રાસ્પ્ ગુશ્તાસ્પ્ શાહ્
કે આરદ હમી સૂએ તુર્કાંન્ સેપાહ્
બેકરૂદ આશકારા હમહ્ દુશ્મની
અબા ચૂન્ તો શાહ્ કરૂદ અહ્રીમની
મરા સદ્ હઝારાનૂ સવારસ્ત બીશ્
હમહ્ ગર્ બેખાહી બેયારમત્ પીશ્
બેયા તા શવીમ્ અઝ્ પયે કારે ઊય
નેગર્ તા નતર્સી ઝે પયગારે ઊય
૧૧૧ ચુ અર્જાસ્પ્ બેશનીદ ગોફ્તારે દીવ્
ફેરૂદ આમદ અઝ્ ગાહ્ તુર્કાંન્ ખેદીવ્
અઝ્ અન્દૂહ્ ઊ સુસ્તો બીમાર્ શુદ
ઝે શાહે જહાન્ પુર્ ઝે તીમાર્ શુદ
પસ્ આન્ગહ્ હમહ્ મૂબેદાન્રા બેખાન્દ
શનીદહ્ સખુન્ પીશે ઈશાન્ બેરાન્દ
બેદાનીદ ગોફ્તા કઝ્ ઈરાન્ ઝમીન્
બેશુદ ફર્રએ ઈઝદે પાક્ દીન્
યકી પીર્ પીશ્ આમદશ્ સર્સરી
બઈરાન્ બદઅવીએ પયઘમ્બરી
હમી ગૂયદ અઝ્ આસ્માન્ આમદમ્
ઝે નઝ્દે ખોદાએ જહાન્ આમદમ્

## તૂરાનના પાદશાહ અર્જાસ્પનુ* ગુશ્તાસ્પે ઝરતોશ્તી દીન એખ્તયાર કરવા વિષે વાકેફ થવું અને તેની ઉપર નામુ લખવું.

પછી આ વાતથી એક નર દેવ વાકેફ થયો-તેજ વખત તે ચીનના પાદશાહ તરફ ગયો.

અને તેને કહ્યું કે "ઓ જેહાનના પાદશાહ!-દુન્યાના સઘળા નાના કે મોટાઓ

તારૂં ફર્માન બજા લાવ્યા છે-કોઇ પણ શખ્સ તારા તીરના પયકાન સામે આવી શકતો નથી

સિવાય કે લોહરાસ્પનો બેટો પાદશાહ ગુશ્તાસ્પ કે જે તૂરાનીઓ તરફ લશ્કર લાવવાની તૈયારી કરે છે

તેણે સઘળી પોતાની દુશ્મની ઝાહેર કીધી છે-અને તુજ જેવા પાદશાહ સાથ તેણે એહરેમનનુ કામ કીધુ છે.

મારી પાસે લાખથી પણ વધુ સવારો છે-અગર તું ચાહતો હોય તો સઘળા તારી નઝદીક લઈ આઉ

ચાલ આપણ તેના કામની તૈયારી કર્યે-સંભાળજે તુ તેની લડાઈથી જરાપણ ડરતો ના"

જ્યારે અર્જાસ્પે પેલા એહરેમનની વાત સાંભળી-ત્યારે તે તુર્કીઓનો શાહ તખ્ત ઉપરથી નીચે ઉતર્યો

તે તેની ધાસ્તીથી સુસ્ત અને બીમાર થયો-અને જેહાનના પાદશાહ ગુશ્તાસ્પથી ગમ ભરેલો બન્યો

પછી તેજ વખત તેણે તમામ દાનેશમંદોને બોલાવી મંગાવ્યા-અને તેઓ આગળ સાંભળેલી વાત કહી સંભળાવી

તે બોલ્યો કે "તમો જાણો કે ઈરાન સરઝમીનથી-પાક દીનનો ખોદાઇ ઝળકાટ જતો રહ્યો છે

ઈરાન દેશમા પયગમ્બરીનો દાવો કરનારો-કોઈ જાતભાત વગરનો ઘરડો માણસ આવ્યો છે

તે કહે છે કે 'હુ આસ્માન ઉપરથી ઉતરી આવ્યો છું-જેહાનના પયદા કરનાર ખોદાતાલાની નઝદીકથી આવ્યો છુ

---

* અવસ્તાનો "અરેજત્ અસ્પ" અને પહલવી બુન્દહિશ્નનો "અર્જાસ્પ" એ કોણનો છોકરો તે અવસ્તા તેમજ ફાર્સી પહલવી પુસ્તકો ચોકસ જણાવતા નથી. અવસ્તામાં તેમજ અયાદગારે ઝરીરાનમા "ખ્યઓન" ના મુલકનો જણાવ્યો છે બુન્દહિશ્ને કાતેઅવાળો એને અફ્રાસિયાબના નબીરા તરીકે ઓળખાવે છે, ત્યારે કદાચ એ જેહનનો છોકરો હોવો જોઇયે. શાહનામા પ્રમાણે ગુશ્તાસ્પ એને ચોથાઈ આપતો હતો ત્યારે કદાચ એવુ અનુમાન થાય છે કે પાદસાહ કયખુસરૂ પછી ઝાલ અને રૂસ્તમની મદદ ઈરાનની રાજગાદીને મળતી બંધ પડી તે ઉપરથી આ તૂરાની અર્જાસ્પે ઈરાનીઓને દબરાવી ચોથાઈ કબૂલ કરાવી હોય અથવા જેમ રશિયન તુર્કેસ્તાન અને હિંદુસ્તાનની વચ્ચે અફગાન અમીરને બ્રીટીશ સરકાર તરફથી નાણાંની મદદ આપવામાં આવે છે તેમ દેવની ખસ્લતના જંગલી લોકોના ધસારાનો અટકાવ કરવા માટે પાદશાહ ગુશ્તાસ્પ તૂરાની અર્જાસ્પને નાણાંની મદદ આપતો હોવો જોઇયે કે ઇરાનની હદમા જંગલી લોકો ધસી નહીં આવે. જ્યારે પયગમ્બર સાહેબે આવી ચોથાઈ બંધ કરાવી અને દીનની બાબતમાં મોટો ઝઘડો ઉઠયો ત્યારે અર્જાસ્પ ઈરાન દેશ ઉપર ચઢાઈ લઈ આવ્યો જે વખતે અસ્ફંદિયારને તેના બાપે કયદ કરલો હોવાથી ઈરાનીઓએ શિકસ્ત ખાધી અને બુઝોર્ગ પાદશાહ લોહરાસ્પ માર્યો ગયો તેમજ ગુશ્તાસ્પની બન્ને છોકરીઓને પકડી પોતાના "રૂઇનદેઝ" નામના કિલ્લામાં લઈ જઇ કયદ કરી પાછળથી જ્યારે ગુશ્તાસ્પે અસ્ફંદિયારને કયદમાથી છોડયો ત્યારે તેણે પેલા કિલ્લામાં હફતખાનને રસ્તે જઈ અર્જાસ્પને મારી પોતાની બન્ને બેહેનોને છોડવી લાવ્યે.. આવા ચસ્ત પ્રમાણે એણે ગુશ્તાસ્પ, ઝરીર અને ઈરાન દેશને તારાજ કરવાની ખાહેશ જણાવી હતી પણ તે મળી હતી નહીં.

ખોદાવન્દરા દીદમ અન્દરૂ બેહેશ્ત
મરૂ ઈન્ ઝન્દવસ્તા હમહ ઊ નેવેશ્ત
બદૂઝખ દરૂન્ દીદમ અહુરીમના
નેયારસ્તમશ ગશ્ત પીરામના
પસ્ આન્ગહ ખોદાવન્દમ અઝ્ બહુરે દીન્
ફેરેસ્તાદ નઝ્દીકે શાહે ઝમીન્
સરે નામદારાને ઇરાન્ સેપાહ
ગેરાન્માયહ ફર્ઝન્દે લોહરાસ્પ્ શાહ
કે ગુશ્તારેપ્ ખાનન્દ ઈરાનેયાન્
બબસ્તશ યકી કુશ્તી ઊ બરૂ મેયાન્
બેરાદરશ નીઝ્ આન્ સવારે દેલીરૂ
સેપહ્દારે ઈરાન્ કે નામશ ઝરીરૂ
હમહ પીશે ઊ દીન્ પેઝૂહ આમદન્દ
વઝાન્ પીરહ જાદુ સોતૂહ આમદન્દ
ગેરેફ્તન્દ અઝ્ સરબસરૂ દીને ઊય
જહાન્ શુદ પુરૂ અઝ્ રાહો આઇને ઊય
નેશસ્ત્ અન્દરૂ ઈરાન્ બપયઘમબરી
નેગારી ચુનીન્ યાફ્હે સરૂસરી
યકી નામહ બાયદ નેવેશ્તન્ કુનૂન
સુએ આન્ ઝદહ સરૂ ઝે ફ્રર્માન્ બેરૂન્
બેબાયદશ દાદન્ બસી ખાસ્તહ
કે નીકૂ બુવદ દાદહ નાખાસ્તહ
મરૂ ઊરા બેગોફ્તન્ કઝીન્ રાહે ઝેશ્ત
બેગર્દી બેતર્સ અઝ્ ખોદાએ બેહેશ્ત
મરૂ આન્ પીરે નાપાકરા દૂરૂ કુન્
બરૂ આઇને મા બરૂ યકી સૂરૂ કુન્
ગરૂ અયદૂન્ કે બેપ્ઝીરદ આન્ પન્દે મા
નસાયદ હમી પાએ ઊ બન્દે મા
વરૂ અયદૂન્ કે નપ્ઝીરદ અઝ્ મા સુખન્
કુનદ તાઝહ આઇને કીને કોહન્
સેપાહે પરાગન્દહ બાઝ્ આવરીમ
યકી ખૂબ્ લશ્કરૂ ફરાઝ્ આવરીમ
બઈરાન્ શવીમ અઝ્ પસે કારે ઊય
નમાનીમ દરૂ કેશ્વરૂ આસારે ઊય
બેરાનીમ અઝ્ પીશો ખારશ કુનીમ
બેબન્દીમો ઝેન્દહ બદારશ કુનીમ
હમહ સરૂબસરૂ ખાન્દન્દ આફ્રીન્
બરૂ આન્ શહરૂયારે ઝમાનો ઝમીન્
ચુનીન્ ગોફ્ત હરૂકસ બઅર્જાસ્પ્ શાહ
કે બીરાહ ગશ્તસ્ત ગુશ્તાસ્પ્ શાહ

મેં ખોદાને બેહેશ્તમાં જોયો છે-આ ઝંદ અવસ્તા સઘળા તેણે લખ્યા છે.

વળી એહરેમનને મેં દોઝખમાં જોયો છે-પણ હું તેની પાસે જઇ શકયો નહીં.

ત્યાર પછી ખોદાતાલાએ મને દીનના ફેલાવા માટે-તું જેહાનના ૧૧૨
પાદશાહની નઝદીક મોકલ્યો.'

ઇરાની લશ્કરના નામદારોનો સરદાર-અને પાદશાહ લોહરાસ્પનો પ્યારો બેટો,

કે જેને ઈરાનીઓ 'ગુશ્તાસ્પ' કરીને કહે છે-તેણે પોતાની કમર ઉપર પેલાની આપેલી એક કુશ્તી બાંધી છે.

તેમજ તેનો ભાઇ જે બહાદુર સવાર-અને ઈરાની લશ્કરનો સેપહ-સાલાર છે જેનું નામ 'ઝરીર*' છે,

તેઓ સઘળા તેની નઝદીક દીન શીખવા આવ્યા છે-અને તે બુઢ્ઢા જાદુગરના ફરેબથી આજેઝ બની ગયા છે.

અને સઘળાઓએ તેની દીન કબૂલ કરી છે-જેથી કરીને તમામ જેહાન તેનીજ દીનના રીત રેવાજથી ભરાઈ ગઇ છે.

એક બેવુકૂફ હલકો ઢોંગી માણસ-ઈરાનમાં પયગમ્બર થઈ બેઠો છે.

હવે મને પેલા મારાં ફર્માનથી સર ફેરવી બેઠેલા ગુશ્તાસ્પ ઉપર એક નામુ લખવું જોઇયે.

તેને આપણે ઘણોક માલ ભેટ તરીકે આપવો જોઇયે-માંગ્યા વગર આપવું વધારે સારૂં લાગશે.

તેને કહેવું જોઇયે કે 'આ બૂરી રાહથી પાછો ફર અને બેહેશ્તના સાહેબ ખોદાતાલાનો ડર કર.'

પેલા નાપાક બુઢ્ઢાને તારી આગળથી દૂર કર-અને આપણી આગળી રીત પ્રમાણેજ સઘળી ખુશખુશહાલી કર.'

જો તે આપણી આ શીખામણ કબૂલ કરી લેશે-તો આપણી બેડીના બંદ તેના પગ ઉપર નહીં પડશે.

પણ જો તે આપણી વાત કબૂલ નહીંજ કરશે-અને જૂનો કીનો ૧૧૩
પાછો નવેસરથી તાઝો કરશે,

તો આપણું પોતાનું વીખેરી નાખેલું લશ્કર પાછું ભેગું કરીશું-અને એક ચુનન્દું લશ્કર એકઠું કરીને

તેનાં આવાં બેહુદા કામની પૂઠ પકડી ઈરાન ઉપર હમ્લો લઇ જઇશું-અને તે મુલકમા કેથે પણ તેની કશી નિશાન રહેવા દઇશું નહીં.

આપણ આગમચથી હમ્લો લઈ જઇ તેને ખુવાર કરી નાખીશું-અને તેને કયદ પકડીને જીવતો ફાંસીએ ચઢાવીશું."

એવું સાંભળી સઘળાઓએ તે ઝમાના અને જેહાનના પાદશાહ ઉપર દુઆ કીધી.

અને દરેક શખ્સ પાદશાહ અર્જાસ્પને એ પ્રમાણે કહેવા લાગ્યો-કે "શાહ ગુશ્તાસ્પ ગુમરાહ બન્યો છે."

---

* અવસ્તાનો "ઝઇરિવઇરિ" અને પહલવીનો "ઝરીર" અવસ્તા તેમજ પહલવીમાં પણ એને લોહરાસ્પનો છોકરોજ કહે છે. આ શાહઝાદો ગુશ્તાસ્પથી નાનો હતો, પણ ઘણો સમજુ અને બહાદુર હતો. એણે પણ ઝરતોશ્તી દીનના ફેલાવા અર્થે ઘણી મદદ આપી હતી અને પોતાના ભાઈ ગુશ્તાસ્પ સાથ તુરાની પાદશાહ અર્જાસ્પની લડાઈમાં એણે મુખ્ય ભાગ લીધો હતો. શેવટે તુરાની સરદાર બીદેરફ્શના હાથ ઉપર માર્યો ગયો હતો. આ શાહઝાદાનો એક છોકરો "નસ્તૂર" (અવસ્તાનો બસ્ત-વઈરિ") નામનો હતો. જેણે પોતાના બાપનો કીનો બીદેરફ્શ ઉપર લઈ તેને મારી નાખ્યો હતો.

આ શાહનામાની તવારીખમાં ફિર્દોસીએ લખેલી તુરાની અર્જાસ્પ અને ઝરીરની લડાઈની દાસ્તાન પહલવી પુસ્તક "અયાદ-ગારે ઝરીરાન"માં સઘળી મળતી આવે છે, જે ઉપરથી ખુલ્લું માલૂમ પડે છે કે આ તવારીખ લખવામાં ફિર્દોસીએ મુખ્ય આધાર પહલવી પુસ્તકોનોજ લીધો છે.

બરીન્ ઈસ્તાદન્દ ગોર્દાને ચીન્
દો તન્ નીઝ્ કર્દન્દ અઝીશાન્ ગુઝીન્
યકી નામે ઊ બીદેરફૂશ ખુઝોરૂગ્
ગવી પીરૂ જાદૂઓ સીનહુ સુતેરૂગ્
દેગરૂ જાદુઈ નામે ઊ નામખાસ્ત
કે હરૂગેઝ્ દેલશ જોઝ્ તબાહી નખાસ્ત
યકી નામહુ બેન્વેશત્ ખૂબો હઝીરૂ
સુએ નામવરૂ ખુસ્રવે દીન્ પઝીરૂ
૧૧૪ નુખોસ્તીન્ બનામે ખોદાએ જેહાન્
શેનાસન્દએ આશકારો નેહાન્
નેવેશતમ મન્ ઈન્ નામહે શાહુવારૂ
ચુનાન્ ચૂન્ બુવદ્ દરૂખુરે શહુરૂયારૂ
સુએ ગોર્દે ગુશતારેપ્ શાહે ઝમીન્
સઝાવારે ગાહુ આન્ કયે બાફ્રીન્
ગુઝીનો મેહીન્ પૂરે લોહુરારેપ્ શાહુ
ખોદાવન્દે ગીતી નેગહુદારે ગાહુ
અઝ્ અર્જાસ્પૂ સાલારે ગોર્દાને ચીન્
સવારે જહાન્ગીરો ગોર્દે ગુઝીન્
નબેશત્ અન્દરૂ આન્ નામએ ખુસ્રવી
નેફૂ આફ્રીન્ બરૂ ખતે પયઘવી
કે અય નામવરૂ પૂરે શાહે જહાન્
ફેરૂઝન્દએ તખ્તે શાહાન્શાહાન્
સરત સબ્ઝ્ બાદો તનો જાન્ દુરોસ્ત
મબાદત્ કયાની કમરૂગાહુ સોસ્ત
બકામે તો બાદા સેપહુરે બલન્દ
ઝે ચશ્મે બદાનત્ મબાદા ગઝન્દ
શનીદમ કે રાહી ગેરેફ્તી તબાહુ
બખુદ રૂઝે રઉશન્ બેકર્દી સેયાહુ
૧૧૫ બેયામદ યકી પીરૂ મર્દુમ ફેરીબ્
તોરા દેલ્ પુરૂ અઝ્ બીમ કર્દો નેહીબ્
સખુન્ ગોફ્ત અઝ્ દુઝખો અઝ્ બેહેશત
બદેલત અન્દરૂન્ તોખમે ઝેફૂતી બેકેશત
તો ઊરા પઝીરોફ્તીઓ દીન્શરા
બેયારાસ્તી રાહો આઈન્શરા
બેયફૂગન્દી આઇને શાહાને ખીશ
બુઝોર્ગાને ગીતી કે બૂદન્દ પીશ
તબહુ કર્દી આન્ પહુલવી કીશરા
ચેરા નન્ગરીદી પસો પીશરા
તો ફર્ઝન્દે આની કે ફર્ખોન્દહુ શાહુ
બદૂ દાદ તાજ અઝ્ મેયાને સેપાહુ
બરૂ આરન્દએ ઊર્મઝદે મેહીન્
નેગારન્દએ આસ્માનો ઝમીન્
તોરા બરૂ ગુઝીદ અઝ્ ગુઝીનાને ખીશ
ઝે જમશીદેયાન્ મરૂ તોરા દાશત્ પીશ
ચુનાન્ હમચુ કયખુસ્રવે કીનહુજૂય
તોરા બીશ બૂદ અઝ્ કયાન્ આબ્રૂય
બુઝોર્ગીઓ શાહીઓ ફર્ખન્દગી
લવાનાઇઓ ફરૂરો ઝીબન્દગી
૧૧૬ દેરફૂશાનો પીલાને આરાસ્તહુ
બસી લશ્કરો ગન્જે પુરૂ ખારતહુ

પછી એ કામ ઉપર ચીનના સઘળા પેહલવાનો તૈયાર થયા-અને પોતપોતામાંથી તેઓએ બે જણુને ચુંટી પણુ કાઢયા.

તેઓમાંના એકનું નામ બુઝોર્ગ "બીદેરફશ" હતું-જે એક મઝબૂત હિમ્મતવાળો બુઢઢો જાદૂગર પેહલવાન હતો.

બીજાનું નામ "નામખારત" હતું જે પણુ જાદૂગર હતો-બલ્કે જેનું દિલ ખરાબી સિવાય બીજું કાંઇ કદી પણુ ચાહતું નહીં હતું

પછી તે દીન કબૂલ કરનારા નામવર પાદશાહ ગુશ્તારપ ઉપર-એક ખૂબી ભરેલું અને સારી રીતનું નામુ લખ્યું

તે નામાની શુરૂઆત જેહાનના પયદા કરનાર ખોદાતાલા કે જે ઝાહેર અને બાતેનનુ સઘળું જાણુનાર છે તે સાહેબનાં નામથી કીધી

કે "આ પાદશાહી નામુ મેં લખ્યું છે-જેમ પાદશાહોને ઘટે તેમ લખ્યું છે.

દેશના પાદશાહ બહાદુર ગુશ્તારપ જોગ-તખ્તને લાયકના નેકબખ્ત પાદશાહ જોગ

શાહ લોહરાસ્પના વડા અને ભલા છોકરા-દેશના ધણી અને ઇરાનની રાજગાદીની સભાળ લેનાર જોગ

લખનાર ચીનના પેહવાનોનો સરદાર અર્જાસ્પ-તે દેશને જીતનારો નામીચો બહાદુર પેહલવાન"

પછી તે પાદશાહી નામામાં તારતરી ભાષામા ગુશ્તારપ ઉપર ભલી દુવાઓ કીધી હતી

કે "ઓ દેશના પાદશાહ લોહરાસ્પના નામવર બેટા !-ઓ આગળા શેહન્શાહોના તખ્તને ઝળકાટ ભરેલાં બનાવનાર !

તું હમેશે જવાન રહેજો અને તારૂં તન અને જાન તનદુરોસ્તી ભર્યાં હોજો !-તારી કયાની કમર કદીપણુ સુસ્ત પડતી ના !

બુલદ આસ્માન પણુ તારીજ મુરાદ માફક ફરતો રહેજો !-તને બૂરાઓની બૂરી નઝરથી કાઇ પણુ નુકશાન પુગતુ ના !

મેં એવુ સાભળ્યુ છે કે તે એક ખરાબી ભર્યાં માર્ગ પકડયો છે-અને જાણી જોઇને તે પોતાનો રોશન દહાડો સીઆહ બનાવ્યો છે.

હાલ એક માણસોને ફરેબ દેનારો કોઈ બુઢઢો તારી પાસે આવ્યો છે-અને તારાં દિલને ધાસ્તી અને ગભરાટ ભરેલું કીધું છે

તેણે તારી આગળ બેહેશ્ત અને દોઝખની મોટી મોટી વાતો કરી છે-અને તારા દિલમા ફીનાના બી વાવ્યાં છે

તે તેને પયગમ્બર તરીકે સ્વીકારી તેની દીનને કબૂલ કીધી છે-અને તેની રાહ રસ્મને તે સણગાર આપ્યો છે

તે દુન્યાના બુઝોર્ગ પાદશાહો કે જેઓ તારા પોતાનાજ વડિલો હતા તેઓની રીત રેવાજો ઝમીન દોસ્ત કર્યાં છે

તે પાદશાહી દીન આઈનને નાબૂદ કીધી છે-શા માટે આગળ પાછળનો વિચાર નહીં કર્યો ?

તું તેજ શખ્સનો બેટો છે કે જેને મુબારક પાદશાહ કયખુસરૂએ સઘળાં લશ્કર વચ્ચેથી પસદ કરીને પોતાનુ તાજ બખ્શેશ કર્યું.

સર્વથી મોટો ખોદાતાલા જે દુન્યાનો પયદા કરનાર છે-તેમજ આસ્માન અને ઝમીનનો પયદા કરનાર છે,

તેણે પોતાના માનીતાઓમાંથી તને પસંદ કર્યો-અને પાદશાહ જમશીદની અઉલાદના શાહઝાદાઓ કરતાં તને વધારે ગણ્યો.

અને તેથીજ કરીને કીનો લેનાર પાદશાહ કયખુસરૂની માફક-બીજા પાદશાહોમાથી તારી કીર્ત્તિ વધારે ફેલાઇ.

બુઝોર્ગી, રાજપાટ, મુબારક નસીબ-કૌવત, દબદબો, સણુગાર,

ઝુંડાઓ, યારાસ્તા કરેલા હાથીઓ-પુષ્કળ લશ્કર અને તમામ ચીઝોથી ભરેલો કીમતી ખઝાનો,

હમહૂ બૂદત અય નામવરૂ શાહુરૂયારૂ
હમહૂ મેહૂતરાન મરૂ તોરા દૂસ્તદારૂ
હમી તાફૂતી બરૂ જહાન ચફૂસરહુ
ચુ ઉર્દીબેહેશ્ત આફૂતાબ્ અઝ્ બરહુ
ઝે ગીતી તોરા દાદ શાહી ખોદાય
મેહાનત હમહૂ પીશ બૂદહુ બપાય
નકર્દી ખોદાએ જહાનરા સેપાસ
નબૂદી બદીન પર્વરી રહુ શેનાસ
અઝાન પસ કે ચઝ્દાન તોરા માહૂ કરૂદ
ચકી પીરૂ જાદૂત બી રાહૂ કરૂદ
ચુ આંગાહીએ ઈન સુએ મન રસીદ
બરૂઝે સફીદમ સેતારહૂ બેદીદ
નેવેશ્તમ ચકી નામએ દૂસ્ત વારૂ
કે હમ દૂસ્ત બૂદમત હમ નીકૂ યારૂ
ચુ નામહૂ બખાની સરો તન બેશૂય
ફેરીબન્દહૂરા નીઝ મનમાય રૂય
મરાન બન્દહા અઝ મેયાન બાઝ કુન
બશાદી મયે રઉશન આઘાઝ કુન
મચફૂગન તો આઇને શાહાને ખીશ
બુઝોર્ગાને ગીતી કે બૂદન્દ પીશ
અરૂ અચદૂન કે બેપઝીરી ઈન નીકૂ પન્દ
ઝે તુર્કાન બજાનત નેયાયદ ગઝન્દ
ઝમીને કશાનીઓ તુર્કાનો ચીન
તોરા બાશદ આન હમચુ ઈરાન ઝમીન
બતૂ બખ્શમ ઈન નામવરૂ ગન્જહા
કે આવર્દહૂ અમ ગેરૂદ બા રન્જહા
નેકૂ રન્ગ અસ્પાને બા સીમો ઝરૂ
બએસ્તામહા દરૂ નેશાન્દહૂ ગોહરૂ
ઘોલામાન ફેરેસ્તમત બા ખાસ્તહૂ
નેગારાન અબા જઅદે આરાસ્તહૂ
વરૂ અચદૂન કે નપઝીરી ઈન પન્દે મન
બેસાઈ ગેરાન આહનીન બન્દે મન
બેઆયમ પસે નામહૂ તા ચફૂ દો માહૂ
કુનમ સરૂબસરૂ કેશ્વરતરા તબાહૂ
બેયારમ સેપાહી ઝે તુર્કાનો ચીન
કે બુન્ગાહૂ શાન બરૂ નતાબદ ઝમીન
બેઅમ્બાઝમ ઈન રૂદે જયહૂન બમુશ્કૂ
બમુશ્કૂ આબે દર્યા કુનમ પાકૂ ખુશ્કૂ
બેસૂઝમ નેગારીદહૂ કાખે તોરા
ઝે બુન બરૂ કનમ બીખો શાખે તોરા
ઝમીન તાન સરાસરૂ બેસૂઝમ હમહૂ
તનાન તાન બનાવફૂ બેદૂઝમ હમહૂ
અઝ ઈરાનેયાન હરૂ કે મર્દસ્ત પીરૂ
કુનમ શાન દરાન જા ચકાચફૂ અસીરૂ
અઝીશાન નેયાયદ ફોઝૂની બહા
કુનમ શાન હમહૂ સરૂ ઝે તનહા જુદા
ઝનો ફૂદકાનરા બેયારમ ઝે પીશ
કુનમ શાન હમહૂ બન્દહૂ દરૂ શાહરે ખીશ
ઝમીન તાન હમહૂ પાકો વચરાન કનમ
દેરખ્તાન અબા બીખ તાન બરૂ કનમ

એ સઘળુ ઓ નામવર પાદશાહ! તારી પાસે હતું-તેમજ સઘળા મુલકના પાદશાહો તારા દોસ્ત બનેલા હતા.

અને જેમ અર્દીબેહેશ્ત મહિનાને આફતાબ મેષ રાશિમાંથી પ્રકાશે છે-તેમ તું તમામ દુન્યામાં પ્રકાશ આપતો હતો.

ખોદાતાલાએ તને તમામ દુન્યાની પાદશાહી બક્ષી હતી-અને તારી ખેદમતમાં તમામ સરદારો ઉભા રહેલા હતા.

છતાં તેં જેહાનના પયદા કરનારના શુક્રાના નહીં કીધા-અને આ પર્વરેશ કરનારી દુન્યામાં નેક માર્ગ લીધો નહીં.

ખોદાએ તને પાદશાહ બનાવ્યા પછી-એક બુઢ્ઢા જાદૂગરે તને ગુમ-રાહ કીધો છે.

જ્યારે આ વાતની ખબર મને પહોંચી-ત્યારે જાણે ઘોળેદીસે મને સેતારા દેખાવા લાગ્યા.

માટે મેં દોસ્તોને છાજતું એક નામુ લખ્યુ છે-કારણ હું તારો એક દોસ્ત તેમજ નેક મદદગાર થઈ રહેલો છુ

જ્યારે તું આ મારૂ નામુ વાચે ત્યારે તારૂં સર અને તન ધોઇ પવિત્ર બનજે-અને પેલા ઠગારાને તું તારૂં મોઢું દેખાડતોજ ના.

તેમજ પેલા કમરે બાંધેલા પટા (કુશ્તી) ને પાછો કાઢી નાખજે-અને તે ખુશહાલીમાં ઝળકતો શરાબ પીવા માંડજે.

તુ આગળા પાદશાહો કે જેઓ દુન્યાના મહાન બુઝોર્ગો હતા ૧૧૭
તેઓની રાહ રસ્મ તર્ક ના કર

જો તું આ મારી ભલી શીખામણ કબૂલ કરશે-તો તુર્કીઓથી તારા જાનને કાંઈ પણ નુકસાન પુગશે નહીં

અને કશાની, તુર્કી અને ચીનનો મુલક-ઇરાન ઝમીનની માફક તારોજ થઈ રહેશે.

તેમજ આ કીમતી ખઝાનો કે જે મે ભારી મેહનતોથી એકઠો કીધો છે તે તને આપીશ

શોના રૂપાથી સણગારેલા સુંદર રંગના ઘોડા-જેઓની લગામ સઘળી ગોહર જડિત છે.

તે સઘળા ખઝાના સાથ ગોલામો તથા સુદર ઝુલ્ફોવાળી બાંદીઓ પણ મોકલી આપીશ

પણ જો તું આ મારી શીખામણ કબૂલ નહીં કરશે-તો તું મારા ભારી લોઢાના બદમા સબડશે.

હુ આ નામાની પછાડી એકુ બે મહિનામાં આવી પુગીશ-અને તારા તમામ મુલકને પાયમાલ કરી નાખીશ.

તુર્કસ્તાન તથા ચીનથી એટલું લશ્કર લાવીશ-કે ઝમીન પણ તેઓના તમ્બુઓનો ભાર ખમી શકશે નહીં

તૂરાન દેશની કસ્તુરી જેવી પમરતી માટીથી જયહૂન નદીને પુરી નાખીશ-અને તે માટીથીજ તે નદીના પાણીને સઘળા સૂકવી નાખીશ

તારા આરાસ્તા કરેલા મેહલને બાળી નાખીશ-અને તારાં ફર્ઝંદોની ૧૧૮
બુન બેખ ઉખેડી નાખીશ.

તારા તમામ મુલકને સઘળો સળગાવી મૂકીશ-અને તમો સઘળાઓના બદનને મારા તીરે કરી વિંધી નાખીશ

ઇરાનીઓમાથી જે કોઈ કે બુઢ્ઢાઓ હશે-તેઓ સઘળાને હું તે જગ્યામા કયદ કરીશ

તેઓની કાંઈ ઘણી કીમત નહીં આવશે-તેથી હું તેઓના સર તનથી જુદા કરાવીશ

બૈરાં અને છોકરાઓને ત્યાંથી લઇ જઇશ-અને તે સઘળાને મારાં શેહરમા ગોલામ બનાવીશ

તમો લોકોના મુલકની તમામ ઝમીન સાફ અને વયરાન કરી નાખીશ-અને ઝાડોને જડથી ઉખેડી નાખીશ.

બેગોફ્તમ હમહ ગોફ્તની સરબસર
તો જરૂ ઝ અન્દરીન્ પન્દ નામહ નેગર
ચુ પર્દાખ્ત અઝ્ નામહ દસ્તુરે શાહ
બપીરો હમહ મેહ્તરાને સેપાહ
ફ્રાઝશ નવર્દીદો કર્દશ નેશાન્
બેદાદશ બદાન્ પીરે જાદૂ ફેશાન્
બેખાન્દ આન્ ઝમાન્ નઝ્દે ખુદ નામખાસ્ત
દેગર બીદેરફ્શ આન્ કે ઊ નામ ખાસ્ત
૧૧૯ કે ગુશ્તાસ્પે લોહ્રાસ્પ્ શાહ્રા બેગૂય
કઝીન્ સાન્ ચે રીઝી હમી આબ્રૂય
ગર્ ઈન્ ગોફ્તે મન્ સરબસર બેશ્નવી
બદાન્ પીર્ બા દીને બદ નગરવી
બેયારી બેસૂઝી વરા પીશે ખીશ
દેગર બારહ તાઝહ કુની કીશે ખીશ
ગર્ અહરીમનસ્ત ઊ ઓ ના સાઝગાર
બદસ્તૂર ગૂયશ વરા પીશમ આર
હમહ મૂબેદાનો રદાન્રા બેખાન્
બઆઇને ઈશાન્ બેયારાએ ખાન્
બેફર્માય તા પીશે ઈશાન્ દબીર
બેખાનદ મર્ ઈન્ નામએ દેલ્પઝીર
બઝર્દોહુશ્ત ગૂયદ કે ઈન્રા જવાબ્
બઅર્જાસ્પ્ બેન્વીસ હમ દર્ શેતાબ્
બેયાવર્ તો હુજ્જત બરીન્ દીને ખીશ
કે તા મન્ કશમ રૂય અઝ્ કીને ખીશ
ચુ બુરહાન્ બેબીનમ બદ્ બેગ્રવમ
વગર્ બીહુદહ બાશદ આન્ નશ્નવમ
બચીઝી કે ગૂયદ બપીશત દોરૂગ
નેગર્ તા નગીરદ દેલત ઝાન્ ફ્રોગ
૧૨૦ કે મન્ બેશ્નવ ઈન્ રાસ્ત નીકૂ સખુન
તો બર્ પાદ્શા પાદ્શાહી મકુન્
નેગર્ તા નદારી વરા રાસ્તગૂય
કે ઈન્રા ન બીનમ હમી આબ્રૂય
બગોય્ ઝરૂ ચીઝી નદારદ બમોશ્ત
બસ્ અસ્ત ઈન્ કે ગૂયદ મનમ ઝરદહોશ્ત

નેગૂનશ હમી ઝેન્દહ બર્ દાર્ કુન્
મગૂયશ અઝાન્ નીઝ્ બા કસ સખુન
ફેરેસ્તાદગાન્રા બરહ કરદ ઝૂદ
શેતાબીદ ગોફ્તા બમાનન્દે દૂદ
બહમરાહ શાન્ કરદ સી સદ સવાર
હમહ જન્ગ્જૂયાને ખન્જર ગુઝાર
બેફરમૂદ શાન્ ગોફ્ત બેખ્રદ બવીદ
બઅયવાને ઊ બા હમ અન્દર્ શવીદ
ચુ ઊરા બેબીનીદ બર્ તખ્તગાહ
કુની આન્ ઝમાન્ ખીશતન્રા દોતાહ
બર્ આઇને શાહાન્ નમાઝશ બરીદ
બપીશો પસે તખ્તે ઊ મન્ગરીદ
ચુ હરદૂ નેશીનીદ દર્ પીશે ઊય
સુએ તાજે તાબન્દહ દારીદ રૂય

બસ જે કાંઇ મને કહેવું હતું તે સઘળું મેં કહ્યું છે-તું હવે આ શીખામણ ભર્યાં નામા ઉપર ઊંડો વિચાર કરજે."

જ્યારે પાદશાહનો વઝીર નામુ લખી પરવાર્યો-ત્યારે લશ્કરના તમામ સરદારોની સામે,

તેને બીડયું અને તે ઉપર પોતાની મોહર કીધી-અને તે પેલા જાદુ ચલાવનાર બુઢ્ઢાને આપ્યું.

તેજ વખતે તે "નામખાસ્ત" ને અને બીજો બીદેરફશ કે જે પોતાનું નામ કાઢવા ચાહતો હતો તેને તેડીને

કહ્યું કે "તું પાદશાહ લોહરાસ્પના બેટા ગુશ્તાસ્પને કહેજે કે એવી રીતે તું શા માટે પોતાની આબરૂ ખોય છે?

જો તું આ મારી સઘળી વાત સાંભળશે-તો તું તે બૂરી દીનના બુઢ્ઢાની ખાહેશ કરશેજ નહીં.

તેને તું પોતાની સામે તેડાવી બાળી મૂક-અને પોતાની જૂની રાહ રસ્મને પાછી તાઝી કર.

જો તે એહરેમન જેવો અને નાલાયક હોય-અને તને તાબે નહીં થાય તો તેના વઝીરને કહેજે કે તેને (ઝરતોશ્તને) મારી આગળ લાવ

તમામ મોબેદો અને સરદારોને બોલાવજે-અને તેઓની રીત પ્રમાણે ખાણાંની તૈયારી કરજે.

પછી હોકમ કરજે કે નવીસદો તેઓની સામે-આ મારૂં દિલપઝીર નામુ વાચે

પછી ઝરતોશ્તને આ મારા નામાનો જવાબ શિતાબીથી મુજ અર્જાસ્પ ઉપર લખવા કહેજે

તું આ પોતાની દીનની સાબેતીમાં કાંઈ દલીલ દેખાડજે-કે જેથી હું પોતાના કીનાથી પાછો ફરૂં.

જો કાઇ સાચી દલીલ લાવશે તો હું તે કબૂલ કરીશ-અને જો કાંઇ બેહુદી વાત હશે તો હુ તે સાભળવાનો નથી.

સંભાળજે તે જે કાંઇ તારી આગળ જૂઠું બોલે તેથી તારાં દિલને ખુશહાલ ના બનાવતો

આ મારી તરફના સઘળા સાચા અને સારા સખુનો તું સાંભળ-અને તું મુજ પાદશાહ ઉપર સત્તા ચલાવવા ના આવ.

સભાળજે તુ તેને સાચા માણસ તરીકે ના સમજતો-હું તેનામાં કોઈ આબરૂ ઈઝઝત જોતો નથી.

તે કહે છે કે હું ઝર્દોશ્ત છું, તેજ બસ પુરતું છે (એટલે ફરેબથી કહે છે કે હું "ઝર્દોશ્ત" યાને દઉલતને ધિક્કારનાર છું. માટે એટલા ઉપરથીજ સમજી લેવાનુ કે તે ઠગારો છે)

તેને જીવતા જીવત ઊંધે મસ્તક ફાંસીએ લટકાવી દેજે-અને એ બાબતમા તું કોઇ સાથ કાંઈ પણ વાત કરતો ના"

પછી તે કાસેદોને તુરત રવાના કર્યા-અને તેઓને તેણે હોકમ કીધો કે "ધૂમાડાની મિસાલ શિતાબીથી જજો"

તેઓની સાથ ખજર મારનારા લડાયક ત્રણસો સવારો આપ્યા.

તેઓને ફર્માવ્યું કે "તમો બન્ને ડહાપણથી વર્તજો-અને તેના મેહલમાં તમો સાથેજ દાખેલ થજો.

જ્યારે તમો તેને તખ્ત ઉપર બેઠેલો જોવ-ત્યારે તુરતજ બન્ને જણ વાંકા વળજો.

અને પાદશાહોને ઘટે તેવી રીતે તેને નમન કરજો-અને તેનાં તખ્તની આસપાસ નઝર ના નાખતા.

જ્યારે તમો બન્ને જણા તેની સામે બેસો-ત્યારે તેનાં ઝળકતાં તાજ તરફજ નઝર રાખજો.

બેગૂઈદ્ પયઘામે ફરૂરોખશરા
અઝ્ ગૂશ દારીદ્ પાસોખશરા
ચુ પાસોખશરા સરૂબસરૂ બેશનવીદ્
ઝમીનરા બેબૂસીદો બીરૂન્ રવીદ્
શુદ્ અઝ્ પીશે ઊ કીનહુવરૂ બીદેરફૂશ
સુએ બલ્ખે નામી કશીદશ દેરફૂશ
અબા યારે ઊ ખીરહુ સરૂ નામખાસ્ત
કઝૂ બેકૂગનદ્ આન્ કે ઊ નામ ખાસ્ત

ચુ અઝ્ શહ્રે તૂરાન્ બબલ્ખ આમદન્દ્
બદર્ગાહે ઊ બરૂ પેયાદહુ શદન્દ્
પેયાદહુ બેરફ્તન્દ્ તા પીશે ઊય
બદાન્ આસ્તાનહુ નેહાદન્દ્ રૂય
ચુ રૂયશ બેદીદન્દ્ બરૂ ગાહુ બરૂ
ચુ ખુરૂશીદ્ બૂદ્ અઝ્ બરે માહુ બરૂ
નેયાયેશ નમૂદન્દ્ ચૂન્ બન્દગાન્
બપીશે કયાન્ શાહે ફર્ખુન્દગાન્
બેદાદન્શ આન્ નામએ ખુસ્રવી
નેવેશતહુ બરૂ ઊ બરૂ ખતે પયઘવી
ચુ શાહે જહાન્ નામહુરા બાઝ્ કરૂદ્
બરૂ આશોફ્તો પીચીદન્ આઘાઝ્ કરૂદ્
બેખાન્દ્ આન્ ઝમાન્ ઝૂદ્ જામાસ્પરા
કુજા રેહ્નમૂન્ બૂદ્ ગુશતાસ્પરા
ગુઝીનાને ઈરાનો એસ્પહુબદાન્
મેહાને જહાન્દીદહો મૂબદાન્
બેખાન્દ્ આન્ હમહુ મૂબેદાન્ પીશે ખીશ
બેયાવરૂદ્ વસ્તાઓ બેન્હાદ્ પીશ
પયમ્બરૂશરા ખાન્દો મૂબદ્શરા
ઝરીરે ગુઝીદહુ સેપહુબદ્શરા
ઝરીરે સેપહુબુદ્ બેરાદરૂશ બૂદ્
કે સાલારે ગોર્દાને લશકરૂશ બૂદ્
જહાન્ પહ્લવાન્ બૂદશ આન્ રૂઝગારૂ
કે ફ્રૂદ્ બુદ્ એસ્ફન્દેયારે સવારૂ
સેપહુદારે લશ્કરૂ નેગહુદારે કારૂ
પનાહે જહાન્ બૂદો પોશ્તે સવારૂ
જહાન્ અઝ્ બદાન્ વીઝહુ ઊ દાશ્તી
બરઝ્મ અન્દરૂન્ નીઝહુ ઊ દાશ્તી

તેને મારો મુબારક પયગામ પુગાડજો-અને તે જે જવાબ આપે તે ૧૨૧
કાન ધરી સભાળજો

જ્યારે તમો તેનો પુરેપુરો જવાબ સાંભળો-ત્યારે ઝમીન ચૂમીને બાહેર નીકળજો"

હવે કીનેવર બીદેરફશ તેની આગળથી ગયો-અને પ્રખ્યાત બલ્ખ શેહર તરફ પોતાનો ઝુંડો લઇ ચાલ્યો

બેવુકૂફ "નામખાસ્ત" નામના સોહબતી સાથ તે ગયો-કે જેથી કરીને જે કોઈ તેને મારીને નેકનામી મેળવવા આવે તેને, તેની મદદથી મારીને ઝમીન ઉપર નાખે

જ્યારે તૂરાન શેહરથી તેઓ બલ્ખમા આવ્યા-ત્યારે તેની દરગાહ આગળ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા

અને પેયાદા થઇને છેક તેની નઝદીક સુધી તેઓ ગયા-અને તેના તખ્ત નીચે પોતાના મો મૂકયા.

જ્યારે તેઓએ એક ઝળકતાં તખ્ત ઉપરથી તેનો ચેહરો જોયો-ત્યારે તેઓને એમ લાગ્યુ કે માહતાબ આગળ જાણે ખુરશીદ બેઠેલો છે

તેજ વખત તે મુબારક લોકોના કયાની પાદશાહની નઝદીક-તાબેદાર ગોલામોની માફક તેઓએ નમસ્કાર કર્યા

અને પેલુ પોતાના પાદશાહનું નામુ જે તુર્કી હરફે લખેલું હતુ તે તેને આપ્યુ.

જ્યારે જેહાનના પાદશાહે તે નામુ ખુલ્યું-ત્યારે ગુસ્સે થયો અને પોતા ઉપર મરોડાવા લાગ્યો

તુરતજ જામાસ્પ* કે જે ગુશતાસ્પનો સલાહકાર હતો તેને બોલાવ્યો ૧૨૨

તેમજ ઇરાનના પસંદ કીધેલા દાનાઓ, સરદારો-અનુભવી બુઝોર્ગો અને મોબેદોને બોલાવ્યા

તે સઘળા મોબેદોને પોતાની નઝદીક તેડયા-અને અવસ્તાની કેતાબ મંગાવી પોતાની આગળ મૂકી

તેણે પોતાના પયગમ્બરને, મોબેદોને અને તેના પસંદ કીધેલા સેપહ-સાલાર ઝરીરને બોલાવ્યા

સેપહસાલાર ઝરીર તેનો ભાઇજ થતો હતો-કે જે તેનાં લશકરના પેહલ-વાનોનો સરદાર હતો

તે વખતે ઝરીર તેનો જેહાન પેહલવાન ગણાતો હતો-કારણકે સવાર અસ્ફંદિયાર હજુ નાનો છોકરો હતો

તે લશ્કરનો સરદાર અને લડાઈનું સઘળું કામ તપાસનારો હતો-તેમજ દેશનો નેગહબાન અને લશ્કરનો મદદગાર હતો

તે બુરા લોકોથી જેહાનને સાફ રાખતો હતો-અને લડાઈની અંદર તે સારી રીતે નેઝાનો ઉપયોગ કરી જાણતો હતો.

---

* અવસ્તાનો "જામાસ્પ" તેમજ પહલવીનો પણ "જામાસ્પ" એના બાપનુ નામ "હવૂબ" હતું જેને અવસ્તામા "હવોવ' (ગાથામા "હવોગ્વ") કહેલો છે એ ઘણો દાના અને વિદ્વાન શખ્સ હતો એ પાદશાહ ગુશતાસ્પનો વડો વઝીર હતો ઝરતોશ્તી દીન જે પયગમ્બર સાહેબ અશો ઝરતોશ્તે ફેલાવી તેનો પહેલો સ્વીકાર કરનાર એ હતો ગાથામાં પણ એને "હકીમ જામસ્પ" (દે જામાસ્પા) કહ્યો છે. ફાર્સી પુસ્તકો પણ એને "ઇન્સાન જાતમાં સર્વથી દાના" તરીકે જણાવે છે કારણકે તેણે પયગમ્બર સાહેબ તરફથી પુન્તુ શિક્ષણ મેળવ્યુ હતુ સર્વ લખનારાઓએ એને 'હકીમ"નો સર્વથી ચઢતો અલ્કાબ આપ્યો છે ભવિષ્ય કહેનાર અને સેતારાઓની ગણત્રી કરનાર એના જેવો બીજો કોઈ થયો નથી "જામાસ્પી" નામની આગાહી કરનારી કેતાબ જે ફાર્સી ભાષામા રચાયલી છે તે એની બનાવેલી છે એની બાહોશીને લીધેજ એણે ઝરતોશ્તી દીન ફેલાવવામા મોટી મદદ આપી હતી. એ જેટલો દાના હતો એટલોજ બહાદુર પણ હતો એણે ઘણીક લડાઇઓ બહા-દુરીથી કરી હતી આ વાતને અવસ્તામા આંવાં યશ્તથી ટેકો મળે છે એ મોબેદાન મોબેદે અસ્ફંદિયારનુ મોત રૂસ્તમના હાથ ઉપર છે, એમ આગમચથી જણાવ્યુ હતું. ઝરતોશ્ત નામા પ્રમાણે પયગમ્બર સાહેબે જામાસ્પને પોતાનું ક્રિયા કરેલુ ફૂલ સુઘાડવાથી "આગાહમંદ" થયો હતો

ચુનીન્ ગોફ્ત ગુશ્તાસ્પ્ બા મેહ્તરાન્
બુઝોર્ગાને ઇરાનો ક્રુન્દ આવરાન્
કે અર્જાસ્પ્ સાલારે તુર્કાનો ચીન્
યકી નામહ્ કર્દસ્ત ઝી મન્ ચુનીન્
૧૨૩ બદીશાન નમૂદ આન્ સુખુનહાએ ઝેશ્ત
કે નઝદીકે ઊ શાહે તૂરાન્ નેવેશ્ત
ચે બીનીદ ગોફ્તા બદીન્ અન્દરૂન્
ચે ગૂઈદ ફર્જામે ઇન્ કારૂ ચૂન્
ચે નાખુશ બુવદ દૂસ્તી બા કસી
કે માયહ્ નદારદ ઝે દાનેશ બસી
મન્ અઝ્ તોખ્મએ ઇરજે પાકઝાદ
વય અઝ્ તોખ્મએ તૂરે જાદૂ નેઝાદ
ચેગૂનહ્ બુવદ દરૂ મેયાન્ આશ્તી
વલીકેન્ મરા બૂદ પેન્દાશ્તી
કસી કશ બુવદ નામે નીકૂ બસી
સખુન્ બાયદશ ગોફ્ત બા હર કસી
હમાન્ગહ્ કે ગોફ્ત ઈન્ સખુન્ શહ્રૂયારૂ
ઝરીરે સેપહ્દારો એસ્ફન્દેયારૂ
કશીદન્દ શમ્શીરો ગોફ્તન્દ અગરૂ
કસી બાશદ અન્દરૂ જહાન્ સરૂબસરૂ
કે નપસન્દદ ઊરા બપયઘમ્બરી
સરૂ અન્દરૂ નેયારદ બફર્માન્ બરી
નેયાયદ બદરૂગાહે ફરૂખોન્દહ્ શાહ્
ન બન્દદ મેયાન્ પીશે ઝીબન્દહ્ ગાહ્
૧૨૪ નગીરદ અઝ્ રાહો દીને બેહી
મરૂ ઈન્ દીને બેહ્રા નબાશદ રેહી
બશમ્શીરૂ જાન્ અઝ્ તનશ બરૂ કનીમ
સરૂશરા બદારે બરીન્ બરૂ કુનીમ

પછી ગુશ્તાસ્પે તે સરદારોને, ઇરાનના બુઝોર્ગોને અને પેહલવાનોને એ પ્રમાણે કહ્યું,

કે "તુર્કસ્તાન અને ચીનના સરદાર અર્જાસ્પે-મારી ઉપર આવી રીતનું એક નામુ લખ્યું છે."

પછી બૂરા સખુનો કે તુરાનના પાદશાહે તેને લખ્યા હતા તે તેઓને બતાવ્યા

અને બોલ્યો કે "આ કામમાં તમારો શું વિચાર છે તમો શું કહો છો, એનું શેવટ શુ આવશે?

જે શખ્સ પાસે ડહાપણનો ખઝાનો ઘણો નહીં હોય તેવા શખ્સની દોસ્તી કેટલી નાખુશ હોય છે?

હું પાક દીનના એરચની અવલાદથી ઉતરી આવેલો છું-અને તેની અઉલાદ જાદૂગર તૂરની તોખ્મથી છે

તો પછી અમો બન્ને વચ્ચે દોસ્તી તે કેમ હોઇ શકે?-તો જો કે મને તેની સાથ સલાહ રાખવીજ પડતી હતી

જે શખ્સ ઘણોજ નેકનામ હોય-તેણે દરેક સાથ બોલચાલનો વહેવાર રાખવોજ જોઇયે"

પાદશાહ જેવો આ સખુન કહી રહ્યો કે તુરત ઝરીર અને અસ્ફંદિયાર

તલવાર ખેચીને એ પ્રમાણે બોલ્યા કે "અગર-તમામ જેહાનમા કોઈ પણ એવો શખ્સ હોય,

કે જે ઝરતોશ્તને પયગમ્બર તરીકે કબૂલ નહીં કરે-અને તેનુ ફરમાન બજા નહીં લાવે

અને તું મુબારક પાદશાહની દરગાહમા તે નહીં આવે-અને આ દબદબા ભર્યા તખ્તની ખિદમતમા કમર નહીં બાધે.

અને તેની નેક રાહ અને ભલી દીન કબૂલ નહીં કરે-અને આ ભલી દીનનો નોકર નહી બને,

તો અમો તલવારથી તેના તનમાથી જીવ કાઢી નાખીશું-તેનાં સરને ઉભી કીધેલી ફાસીએ લટકાવીશુ"

---

## પાસોખે નામએ અર્જાસ્પ્ અઝ્ ગુશ્તાસ્પ્.

——:o:——

સેપહ્દારે ઈરાન્ કે નામશ ઝરીરૂ
નબર્દહ્ દેલીરી ચુ દરૂરન્દહ્ શીરૂ
બશાહે જહાન્ ગોફ્ત અય નામદારૂ
ચુ દસ્તૂરૂ બાશદ મરા શહ્રૂયારૂ
કે પાસોખ કુનમ જાદુ અર્જાસ્પરા
પસન્દ આમદ ઈન્ શાહે ગુશ્તાસ્પરા
હલા ગોફ્ત બરૂ ખીઝો પાસોખશ કુન્
નગાલે તગીનાને ખલ્લોખશ કુન્
ઝરીરો ગેરાન્માયહ્ એસ્ફન્દેયારૂ
ચુ જામાસ્પ દસ્તૂરે ફરૂખોન્દહ્ કારૂ
ઝે પીશશ બેરફતન્દ હરૂ સે બહમ
શુદહ્ રોખ પુરૂ અઝ્ ચીનો દેલહા દેઝમ
નેવેશ્તન્દ નામહ્ બઅર્જાસ્પે ઝેશ્ત
હમ અન્દરૂખુરે આન્ કુજા દ્ નેવેશ્ત

## ગુશ્તાસ્પ તરફનો અર્જાસ્પના નામાનો જવાબ.

——:o·——

ઈરાનનો સેપહસાલાર કે જેનું નામ ઝરીર હતું-અને જે ફાડીખાનાર સિંહની માફકનો બહાદુર લડવૈયો હતો,

તેણે જેહાનના પાદશાહને પાછુ કહ્યું કે "ઓ નામદાર!-જો મને તું પાદશાહ તરફથી પરવાનગી મળે,

તો જાદૂગર અર્જાસ્પનાં નામાનો જવાબ લખુ"-આ વાત પાદશાહ ગુસ્તાસ્પને પસદ આવી

તેણે કહ્યું કે "હા, ઊઠ અને ખલ્લોખના લડવૈયાઓને સઝા કરવા અને ધડો આપવાનો જવાબ અર્જાસ્પ ઉપર લખ"

ત્યારે ઝરીર અને ઊચી બુન્યાદનો અસ્ફંદિયાર-તેમજ મુબારક કામ કરનાર વઝીર જામાસ્પ,

તે ત્રણે જણ તેની આગળથી એકઠા બાહેર ગયા-તેઓનાં મોં કર ચલી ભરેલાં અને દિલ દિલગીર થયલાં હતાં

તેઓએ બૂરા અર્જાસ્પ ઉપર નામુ લખ્યું-જેવું તેણે લખ્યું હતું તેને લાયકનોજ જવાબ લખ્યો.

ઝરીરે સેપહબુદ ગેરેફૂતશ બદસ્ત
ચુનાન્ હમ ફુશાદહુ બેઓર્દીશ ન બસ્ત
સુએ શાહુ ઓર્દી બરૂ ઊ બરૂ બેખાન્દ
જહાનદારૂ ગુશ્તાસ્પ ખીરહુ બેમાન્દ
કે દાના સેપહબુદ ઝરીરે સવારૂ
કે જામાસ્પૂ વઝ પૂરશ એસ્ફન્દેયારૂ
બેબસ્તો નેવેશ્ત અઝ બરશ નામે ખીશ
ફેરેસ્તાદગાન્રા બેખાન્દન્દ પીશ
બેગીરીદ ગોફૂતા બરે ઊ બરીદ
મગરૂં ઝીન્ સેપસ રાહે મન્ નસ્પરીદ
અગરૂ નીસ્તી અન્દરૂ અસ્તાઓ ઝન્દ
ફેરેસ્તાદહૂરા ઝીન્હારૂ અઝ ગઝન્દ
અઝીન્ ખાબ્ બીદારૂ તાન્ કર્દમી
હમહુ ઝેન્દહુ બરૂ દારૂ તાન્ કર્દમી
બદાન્ તા બેદાનેસ્તી આન્ નાબકારૂ
કે ગર્દન્ નેયાઝદ અબા શહુરૂયારૂ
બેયન્દાખ્ત નામહુ બેગોફૂતા ગરીદ
હમીન્રા સુએ તુરૂક્ જાદૂ બરીદ
બેગૂઇદ હુશત ફ્રરાઝ આમદહુસ્ત
બખૂનો બખાકત નેયાઝ આમદહુસ્ત
ઝદહુ બાદ ગર્દન્તો ખસ્તહુ રવાન્
બખાકુ અન્દરૂન રીખ્તહુ ઉસ્તુખાન્
બદય માહુ અયદૂન કે ખાહદ ખોદાય
બેપૂશમ બુઝોરૂગ્ આહનીનહુ કબાય
બતૂરાન્ ઝમીન્ અન્દરૂ આરમ સેપાહુ
કુનમ કેશવરે કરૂગ્સારાન્ તબાહુ
સખુન્ ચૂન બસરૂ બોરૂદ શાહે ઝમીન્
સેપહબુદશરા ખાન્દો કરૂદ આફ્રીન્
સેપોર્દશ બદૂ ગોફૂત બર્દારૂ શાન્
અઝ ઈરાનો ઈન્ મરૂઝ બુગ્ઝારૂ શાન્
ફેરેસ્તાદગાને સેપહદારે ચીન્
કે પીશે જહાનદારૂ શાહે ઝમીન્
બેરફૂતન્દ હરૂદૂ શુદહુ ખાકુસારૂ
જહાનદારૂ શાન્ રાન્દહો કરૂદ ખારૂ
અઝ ઇરાને ફરૂરોખ બખલ્લોખ શુદન્દ
વલીકેન્ બખલ્લોખ ન ફરૂરોખ શુદન્દ
ચુ અઝ દૂરૂ દીદન્દ અયવાને શાહુ
ઝદહુ બરૂ સરશ બરૂ હેરફૂશે સેયાહુ
ફેરૂદ આમદન્દ અઝ ચમન્દહુ સોતૂરૂ
શેકસ્તહુ દેલો ચશ્મહા ગશ્તહુ કૂરૂ
પેયાદહુ બેરફૂતન્દ તા પીશે ઊય
સેયહુ શાન્ રવાનો શુદહુ ઝરૂદ રૂય
બેદાદન્દશ આન્ નામએ શહુરુયારૂ
બપાસોખ નેવેશ્તહુ ઝરીરે સવારૂ
બેફરૂમૂદ ખાન્દન્ દબીરાન્શરા
કે તૂરાન્ જવાનાનો પીરાન્શરા
દબીરાન્શરા ગોફૂત નામહુ ગુબોસ્ત
સરાસરૂ બેખાનીદ બરૂ મન્ દુરોસ્ત
દબીરશ મરૂ આન્ નામહુરા બરૂકુશાદ
બેખાન્દશ બરૂ આન્ શાહે પયઘૂ નેઝાદ

અને તે નામુ બીડયા વગરનું ખુલ્લું હાથમાં લઇને સરદાર ઝરીર

પાદશાહની પાસે લઇ ગયો અને તેની આગળ વાંચ્યું-પાદશાહ ૧૨૫
ગુશ્તાસ્પ એ સાંભળી અજબ રહ્યો.

દાનાઈ ભરેલા સેપહસાલાર બહાદુર સવાર ઝરીરથી-તેમજ જામા-સ્પથી અને પોતાના છોકરા અસ્ફંદિયારથી અજબ થયો.

પછી તે નામા ઉપર પોતાની સહી કરીને બીડયું-અને પેલા એલચી-ઓને પોતાની નઝદીક બોલાવ્યા

અને બોલ્યો કે "આ લેઓ અને તેની પાસે લઈ જાઓ-હવે પછી કદાચ તમો મારા રસ્તા ઉપર પગ મૂકશો નહીં.

અગર ઝંદ અવસ્તામાં એલચીને ઇઝા દેવાની ખાસ મના ન હતે,

તો હું તમોને આ ખાબથી જાગૃત કરતે-અને તમો સઘળાને જીવતા ફાંસીએ ચઢાવતે.

જેથી તે નાપેકાર જાણતે-કે પાદશાહ સામે કોઈ ગર્દન ઊંચકતું નથી"

તેણે તે નામું ફેંકી દીધું અને બોલ્યો કે "લેઓ એ પેલા જાદૂગર તુરાની પાસે લઇ જાઓ

તેને કહેજો કે તારૂં મોત નઝદીક આવ્યું છે-અને તને લોહીમાં અને ખાકમાં પડવાની ખાહેશ થઇ છે

તારી ગર્દન તુટેલી અને જાન ઝખમી હોજો!-અને તારા હાડકાં ખાકમાં છૂટા પડેલાં હોજો!

જો ખોદા ચાહશે તો દય મહિનામાં હું લોઢાંનું ભારી બખ્તર ૧૨૬
પેહેરીશ

અને તુરાન દેશ ઉપર ચઢાઇ કરીશ-અને કર્ગસારનો મુલક તારાજ કરીશ"

જ્યારે જેહાનના પાદશાહે પોતાનું બોલવું પુરૂં કીધું-ત્યારે પોતાના સરદારને બોલાવી તેની વખાણ કીધી

અને પેલા કાસેદોને તેને સોપી આપી બોલ્યો કે "એ લોકોને ઈરાન સર ઝમીનની સરહદથી બાહેર પહોંચાડ"

પછી ચીનના સરદારના એલચીઓ-દેશની નેગહબાની કરનાર પાદ-શાહ આગળથી,

બન્ને કમીના બનીને પાછા ફર્યા-પાદશાહે તેઓને હાંકી કાઢયા અને ધિક્કાર સાથ પાછા ફેરવ્યા

તેઓ મુબારક ઈરાન દેશથી ખલ્લોખ શેહરમાં જઈ પુગ્યા-પણ શેહરમા તેઓ કશી ઇઝ્ઝત પામ્યા નહીં

જેવો તેઓએ દૂરથી પાદશાહનો મેહલ જોયો-કે જેની ટોચ ઉપર કાળો ઝુંડો ઉડતો હતો,

તેવાજ તેઓ તેઝ ચાલના ઘોડા ઉપરથી નીચે ઉતર્યા-તેઓનાં દિલ તુટેલાં અને આખો ગોયા આંધળી બની હતી

તેઓ પેયાદા થઈ તેની નઝદીક ગયા-તેઓના જીવ સીઆહ બનેલા અને ચેહરા ફિક્કા પડેલા હતા.

પેલું પાદશાહ ગુશ્તાસ્પનું નામુ કે જે દિલાવર સવાર ઝરીરે જવા- ૧૨૭
બમાં લખ્યું હતું તે તેને આપ્યું.

તેણે તે નામુ તુરાનના જવાન તેમજ બુઝોર્ગોની વચ્ચે વાચી સમ-જાવા મુન્શીઓને આપ્યું

તે મુન્શીઓને કહ્યુ કે "પહેલાં આ નામુ-તમો મારી નઝદીક સઘળું બરાબર વાંચી જાઓ"

એક મુન્શીએ તે નામાને ખોલ્યું-અને તે પયગૂની અઉલાદના પાદ-શાહની નઝદીક વાંચ્યું.

નેવેશ્તહ્ દરૂ આન્ નામએ શહ્રૂયારૂ
સરૂ આહન્ગે મર્દાન્ નબર્દહ્ સવારૂ
રસીદ્ આન્ નેવેશ્તહ્ ફેરૂમાયહ્ વારૂ
કે બેન્વેશ્તહ્ બૂદી બરે શહ્રૂયારૂ
શનીદીમ્ મા ઈન્ સુખુનહા કુજા
નબૂદી તો મરૂ ગોફ્તનશરા સઝા
ન બેન્વેશ્તની બુદ ન બેન્મૂદની
ન બરૂખાન્દની બુદ ન બેશનૂદની
ચુનીન્ ગોફ્તહ્ બૂદી તો તા ચન્દ ગાહ્
સુએ કેશ્વરે ખુર્રમ આરમ્ સેપાહ્
ન દ્ માહ્ બાયદ હમી નહ્ ચહારૂ
કે મા ખુદ બેયારીમ્ શીરાને કારૂ
૧૨૮ તો બરૂ ખીશતન્ બરૂ મગ્રફૂઝાય રન્જ
કે મા ખુદ કુશાદીમ્ દરૂહાએ ગન્જ
બેયારીમ્ ગોર્દાન્ હઝારાન્ હઝારૂ
હમહ્ કારૂ દીદહ્ હમહ્ નામદારૂ
હમહ્ ઈરજી ઝાદએ પહ્લવી
ન અફ્રાસેયાબીઓ ન પયઘવી
હમહ્ શાહ્ ચેહ્રો હમહ્ માહ્રૂય
હમહ્ રાસ્ત બાલા હમહ્ રાસ્તગૂય
હમહ્ અઝ્ દરે પાદ્શાહીઓ ગાહ્
હમહ્ અઝ્ દરે ગન્જો તાજો સેપાહ્
હમહ્ નીઝહ્દારાનો શમ્શીરૂઝન્
હમહ્ લશ્કરૂ આરાયો લશ્કરૂ શેકન્
હમહ્ નીઝહ્ બરૂ દસ્તો બારહ્ બઝીન્
નબેશ્તહ્ હમહ્ નામે મન્ બરૂ નેગીન્
હમહ્ દીન્પઝીરો હમહ્ હુશ્યારૂ
હમહ્ અઝ્ દરે યારહો ગૂશ્વારૂ
ચુ દાનન્દ કમ્ ફૂસ બરૂ પીલ બસ્ત
સુમે અસ્પે ઈશાન્ કુનદ કૂહ્ પસ્ત
જહાન્ શાન્ નફરૂસૂદહ્ અઝ્ રન્જે આઝ્
હમહ્ શીરૂગીરો હમહ્ રઝ્મસાઝ્
૧૨૯ ચુ જઉશન્ બેપૂશન્દ રૂઝે નબરૂદ
ઝે ચર્ખે બરીન્ બુગ્ઝરાનન્દ ગરૂદ
બઝીન્ અન્દરૂન્ ગશ્તહ્ ચૂન્ કૂહ્ સખ્ત
સરે કૂહ્ અઝીશાન્ શુદહ્ લખ્ત લખ્ત
અઝીશાન્ દો ગોર્દે ગુઝીદહ્ સવારૂ
ઝરીરે સેપહ્દારો એસ્ફન્દેયારૂ
ચુ ઈશાન્ બેપૂશન્દ ઝાહન્ કબાય
બખુરૂશીદો માહ્ અન્દરૂ આરન્દ પાય
ચુ બરૂ ગર્દન આરન્દ ફૂબન્દહ્ ગોરૂઝ
હમી તાબદ અઝ્ ગોરૂઝ શાન્ ફરૂરો બોરૂઝ
ચુ ઈશાન્ બેઇસ્તન્દ પીશે સેપાહ્
તોરા કરૂદ બાયદ બઇશાન્ નેગાહ્
બખુરૂશીદ માનન્દ બા તાજો તખ્ત
હમી તાબદ અઝ્ ચેહ્રૂ શાન્ ફરૂરો બખ્ત
ચુનીનમ્ ગવાનન્દ એસ્પહ્બદાન્
ગુઝીદહ્ પસન્દીદહ્ અમ્ મૂબદાન્
તો જયહુન મગ્રબારૂ હરૂગેઝ્ બમુશ્ક
કે મન્ બરૂ કુશાયમ દરે ગન્જે ખુશ્ક

તે પાદશાહી નામામા બહાદુરોના સેપહસાલાર દિલાવર સવાર ઝરીરે લખ્યુ હતુ,

કે "પાદશાહને લખેલુ તારૂ નીચ લખાણથી ભરેલુ નામુ પુગ્યું.

અમોએ તે સાભળ્યુ અને તને આવા સુખુનો કે બોલવાજ લાયક નહી હતા

તે લખવા લાયક કે ઝાહેર કરવા લાયક, વાચવા લાયક કે સમજવા લાયક નહી હતા

તે એમ લખ્યુ છે કે 'થોડાજ વખતમાં તે ખુશહાલી ભરેલી સર ઝમીન ઉપર હુ લશ્કર લઈ આવીશ'

પણ અમાને બે કે ચાર મહિના જોઈતા નથી-કારણકે તારી સામે અમો પોતેજ લડાયક સિહો લઈ આવ્યે છિયે

તુ પોતે એ તકલીફ ના લે-કારણકે અમોએ પોતેજ ખઝાનાના દરવાઝા ખુલ્યા કર્યા છે

અને હઝારો હઝાર નામદાર અનુભવી લડાયકો લઇને આવ્યે છિયે

જે સઘળા એરંચની પેહલવાની નસ્લના છે કાઇ અફ્રાસિયાબ કે તૂરાની અઉલાદના નથી

જે સઘળા પાદશાહી ચેહરેના અને માહતાબને મોના છે-સઘળા સીધા કદના અને રાસ્ત બોલનારા છે

સઘળા પાદશાહીને લાયકના તેમજ તખતને લાયકના છે-સઘળા ખઝાના, તાજ અને લશ્કરને લાયકના છે

સઘળા નેઝા રાખનારા અને તલવાર મારનારા છે સઘળા લશ્કરના સરદારો અને લશ્કરને શિકસ્ત આપનારા છે,

સઘળાઓના હાથમા નેઝા અને ઝીન સાથના ઘોડા છે-જે સઘળાની મોહર ઉપર મારૂ નામ કાતરાયલુ છે

સઘળા મઝહબની દીન કબુલ કરનારા અને ડહાપણવાળા છે-તેઓ સઘળા જવાહેરોના સણગારને લાયકના છે

જ્યારે તેઓ જાણશે કે મ હાથી ઉપર નગારૂ બાધ્યુ છે-ત્યારે તેઓના ઘોડાઓની નાલ પહાડને પણ તોડી પાડશે

લોભના રજથી દુન્યાએ તેઓને ઘસી નાખ્યા નથી-તેઓ સઘળા સિહ પકડનારા અને લડાઇ કરનારાજ છે

જ્યારે તેઓ લડાઇને દહાડે બખ્તર પેહેરે છે ત્યારે બુલદ આસ્માનથી પણ ઊચે ગર્દ ઉડતી કરે છે

ઝીન ઉપર તેઓ પહાડની માફક સખત થઈ જાય છે-અને પહાડની ટોચ તેઓથી કકડે કકડા થઈ જાય છે

તેઓમાથી બે પસદ કીધલા પેહલવાન સવારો-સરદાર ઝરીર અને અસ્ફન્દિયાર છે

જ્યારે તેઓ લોઢાનુ બખ્તર પેહેરે છે-ત્યારે આફતાબ અને માહતાબને પણ પગ હેઠળ લાવે છે

જ્યારે તેઓ માથા ભાગનારો ગોર્ઝ પોતાની ખાધ ઉપર મૂકે છે-ત્યારે તે ગોર્ઝથી તેઓનો દબદબો અને દમામ વધારે રોશન બને છે

જ્યારે તેઓ લશ્કરની હરોલમા આવીને ઉભા રહે-ત્યારે તેઓ ઉપર તારે નઝર કરવી જોઇયે,

કે તેઓ તાજ અને તખ્ત સાથે ખુરશીદની મિસાલ ઝળકે છે-અને તેઓના ચેહરા ઉપરથી ખોદાઈ નૂર અને નેક નસીબો પ્રકાશે છે

એવીજ રીતના મારા પેહલવાનો અને સરદારો છે-તેમજ મારા ચુંટી કાઢેલા અને પસદ કીધેલા દાનાઓ પણ છે

માટે તું જયહૂન નદીને કસ્તુરી જેવી તારતરની માટીથી ભરવાની તસ્દી લેતો ના-કારણકે હુ પોતેજ તે નદી પુરવાને માટીની વખાર ખોલનાર છું.

અગરૂ તાબે તીઘમ બજયહૂન્ રસદ
વગરૂ બાદે ગોર્ઝમ બહામૂન્ રસદ
બહામૂન્ દરૂન્ પીલ ગેર્યાન્ શવદ
બજયહૂન્ દરૂન્ આબ્ બેર્યાન્ શવદ
બરૂઝે નબરૂદ અરૂ બેખાહદ ખોદાય
બરઝમ્ અન્દરૂ આરમ્ સરત્ ઝીરે પાય

અગર મારી તલવારનો તાપ જયહૂન નદીમાં પુગશે-અથવા મારા ગુર્ઝનો સપાટો જંગલમાં પહોંચશે,

તો જંગલમાં હાથીઓ રડતા થશે-અને જયહૂન નદીનાં પાણી ૧૩૦
ઉકળી આવશે.

અગર ખોદાતાલા ચાહશે તો લડાઇને દહાડે-લડાઈનાં મયદાનમાં હું તારૂં સર પગ તળે કચડીશ."

---

## લશ્કરૂ કશીદને અર્જાસ્પ્ બજન્ગે ગુશ્તાસ્પ્.

ચુ સાલારૂ અઝીન્ ચૂનહુ નામહુ બેખાન્દ
ફેરૂદ આમદ અઝ્ તખ્તો ખીરહુ બેમાન્દ
સેપહુબુદશરા ગોફ્ત ફર્દા પગાહુ
બેખાન્ અઝ્ હમહુ પાદશાહી સેપાહુ
તગીનાને લશ્કરૂ ગુઝીનાને ચીન્
બેરફ્તન્દ હરૂસૂ બતૂરાન્ ઝમીન્
બેરાદરૂ બુદ ઊરા દો અહુરીમનાન્
યકી કોહુરમો દીગરૂ અન્દીમર્દાન્
બેદાદન્દ શાન્ કૂસો પીલો દેરફ્શ
બેયારાસ્તહુ સુર્ખો ઝર્દો બેનફ્શ
બદીશાન્ બેબખ્શીદ સીસદ હઝારૂ
ગવાને ગુઝીદહુ નબર્દહુ સવારૂ
દરે ગન્જ બુકુશાદો રૂઝી બેદાદ
બેઝદ નાએ રૂઈન્ બુનહુ બરૂ નેહાદ
સબુક્ ખાન્દ કોહુરમ્ બેરાદરૂશરા
બદૂ દાદ યક્ દસ્ત લશ્કરૂશરા
બઅન્દીમર્દાન્ દાદ દસ્તે દેગરૂ
ખુદ અન્દરૂ મેયાનહુ બેબસ્તહુ કમરૂ
યકી તુરૂક્ બુદ નામે ઊ ગોરૂગ્સારૂ
ગુઝશ્તહુ બરૂ બરૂ બસી રૂઝગારૂ
સેપહુરા બદૂ દાદો એસ્પહુબદી
તો ગોફ્તી નદાનદ હમી જોઝ્ બદી
ઝે અહુરીમને બદકુનેશ બુદ બતરૂ
બજન્ગ્ અન્દરૂન્ બુદ સેલાહશ તબરૂ
શબો રૂઝ્ કારશ બુદી સૂખ્તન્
હમાન્ નામ બાદાફરૂહી તૂખ્તન્
બેરાદરૂશરા આન્ કે બુદ બીદેરફ્શ
બેદાદશ યકી ગોરૂગ્ પયકરૂ દેરફ્શ
યકી નામ્ બૂદશ ખશારો દેલીરૂ
પેયાદહુ બેરફ્તી બરે નરૂરે શીરૂ
સેપહુ દીદહુબાન્ કર્દશો પીશરૂ
દેરફ્શશ કશીદન્દો શુદ પીશે રૂ

યકી તુરૂક્ બુદ નામે ઊ હુશદીવ
બસાકહુ ફેરેસ્તાદ તુર્કાન્ ખદીવ

## અર્જાસ્પનું ગુશ્તાસ્પની લડાઈ માટે લશ્કર લઈ જવું.

એવી રીતનું નામુ વાંચીને સરદાર અર્જાસ્પ-અજબ રહી તખ્ત ઉપરથી નીચે ઉતર્યો

તેણે પોતાના સેપહસાલારને હોકમ કીધો કે "આવતી કાલે સવારે-આખી સલ્તનતનું લશ્કર ભેગું કર."

તે ઉપરથી લશ્કરના બહાદુરો અને ચીનના ચુંટી કાઢેલા પેહલવાનો ચો તરફથી તૂરાન ઝમીનમાં આવી પુગ્યા.

અર્જાસ્પના બે એહરેમન જેવા ભાઈ હતા-એક કોહરમ નામનો અને બીજો અન્દીમર્દાન નામનો હતો.

તેઓને નગારાં, હાથી તેમજ રાતા, પીળા અને આસ્માની રંગના આરાસ્તા કરેલા ઝુંડા આપ્યા.

તેઓને ત્રણ લાખ પસંદ કીધેલા પેહલવાનો અને બહાદુર સવારો સોપ્યા.

તેણે ખઝાનાનો દરવાઝો ખુલ્યો અને લશ્કરને પગાર આપ્યો-પિત્તળની કરનાય વગડાવી સર સામન લાધ્યો.

તેણે તુરત પોતાના ભાઇ કોહરમને બોલાવ્યો-અને લશ્કરની એક બાઝૂ તેને સોંપી.

બીજી બાઝૂ અન્દીમર્દાનને આપી-અને પોતે કમર બાંધીને લશ્કરની ૧૩૧
કલ્બગાહમાં ઉભો રહ્યો.

એક તુર્કી કે જેનું નામ ગોર્ગસાર હતું-અને જેની ઉપર પુષ્કળ ઝમાના વહી ગયા હતા.

અને ગોયા તે બૂરાઈ કરવા સિવાય બીજું કશું જાણતોજ ન હતો-તેને આવાં લશ્કરની સરદારી આપી.

તે બૂરા કરતુકના એહરેમનથી પણ વધુ બૂરો હતો-લડાઇમાં તેનું હથિયાર કુહાડી હતી

રાત અને દિવસ તેનું કામ આગ લગાડવાનું હતું-અને ગુનાહનો બદલો મેળવવામાંજ તે નામદારી સમજતો હતો,

તેનો ભાઇ કે જે બીદેરફશ નામનો હતો-તેને વરૂની આકૃતીવાળો એક ઝુંડો આપ્યો.

એક ખશારા નામનો બહાદુર હતો-કે જે પેયાદો નરેશેરની સામે જતો હતો,

લશ્કરની આગળ જઇને દુશ્મનના આવી પુગવાની ખબર આપનારનો ઓધ્ધો તેને આપ્યો-તેનાં માણસો તેનો ઝુંડો બાહેર લાવ્યા અને તે દીદહબાની કરવા પહાડ તરફ ચાલ્યો.

એક હુશદેવ નામનો તુર્કી હતો-જેને તુર્કીના પાદશાહે લશ્કરની પછવાડે રાખ્યો.

નેગહ્દારૂ ગોફતા તો પોશ્તે સેપાહ
ગરૂ અઝ મા કસી બાઝ ગર્દદ ઝે રાહ
૧૩૨ હમાન્ જા કે બીનીશ બરૂ જાય કુશ
નેગરૂ તા દરૂ આન્ જા નજુઅબીદ્દત હુશ
દેગરૂ બૂદ તુર્કીઓ નામશ તબહ
બદ્દુ ગોફ્ત બીદારૂ કલબે સેપાહ
બદીસાન્ હમી રફ્ત બા તીઝ ખશમ
પુરઅ ખૂન્ બુદશ દેલ પુરઅ આબ્ ચશમ
હમી કરૂદ ઘારત હમી સૂખ્ત કાખ
દેરખ્તાન્ હમી કન્દ બા બીખો શાખ
દરૂઆવરૂદ લશકરૂ બઈરાન્ ઝમીન્
શાહે કાફરાન્ દેલ પુરૂ આગન્દહ કીન્

અને કહ્યું કે "તું લશકરની પછાડી સાવચેત રહેજે-અને જો કોઈ આપણા લશકરમાંથી પાછળે રસ્તે પાછો ફરે,

તેને જે જગ્યાએ તુ જોય તેજ જગ્યાએ મારી નાખજે-સંભાળજે તે જગ્યાએ ગફલતી ના કરતો"

બીજો એક તુર્કી જેનું નામ તબેહ હતું-તેને કહ્યું કે "તુ લશકરની કલબગાહ સભાળ."

એવી રીતની ગોઠવણ સાથ તે ખૂન ભરેલા દિલે અને આસુ ભરી આંખે ઘણોજ ગુસ્સામા આગળ ચાલવા લાગ્યો

રાહમા તે લૂટ ચલાવતો હતો અને મકાનો બાળી નાખતો હતો-તેમજ ઝાડોને જડ અને ડાળી સાથે ઉખેડી નાખતો હતો

એ પ્રમાણે તે કાફરોનો પાદશાહ કીના ભરેલા દિલે ઇરાન ઝમીન ઉપર લશકર લઇ આવ્યો

## ગેર્દ્ આવર્દને ગુશતાસ્પ્ લશકરૂરા બજન્ગે અર્જાસ્પ્.

ચુ આગાહી આમદ બગુશતાસ્પ્ શાહ
કે સાલારે તુર્કાનો ચીન્ બા સેપાહ
બેયારાસ્ત બુઅબીદન્ અઝ જાએ ખીશ
ખશાશે દેલીરશ ફેરેસ્તાદ પીશ
સેપહબુદશરા ગોફ્ત ફર્દા પગાહ
બેયારાય પીલાન્ બેયાવરૂ સેપાહ
સુએ મરઝદારાન્શ નામહ નેવેશ્ત
કે ખાકાને દેહૂઝાદ મર્દી બેહેશ્ત
બેયાઇદ ચકુસરૂ બદરગાહે મન્
કે બરૂ મરઝ બુગ્ઝાશ્ત બદ્ખાહે મન્
૧૩૩ ચુ નામહ સુએ રાહ મર્દાન્ રસીદ
કે આમદ જહાનજૂય દુશ્મન પદીદ
સેપાહી બેયામદ બદરગાહે શાહ
કે ચન્દાન્ નબુદ બરૂ ઝમીન્ બરૂ ગેયાહ
ઝે બહુરે જહાનદારૂ શાહે કેયાન્
બેબસ્તન્દ ગોર્દાને ગીતી મેયાન્
બદરગાહે ખુસ્રવ નેહાદન્દ રૂચ
હમહ મરઝદારાન્ બફર્માને ઊચ
નેયામદ બરીન્ બરૂ બસી રૂઝગારૂ
કે આમદ બદરગહ હઝારાન્ હઝારૂ
ફરાઝ આમદહ બૂદ મરૂ શાહરા
કઇ નામદારી નેકૂ ખાહરા
બલશકરગહ આમદ સેપહરા બેદીદ
હરાન્ કસ કે શાયેસ્તહ બુદ બરૂ ગુઝીદ
અઝાન્ શાહમાન્ ગશ્ત ફર્ખોન્દહ શાહ
દેલશ ગશ્ત ખીરહ ઝે ચન્દાન્ સેપાહ
દેગરૂ રૂઝ ગુશતાસ્પ બા મૂબદાન્
રદાનો બુઝોર્ગાનો એસ્પહબદાન્
નેશસ્તો સેગાલીદ અઝ હરૂ દરી
બેબખ્શીદ હરગાહ બરૂ હરૂ સરી

## ગુશતાસ્પનું અર્જાસ્પની લડાઈ માટે લશકર એકઠું કરવું.

જ્યારે પાદશાહ ગુશતાસ્પને ખબર મળી કે "તુર્કીઓ અને ચીનનો પાદશાહ લશકર સાથ

તૈયારી કરીને પોતાના મુલકથી ઉપડી ચૂક્યો છે અને દિલાવર ખશાશને આગળથી રવાના કર્યો છે"

ત્યારે તેને પોતાના સેપસાલારને હોકમ કીધો કે "આવતી કાલે સવારે-હાથીઓ તૈયાર કરીને લશ્કર બાહેર પાડ"

તેણે દેશની સરહદ તપાસનારા વડાઓ ઉપર નામા લખ્યા કે "પેલા ભૂંડી ખાકાને એક મર્દને ખબર મેળવવા છૂટો મેલ્યા છે

તમો સઘળા મારી દરગાહમા આવો-કારણકે મારા દુશ્મને ઈરાનના મુલક ઉપર લશકર ફેરાર્યું છે"

જ્યારે પેલા સરદારો તરફ નામા પહોચ્યા-કે "દેશ જીતનારો દુશ્મન ચઢી આવ્યો છે"

ત્યારે પાદશાહની દરબાર આગળ એટલુ લશકર ભેગુ થયું-કે જેનાં જેટલું ઝમીન ઉપર ઘાસ પણ નહીં હતુ

દેશની સભાળ કરનાર કયાની પાદશાહ માટે-દુન્યાના પેહલવાનોએ કમર બાધી

તેના હોકમ પ્રમાણે સઘળા ઝમીનદારો શાહી દરબાર તરફ ચાલ્યા

ઘણાજ થોડા વખતમા હઝારો હઝાર સેપાહો પાદશાહની દરગાહમાં આવી લાગ્યા

તે નામદારી ભરેલા નેકખાહ કયાની પાદશાહની નઝદીક સઘળા એકઠા થયા

હવે પાદશાહ લશકરગાહમા આવ્યો અને લશ્કરને તપાસ્યું-તેઓમાથી જે કોઈ કે લાયક હતા તેઓને ચુટી કાઢયા

તે મુબારક પાદશાહ તેથી ખુશહાલ થયો-અને આટલાં બધા લશકરથી તેનુ દિલ અચરત બન્યુ

બીજે દહાડે ગુશતાસ્પ દાનાઓ, સરદારો, બુઝોર્ગો અને સેપહ-સાલારો સાથે

મસ્લહત કરવા બેઠો અને દરેક બાબતનો વિચાર કીધો-પળેપળ દરેક સરદારને બક્ષેશ કરવા લાગ્યો

કુશાદ આન્ દરે ગન્જે પુરૂ કર્દહુ જમ
બેદાદ ઊ સેપહુરા હો સાલહુ દેરમ
ચુ ફ્રઝી બેબખ્શીદો જઉશન્ બેદાદ
બેઝદ નાયો કૂસો બુનહુ બરૂ નેહાદ
બેફરૂમૂદ બો ર્દન્ બપીશે સેપાહુ
દેરફૂશે હુમાયૂને ફ્રખો ર્હ્નદહુ શાહુ
સુએ રઝ્મે અર્જાસ્પ લશ્કરૂ કશીદ
સેપાહી કે હરૂગેઝ ચુનાન્ કસ નદીદ
ઝે તારીકીએ ગર્દે અસ્પો સેપાહુ
કસી રૂઝે રઉશન્ નદીદો ન માહુ
ઝે બસ બાન્ગે અસ્પાનો બાન્ગે ખોરૂશ
હમી નાલએ કૂસ નશનીદ ગૂશ
દેરફૂશાને બેસ્યારૂ અફ્રાશ્તહુ
સરે નીઝહુ અઝ અબ્રૂ બુગ્ઝાશ્તહુ
ચુ રોસ્તહુ દેરખ્ત અઝ બરે કૂહુસારૂ
ચુ બીશહુ નયસ્તાન્ બવકૂતે બહારૂ
અઝીન્ સાન્ બફર્માને ગુશ્તાસ્પ શાહુ
ઝે કેશ્વરૂ બકેશ્વરૂ હમી શુદ સેપાહુ

તેણે તે જમશીદના ભરેલા ખઝાનાનો દરવાઝો ખોલ્યો-અને લશ્કરને ૧૩૪
બન્ને વર્ષનો પગાર આપ્યો.

જ્યારે પગાર બક્ષી રહ્યો અને હથિયારો આપી ચૂકયો-ત્યારે કરનાય અને નગારાં વાગ્યાં અને અસ્બાબ લાઢયો

મુબારક પાદશાહનો સબકતો ઝુંડો-લશ્કરની હરોલમાં લઇ જવાનો હોકમ કીધો

તેણે અર્જાસ્પ સાથ લડવા માટે લશ્કર ખેચ્યું-કોઇયે કદી પણ એવું લશ્કર જોયું હતું નહી.

ઘોડા અને લશ્કરની ઉડેલી ધૂળના અંધારાંએ કરીને-કોઇયે રોશન દિવસ કે રાતે ચંદ્ર કશું જોયું નહીં

ઘોડાઓના પુષ્કળ ખખાર અને લડાઈના પોકારને લીધે-નગારાંના આવાઝ કાને પડતા ન હતા.

પુષ્કળ ઝુડા ઊંચે પકડેલા હતા-નેઝાઓની નોક ગોયા વાદળાંમાંથી પસાર થઈ ગઇ હતી

તે નેઝા જાણે પહાડને મથાળે ઉગેલાં ઝાડ હોય-અથવા વસંત રૂતુમા બરૂના વન ઉગ્યાં હોય એવા લાગતા હતા

એ પ્રમાણે પાદશાહ ગુશ્તાસ્પના ફર્માનથી-એક સરઝમીનથી બીજી સરઝમીન તરફ લશ્કર ચાલવા માડયુ.

## પુર્સીદને ગુશ્તાસ્પ્ અઝ્ જામાસ્પ્ અન્જામે કારે જન્ગ્ અઝ્ રૂએ શુમારે સેતારહા.

——:o:——

ચુ અઝ્ બલ્ખે નામી બજયહુન્ રસીદ
સેપહુદારૂ લશ્કરૂ ફેરૂદ આવરીદ
બશુદ શાહુરૂયારૂ અઝ્ મેયાને સેપાહુ
ફેરૂદ આમદ અઝ અસ્પો બરૂ શુદ બગાહુ
બેખાન્દ આન્ ઝમાન્ શાહુ જામાસ્પરા
કુજા રહુનમૂન બૂદ ગુશ્તાસ્પરા
સરે મૂબેદાન્ બૂદો શાહે રદાન્
ચરાધે બુઝોર્ગાનો એસ્પહુબદાન્
ચુનાન્ પાક દીન્ બૂદો પાકીઝહુ જાન્
કે બૂદી બરૂ ઊ આશકારા નેહાન્
સેતારહુશેનાસી ગેરાન્માયહુ બૂદ
અબા ઊ બદાનેશ કેરા પાયહુ બૂદ
બેપુર્સીદ અઝ્ શાહો ગોફૂતા ખોદાય
તોરા દીને બેહુ દાદો પાકીઝહુ રાય
ચુ તૂ નીસ્ત અન્દરૂ જહાન્ હીચ કસ
જહાન્દારૂ દાનેશ તોરા દાદો બસ
બેબાયદત કર્દન્ ઝે અખ્તરૂ શુમારૂ
બેગૂઈ હમહુ મરૂ મરા રૂએ કારૂ
કે ચૂન્ બાશદ આધાઝો ફ્રર્જામે જન્ગ્
કેરા બીશ બાહદ દરીન્ જા દેરન્ગ્
નેયામદશ ખુશ પીરૂ જામાસ્પરા
બરૂએ દેઝમ ગોફૂત ગુશ્તાસ્પરા

## સેતારાની ચાલ પ્રમાણે લડાઈનું શું શેવટ આવશે તે બાબત ગુશ્તાસ્પનું જામાસ્પને પૂછવું.

——:o:——

જ્યારે નામીચાં બલ્ખ શેહરથી જયહૂન નદી આગળ તે લશ્કર જઇ પહોચ્યું-ત્યારે તે સરદારે લશ્કરને ત્યાં થોભાવ્યું

પાદશાહ લશ્કરની વચ્ચેથી પસાર થઇ ગયો-અને તે ઘોડા ઉપરથી ૧૩૫
નીચે ઉતરી તખ્ત ઉપર બેઠો

તેજ વખત પાદશાહે જામાસ્પને બોલાવ્યો-કે જે ગુશ્તાસ્પનો સલાહકાર હતો.

તે મોબેદોનો સરદાર અને સરદારોનો શાહ હતો-બુઝોર્ગો અને સેપહસાલારોનો ચેરાગ હતો

તે એટલો બધો પાક દીનવાળો અને પવિત્ર આત્માનો હતો-કે ગમે એવી છૂપી વાતો તેની આગળ ઝાહેર થઈ જતી હતી

તે ઘણોજ કાબેલ નુજૂમી હતો-ડહાપણમાં તેની બરાબર કોણ પુગી શકતું હતું ?

પાદશાહે તેને પૂછ્યું કે "ખોદાતાલાએ-તને ભલી દીન તેમજ પવિત્ર ડહાપણ બક્ષેશ કર્યું છે

દુન્યામા તારા જેવો બીજો કોઈજ નથી-ખોદાતાલાએ જાણે સઘળી અકલ બસ તનેજ આપી છે.

માટે તને સેતારાની ગણત્રી કરવી જોઇયે-અને તેમ કરીને આ કામ માટે સઘળું મને કહે,

કે લડાઈની શુરૂઆત કેમ થશે અને શેવટ શું આવશે ?-કોણ અહિંયાં વધારે પાયદારી કરશે ?"

એ સાંભળી બુઢો જામાસ્પ દિલગીર થયો-તેણે ગમ ભરેલા ચેહરાએ ગુશ્તાસ્પને કહ્યું,

૧૩૬ કે અય કાશ્કી ઈઝદે દાદગરૂ
નદાદી મરા ઈન્ ખેરદ્ વીન્ હોનરૂ
મરા ગરૂ નબૂદી ખેરદ શાહુરૂયારૂ
નકર્દી ઝે મન્ બૂદની ખાસ્તારૂ
બેગૂયમ મન્ ઈન્ વરૂ નગૂયમ બશાહ્
કુનદ મરૂ મરા શાહે શાહાન્ તબાહ્
મગરૂ બા મન અઝ દાદ પયમાન્ કુનદ
કે નય ખુદ કુનદ બદ ન ફર્માન્ કુનદ
જહાન્દારૂ ગોફૂતા બનામે ખોદાય
બદીન્ નામે દીન્આવરે પાકુરાય
બજાને ઝરીરૂ આન્ નબર્દે સવારૂ
બજાને ગેરાન્માયહ્ એસ્ફન્દેયારૂ
કે નહ્ હરૂગેઝત રૂએ દુશ્મન્ કુનમ્
ન ફર્માયમત બદ ન ખુદ મન્ કુનમ્
તો હરૂચ્ અન્દીન્ કારૂ દાની બેગૂય
કે તૂ ચારહ્ દાનીઓ મન્ ચારહ્ જૂય
ખેરદમન્દ ગોફૂત અય ગેરાન્માયહ્ શાહ્
હમીશહ્ બતૂ તાઝહ્ બાદા કોલાહ્
બેદાન્ અય નબર્દહ્ કયે નામજૂય
ચુ રઝ્મ આવરદ રૂએ ગોર્દાન્ બરૂય
૧૩૭ બહાન્ગહ્ કુજા બાન્ગો વયલહ્ કનન્દ
તો ગૂઈ હમહ્ કૂહરા બરૂ કનન્દ
બપીશ અન્દરૂ આયન્દ મર્દાને મરૂદ
હવા તીરહ્ ગર્દદ ઝે ગર્દે નબરૂદ
જહાન્ બીની આન્ ગાહ્ ગશ્તહ્ કબૂદ
ઝમીન્ પુરૂ ઝે આતેશ હવા પુરૂ ઝે દૂદ
વઝાન્ ઝખ્મે આન્ ગોરૂઝહાએ ગરાન્
ચુનાન્ પુત્કો પૂલાદે આહન્ગરાન્
બમગ્ઝ અન્દરૂ ઓફૂતદ તરન્ગા તરન્ગ્
હવા બરૂ કુનદ નાલએ બૂરે ખન્ગ્
શેકસ્તહ્ શવદ ચર્ખે ગરૂદૂનહા
દેરફૂશાન્ બેયાલાયદ અઝ ખૂનહા
બસી બી પેદરૂ ગશ્તહ્ બીની પેસરૂ
બસી બી પેસરૂ ગશ્તહ્ બીની પેદરૂ
નુખોસ્તીન્ કઈ નામદારૂ અરૂદશીરૂ
પેસરૂ શહૂરૂયારૂ આન્ નબર્દહ્ દેલીરૂ
બપીશ અફૂગનદ તાઝેયાન્ અસ્પે ખીશ
બખાકૂ અફૂગનદ હરૂકે આયદશ પીશ
પેયાદહ્ કુનદ તુરકૂ ચન્દાન્ સવારૂ
કઝ અખ્તરૂ નખાશદ મરૂ આન્રા શુમારૂ
૧૩૮ વલીકેન્ સરન્જામ કશ્તહ્ શવદ
નેકૂ નામશ અન્દરૂ નવશ્તહ્ શવદ
પસ અઝ વય ચુ શીદસ્પ ફર્ઝન્દે શાહ્
બકીનશ કુનદ તીઝ અસ્પે સેયાહ્
દેઝમ ગર્દદો તીઘરા બરૂ કશદ
બેતાઝદ બસી અસ્પો મર્દુમ કશદ
સરન્જામ બખ્તશ કુનદ ખાકૂસારૂ
બરહ્નહ્ શવદ આન્ સરે તાજદારૂ
બેગાયદ પસ આન્ગાહ્ ફર્ઝન્દે મન્
બેબસ્તહ્ મેયાન્ બરૂ મેયાન્ બન્દે મન્

કે "દાદગર દાદારે મને આવી દાનાઇ અને હોનર નહીંજ આપ્યો હતે તો કેવુ સારૂ થતે?

અગરજો મને એવુ ડહાપણુ નહીંજ હતે તો તુ પાદશાહ મને ભવિષ્ય માટે પૂછતેજ નહી

છતા હુ કહીશ, કારણકે જો હું નથી કહેતો-તો શેહનશાહ મને પાયમાલ કરી નાખશે

પણ પાદશાહ મને ઇન્સાફની રાહે વચન આપે-કે તે પોતે મારી સાથ બૂરાઈ નહીં કરે તેમજ તે કરવા માટે કોઇને ફર્માવે નહીં"

પાદશાહે જવાબ દીધો કે "ખોદાના નામના કસમથી-આ પાક વિચારના પયગમ્બરના નામના કસમથી,

આ બહાદુર સવાર ઝરીરના જીવના કસમથી-તેમજ સરદાર અસ્ફન્દિયારના જીવના કસમથી કહુ છું,

કે હુ કદી પણ તારી સાથે અદાવત કરીશ નહી-તને નુકસાન પહોંચાડવા કોઇને કહીશ નહી અને હુ પોતે પણ નુકસાન કરીશ નહીં

માટે તુ એ બાબતમા જે કાઇ જાણતો હોય તો કહે-કારણકે તું ઉપાય જાણનારો અને હુ ઉપાય શોધનારો છુ"

ત્યારે દાનેશમદ જામાસ્પે કહ્યુ કે "ઓ બુઝર્ગ પાદશાહ!-હમેશે તારૂ તાજ તારા સર ઉપર કાયમ રહેજો!

ઓ નામ શોધનારા બહાદુર પાદશાહ! તુ જાણ કે જ્યારે બન્ને તરફના પેહલવાનો આમન સામન લડાઇ કરશે,

જે વખતે કે તેઓ પોકાર અને લડાઈની બૂમો પાડશે-તે વખતે તુ એમજ સમજશે કે તેઓ સઘળા પહાડનેજ ઉખેડી નાખે છે

જ્યારે મર્દાને મર્દો આગળ વધશે અને લડાઇની ધૂળથી હવા સીઆહ થશે,

તે વખતે દુન્યા આસ્માની રગની બનેલી અને ઝમીન આતશથી ભરેલી તેમજ હવા ધૂમાડાથી ભરેલી તુ જોશે

જેમ લૂહાડો મોટા હથોડા વડે પોલાદ ઉપર ફટકા મારે છે તેમ તે ભારી ગોર્ઝોના ફટકાથી

લડવૈયાઓના ભેજા છુદાતા જશે અને તપકીરિયા રગના તેમજ સફેદ ઘોડાઓના ખખારના હવામાં પડઘા પડશે.

અસ્માબના ગાડાઓના ચાકો પણ ભાગી જશે-અને ગુડાઓ પણ લોહીમા ખરડાશે

ઘણાક બેટા બાપ વગરના થયલા જોશે અને ઘણાક બાપો બેટા વગરના થયલા જોશે

પહેલા નામદાર શાહઝાદો અર્દશીર જે તુ પાદશાહનો છોકરો બહાદુર લડવૈયો છે,

તે પોતાનો ઘોડો હરોલમા ડપટાવશે અને જે કોઇ કે તેની સામે આવશે તેને ખાકમા નાખશે

તે એટલા બધા તુર્કી સવારોને ઘોડા ઉપરથી ઊધા નાખશે-કે સેતારાઓની ચાલથી પણ તેની ગણત્રી થઈ શકે નહી

પણ શેવટે તે માર્યો જશે-અને તેની કીર્ત્તિ ખતમ થઈ જશે

પછી તુ પાદશાહનો બેટો શીદસ્પ-તેના કીનામા પોતાનો કાળો ઘોડો ડપટાવશે

તે બહુજ ગુસ્સા ભરેલો થશે અને તલવાર ખેચશે-તે ઘણાક હુમ્લા કરશે અને દુશ્મનના ઘણાક માણસ મારી નાખશે.

પણ શેવટે તેનુ પણ નસીબ ઊધું વળશે-અને તે તાજ પેહેરેલુ માથુ ઉઘાડું થશે

પછી મારો બેટો તેજ વખત કમર ઉપર મારો કમરબદ બાંધીને આવશે

અબર્ કીને શીદસ્પ્ ફર્જંદે શાહ્
ચુ રોસ્તમ બેયાયદ્ મેયાને સેપાહ્
બસી નામદારાનો ગોર્દાંને ચીન્
કે આન્ શીરૂ ગોર્દ અફગનદ્ બર્ ઝમીન્
બસી રન્જ બીનદ્ બરઝમ અન્દરૂન્
શહે ખુસ્રવાન્રા બેગૂયમ કે ચૂન્
દેરફુશે ફેરૂઝન્દએ કાવેયાન્
બેયફ્ગન્દહ્ બાશન્દ ઈરાનેયાન્
ગેરામી કે બીનદ્ ઝે અસ્પ્ અન્દરૂન્
દેરફુશી હોમાયૂન્ પુર્ અઝ ખાકો ખૂન્
દર્ આયદ્ અઝાન્ પોશ્તે અસ્પશ બઝીર્
બેગીરદ્ દેરફુશો બર્ આરદ્ દેલીર્
બયક્ દસ્ત શમ્શીરો દીગર્ દેરફુશ
બેગીરદ્ દરાન્જા દેરફુશે બેનફુશ
અઝીન્સાન્ હમી અફગનદ્ દુશ્મનાન્
હમી બર્ કનદ્ જાને અહ્રીમનાન્
ઝે નાગાહ્ દુશ્મન્ બશમ્શીરે તીઝ
યકી દસ્તે ઊ અફગનદ્ અઝ સેતીઝ
ગેરામી બદન્દાન્ બેગીરદ્ દેરફુશ
બેદારદ્ બદન્દાન્ દેરફુશે બેનફુશ
બયક્ દસ્ત દુશ્મન્ કુનદ્ નાપદીદ્
શેગેફ્તી તર્ અઝ કારે ઊ કસ્ નદીદ્
યકી તુર્ક્ તીરી ઝનદ્ બર્ સરશ
બખાક્ અન્દર્ આરદ્ સરો અફસરશ
પસ્ આઝાદહ્ નસ્તૂર્ પૂરે ઝરીર્
બપીશ અફગનદ્ અસ્પ્ ચૂન્ નર્રહ્ શીર્
ચુ આયદ્ સરન્જામ પીરૂઝ બાઝ
બરે દુશ્મનાન્ દસ્ત કર્દહ્ દરાઝ
બેયાયદ્ પસ્ આન્ બર્ ગુઝીદહ્ સવાર્
પેસર્ શાહ્રયારે જહાન્ નીવઝાર્
અઝાન્ દુશ્મનાન્ બેફગનદ્ શસ્ત મર્દ
નુમાયદ્ યકી પહ્લવી દસ્તબર્દ
સરન્જામ તુર્કાન્ બતીરશ ઝનન્દ
તને પીલ્વારશ બખાક્ અફગનન્દ
બેયાયદ્ પસ્ આન્ નર્રહ્ શીરે દેલીર્
નબર્દહ્ સવારી કે નામશ ઝરીર્
બપીશ અન્દર્ આયદ્ ગેરેફ્તહ્ કમન્દ
નેશસ્તહ્ અબર્ અસ્પે તાઝી સમન્દ
અબા જઉશને ઝર્ દુરોખ્શાન્ ચુ માહ્
બદ્ અન્દરૂન્ ખીરહ્ ગશ્તહ્ સેપાહ્
બયક્ રૂઝ ગોર્દાંને લશ્કર્ હઝાર્
બેબન્દદ્ ફેરેસ્તદ્ બરે શાહ્રયાર્
બહર્ જા કે બેન્હદ્ હમાન્ શાહ્ રૂય
હમી રાનદ્ અઝ ખૂને બદ્ખાહ્ જૂય
ન બેસ્તદ્ કસ્ આન્ પહ્લવી શાહ્રા
સોતૂહ્ આવરદ્ શાહે ખર્ગાહ્રા
પસ્ અફગન્દહ્ બીનદ્ બુઝોર્ગ્ અર્દશીર્
સેયહ્ ગશ્તહ્ રોખસારો તન્ ચૂન્ ઝરીર્
બેગેર્યદ્ બર્ ઝારો ગર્દદ્ નેઝન્દ
બરઅન્ગીઝદ્ આન્ તાઝી અસ્પે સમન્દ

તે તું પાદશાહના બેટા શીદસ્પનો કીનો લેવા માટે-રૂસ્તમની માફક દુશ્મનનાં લશ્કરની વચ્ચે આવશે

ધણાક નામદારો અને ચીનના પેહલવાનોને-તે સિંહ જેવો પેહલવાન ઝમીન ઉપર નાખશે

તે પેહલવાન લડાઈમાં પુષ્કળ રંજ જોશે-અને તું પાદશાહોના પાદશાહને કહુ કે જ્યારે

કાવેયાની ઝળકતો ઝુંડો-ઈરાનીઓ ઝમીન ઉપર નાખી દેશે,

અને ગેરામી પોતાના ઘોડા ઉપરથી-તે મુબારક ઝુંડો ખાક અને ખૂનમાં પડેલો જોશે,

તેત્રોજ તે ઘોડાની પીઠ ઉપરથી નીચે ઉતરશે-અને ઝુંડો ઊંચકી ૧૩૯
લેશે એ તે બહાદુર મર્દ પાછો ઉભો કરશે

અને તે જગ્યાએ એક હાથમાં તલવાર અને બીજા હાથમા બુનફશા રંગનો ઝુંડો પકડી રાખશે

એવી રીતે પણ તે કેટલાક દુશ્મનોને નીચે નાખશે-અને એહરેમનોના જીવ ઉખેડી કાઢશે

એવામા એકાયક દુશ્મન કીના ભરેલી રીતે-તેનો એક હાથ તેઝી તલવારથી કાપી નાખશે

તે છતા પણ ગેરામી તે ઝુંડો પોતાના દાતમા પકડી રાખશે-અને તે આસ્માની રગનો ઝુંડો પોતાના દાંતમાં પકડી રાખીને પણ,

એકજ હાથે દુશ્મનોનો નાશ કરશે-તેના આવા અજાયબી ભરેલાં કામ કરતા વધુ અજાયબી ભર્યું કામ કોઇયે જોયું હશે નહીં.

તેવામા એક તુર્કી તેનાં સર ઉપર તીર મારશે-અને તેનુ માથુ અને તાજ બન્ને ખાકમાં નાખશે,

પછી ઝરીરનો બેટો ઉમરાવઝાદો નસ્તૂર-નરેશેરની મિસાલ હરોલમાં ઘોડો ડપટાવશે.

અને જ્યારે શેવટે તે દુશ્મનો ઉપર હાથ લમ્બાવી ફતેહમંદી સાથ પાછો ફરશે,

ત્યારે તેની પાછળ પસદ કીધેલો સવાર તું જેહાનના પાદશાહનો બેટો નીવઝાર બાહેર પડશે

અને તે પોતાનો પેહલવાની હાથ બતાવીને-દુશ્મનોના સાઠ મર્દોને ૧૪૦
મારશે

પણ શેવટે તુર્કીઓ તેને તીરથી મારશે-અને તેનુ હાથી જેવુ તન ખાકમા નાખશે

તે દિલાવર નરેશેરની પાછળ પેલો બહાદુર સવાર કે જેનુ નામ ઝરીર છે તે બાહેર પડશે

તે પોતાના હાથમા કમદ પકડી કાળા અરબી ઘોડા ઉપર સવાર થઇ હરોલમા આવશે

સોનેરી બખ્તર સાથ માહતાબ મિસાલ પ્રકાશતો આવશે-દુશ્મનનું લશ્કર તેને જોઇ અજાયબ થશે

તે એક દહાડામા તુર્કી લશ્કરના એક હઝાર પેહલવાનો-કયદ કરી પાદશાહની નઝદીક મોકલી આપશે

જે તરફ કે શાહઝાદો મોઢું કરશે-તે તરફ દુશ્મનોના લોહીની નદી વહેતી કરશે

તે પેહલવાની શાહઝાદાની સામે કોઈ ઉભું રહી શકશે નહી-અને તે શાહઝાદો તમ્બુમાં બેઠેલા તુરાની પાદશાહને આજેઝ કરશે

પછી તે મહાન અર્દશીરને મૂવેલો પડેલો જોશે-જેનો ચેહરો કાળો પડી ગયલો અને શરીર પીળું પડી ગયલું હશે

તે તેના ઉપર ઘણો રડશે અને ગમ ભરેલો થશે-પછી પોતાનો કાળો અરબી ઘોડો ડપટાવશે.

૧૪૧ બખાકાન્ નેહદ રૂય બા ખેશમે તીઝ
તો ગૂઈ નદીદસ્ત હરગેઝ ગુરીઝ
ચુ અન્દર્ મેયાન્ બીનદ અર્જાસ્પરા
સેતાયેશ કુનદ શાહે ગુશ્તાસ્પરા
સફે દુશ્મનાન્ સરૂબસર્ બર્ દરદ
કે ગીતી સુએ હીચ્ કસ નન્ગરદ
હમી ખાનદ ઊ ઝન્દે ઝરૂહોશ્તરા
બયઝદાન્ સેપોર્દહ કઈ પોશ્તરા
સરન્જામ ગર્દદ બર્ ઊ તીરહ બખ્ત
બુરીદહ શવદ આન્ ગુઝીદહ દેરખ્ત
બેયાયદ યકી નામે ઊ બીદેરફ્શ
સુએ નીઝહ દારા હેરફ્શે બેનફ્શ
નેયારદ શુદન્ પીશે ગોર્દે ગુઝીન્
નેશીનદ બરાહે વય અન્દર્ કમીન્
બેબન્દદ બર્ ઊ રાહ ચૂન પીલે મસ્ત
યકી તીધે ઝહર્ આબ્ દાદહ બદસ્ત
ચુ શાહે જહાન્ બાઝ ગર્દદ કે રઝમ
તો ગૂઈ કે બીરૂન્ ખરામદ ઝે બઝમ
બેયન્દાઝદ આન્ તુર્ક તીરી બર્ ઊય
નેયારદ શુદન્ આશ્કારા બરૂય
૧૪૨ અબર્ દસ્તે આન્ બીદેરફ્શે પલીદ
શવદ શાહે આઝાદગાન્ નાપદીદ
બતુર્કાન્ બરદ બારહા ઝીને ઊય
કે ખાહદ બેજોસ્ત આન્ ઝમાન્ કીને ઊય
પસ ઈન્ લશ્કરે નામદારે બુઝોર્ગ્
બદુશ્મન દર્ ઓફ્તન્દ ચૂન્ શીરો ગોર્ગ્
હમી બર્ ઝનન્દ ઈન્ બરાન્ આન્ બરીન્
કે ખૂને યલાન સુરૂખ ગર્દદ ઝમીન્
યલાન્રા બેબારદ હમહ રૂએ ઝર્દ
હમહ લર્ઝહ ઓફ્તદ બમર્દાને મર્દ
બર્ આયદ બખુર્શીદ ગર્દે સેયાહ
નબીનદ કસ અઝ ગર્દ ખુર્શીદો માહ
ફેરૂધે સરે નીઝહો તીરો તીધ
બેતાબદ ચુનાન્ ચૂન્ સેતારહ ઝે મીધ
પસ આન્ બીદેરફ્શે પલીદે સેતોર્ગ્
બપીશ અન્દર્ આયદ ચુ દરૂન્દહ ગોર્ગ્
હમાન્ તીધે ઝહર્ આબ્ દાદહ બદસ્ત
હમી તાઝદ ઊ બારહ ચૂન પીલે મસ્ત
બદસ્તે વય અન્દર્ ફરાવાન્ સેપાહ
તબહ ગર્દદ અઝ બર્ ગુઝીનાને શાહ
૧૪૩ બેયાયદ પસ આન્ ફર્રોખ એસ્ફન્દેયાર્
સેપાહ અઝ પસે પોશ્તો યઝદાન્શ યાર્
અબર્ બીદેરફ્શ અફ્ગનદ રસ્તખીઝ
અઝ જામહ પુર્ ખૂનો જાન્ પુર્ સેતીઝ
મર્ ઊરા યકી તીધે હેન્દી ઝનદ
કે ઝીન્ નીમએ તન્શ ઝીર્ અફ્ગનદ
બેગીરદ પસ આન્ આહનીન્ ગોર્ઝરા
બેતાબાનદ આન્ ફર્રહો બોર્ઝરા
બયક્ હમ્લહ અઝ જાય શાન્ બુગ્સેલદ
ચુ બુગ્સેસ્ત શાન્ બર્ ઝમીન્ કય હેલદ

અને ખાકાન તરફ ઘણો ગુસ્સાભર જશે-તું કહે ગોયા નાસવું તો તેણે કદી પણ જોયુંજ નહીં હશે

જ્યારે તે લશ્કરની વચ્ચે અર્જાસ્પને જોશે ત્યારે તે પાદશાહ ગુશ્તાસ્પની સેતાયેશ કરતો,

દુશ્મનોની સઘળી સફ તોડી નાખશે-અને તે લોકોમાંથી કોઇની તરફ કાઈ જોશેજ નહીં.

તે પોતાની પાદશાહી પીઠ ખોદાતાલાને સોંપીને-ઝરતોસ્ત પયગમ્બરની ઝંદ અવસ્તા પઢશે

પણ શેવટે તેનું નસીબ પણ સીઆહ બનશે-અને તે નામીચું ઝાડ કપાઈ જશે

કારણકે એક બીદેરફશ નામનો શખ્સ તે નેઝો ધરાવનારં ઝરીર તેમજ તેના આસ્માની રંગના ઝુંડા તરફ આવી લાગશે.

પણ તે પસંદ કીધેલા પેહલવાન આગળ જવાની હિમ્મત કરી શકશે નહીં-તેથી તે તેના માર્ગમાં કમીનગાહ કરી ભરાઇ બેસશે.

અને પોતાના હાથમા એક ઝેહરી પાણી પાયલી તલવાર રાખી-મસ્ત હાથીની મિસાલ તેનો માર્ગ રોકશે.

જ્યારે જેહાનનો શાહ ઝરીર ગોયા ખુશીની મજલેસમાંથી પાછો ફરતો હોય તેમ લડાઇથી પાછો ફરશે.

ત્યારે તે તુર્કી તેની રૂબરૂ નહીં જઇ શકતાં-તેની ઉપર એક તીર ફેંકશે.

અને એ પ્રમાણે તે પલીદ બીદેરફશના હાથ ઉપર-બહાદુર લોકોનો શાહઝાદો ગુમ થશે.

તે તેનો ઘોડો અને ઝીન તુર્કીઓ પાસે લઇ જશે-કોણુ તે વખતે તેનો કીનો લેશે?

પછી આ તરફનુ ઝબરદસ્ત નામીચુ લશ્કર દુશ્મન ઉપર સિંહ અને વરૂની માફક તુટી પડશે

અને એકમેક ઉપર મારવા મડી જશે-પેહલવાનોના લોહીથી ઝમીન રાતી થશે

સઘળા પેહલવાનોનો ચેહરો ફિક્કા પડી જશે અને મર્દાને મર્દો ધ્રુજવા પડશે.

લશ્કરની ઉડેલી ધૂળ ખુરશેદ સૂધી પુગશે અને ધૂળને લીધે કોઇ આફતાબ કે માહતાબને જોઈ શકશે નહીં

નેઝાની નોક તેમજ તીર અને તલવારનો ચળકાટ-જેમ વાદળમાથી સેતારા ચળકે તેમ ચળકશે

પછી તે ઝોરાવર પલીદ બીદેરફશ ફાડીખાનારાં વરૂની માફક હરોલમાં આવશે.

જેના હાથમા પેલીજ ઝેહરી પાણી પાયલી તલવાર હશે-અને મસ્ત હાથીની મિસાલ ઘોડો ડપટાવશે

તેના હાથ ઉપર પાદશાહના પસદ કીધેલા લશ્કરમાનું ઘણુક લશ્કર માર્યું જશે

પછી મુબારક અસ્ફંદિયાર આવશે-જેની પછાડી લશ્કર હશે અને તેનો નેગેહબાન પાક યઝદાન બનશે

તે બીદેરફશ ઉપર રસ્તાખેઝ બરપા કરી મૂકશે-તેની સાથ લડતાં તેનાં કપડાં લોહીથી ખરડાશે, તો પણ તેનુ દિલ તો લડાઈમાંજ રહેશે.

તે તેને હિંદી તલવારનો એક ફટકો મારશે-અને તેનું અડધું શરીર ઘોડાના ઝીન ઉપરથી નીચે નાખશે.

પછી પોતાના હાથમાં લોઢાંના ભારી ગોર્ઝ પકડશે-અને પોતાનો ઝળકાટ તથા દબદબો રોશન કરશે.

એક હમ્લામા તેઓને તોડી પાડશે-જ્યારે ઝમીન ઉપર તોડી પાડે ત્યારે તેઓને કેમ જતા મૂકે?

બનઉકે સરે નીઝહ્ શાન્ બર્ ચનદ્
તબહ્ શાન્ કુનદ્ પાકો એઝાગનદ્
ગુરીઝદ્ સરન્જામ સાલારે ચીન્
ઝે એસ્ફન્દેયારૂ આન્ કઈ બાફ્રીન્
બતૂરાન્ નેહદ્ રૂએ ખુગ્રીફતહ્
શેકસ્તેહ્ દેલો દીદહા રીફતહ્
બેયાબાન્ ગુઝારદ્ બઅન્દક્ સેપાહ્
શવદ્ શાહ્ પીરૂઝો દુશમન્ તબાહ્
બેદાન્ અય ગુઝીદહ્ સરે ખુસ્રવાન્
કે મન્ હરચે ગોફ્તમ્ નબાશદ્ જોઝ્ આન્
ન બીની ઝે મન્ યક્ સખુન્ બીશો કમ્
તો ઝીન્ પસ મકુન્ રૂએ બર્ મન્ દેઝમ્
મન્ ઈનરા કે ગોફ્તમ્ નગોફતમ્ મગર્
બફર્માનત અય શાહે ફીરૂઝગર્
વઝાન્ પસ કે પુર્સીદ્ ફેર્ખન્દહ્ શાહ્
અઝાન્ ઝર્ફ દર્યાઓ તારીક્ ચાહ્
નદીદમ્ કે બર્ શાહ્ બેન્હોફતમી
વગરનહ્ મન્ ઈન્ રાઝ્ કય ગોફતમી
ચુ શાહે જહાન્દાર્ બેશ્નીદ્ રાઝ્
બર્ આન્ ગૂશએ તખ્ત ઝુમ્બીદ્ બાઝ્
ઝે દસ્તશ બેયાફતાદ્ ઝરીનહ્ ગોરૂઝ્
તો ગોફ્તી બેરફતશ હમહ્ ફરૂરો બોરૂઝ્
બરૂય અન્દર્ ઓફતાદો બીહુશ ગશ્ત
નગોફતશ સખુન્ નીઝ્ ખામૂશ ગશ્ત
ચુ બાઝ્ આમદશ હુશ શહે શહરૂયાર્
ફેરૂદ્ આમદ્ અઝ્ તખ્તો બેગ્રીસ્ત ઝાર્
ચે બાયદ્ મરા ગોફ્ત શાહીઓ ગાહ્
કે રૂઝમ્ હમી ગશ્ત ખાહદ્ સેયાહ્
હમી રફ્ત ખાહન્દ્ માહાને મન્
દેલીરો: સવારાનો શાહાને મન્
ચે બાયદ્ મરા પાદશાહીઓ બખ્ત
તવાનાઇઓ લશ્કરો તાજો તખ્ત
કે બા આન્ કે બર્ મન્ ગેરામી તરન્દ્
ગુઝીને સેપાહન્દો નામી તરન્દ્
હમી રફ્ત ખાહન્દ્ અઝ્ પીશે મન્
ઝે તન્ બર્ કનન્દ્ ઈન્ દેલે રીશે મન્
બઝામાસ્પ ગોફ્ત અર્ ચુનીન્ અસ્ત કાર્
બહન્ગામે રફ્તન્ સુએ કાર્ઝાર્
નખાહમ્ નબર્દેહ્ બેરાદરૂમરા
ન સૂઝમ્ દેલે પીરે માદરૂમરા
નફર્માયમશ નીઝ્ રફ્તન્ બરઝમ્
સેપહરા સેપારમ્ બફરૂરોખ ગોરઝમ્
કયાન્ ઝાદગાન્ બા જવાનાને મન્
કે હરયક્ ચુનાન્ ચૂન્ તનો જાને મન્
બેખાનમ્ હમહ્ સરબસર્ પીશે ખીશ
નપૂશમ્ ઝેરેહ્ શાન્ નેશાનમ્ બપીશ
ચેગૂનહ્ રસદ્ નઉકે તીરે ખદન્ગ્
બરીન્ આસ્માન્ બર્ શુદહ્ કુહો સન્ગ્
બેરદમન્દ્ ગોફ્તા બશાહે ઝમીન્
કે અય નીકૂખૂ શાહે બા આફ્રીન્

તેઓને ભાલાની નકથી ઊચકી લેશે-અને તેઓનો સદંતર નાશ કરી પરાગંદે કરી નાખશે

શેવટે ચીનનો સરદાર કીર્ત્તિ ભરેલા કયાની અસ્ફંદિયાર આગળથી નાસી જશે

તે તુટેલાં દિલે અને ભીંજાયલી આંખોએ ન.સીને તૂરાન તરફ મોં કરશે.

તે થોડાંજ લશ્કર સાથ જંગલ પસાર કરી જશે-અંતે પાદશાહ ફતેહમંદ થશે અને દુશ્મન પાયમાલ થશે.

ઓ પાદશાહોના પસંદ કરેલા સરદાર!-યાદ રાખજે કે મે જે કાંઈ કહ્યું છે તે સિવાય બીજું કાંઈ થશે નહીં.

આ મારી વાતથી એક સખુન પણ તું કમ ઝેયાદા જોશે નહીં-માટે ૧૪૪
હવે પછી તું મારી ઉપર ગુસ્સા ભરેલું મોં ના કરતો

ઓ ફતેહમંદ પાદશાહ! મેં આ જે કહ્યુ છે તે તારા હોકમ વગર કહ્યું નથી

તું મુબારક પાદશાહે આ ઊંડા દર્યા અને અંધારી ખાઇ માટે પૂછ્યા પછીજ

તું પાદશાહથી કાંઈ પણ છુપાવવાનું દુરોસ્ત જોયું નથી-નહીં તો આ છુપો ભેદ હું શા માટે કહેતે?"

જ્યારે જેહાનદાર પાદશાહે આ ભેદની વાતો સાંભળી-ત્યારે તે તખ્તનાં ખૂણા ઉપર અઢેલાઇ પડયો.

તેના હાથમાથી સોનેરી ગોર્ઝ પડી ગયો-તું કહે ગોયા તેનો તમામ દબદબો અને ઝળકાટ જતો રહ્યો

તેણે મોઢું નીચે નાખી દીધું અને બેહોશ થઈ ગયો-તે મૂગો થઇ જઈ એક બોલ પણ ન બોલ્યો

જ્યારે પાદશાહોનો પાદશાહ પાછો હોશમાં આવ્યો-ત્યારે તે તખ્ત ઉપરથી નીચે ઉતરીને ઝર ઝાર રડવા લાગ્યો

તે બોલ્યો કે "જ્યારે મારો દહાડો એમ સીઆહજ થવાનો છે, તો આ પાદશાહી અને તખ્ત મને શું કામ લાગવાનું છે?

મારા માહતાબ ચેહરેના ખેશીઓ, બહાદુરો, સવારો અને શાહઝાદાઓ માર્યાંજ જવાના છે,

તો મને આ પાદશાહી, આ નસીબો તેમજ આવુ કૌવત, લશ્કર, ૧૪૫
તાજ અને તખ્ત શા માટે જોઇયે?

કારણકે જેઓ મને ઘણાજ પ્યારા છે-જેઓ લશ્કરના પસંદ કીધેલા અને ઘણા નામદારો છે,

તેઓ તો સઘળા મારી આગળથી જતા રહેશે-અને આ મારૂં ઝખ્મી થયલું અંતઃકરણ મારા દિલમાંથી ઉખેડી કાઢશે"

પછી તેણે જામાસ્પને કહ્યું કે "જો એમજ બનવાનું છે-તો લડાઈ ઉપર જતી વખતે,

હું મારા બહાદુર ભાઇને બોલાવીશ નહીં-અને મારી બુઢી માનું દિલ બાળીશ નહીં

હું તેને લડાઈમાં જવાનોજ હોકમ આપીશ નહીં-અને સઘળું લશ્કર મુબારક ગોરઝને સોપી આપીશ

મારા જવાન બેટાઓ સાથ કયાની બુન્યાદનાઓ-કે જેઓ સઘળા મારાં તન અને જાન જેવા વહાલા છે,

તે સઘળાઓને હું મારી આગળ બોલાવીશ-તેઓને બખ્તર પેહેરવા નહીં દઈશ અને મારી આગળજ બેસાડી રાખીશ

તો પછી ખંદગી તીરોની નઉક આ આસ્માન કરતાં પણ ઊંચા પહાડ અને ટેકડીઓ ઉપર કેમ પુગી શકશે?"

ત્યારે દાનેશમંદ જામાસ્પે જેહાનના પાદશાહને કહ્યું-કે "ઓ તારીફ લાયકના નેક ખસ્લતના પાદશાહ!

૧૪૬ ગરૂ ઈશાન્ નબાશન્દ પીશે સેપાહ્
નેહાદહ્ બસરૂ બરૂ ઝે આહન્ કોલાહ્
કે આરદ શુદન્ પીશે ગોર્દાને ચીન્
કે બાઝ્ અવરદ ફ્રૂરએ પાક્ દીન્
તો ઝીન્ ખાક્ બરૂખીઝો બરૂ શવ્ બગાહ્
મકુન્ ફ્રૂરએ પાદ્શાહી તબાહ્
કે રાઝે ખોદાઈસ્તો ઝીન્ ચારહ્ નીસ્ત
ખોદાવન્દે ગીતી સેતમગારહ્ નીસ્ત
અઝ્ અન્દૂહ્ ખુરૂદન્ નબાશદ્ત સૂદ
કુજા બૂદની બૂદો ઈન્ કારૂ બૂદ
મકુન્ દેલ્તરા બીશતરૂ ઝીન્ નેઝન્દ
તો દાદે જહાન્આફ્રીન્ કુન્ પસન્દ

અગરજો એ લોકો લોઢાની કોલાહ સર ઉપર મેલીને લશકરની હરોલ નહીં રહેશે,

તો ચીનના પેહલવાનોની સામે બીજુ કોણ જશે?–અને પવિત્ર દીનનો દબદબો કોણ જાળવી રાખશે?

તુ આ ખાક ઉપરથી ઉઠ અને પાછો તખ્ત ઉપર બેસ-તારો પાદ શાહી દબદબો એવી રીતે ખરાબ ના કર.

કારણ એતો ખોદાઈ ભેદ છે અને એમા કોઇનો કશો એલાજ નથી-દુન્યાનો સાહેબ કાઈ ઝુલ્મગાર નથી

દિલગીર થવામા કાઈ તને ફાયદો થવાનો નથી કારણકે આ બનાવ જે બનવાનો છે તે બન્યા વગર રહેશે નહી

તું તારા દિલને વધારે ગમગીન ના બનાવ-અને ખોદાતાલાનો ઇન્સાફ કબુલ રાખ"

## આરાસ્તને ગુશ્તાસ્પ્ વ અર્જાસ્પ્ લશકર્રા બજન્ગે યક્દીગર્.

ખેદાદશ બસી પન્દો બેશ્નીદ શાહ્
ચુ ખુરૂશીદ ચૂન ગશ્તો બરૂ શુદ બગાહ્
નેશસ્ત અઝ્ બરે ગાહ્ બેન્હાદ દેલ્
બરઝ્મે જહાન્જૂય શાહે ચેગેલ્
અઝ્ અન્દીશએ દેલ્ નેયામદશ ખાબ્
બરઝ્મો નબર્દશ ગેરેફ્તહ્ શેતાબ્
ચુ જામાસ્પ્ ગોફ્તશ સપીદહ્ દમીદ
ફ્રોઝ્ઘે સેતારહ્ શુદહ્ નાપદીદ
૧૪૭ અઝાન્ જા ખરામીદ તા રઝ્મગાહ્
ફેરૂદ આવરીદ આન્ ગુઝીદહ્ સેપાહ્
બગાહી કે બાદે સપીદહ્ દમાન્
બકાખ આરદ અઝ્ બાઘ્ બૂએ ગુલાન્
ફેરેસ્તાદ બરૂ હરૂ સુએ દીદહ્બાન્
ચુનાન્ ચૂન્ બુદ્ આઇને અઝાદગાન્
બેયામદ સવારીઓ ગોફ્તશ બશાહ્
કે શાહા બનઝ્દીકી આમદ સેપાહ્
સેપાહીસ્ત અય શહ્રૂયારે ઝમીન્
કે હરૂગેઝ્ ચુનીન્ નામદ અઝ્ તુર્કો ચીન્
બનઝ્દીકીએ મા ફેરૂદ આમદન્દ
બકૂહો દરો દશ્ત ખઈમહ્ ઝદન્દ
સેપહ્દારૂ શાન્ દીદહ્બાન્ બરૂ ગુઝીદ
ફેરેસ્તાદો દીદહ્ બદીદહ્ રસીદ
પસ આઝાદ ગુશ્તાસ્પ્ શાહે દેલીરૂ
સેપહ્બુદશરા ખાન્દ ફ્રૂરોખ ઝરીરૂ
દેરફ્શી બદ્ દાદો ગોફ્તા બેતાઝ્
બેયારાય પીલાનો લશકરૂ બેસાઝ્
સેપહ્બુદ બેશુદ લશકરશ રાસ્ત કરૂદ
હમહ્ રઝ્મે સાલારે ચીન્ ખાસ્ત કરૂદ

## ગુશ્તાસ્પ અને અર્જાસ્પનું એક બીજાની લડાઈ માટે લશકર ગોઠવવું.

જામાસ્પે ઘણીક શીખામણ દીધી અને પાદશાહે તે સાભળી-તે ખુરશેદના જેવો રોશન બની પાછો તખ્ત ઉપર બેઠો

જ્યારે તે તખ્ત ઉપર બેઠો ત્યારે ચેગેલના જેહાનજોય પાદશાહ સાથે લડાઈ કરવાનુ નક્કી કીધુ

તેને દિલના વિચારને લીધે રાતે ઊંઘ ન આવી તેને હવે લડાઇને લડાઇનીજ ઉતાવળ પડી

જ્યારે જામાસ્પે તેને સેતારાના રોશની ગુમ થઇને સવાર પડવા માટે કહ્યુ,

ત્યારે ત્યાથી તે પોતાનુ ચુટી કાઢેલુ લશકર બાહેર કાઢી લડાઈના મયદાન તરફ ચાલ્યો

જે વખતે કે બામદાદની લેહેરી ગુલાબની સુગધ ઘર તરફ લઈ આવે છે,

તે વખતે ઈરાનીઓની રાહ રસ્મ મૂજબ તેણે ચો તરફ જાસૂસો છોડયા

તેવામા એક સવારે આવીને પાદશાહને કહ્યુ-કે "ઓ પાદશાહ! દુશ્મનનુ લશકર નઝદીક આવી લાગ્યું છે

ઓ જેહાનના પાદશાહ! એવડુ મોટું એ લશકર છે કે એવું તો તુર્કેસ્તાન અને ચીનથી કદી પણ આવ્યું નથી.

તેઓ આપણી નઝદીક આવી ઉતર્યા છે-તેઓએ પહાડ, ખીણ અને જગલમા તમ્બુ ઠોકયા છે

તેઓના સરદારે પણ ચોકીબાન ચુટી કાઢીને-મોકલ્યો હતો અને તે બેહુની નઝર એક થઇ છે"

પછી ઊચી બુન્યાદના બહાદુર પાદશાહ ગુશ્તાસ્પે-પોતાના મુબારક સરદાર ઝરીરને બોલાવ્યો.

તેને ઝુડો આપ્યો અને કહ્યું કે "દોડ-હાથીઓ ગોઠવ અને લશકરને તૈયાર કર

સરદાર ગયો અને તેણે લશકર બરાબર ગોઠવ્યુ-સઘળાઓ ચીનના સરદાર સામે લડવા તત્પર થયા

## બાઝ્ ગશ્તને ગુશ્તાસ્પ્ બબલ્ખ્ વ ફેરેસ્તાદનશ્ એસ્ફન્દેયારૂરા બ-ગેર્દે જહાન્ બરાએ હવીદા કર્દને દીને ઝરદોશ્તે હકીમ્.

કયે નામબર્દારૂ ફરૂખોન્દહુ શાહુ
સુએ ગાહુ બાઝ્ આમદ અઝ્ રઝ્મગાહુ
બનસ્તૂરૂ ગોફ્તા કે ફર્દા પગાહુ
સુએ કેશ્વરે નામવરૂ કશ સેપાહુ
ગુઝીદહુ સેપહ્બુદ હમ અઝ્ બામદાદ
બેઝદ કૂસો લશ્કરૂ બુનહુ બરૂ નેહાદ
બઈરાન ઝમીન્ બાઝ્ કર્દન્દ રૂય
હમહુ ચીરહુ દેલ ગશ્તહો રઝ્મજૂય
મશાન્ ખસ્તગાન્રા બેબોર્દન્દ નીઝ્
નહેશ્તન્દ અઝાન્ ખસ્તહો કોશ્તહુ ચીઝ્
બઈરાન્ ઝમીન્ બાઝ્ બોર્દન્દ શાન્
બદાના પેઝેશ્કાન્ સેપોર્દન્દ શાન્
ચુ રઉશન્ શુદશ બાઝ્ રૂઝે બેનફૂશ
બપૂરશ સેપોરૂદ આન્ હોમાયૂન્ દેરફૂશ
સેપહુરા બનસ્તૂરે ફર્ખોન્દહુ દાદ
અજમરા ચુનીન્ બૂદ આઇનો દાદ
બેદાદશ ઝે આઝાદગાન્ દહુ હઝારૂ
સવારે જહાન્જૂય નીઝહુ ગુઝારૂ
બેફરૂમૂદો ગોફ્ત અય ગવે નીઝહુ બાઝ્
ચકી તા બરે શાહે તુર્કાન્ બેતાઝ્
બઆયાસો ખલ્લોખ હમી બરૂ ગુઝરૂ
બેકોશ હરૂ કે યાબી બકીને પેદરૂ
ઝે હરૂચશ બેબાયેસ્ત બૂદશ બકારૂ
બેદાદશ હમહુ બી મરો બી શુમારૂ
હમાન્ગાહુ નસ્તૂરૂ બોરૂદ આન્ સેપાહુ
ચુ શાહે જહાન્ અઝ્ બરે તખ્તો ગાહુ
નેશસ્તો કઈ તાજ બરૂ સરૂ નેહાદ
સેપહુરા હમહુ ચકૂસરહુ બારૂ દાદ
દરે ગન્જ બુકુશાદ વઝ્ ખાસ્તહુ
સેપહુરા હમી કર્દશ આરાસ્તહુ
સરાન્રા હમહુ શહ્રૂહા દાદ નીઝ્
કસીરા નહેશ્ત ઈચ્ ના દાદહુ ચીઝ્
કેરા પાદ્શાહી સઝા બુદ બેદાદ
કેરા પાયહુ બાયેસ્ત પાયહુ નેહાદ
ચુ અન્દરૂખુરે કારૂ શાન્ દાદ સાઝ્
સુએ ખાનહા શાન્ ફેરેસ્તાદ બાઝ્
ખરામીદ બરૂ ગાહો બારહુ બેબસ્ત
બગાહે શહન્શાહી અન્દરૂ નેશસ્ત
બેફરૂમૂદ તા આઝરૂ અફ્રૂખ્તન્દ
બરૂ ઊ ઊદે હેન્દી હમી સૂખ્તન્દ

## ગુશ્તાસ્પનું બલ્ખમાં પાછું ફરવું અને તેનું અસ્ફંદિયારને દાના ઝરતોશ્તની દીન ઝાહેર કરવા માટે દુન્યાની આસપાસ મોકલવું.

હવે નામાને ઉઠાવનાર મુબારક કયાની પાદશાહ-તે લડાઈગાહમાંથી પોતાનાં તખ્ત તરફ પાછો આવ્યો.

તેણે નસ્તૂરને હોકમ કીધો કે "કાલે સવારે-આપણા નામદારી ભરેલા મુલક તરફ લશ્કર ખેચજે"

જે ઉપરથી તે પસંદ કીધેલા સરદારે બામદાદમાં-નગારૂ ઠોકયું અને લશ્કરે અસ્બાબ લાદ્યો

સઘળાઓ ગાલેબ દિલનાં અને લડાઈ શોધનારા બનીને-પોતાની ઇરાન સરઝમીન તરફ પાછાં મો કર્યાં.

૧૮૨ તેઓ કોઇબી મૂવેલા કે ઝખમી થયલાઓને છોડી નહીં ગયા-પણ સઘળા ઝખમીઓને પોતાની સાથે લેતા ગયા.

તેઓને પાછા ઈરાન ઝમીન લઇ જઇને-બાહોશ તબીબોને સોંપી આપ્યા.

જ્યારે તે પાદશાહનો સીઆહ રોઝ પાછો રોશન થયો-ત્યારે તેણે ઝરીરના છોકરાને મુબારક ઝુંડો સોંપ્યો (યાને બાપની જગ્યા તેને આપી).

મુબારક ચેહરેના નસ્તૂરને લશ્કરની સરદારી આપી-કારણકે ઈરાનીઓનો એવોજ રેવાજ હતો.

તેને નામીચા લશ્કરીઓમાંથી દશ હઝાર નેઝા મારનારા લડાયક સવાર આપ્યા

તેને હોકમ આપ્યો અને બોલ્યો કે "ઓ નેઝાના હોનર જાણનાર પેહલવાન!-તું તુર્કીઓના પાદશાહની સામે જા

આયાસ અને ખલ્લોખ શેહરમાંથી પસાર થા-અને જે કોઇ તને મળે તેઓને તારા બાપના કીનામા મારી નાખ"

પછી જે કાંઈ ચીઝો કે તેને જોઇયે અને તેના કામમા આવે તેવી હતી-તે સઘળી ચીઝો બેશુમાર અને બેહદ તેને આપી.

તેજ વખત નસ્તૂર તે લશ્કર ત્યાંથી લઇ ગયો-હવે જ્યારે જેહાનનો પાદશાહ ગુશ્તાસ્પ તખ્ત ઉપર

બિરાજ્યો અને કયાની તાજ પોતાના સર ઉપર મેલ્યુ--અને લશ્કરની ફરી એરવાર મુલાકાત લીધી.

તેણે ખઝાનાનો દરવાઝો ખુલ્યો અને તે ખઝાનાથી-લશ્કરને સણ ૧૮૩ ગારવા માડ્યુ.

તેમજ તેણે સઘળા સરદારોને શેહરોની બક્ષેશ આપી-કોઇને પણ કશું આપ્યા વગરનો રહેવા દીધો નહીં.

જે કોઇને પાદશાહી ઘટારત હતી તેને પાદશાહી બક્ષેશ કીધી-અને જેઓને મરતબો ઘટતો તેઓને મરતબો પણ આપ્યો

જ્યારે તેઓની મેહનતના પ્રમાણમા તેઓને બદલો આપ્યો-ત્યારે તેઓને પોતપોતાને ઘર પાછા મોકલ્યા

પછી ખાનગી મસ્લહતને વાસ્તે તે શેહનશાહી તખ્ત ઉપર બેઠો.

તેણે ફર્માવ્યું જેથી એક આતશ પરથી રોશન કીધો-તેની ઉપર હિન્દી અગર બાળવા માંડયું.

જમીનશ એકર્દન્દ અઝ ઝરૂરે પાકૂ
હમહ હીઝમશ ઊદો અમ્બરૂશ ખાકૂ
હમહ કારે ઊરા બઅન્દામ કરૂદ
પસશ ખાને ગુશ્તારસ્પી નામ કરૂદ
બેફરૂમૂદ તા બરૂ દરે ગુમ્બદશ
નેહાદન્દ જામાસ્પરા મૂબદશ
સુએ કારૂદાનાનશ નામહ નેવેશ્ત
કે મારા ખોદાવન્દ યાફહ નહેશ્ત
૧૮૪ શબાને સેયહ તીરહ માન્ રૂઝ કરૂદ
કે માન્ બરૂ હમહ કામ ફીરૂઝ કરૂદ
બનફીન શુદ અર્જાસ્પ મા બાફીન્
કે દાનદ ચુનીન્ જોઝ્ જહાન્આફીન્
ચુ પીરૂઝીએ શાહ તાન્ બેશનવીદ
ગુઝીની બઆઝરૂપરસ્તાન્ દેહીદ
ચુ આગાહ શુદ કયસરૂ આન્ શાહે રૂમ
કે ફરૂરોખ શુદ આન્ શાહો અર્જાસ્પ શૂમ
ફેરેસ્તહ ફેરેસ્તાદ બા ખાસ્તહ
ઘોલામાનો અસ્પાને આરાસ્તહ
શહે બર્બરેસ્તાનો શાહાને હેન્દ
ગુઝીનેશ બેદાદન્દો શાહાને સેન્દ
ગવે નામબરૂદારો બેહ રૂઝગારૂ
નેશસ્તહ બતખ્તે કઈ નામદારૂ
ગુઝીનાને કેશ્વરૂશરા બારૂ દાદ
બુઝોર્ગાનો શાહાને મેહતરૂ નેઝાદ
ઝે પીશ અન્દરૂ આમદ ગવ્ એસ્ફન્દેયારૂ
બદસ્ત અન્દરૂન્ ગોર્ઝએ ગાવસારૂ
નેહાદહ બસરૂ બરૂ કયાની કોલાહ
બઝીરે કોલાહશ હમી તાફ્તે માહ
૧૮૫ બએસ્તાદ દરૂ પીશે વય બન્દહ વશ
સરૂ અફૂગન્દહો દસ્ત કર્દહ બકશ
ચુ શાહે જહાન્ રૂએ ઊરા બેદીદ
ઝે જાનો જહાનશ હમી બરૂ ગુઝીદ
બેખન્દીદો ગોફ્ત અય યલ્ એસ્ફન્દેયારૂ
હમી આરૂઝૂ નાયદત કાર્ઝારૂ
યલે તીગઝન્ ગોફ્ત ફર્માન્ તોરાસ્ત
કે તૂ શહરૂયારીઓ ગયહાન્ તોરાસ્ત
કયે નામવરૂ તાજે ઝરૂરીનશ દાદ
દરે ગન્જહારા બરૂ ઊ બરૂ કુશાદ
હમહ કારે ઈરાન્ મરૂ ઊરા સેપોરૂદ
કે ઊરા બુદી પહૂલવી દસ્તબોરૂદ
દેરફૂશી બદૂ દાદો ગન્જો સેપાહ
હનૂઝત નશુદ ગોફ્ત હન્ગામે ગાહ
બદૂ ગોફ્ત પાયત બઝીન્ અન્દરૂ આરૂ
હમહ કેશ્વરાન્રા બદીન્ અન્દરૂ આરૂ
અઝાન્ શહરૂહા બુતપરસ્તાન્ બેકોશ
પસ આતેશકદહ કુન્ બઆઇનો હોશ
બેશુદ તીઘઝન્ ગોરૂદ કોશ પૂરે શાહ
બગેર્દે હમહ કેશ્વરાન્ બા સેપાહ
૧૮૬ બરૂમો બહેન્દુસ્તાન્ બરૂ બેગશ્ત
ઝે દર્યાઓ તારીકી અન્દરૂ ગુઝશ્ત

તે કેબલાની બેઠક (આફરગાન્યું) ખાલેસ સોનાની બનાવી હતી-અને તે ઉપર બાળવાની કાઠી અગરની અને તેની અંદરની રાખ અંબરની હતી.

તે આતશકદેહનું સઘળું કામ સુંદર રીતે બજા લાવવામાં આવ્યું-અને ત્યાર બાદ તેનું નામ "આતશકદએ ગુશ્તારસ્પી" કરીને રાખ્યું.

તે આતશકદેહના વડા દસ્તૂર તરીકે હકીમ જામાસ્પને નિમવાનું ફર્માન લાખ્યું

તેણે પોતાના આમીલો અને હાકેમો ઉપર નામુ લખીને જણાવ્યું-કે "ખોદાતાલાએ અમારે હાથે બેહુદા કામ નથી કરાવ્યાં.

અમારી કાળી અંધારી રાત રોશન રોઝમાં ફેરવાઈ ગઇ છે-અને અમારી સઘળી મુરાદમાં અમોને ફતેહ મળી છે

અર્જાસ્પ ઉપર લઅનત આવી અને અમો ઉપર ખોદાના આશીષ ઉતર્યાં છે-દુન્યાને પયદા કરનાર સાહેબને એ વાત રોશન છે

જ્યારે તમો તમારા પાદશાહની ફતેહના સમાચાર સાંભળો-ત્યારે આતશકદેહની ખેદમત કરનારા મોબેદોને બક્ષેશ આપજો"

જ્યારે રૂમનો પાદશાહ કયસર એ વાતથી વાકેફ થયો-કે "પાદશાહ ગુશ્તારસ્પ ફતેહમદ થયો અને અર્જાસ્પ બદબખ્ત બન્યો,"

ત્યારે તેણે હદ્યા અને ગોલામો તેમજ સણગારેલા ઘોડાઓ સાથે એક એલચી મોકલ્યો

તેવીજ રીતે બર્બરેસ્તાનના પાદશાહે અને હિન્દના પાદશાહોએ-તેમજ સિન્ધના પાદશાહોએ તેને માટે નઝરાનુ ભેટ મોકલ્યું.

એક દહાડો તે નામ ઉઠાવનારો ગ્પને બુલંદ સેતારાનો બહાદુર પાદશાહ નામદારી ભરેલાં કયાની તખ્ત ઉપર બેસીને

પોતાના મુલકના ચુટી કાઢેલા બુઝોર્ગો અને ઊંચી બુન્યાદના પાદ-શાહોને દરબારમાં દાખેલ કીધા

અસ્ફંદિયાર પણ હાથમાં ગાયની સૂરતનો ગોર્ઝ પકડીને અંદર દાખેલ થયો

તેણે સર ઉપર કયાની કોલાહ મેલેલી હતી-તે કોલાહ હેઠળ તેનો માહતાબી ચેહરો ચળકતો હતો.

પાદશાહની નઝદીક તે સર નીચું નાખીને અને અદબ વાળીને બદાની માફક ઉભો રહ્યો

જ્યારે જેહાનના પાદશાહે તેનો ચેહરો જોયો-ત્યારે તેને પોતાના તેમજ પોતાના મુલક કરતા પણ વધુ પસદ કીધો

અને હસીને કહ્યુ કે "ઓ પેહલવાન અસ્ફન્દિયાર!-શું તને લડા-ઈની ખાહેશ નથી થતી?"

શમ્શીર મારનાર પેહલવાન અસ્ફંદિયારે જવાબ દીધો કે "જેમ તારો હોકમ-કારણકે તુજ પાદશાહ છે અને સઘળી દુન્યા પણ તારીજ છે."

પછી નામવર પાદશાહે તેને એક સોનેરી તાજ આપ્યુ-અને તેને માટે ખઝાનાનો દરવાઝો ખુલ્લો કર્યો.

તેમજ ઇરાન દેશનો તમામ વહિવટ ખાસ તેનેજ સોપી આપ્યો-કારણકે તેનામા પેહલવાની કૌવત હતું.

તેને કાવેયાની ઝુંડો, ખઝાનો અને સઘળું લશ્કર પણ સોપી આપ્યું-અને બોલ્યો કે "હજુ તારો તખ્તે બેસવાનો વખત આવ્યો નથી"

પછી પાદશાહે તેને કહ્યુ કે "હવે તું ઘોડાનાં ઝીન ઉપર સવાર થા-અને તમામ મુલકોને ઝરતોશ્તી દીનમાં દાખેલ કર.

તે શેહરોમાથી બુત પરસ્તીનો નાશ કર-અને પછી ત્યાં આપણી રાહ રસ્મ અને સમજ પ્રમાણે આતશકદેહ પરથાવ"

ત્યારે તે બહાદુરોને મારનારો શમ્શેર ફેરવનાર શાહઝાદો પોતાનાં લશ્કર સાથ તમામ મુલકોની આસપાસ ફરી વળ્યો

તે રૂમ અને હિંદુસ્થાન સઘળે દીન ફેલાવા ગયો-નદીઓ પસાર કરીને ઉત્તર દિશાએ (જ્યાં સૂર્યની રોશની ઓછી પડે છે ત્યાં) ફરી વળ્યો

શાહે રૂમો હેન્દૂસેતાનો યમન્
હમહ્ નામહ્ કર્દન્દ ઝી પીલતન્
મરીન્ દીને બેહ્‌રા બેયારાસ્તન્દ
અઝીન્ દીન્ ગુઝારેશ હમી ખાસ્તન્દ
ગુઝારેશ હમી કરૂદ એસ્ફન્દેયારૂ
બફ઼ર્માને યઝદાને પર્વર્દેગારૂ
ચુ આગહ્ શુદન્દ અઝ નેકૂ દીને ઊય
ગેરેફ઼તન્દ અઝ રાહો આઇને ઊય
બુતાન્ અઝ સરે ગાહ્ મીસૂખ્તન્દ
બજાએ બુત આતેશ બરૂ અફ઼રૂખ્તન્દ
હમહ્ નામહ્ કર્દન્દ ઝી શહ્‌રૂયારૂ
કે મા દીન્ ગેરેફ઼તીમ અઝ એસ્ફન્દેયારૂ
ગેરેફ઼તીમ ઈન્ કીશો બેશકસ્ત બાઝ
રહે બુત પરસ્તી યલે સરફ઼રાઝ
બયાદે તો હસ્તીમો ખાહીમ ઝન્દ
ફ઼ેરેસ્તી બમા શહ્‌રૂયારે બલન્દ
બેબસ્તીમ કુશ્તીઓ ગશ્તીમ સાઝ
કુનૂનત નશાયદ ઝે મા ખાસ્ત બાઝ
કે મા રાસ્ત ગશ્તીમો હમદીન્ પરસ્ત
કુનૂન્ ઝન્દે ઝર્દોશ્ત ઝી મા ફ઼રસ્ત
ચુ આન્ નામએ શહ્‌રૂયારાન્ બેખાન્દ
નેશસ્ત અઝ બરે ગાહો યારાન્ બેખાન્દ
ફ઼ેરેસ્તાદ ઝન્દી બહરૂ કેશ્વરી
બહરૂ નામદારીઓ હરૂ મેહ્‌તરી
બેફ઼રૂમૂદ તા નામવરૂ પહ્‌લવાન્
હમી ગશ્ત બરૂ ચારૂ ગૂશહ્ જહાન્
બહરૂ જાએ કાન્ શાહ્ બેન્હાદ રૂય
નેયામદ કસ અન્દરૂ બરશ જન્ગ્જૂય
હમહ્ ખુદ મરૂ ઊરા બફ઼ર્માન્ શુદન્દ
બદાન્ દરૂ જહાન્ પાકૂ પેન્હાન્ શુદન્દ
ચુ ગીતી હમહ્ રાસ્ત શુદ બરૂ પેદરૂશ
કુશાદ અઝ મેયાન્ બાઝ ઝરૂરીન્ કમરૂશ
કઈ વારૂ બેન્શસ્ત બરૂ તખ્તગાહ્
બેયાસૂદ યકૂ ચન્દ ખુદ બા સેપાહ્
બેશાદરૂશરા ખાન્દ ફ઼ર્શીદ્વર્દ
સેપાહી બેઝૂન્ કરૂદ મર્દાને મરૂદ
બદૂ દાદો દીનારો ગઉહરૂ બસી
ખોરાસાન્ બદૂ દાદો કર્દશ ગસી
ચુ યકૂચન્દ ગાહી બરૂઆમદ બરીન્
જહાન્ વીઝહ્ ગશ્તહ્ બદૂ પાકૂ દીન્
ફ઼ેરેસ્તહ્ ફ઼ેરેસ્તાદ હમ ઝી પેદરૂ
કે અય નામવરૂ શાહે પીરૂઝગરૂ
જહાન્ વીઝહ્ કર્દમ બફ઼રૂરે ખોદાય
બકેશ્વરૂ પરાગન્દહ્ સાયહ્ હોમાય
કસીરા ન નીઝ અઝ કસી બીમ નહ્
બગીતી કસી બી ઝરો સીમ નહ્
ફ઼ેરૂઝન્દહ્ ગીતી બસાને બેહેશ્ત
જહાન્ ગશ્તહ્ આબાદો હરૂ જાય કેશ્ત
કે વર્ઝીગરાન્ વરૂઝ મીકાશ્તન્દ
સવારાન્ જહાન્‌રા હમી દાશ્તન્દ

રૂમ, હિંદુસ્થાન, યમન અને બીજા સઘળા પાદશાહોઓએ પીલતન અસ્ફંદિયાર ઉપર નામા લખ્યાં.

તેઓ ભલી મઝદયસ્નની દીન કબૂલ કરવા તૈયાર થયા-અને તે દીનની સમજ માગવા લાગ્યા.

પર્વર્દેગાર યઝદાંના ફ઼ર્માનથી-અસ્ફંદિયારે તે દીનની સમજ આપી.

જ્યારે તેઓ તેની ભલી દીનથી વાકેફ થયા થયા-ત્યારે તેનાથી તેની રાહ અને રસ્મ તેઓએ સ્વિકારી,

તેઓ તખ્ત ઉપર બેસાડેલી સઘળી મૂર્ત્તિઓ બાળી નાખવા લાગ્યા-અને મૂર્ત્તિઓની જગ્યા ઉપર આતશ રોશન કરવા લાગ્યા

સઘળાઓએ પાદશાહ ગુશ્તાસ્પ ઉપર નામા લખ્યા-કે "અમોએ અસ્ફદિયાર મારફતે દીન કબૂલ કીધી છે

અમોએ આ ધર્મ કબૂલ કીધો છે અને સરફરાઝ પેહલવાને બુત પરસ્તીનો રેવાજ તોડયો છે

અમો તારીજ યાદ કરિયે છિયે અને ઝંદ અવસ્તા માગિયે છિયે-જે તુ બુલદ દરજ્જાનો પાદશાહ અમારી તરફ મોકલી આપશે

અમો કુશ્તી બાધીને તારા જેવાજ થયા છિયે-માટે હવે તારે અમારી પાસેથી ખંડણી લેવી નહીં જોઇયે

કારણકે અમો રાસ્ત માર્ગે આવ્યા છિયે અને તારીજ દીન પાળનાર થયા ૧૮૭
છિયે માટે હવે ઝરતોશ્ત પયગમ્બરની ઝંદ અવસ્તા અમારી તરફ મોકલી આપ."

જ્યારે ગુશ્તાસ્પે તે પાદશાહોના નામા વાચ્યા-ત્યારે તે તખ્ત ઉપર બેઠો અને પોતાના સાથીઓને બોલાવ્યા.

તેણે દરેક મુલકના હરેક નામદારો અને દરેક સરદારો ઉપર ઝંદ અવસ્તાઓ મોકલી આપ્યા.

અને પાદશાહે હોકમ મોકલ્યો જેથી નામવર પેહલવાન-અસ્ફંદિયાર જેહાનના ચારે ખૂણા ઉપર ફરવા લાગ્યો

જ્યા પણ કેથે કે તે શાહઝાદો ગયો-ત્યાં કોઈ પણ તેની સામે લડવા આવ્યું નહીં

બલ્કે સઘળાઓ પોતેજ ખુશીથી તેના હોકમમાં આવ્યા-ગોયા બૂરા લોકો દુન્યામાં નાબૂદજ થઈ ગયા.

જ્યારે તમામ જેહાન પોતાના બાપ સાથ સારી રીતે વર્તવા લાગી-ત્યારે તેણે પોતાની કમર ઉપરથી સોનેરી કમરબંદ છોડયો

અને એક પાદશાહની માફક તખ્ત ઉપર બેઠો-તેણે પોતે લશ્કર સાથ થોડોક વખત આસાયેશ લીધી

પછી તેણે પોતાના ભાઈ ફ઼ર્શીદવર્દને બોલાવ્યો-અને એક મર્દાને મર્દનુ લશ્કર ચુટી કાઢયું

અને તે તેમજ ઘણાક દીનાર અને ગોહર તેને આપ્યાં-અને ખુરાસાનનો મુલક તેને આપીને વેદા કીધો

જ્યારે એ ઉપર થોડોક વખત નીકળી ગયો-અને તેની કોશેશથી ૧૮૮
તમામ જેહાન પવિત્ર અને પાક દીનવાળી બની,

ત્યારે તેણે પોતાના બાપની તરફ એક અલચી મોકલ્યો-કે "ઓ નામવર ફતેહમદ પાદશાહ!

મેં ખોદાતાલાના બક્ષેલા ખોરેહની બરકતથી તમામ જેહાન પાક કીધી છે-અને આખા મુલક ઉપર હોમા જાનવરનો મુબાક સાયો પંથરાયો છે.

હવે દુન્યામા કોઇને પણ કોઈની ધાસ્તી રહી નથી-દુન્યામાં કોઈ પણ શખ્સ સોના અને રૂપા વગરનો રહ્યો નથી

આ દુન્યા બેહેશ્તની મિસાલ રોશન થયલી છે-તમામ જેહાન આબાદ થયલી છે અને દરેક જગ્યાએ ખેતીવાડી ફેલાયલી છે.

કારણકે ખેડુતો ખેતીવાડીમાં રોકાઇ ગયા છે-અને લશ્કરીઓ દેશને સંભાળવામાં રોકાયા છે

બહીન્સાન્ ખુદ આસુદહ્ ચકુસરૂ જહાન્
પરાગન્દહ્ ગસ્તહ્ હમહ્ ગુમરહાન્
ચે ફર્માઈ અય શાહે ગર્દનકશાન્
અઝીન્ દૂ યકી કારે મન્ દેહ્ નશાન્
બેયાયમ્ બદર્ગહ્ બદીદારે તૂ
વયા હીચ્ બાશદ્ દેગરૂ કારે તૂ
ફેરેસ્તહ્ હમી બોરૂદ્ એસ્ફન્દેયારૂ
ખબરહાએ નીકૂ બરે શહ્‌રૂયારૂ

એ પ્રમાણે તમામ મુલક આસુદા થયલો છે-અને સઘળા ગુમરાહ લોકો નાબૂદ થઈ ગયા છે.

એ બહાદુર લોકોના પાદશાહ! તું મને શું હોકમ આપે છે?-મારાં કામ માટે તું મને બેમાંથી એક ખબર આપ.

જો ફરમાવે તો તારા દીદાર માટે હું તારી દરગાહમાં આઉં-અને જો કાંઈ તારૂં બીજું કામ હોય તો તે પણ ફરમાવ."

એ પ્રમાણેની ખુશ ખબરો લઇને પેલો કાસેદ અસ્ફંદિયાર આગળથી પાદશાહની નઝદીક રવાના થયો.

## બદ્‌ગુમાન્ શુદને ગુશ્તાસ્પ્ બર્ એસ્ફન્દેયાર્ અઝ્ બદ્‌ગૂઇયે ગુરઝ્‌મ્ વ બઝેન્દાન્ ફેરેસ્તાદનશ્.

૧૮૯ ચુનીન્ ગોફ્‌ત ગૂયન્દહ્ કાન્ ફર્‌ગારૂ
કે શહ્ દાદ્ તાજી બએસ્ફન્દેયારૂ
યકી સરૂકશી બૂદ્ નામશ્ ગુરઝ્‌મ
ગવી નામબર્દારૂ ફરૂસૂદહ્ રઝ્‌મ
બદેલ્ કીન્ હમીદાશ્ત એસ્ફન્દેયારૂ
નદાનમ્ ચેસાન્ બૂદ્ આગાઝ્ કારૂ
શનીદમ્ કે ગુશ્તાસ્પરા ખીશ બૂદ્
પેસરૂરા હમીશહ્ બદઅન્દીશ બૂદ્
હરાન્ જા કે આવાઝે ઊ આમદી
અઝ્ એશ્ત ગોફતીઓ તઅનહ્ ઝદી
શહે નામબર્દારૂ રૂઝી પગાહ્
નેશસ્તહ્ બઆરામ દરૂ બઝ્‌મગાહ્
ગુઝીનાને લશ્કરૂશરા બારૂ દાદ્
બુઝોર્ગાનો શાહાને મેહ્‌તરૂ નેઝાદ્
નેશસ્તહ્ બુદ્ ઊ પીશે ફર્ખોન્દહ્ શાહ્
રોખ્ અઝ્ દરૂદ્ ઝર્દો દેલ્ અઝ્ કીન્ સેયાહ્
ફરાઝ્ આમદ્ અઝ્ શાહ્‌ઝાદહ્ સખુન્
નેગરૂ તા બદ્ આહ્ ચે અફ્‌ગન્દ્ બુન્
હમાન્‌ગહ્ યકી દસ્ત બરૂ દસ્ત ઝદ્
ચુ દુશ્મન્ બુવદ્ ગોફ્‌ત ફર્ઝન્દે બદ્
૧૯૦ ફરાઝશ્ નબાયદ્ કશીદન્ બપીશ
ચુનીન્ ગોફ્‌ત માન્ મૂબેદે રાસ્ત કીશ
કે ચૂન્ પૂરે બા સહ્‌મ મેહ્‌તરૂ શવદ્
અઝ્ બાબ્‌રા રૂઝ્ બદ્‌તરૂ શવદ્
રહી કઝ્ ખોદાવન્દ્ સરૂ બરૂ કશીદ્
અઝ્ અન્દાઝહ્ પસ સરૂશ બાયદ્ બુરીદ્
ચુ અઝ્ રાઝ્‌દારૂ ઈન્ શનીદમ્ નુખોસ્ત
નેયામદ્ મરા ઈન્ ગુમાની દુરોસ્ત
જહાનદારૂ ગોફ્‌ત ઈન્ સખુન્ ચીસ્ત બાઝ્
ખોદાવન્દે ઈન્ રાઝ્ કય ચીન્ ચે રાઝ્
કયાન્ શાહ્‌રા ગોફ્‌ત ના રાસ્ત ગૂય
કે ઈન્ રાઝ્ ગોફ્‌તન્ કનૂન્ નીસ્ત રૂય

## ગુશ્તાસ્પનું ગુરઝમની બદગૂઇથી અસ્ફંદિયાર ઉપર બદગુમાન થવું અને તેને બંદીખાને મોકલવું.

દાસ્તાન કહેનારાએ એ પ્રમાણે કહ્યું છે કે જે વખતે પાદશાહે અસ્ફંદિયારને પેહલું તાજ બક્ષેશ આપી મુલકોમાં મોકલ્યો,

તે વખતે ત્યા એક મગરૂર શખ્સ કે જેનું નામ "ગુરઝમ" હતું તે પણ હતો-જે લડાઇમાં ઘડાયલો એક નામ ઉઠાવનાર પેહલવાન હતો.

તે અસ્ફદિયાર તરફ છૂપો કીનો રાખતો હતો-પણ તે કીનાની શુરૂઆત કેવી રીતે થઇ તે હુ જાણતો નથી

પણ મે સાંભળ્યુ છે કે તે ગુશ્તાસ્પનો સગો હતો-અને હમેશે તેના માટે બૂરો વિચાર ધરાવતો હતો

અને જ્યાં પણ તે શાહઝાદાની વાખવાખી થતી-ત્યા તે તેની નિન્દા કરતો અને તેને સઘળા લોકો સામે હલકો પાડતો હતો

એક દહાડે સવારના પોહોરમા નામ ઉઠાવનાર પાદશાહ-ખુશીની મજલેસમાં આસાયેશ માટે બેઠેલો હતો

તેણે લશ્કરના ચુંટી કાઢેલા શખ્સો તેમજ બુઝોર્ગો અને ઊચા બુન્યાદના પાદશાહોને દરબારમાં દાખેલ કર્યા હતા

ત્યાં પેલો ગુરઝમ પણ મુબારક પાદશાહની આગળ બેઠેલો હતો-દુઃખથી તેનો ચેહરો ફિકકો અને કીનાથી તેનું દિલ સીઆહ થયલું હતું.

તેવામા શાહઝાદાની વાત નીકળી-તે વખતે પેલા બદ ખસ્લતનાએ કેવી કીનાની જડ નાખી તે તુ જો

તેજ વખત તેણે પોતાના હાથ ઉપર હાથ ઠોકયો-અને બોલ્યો કે "એક ભૂડો છોકરો દુશ્મનની બરાબર હોય છે.

અને તેથી કરીને તેને વધારવો નહીં જોઇયે-એ બાબતમાં રાસ્ત મઝહબનાં એક મોબેદે આપણને એમ કહ્યું છે,

કે જ્યારે એક હાનિકારક છોકરો લશ્કરનો કે દેશનો વડો થાય-ત્યારે તેનાથી બાપનો દિવસ બરગશ્તે થાય છે.

જે ગોલામ પોતાના ધણીને નાફરમાન થાય-તો પછી ધીરજથી તેનું માથું કાપવુ જોઇયે

જ્યારે પહેલવહેલાં તે છૂપી વાત કહેનાર તરફથી મેં એ સાંભળ્યું-ત્યારે મને જરાપણ એવો વિચાર આવ્યો નહીં."

પાદશાહે તેને કહ્યુ કે "તે વાત શું છે? ખુલ્લું કર-આ ભેદ જાણનાર કોણ છે અને તે ભેદ શું છે?"

ત્યારે પેલા જૂઠુ બોલનાર ગુરઝમે કયાની પાદશાહને કહ્યું-કે "હમણા આ ભેદ કહેવો વાજબી નથી"

શહે શાહુર્યારાન્ તેહી કરૂદ જાય
ફેરીબન્દહુશ ગોફૂત નઝદે મન્ આય
બેગૂય આન્ હમહ્ સરૂબસરૂ પીશે મન્
નેહાન્ ચીસ્ત રાઝે બદ અન્દીશે મન્
ગુરઝમે બદ આહુશ ગોફૂત અઝ ખરદ
નબાયદ જોઝ આન્ ચીઝ કન્દરૂ ખરદ
મરા શાહ્ કરૂદ અઝ જહાન્ બી નેયાઝ
સઝદ ગરૂ નદારમ મન્ અઝ શાહ્ રાઝ
યકી રાઝ ગૂયમ અગરૂ બેશનવી
અઝાન્ રાઝ કઝ દેલ વરા બેશ્નવી
નદારમ મન્ અઝ શાહ્ ખુદ બાઝ પન્દ
વગરૂ ચેહ્ નેયાયદ મરૂ ઊરા પસન્દ
કે ગરૂ રાઝ ગૂઇમો ઊ નશ્નવદ
બેહ્ અઝ રાઝ કર્દનશ પેન્હાન્ બવદ
બેદાન્ અય જહાનદારૂ કેસ્ફન્દેયારૂ
પસીચદ હમી રઝમરા ઝુએ કારૂ
બસી લશ્કરૂ આમદ બનઝદીકે ઊય
હમહ્ ખુદ સુએ ઊ નેહાદન્દ રૂય
બશાનસ્તે કકૂનૂન્ બેબન્દદ તોરા
બશાહી હમી બદ પસન્દદ તોરા
તોરા ગરૂ બદસ્ત આવરીદો બેબસ્ત
કુનદ મરૂ જહાન્રા હમહ્ ઝીરૂ દસ્ત
તો દાની કે આનસ્ત એસ્ફન્દેયારૂ
કે ઊરા બરઝમ અન્દરૂન્ નીસ્ત યારૂ
ચુનૂ હલ્કહ્ કરૂદ આન્ કમન્દે બતાબ્
પઝીરહ્ નેયારદ શુદન્ આફૂતાબ્
મન્ આન્ચેહ્ શનીદમ બેગોફૂતમ શસ્ત
તો બેહ્ દાન્ કુનૂન્ રાયો ફર્માન્ તોરાસ્ત

ચુ બા શાહે ઈરાન્ ગુરઝમ ઈન્ બેરાન્દ
શહે નામબરૂદારૂ ખીરહ્ બેમાન્દ
ચુનીન્ ગોફૂત હરૂગેઝ કે દીદ ઈન્ શેગેફૂત
હેઝમ ગશ્ત વઝ પૂરૂ કીનહ્ ગેરેફૂત
નખુરૂદ ઈચ મય નીઝો શાદી નકરૂદ
અબી બઝમ બેન્શસ્ત બા બાદે સરૂદ
અઝ અન્દીશહ્ આન્ શબ્ નેયામદશ ખાબ્
અઝ એસ્ફન્દેયારશ ગેરેફૂતહ્ શેતાબ્
ચુ અઝ કૂહ્સારાન્ સપીદહ્ દમીદ
ફોઝૂઘે સેતારહ્ બેશુદ ના પદીદ
બેખાન્દ આન્ જહાનદીદહ્ જામાસ્પરા
કે દસ્તૂરૂ બુદ શાહ્ ગુશ્તાસ્પરા
બદૂ ગોફૂત રવ નઝદે એસ્ફન્દેયારૂ
મરૂ ઊરા બેખાન્ ઝૂદ નઝદે મન્ આરૂ
બેગૂયશ કે બરૂખીઝો નઝદે મન્ આય
ચુ નામહ્ બેખાની ઝમાની મપાય
કે કારે બુઝોર્ગસ્ત પીશ અન્દરા
તો આઈ હમી અય મેહે કેશ્વરા
કુનૂન આન્ હમી મરૂ તોરા બાયદા
કે બી તૂ મરા કારૂ બરૂ નાયદા





તુરત પાદશાહોના પાદશાહે મજલેસ બરખાસ્ત કીધી-અને પેલા ફરેબ દેનારાને કહ્યુ કે "હવે તું મારી નઝદીક આવ.

અને મારા દુશ્મનનો છુપો ભેદ શું છે? તે સઘળો મારી આગળ કહે"

ત્યારે બૂરા ગુરઝમે તે શાહઝાદાની અયબ કહી અને બોલ્યો કે "જે કામ કરવું લાયક નહીં હોય તે અકલથી ઉલટું કહેવાય

મને તું પાદશાહે આ દુન્યામાં કશી પણ હાજત વગરનો કીધો છે-તો મને પણ લાયક છે કે હું પાદશાહથી કશો પણ ભેદ છુપો રાખું નહીં.

જો તુ સાભળે તો એક છુપી વાત કહું-પણ તે છુપી વાત એવી ૧૯૧
નથી કે તેને નજીવી વિચાર્યે.

જો કે તે પાદશાહને પસંદ નહીં પડે તો પણ સારી સલાહ આપવાનું કામ છોડીશ નહીં.

કારણકે છુપી વાતને ઢાંકવા કરતાં પાદશાહ આગળ ઝાહેર કરૂ અને પાદશાહ નહીં પણ માને તો પણ તે બેહતર.

માટે તુ જાણ એ પાદશાહ! કે અસ્ફંદિયાર-ખુલ્લે ખુલ્લી લડાઈ માટે તૈયારીઓ કરે છે.

તેની આગળ પુષ્કળ લશ્કર આવી લાગ્યું છે-સઘળાઓ પોતેજ તેની તરફ ચાલી આવ્યા છે.

હવે તે એજ વિચારમાં છે કે તને કયદ કરે તે તને પાદશાહી માટે પસદ કરતો નથી

જો તેણે તને પકડીને કયદ કર્યો-તો પછી તે તમામ જેહાનને ઝેર કરશે.

તુ જાણે છે કે અસ્ફંદિયાર તે છે-કે જેનો લડાઈમાં કોઇ જોડયોજ નથી.

જ્યારે તે પોતાની વળ આપેલી કમંદનો ફાંસો કરે છે ત્યારે આફતાબ પણ તેની સામે થઈ શકતો નથી.

મેં જે કાંઇ સાંભળ્યું તે તને ખરેખરૂં કહી દીધું છે-તું વધારે સારી રીતે જાણનાર છે અને આગળ એખ્તયાર તને છે (કે મારા કહ્યા ઉપર અમલ કરવો કે નહીં).

જ્યારે ગુરઝમે ઈરાનના પાદશાહને આ વાત કહી-ત્યારે નામ ઉઠાવ ૧૯૨
નાર પાદશાહ તેથી અજબ રહ્યો

તે એ પ્રમાણે બોલ્યો કે "શું કદી પણ એવી અજાયબી કોઇયે જોઈ છે?"-તે ગમગીન બની ગયો અને પોતાના છોકરાને માટે કીનો પકડયો.

તેણે જરાબી મય પીધો નહીં અને કાંઇ પણ મઝેહ કીધી નહીં-બસ તે ખુશહાલી ભોગવ્યા વગર સર્દ હાય મારતો બેસી રહ્યો

તેને તે રાતે એ વિચારથી ઊંઘ પણ આવી નહીં-અસ્ફંદિયારથી તેને ઘણોજ ગુસ્સો ઉપજ્યો.

જ્યારે પહાડ ઉપરથી સવારની રોશની નીકળી-અને સેતારાઓનો ચળકાટ ગુમ થઇ ગયો,

ત્યારે તેણે અનુભવી જામાસ્પને બોલાવ્યો-કે જે પાદશાહ ગુશ્તાસ્પનો વઝીર હતો.

તેને કહ્યું કે "તું અસ્ફંદિયારની નઝદીક જા-અને તેને જલ્દીથી મારી નઝદીક બોલાવી લાવ.

તેને કહે કે ઉઠ, મારી નઝદીક આવ-જેવો તું મારૂં નામુ વાંચે તેવો જરા પણ થોભતો ના.

કારણકે મારી સામે એક મોટુ કામ આવી પડયું છે-માટે એ મુલકના સરદાર! તું આવી લાગ

હમણા ખાસ તારીજ અગત પડી છે કારણકે તારા વગર મારૂં કામ બર આવશે નહીં"

૧૯૩ નેવેશ્તશ યકી નામએ ઊસ્તુવારૂ
કે અય નામવરૂ ફરૂરોખ એસ્ફન્દેયારૂ
ફેરેસ્તાદમ ઈન્ પીરૂ જામાસ્પરા
કે ઊ પીશ દીદહુસ્ત લોહુરાસ્પરા
શુ ઊરા બેબીની મેયાન્‌રા બેબન્દ
અબા ઊ બેયા બરૂ સોતૂરે નવન્દ
અગરૂ ખેફ્તઈ ઝુદ બરૂ જહુ બપાય
વગરૂ ખુદ બેપાઈ ઝમાની મપાય
ખેરદમન્દ શુદ નામએ શાહુ બોરૂદ
ગુઝારન્દહુ કૂહો બેયાબાન્ સેપોરૂદ
બદાન્ રૂઝગારૂ અન્દરૂ એસ્ફન્દેયારૂ
બદશ્ત અન્દરૂન્ બુદ બરાએ શેકારૂ
અઝાન્ દશ્ત આવાઝ દાદશ કસી
કે જામાસ્પરા કરૂદ ખુસ્રવ ગસી
શુ આન્ બાન્ગ્ બેશ્નીદશ આમદ શેગેફ્ત
બેપીચીદો ખન્દીદન્ અન્દરૂ ગેરેફ્ત
પેસરૂ બૂદ ઊરા ગુઝીદહુ ચહારૂ
હમહુ ખૂબ્‌રૂયો નબર્દહુ સવારૂ
યકી નામ બહુમન્ દેગરૂ મેહુરનૂશ
સેવુમ નામે ઊ આઝરઅફ્રૂઝ તૂસ
૧૯૪ ચહારોમ વરા નામ નૂશઆઝરા
કે બેન્હાદ ઊ ગુમ્બદે આઝરા
બશાહે જહાન્ ગોફ્ત બહુમન પેસરૂ
કે તા જાવેદાન સબ્ઝ બાદાત્ સરૂ
યકી બાદ ખન્દહુ બેખન્દીદ શાહુ
નેયાબમ હમી અન્દરાન્ હીચ રાહુ
મરીન્ બાદરા અઝ ચે ખન્દી હમી
લબે નાઝ ખન્દહુ ચે બન્દી હમી
બદ્દ ગોફ્ત પૂરા દરીન્ રૂઝગારૂ
કસ આમદ મરા અઝ બરે શહરૂયારૂ
ગે મન્ ખુસ્રવ આઝારૂ દારદ હમી
દેલશ અઝ રહી બારૂ દારદ હમી
ગેરાન્‌માયહુ ફર્ઝન્દ ગોફ્તા ચેરા
ચે કર્દી બદીન્ ખુસ્રવે કેશ્વરા
સરે શહરૂયારાન્ બેગોફ્ત અય પેસરૂ
ગુનાહી નદાનમ બજાઈ પેદરૂ
મગરૂ આન્ કે તા દીન્ બેયામૂખ્તમ
હમી દરૂ જહાન્ આઝરૂ અફ્રૂખ્તમ
જહાન્ વીઝહુ કર્દમ બશુરન્દહુ તીઘ
ચેરા દારદ અઝ મન્ બદેલ શાહુ રીઘ
૧૯૫ હમાના દેલશ દીવ બેફ્રીફ્તસ્ત
કે બરૂ બસ્તને મન્ ચુનીન્ શીફ્તસ્ત
હમી તા બદીન્ અન્દરૂન્ બૂદ શાહુ
પદીદ આમદ અઝ દૂર ગર્દે સોયહુ
શુ અઝ દૂર દીદશ કે કુહુસારૂ ગરૂદ
બેદાનેસ્ત કામદ ફેરેસ્તાદહુ મરૂદ
પઝીરહુ શુદશ ઝૂદ ફર્ઝન્દે શાહુ
શુ દીદન્દ મરૂ યકૂદેગરૂરા બરાહુ
જે અસ્પે ચમન્દહુ ફેરૂદ આમદન્દ
મરો પીરૂ હરૂદ પેયાદહુ શુદન્દ

પછી તેણે એક તાકીદનું નામુ લખ્યું-કે "એ નામવર મુબારક અસ્ફંદિયાર!

મેં આ બુઢ્ઢા જામાસ્પને મોકલ્યો છે-કારણકે તેણે આગળ લોહરાસ્પનું રાજ જોયલું છે અને અનુભવ મેળવેલો છે.

જેવો તું તેને જોય તેવોજ તારી કમર બાંધજે-અને તેઝ ચાલના ઘોડા ઉપર બેસી તેની સાથ આવી લાગજે.

જો તું સુતેલો હોય તો તુરત ઉઠજે-અને જો તુ ઉભેલો હોય તો જરા પણ થોભતો ના"

પછી દાનેશમંદ જામાસ્પ પાદશાહનું નામુ લઈ ચાલતો થયો-તેણે પહાડ અને જંગલ પસાર કરવા માંડયાં.

તે દહાડામાં અસ્ફંદિયાર-જંગલમાં શેકાર કરતો હતો.

તેવામાં તે જંગલમાંથી કોઇયે તેને સાદ મારી કહ્યું-કે "પાદશાહે જામાસ્પને અહીં રવાના કર્યો છે"

જ્યારે તેણે તે આવાઝ સાંભળ્યો ત્યારે અજબ થયો-તે ચિન્તાથી વળખાઈ પાછો હસવા લાગ્યો

તેના નામીચા ચાર બેટા હતા-કે જેઓ સઘળા ખુબસુરત અને બહાદુર સવારો હતા

એક બહમન નામનો અને બીજો મેહરનૂશ હતો-ત્રીજાનું નામ તૂસ હતું જે આતશકદેહનો ખિદમતગાર હતો.

ચોથાનું નામ નૂશાઝર હતું-કે જેણે આતશકદેહ પરથવાની ક્રિયા કરી હતી.

બહમન નામના છોકરાએ તે જેહાનના શાહઝાદાને કહ્યું-કે "તારી જવાની સદા કાયમ રહેજો!

તું પાદશાહ વગર કારણે હસ્યો કેમ-તે મને સમજ પડતી નથી.

વિના કારણે તું શા માટે અહીં હસ્યો?-અને અમોને તેમ કરવાની કેમ મના કીધી?

અસ્ફંદિયારે તેને કહ્યું કે "એ બેટા! હાલમા-કોઇ પા શાહની નઝદીકથી મારી આગળ આવ્યુ છે

પાદશાહ મારીથી દુઃખી થયલો લાગે છે મુજ બંદા તરફથી તેનું દિલ ભારી થયલુ છે"

પ્યારા બેટાએ પૂછયું કે "કાંય શા માટે?-તે દેશના પાદશાહ સાથ તેં એવું તે શું કીધું?"

ત્યારે પાદશાહોના સરદારે તેને એવો જવાબ દીધો કે "એ બેટા!-બાપ સાથે મે કાંઈ પણ ગુનાહ કીધો હોય તે મને યાદ નથી.

સિવાય કે મે બીજાઓને ભલી દીન પાળવા શીખવ્યા-અને તમામ જેહાનમા આતશકદેહ રોશન કર્યા.

મારી કાપનારી તલવારે કરી તમામ જેહાન પાક કીધી-તે છતા પાદશાહ મારે માટે પોતાના દિલમા શા માટે કીનો ધરાવે છે?

ખરેખરજ તેનાં દિલમાં એહરેમને ફરેબ આપ્યો છે-કે તે મને કયદ કરવા ઉપર દીવાનો થયો છે.

તે શાહઝાદો એજ વાત કરતો હતો-તેવામાં દુરથી લશ્કરની ગર્દ માલૂમ પડી

જ્યારે તેણે દુરથી તે પહાડી જગ્યામાથી ધૂળ ઉડતી જોઇ-ત્યારે તે સમજી ગયો કે "પાદશાહ તરફનો એલચી આવી લાગ્યો"

જેથી તુરત તે શાહઝાદો પોતે તેને એસ્તેકબાલ લેવા ગયો-જ્યારે તેઓએ રાહમાં એક બીજાને જોયા,

ત્યારે તેઓ પોતાના ચાલાક ઘોડા ઉપરથી નીચે ઉતર્યા-પેહલવાન અસ્ફંદિયાર અને બુઢ્ઢો જામાસ્પ બન્ને પેયાદા થયા.

બેપુર્સીદ અઝૂ ફરૂરોખ એસ્ફન્દેયારૂ
કે ચૂનસ્ત શાહુ આન્ ગવે નામદારૂ
બેરહમન્દ ગોફ્તા દુરોસ્તસ્તો શાહ
સરશરા બેબૂસીદો નામહુ બેદાદ
દુરોસ્ત અઝ હમહુ કારશ આગાહુ કરૂદ
કે મરૂ શાહુરા દીવ ગુમરાહુ કરૂદ
બેરહમન્દરા ગોફ્તશ એસ્ફન્દેયારૂ
ચે બીની મરા અન્દરીન્ રૂઝગારૂ
અરૂ અયદૂન્ કે બા તૂ બેયાયમ બદરૂ
ન નીકૂ કુનદ કારૂ બા મન્ પદરૂ
નદાનમ્ હમી ખીશતન્રા ગુનાહુ
ચે ગૂઈ તો અય પીરે દાનન્દહુ રાહુ
વરૂ અયદૂન્ કે નાયમ બફર્માન્ બરી
બેરૂન્ બોર્દહુ બાશમ સરૂ અઝ કેહુતરી
ચકી ચારહુ સાઝ અય બેરહમન્દ પીરૂ
નબાયદ ચુનીન્ માન્દ બરૂ ખીરૂ ખીરૂ
બેરહમન્દ ગોફ્ત ચાય શાહે પહુલવાન્
બદાનન્દગી પીરો બરૂ તન્ જવાન્
તો દાની કે ખેશમે પેદરૂ બરૂ પેસરૂ
બેહુ અઝ ખૂબ્ મેહુરે પેસરૂ બરૂ પેદરૂ
બેબાયદત રફ્તન્ ચુનીનસ્ત રૂય
કે હરૂચ ઊ કુનદ પાદશાહસ્ત ઊય
બદીન્ ઈસ્તાદન્દો ગશ્તન્દ બાઝ
ફેરેસ્તાદહો શાહે ગર્દનફરાઝ
ચકી જાએ ખૂબશ ફેરૂદ આવરીદ
પસ આન્ગાહુ ખુર્દન્દ હરૂદૂ નબીદ
બરૂ આઝરૂ હમી ઊદ મીસૂખ્તન્દ
તો ગોફ્તી હમી રામેશ અફૂખ્તન્દ
દેગરૂ રૂઝ બેન્શસ્ત બરૂ તખ્તે ખીશ
ચુ દીવાને લશ્કરૂ બેયાવરૂદ પીશ
હમહુ લશ્કરશરા બબહુમન્ સેપોરૂદ
વઝાન્ જા ખરામીદ બા ચન્દ ગોરૂદ
બેયામદ બદરૂગાહે આઝાદ શાહુ
કમરૂ બસ્તહુ બરૂ સરૂ નેહાદહુ કોલાહુ
ચુ આગાહુ શુદ શાહુ કે આમદ પેસરૂ
કોલાહે કઈ બરૂ નેહાદહુ બસરૂ
મેહાનો કેહાન્રા હમહુ ખાન્દ પીશ
હમહુ ઝન્દ બેન્હાદહુ દરૂ પીશે ખીશ
હમહુ મૂબેદાન્રા બકુર્સી નેશાન્દ
પસ આન્ ખુસ્રવે તીઘઝન્રા બેખાન્દ
બેયામદ ગવે દસ્ત કર્દહુ દરાઝ
બપીશ અન્દરૂ આમદ બેબોર્દશ નમાઝ
બેએસ્તાદ દરૂ પીશે ઊ બન્દહુ વશ
સરૂ અફ્ગન્દહો દસ્તહા ઝીરે કશ
શાહે ખુસ્રવાન્ ગોફ્ત બા મૂબદાન્
બદાન્ રાદ મર્દાનો એસ્પહુબદાન્
ચે ગૂઈદ ગોફ્તા કે આઝાદઈ
બસખ્તી હમી પર્વરદ ઝાદઈ
બઝન્ગામે શીરશ બદાયહુ દેહદ
ચકી તાજે ઝરૂરીનશ બરૂ સરૂ નેહદ

મુબારક અસ્ફંદિયારે જામાસ્પને પૂછ્યું-કે "તે નામદાર બહાદુર પાદશાહ કેમ છે?"

પેલા દાનેશમંદે કહ્યુ કે "તે તનદુરોસ્ત અને ખુશહાલ છે"-પછી તેણે તે શાહઝાદાના કપાળ ઉપર બોસો લઇ પેલું નામુ આપ્યું.

અને વાજબી રીતે તેને સઘળી વાતથી વાકેફ કીધો કે "પાદશાહને નાપાક એહરેમને ભમાવ્યો છે."

તે દાના શખ્સને અસ્ફંદિયારે કહ્યું-કે "આવા વખતમાં મારે માટે તું શું સલાહ જોય છે?

જો હુ હવડાં તારી સાથ દરબારમાં આઉ છું-તો મારો બાપ મારી સાથ સારી રીતે વર્તવાનો નથી.

મે પોતે કશો ગુનાહ કીધો હોય એમ હું જાણતો નથી-માટે ઓ ૧૯૬
રાહ દેખાડનાર બુઢ્ઢા! આ બાબતમા તું શુ કહે છે?

જો હુ હવડાં તેના હોકમ મૂજબ તેના હાથ નીચેના અમલદાર સાથ નથી આવતો તો મે તેની તાબેદારીમાંથી સર બાહેર કાઢેલું કહેવાય છે.

માટે ઓ દાનાઇ ભરેલા બુઝોર્ગ મર્દ! કાંઈ એનો એલાજ કર-અને મને આ રીતે ગૂચવાડામાં તારે રાખવો નહીં"

ત્યારે પેલા દાનેશમદે કહ્યુ કે "ઓ બહાદુર લોકોના શાહઝાદા!-તુ ડહાપણમા બુઝોર્ગ અને શરીરે જવાન છે.

તુ જાણે છે કે પોતાના છોકરા ઉપરનો બાપનો ગુસ્સો-છોકરાના પોતાના બાપ તરફના વહાલ કરતાં વધારે સારો હોય છે

માટે મારી તો એજ સલાહ છે કે તારે અત્રેથી જવું જોઇયે-કારણ તે પાદશાહ છે એટલે જે તેને ગમે તે કરે"

એવા ઠરાવ ઉપર તેઓ આવ્યા અને એલચી જામાસ્પ તેમજ ગર્દન ફરાઝ શાહઝાદો અસ્ફંદિયાર ત્યાથી પાછા ફર્યા

પછી તે શાહઝાદાએ તેને એક સારી જગ્યાએ ઉતારો આપ્યો-અને ત્યાર બાદ બન્ને જણ શરાબ પીવા બેઠા.

તેઓ આતશ ઉપર ખુશબો માટે અગર બાળવા લાગ્યા-ગોયા તેઓ મોજમઝાહજ ભોગવવા લાગ્યા.

બીજે દિવસે તે પોતાના તખ્ત ઉપર બેઠો-અને લશ્કરની વિગત દેખાડનારૂ દફતર આગળ મેલ્યું.

પોતાનું તમામ લશ્કર બહમનને સોંપી આપ્યું-અને થોડાક પેહલ ૧૯૭
વાનો સાથ ત્યાંથી ઉપડયો.

તે કમર બાધી સર ઉપર કોલાહ મેલીને-બુઝોર્ગ પાદશાહની દરગાહમા આવ્યો

જ્યારે પાદશાહ વાકેફ થયો કે "તેનો બેટો કયાની કોલાહ સર ઉપર મેલીને આવી લાગ્યો છે,"

ત્યારે સઘળા મોટી પદવીના તેમજ નાની પદવીનાઓને પોતાની આગળ બોલાવ્યા-સઘળાં ઝંદ અવસ્તાનાં દફતરો પણ પોતાની આગળ મેલાવ્યાં.

સઘળા દાનાઓને કુર્સી ઉપર બેસાડયા-ત્યાર બાદ પેલા શમ્શેર મારનાર શાહઝાદાને તેડયો.

પેહલવાન અસ્ફંદિયાર હાથ લામ્બા કરતો આવ્યો-નઝદીક આવીને પાદશાહને નમન કર્યું.

અને તેની નઝદીક ગોલામની માફક ઉભો-તેણે સર નીચે નમાવેલું હતુ અને બન્ને હાથ બગલ નીચે ધર્યા હતા.

પછી પાદશાહોના પાદશાહે મોબેદોને, દાનેશમદ શખ્સોને અને સરદારોને કહ્યું,

તે બોલ્યો કે "તમારો વિચાર શું છે તે કહો કે એક ગ્રહસ્થ-પોતાનાં બચ્ચાંને બરદાશ્ત લઇને ઉછેરે.

બચપણમાં તેને દૂધ પાવાને વખતે ધવાડનારીને સોપે-અને તેનાં સર ઉપર એક સોનેરી તાજ મૂકે.

૧૯૮ હમી દારદશ તા કે ચીરહ્ શવદ્
બેયામૂઝદશ રાહો ખીરહ્ શવદ્
બસી રન્જ બીનદ્ ગેરાનમાયહ્ મરદ્
સવારી કુનદ્ આઝમૂદહ્ નબરદ્
પસ્ આઝાદહ્ ઝાદહ્ બમર્દી રસદ્
ચુનાન્ ચૂન્ ઝરૂ અઝ્ કાન્ બઝર્દી રસદ્
મરૂ ઊરા બેજૂયન્દ્ જૂયન્દગાન્
વઝ્ પીશ ગૂયન્દ્ ગૂયન્દગાન્
સવારી શવદ્ નીકો પીરૂઝ રઝમ
સરે અન્જુમનહા બરઝ્મો બબઝ્મ
જહાનશ કુનદ્ યકૂસરહ્ ઝીરે પય
બેબાશદ્ સઝાવારે દીહીમે કય
ચુ પીરૂઝ ગર્દદ્ કશદ્ યાલો શાખ
પેદરૂ પીરૂ ગશતહ્ નેશસ્તહ્ બકાખ
નદારદ્ પેદરૂ જોઝ યકી તાજો તખ્ત
નેશસ્તહ્ બઅયવાન્ નેગહ્બાને રખ્ત
પેસરરા જહાનો દેરફ્શો સેપાહ્
પેદરરા યકી તાજે ઝરૂરીનો ગાહ્
નખાશદ્ બદાન્ નીઝ હમદાસ્તાન
શનીદ્ અઝ્ શુમા કસ ચુનીન્ દાસ્તાન
૧૯૯ ઝે બહ્રે યકી અફ્સરો તાજે ઝરૂ
તને બાબ્રરા દૂરૂ ખાહદ્ ઝે સરૂ
કુનદ્ બા સેપાહી ખુદ્ આહન્ગે ઊય
નેહાદહ્ દેલશ તીઝ બરૂ જન્ગે ઊય
ચે ગૂઈદ્ પીરાન્ કે બા ઈન્ પેસરૂ
ચે નીકૂ બુવદ્ કારૂ કર્દે પેદરૂ
ગુઝીનાનશ ગોફ્તન્દ્ કય શહ્રૂયારૂ
નેયાયદ્ ખુદ્ ઈન્ હરૂગેઝ અન્દરૂ શુમારૂ
પેદરૂ ઝેન્દહો પૂરૂ જૂયાએ ગાહ્
અઝીન્ ખામ તરૂ નીઝ કારી મખાહ્
જહાન્ નન્ગ્ દારદ્ હમી ઝાન્ પેસરૂ
કે આહન્ગ્ દારદ્ બજાને પેદરૂ
ઝે દાના ચુ બેશનીદ્ શાહે બુઝોરૂગ્
ચુનીન્ ગોફ્ત બા નામદારાન્ સુતોરૂગ્
કઝીન્ પસ મરૂ ઊરા બખૂબી ઝનમ
કે એબ્રત બરદ્ ઝૂ હમહ્ પરૂઝનમ
બેબન્દમ ચુનાન્ કશ સઝાવારો બસ
બબન્દી કે કસરા ન બસ્તસ્ત કસ
પેસરૂ ગોફ્ત કય શાહે આઝાદહ્ ખૂય
મરા મરૂગે તૂ કય બુવદ્ આરૂઝૂય
૨૦૦ નદાનમ ગુનાહે મન્ અય શહ્રૂયારૂ
કે કર્દસ્તમ અન્દરૂ હમહ્ રૂઝગારૂ
બજાને તો અય ખુસ્રવે કામરાન્
કુજા બોર્દમ ઈન્ ખુદ્ બદેલ્ દરૂ ગુમાન
વલીકેન્ તો શાહીઓ ફર્માન્ તોરાસ્ત
તોરા અમ મનો બન્દો ઝેન્દાન્ તોરાસ્ત
કુનૂન્ બન્દ્ ફર્માયો ખાહી બેકોશ
મરા દેલ્ દુરોસ્તસ્ત આહેસ્તહ્ હોશ
શાહે ખુસ્રવાન્ ગોફ્ત બન્દ્ આવરીદ્
મરૂ ઊરા બેબન્દીદો ઝાન્ બુગ્ઝરીદ્

તે મોટો થાય ત્યા સૂધી તેને પોતાની આગળ રાખે અને દિલાવર થાય ત્યાં સૂધી તેને રીતભાત શીખવે

પેલો ગ્રહસ્થ ઘણીજ મેહનત લઇને પોતાના છોકરાને એક લડાયક સવાર બનાવે

પછી તે ગ્રહસ્થનો છોકરો મર્દાનગીમા પુગે-અને ખાણમાંથી કાઢેલાં સોનાની પેઠે ઝળકવા લાગે

ખાહેશમંદો તેની દોસ્તીની ખાહેશ રાખે-ચાપલૂસી કરનારાઓ તેની ઘણી તારીફ કરે

એક સારો અને ફતેહમંદ સવાર તે થાય-અને શાદીની મજલેસમાં તેમજ લડાઈમા તે સર્વનો વડો બને.

તે તમામ દુન્યાને પોતાના પગ તળે લાવે-અને પાદશાહી તાજને લાયકનો બને.

જ્યારે ચો તરફથી તે ફતેહમંદ થાય ત્યારે તે માથુ ઊંચકે-અને પોતાનો બુઢ્ઢો થયલો બાપ મેહલમા બેઠેલો હોય,

અને તે બાપ એક તાજ અને તખ્ત સિવાય બીજુ કાંઈ પણ ધરાવતો નહીં હોય અને ફકત પોતાનો સરસામન તપાસવા મેહલમાજ બેસી રહેતો હોય,

છોકરા પાસે સઘળો દેશ, ઝુંડો અને લશ્કર હોય-જ્યારે બાપ પાસે તો માત્ર એક સોનેરી તાજ અને તખ્તજ રહેલું હોય,

તે છતાં પણ તે છોકરાથી એ દેખી ન શકાય હવે બોલો તમોમાંથી કોઇયે પણ એવી વાત સાભળી છે?

એક તખ્ત અને સોનેરી તાજ માટે તે છોકરો પેલા બાપનુ સર કાપવાંના વિચાર કરે.

અને તેની ધારણા પોતાના લશ્કર સાથ બાપ ઉપર હુમ્લો કરવાની હોય-અને બાપની લડાઈ ઉપરજ તેનું દિલ તલપેલુ હોય

માટે તમો બુઝોર્ગો એ બાબતમાં શુ કહો છો? કે એવા બેટા સાથ બાપે કેવી વર્તણુક એખ્તયાર કીધેલી ભલી કહેવાય?"

ત્યારે દરબારીઓ બોલ્યા કે "ઓ પાદશાહ!-ખચીતજ એતો વાજબી કહેવાય નહી.

બાપ જીવતો હોય અને બેટો તખ્તનો તલબગાર બને-તો એથી વધારે બેવકૂફી ભરેલું કામ હોયજ નહીં

જે છોકરો કે બાપનો જીવ લેવાનો એરાદો કરે-તેવા છોકરાથી સઘળા લોકો શર્મિંદગી પકડે છે"

જ્યારે બુઝોર્ગ પાદશાહે તે દાનાઓથી એવી રીતનુ સાભળ્યું-ત્યારે તેણે તે બહાદુર લોકોને એ પ્રમાણે કહ્યુ,

કે "હવે પછી હુ એને એવી તો સખ્ત સઝા કરીશ-કે મારા સઘળાં ફર્ઝંદો તેનો ધડો લેશે

બસ તેને છાજતી બેડી થોકીશ એવી બેડી કે કોઇયે તેવી બેડી કોઇને થોકી નહી હશે"

ત્યારે બેટો બોલ્યો કે "ઓ નેક ખસ્લતના પાદશાહ!-મને તારાં મોતની ખાહેશ શા માટે થાય?

ઓ પાદશાહ! મારી સઘળી ઉમરમા મેં તારી તરફનો કાંઈ પણ ગુનાહ કર્યો હોય એમ હુ જાણતો નથી

ઓ નસીબવંતા પાદશાહ! તારા જીવના સોગંદ ખાઇને કહું છું-કે ખચીતજ એવો બૂરો વિચાર મારા મનમા હું લાવ્યોજ નથી

તે છતાં તુ પાદશાહ છે અને તારોજ હોકમ ચાલે છે-હું તારોજ છું અને બેડી અને બંદીખાનુ તારાજ તાબામાં છે.

માટે હવે તારે ગમે તો મને કયદ કર કે ગમે તો મારી નાખ-મારૂં દિલ સાફ છે અને મારૂં મગઝ પણ શાન્ત છે"

ત્યારે પાદશાહોના પાદશાહે ફર્માવ્યું કે "બેડી લાવી-એને બાંધો અને મારા હોકમનો અનાદર ના કરો"

બપીશ આવરીદન્દ આહન્ગરાન્
ધુબો બન્હો ઝન્જીરૂહાએ ગરાન્
બેબસ્તન્દ ઊરા હમહ દસ્તો પાય
બપીશે જહાન્દારે ગયહાન્ ખોદાય
ચુનાનશ બેબસ્તન્દ પાય ઉસ્તુવારૂ
કે હરૂ કશ હમી દીદ બેગ્રીસ્ત ઝારૂ
ચુ કર્દન્દ ઝન્જીરૂ દરૂ ગર્દનશ
બેબસ્તન્દ ફરૂમૂદ પસ બર્દનશ
બેયારીદ ગોફૂતા ચકી પીલે નરૂ
દવન્દહ રવન્દહ ચુ મુર્ઘી બપરૂ
ફરાઝ આવરીદન્દ પીલી ચુ નીલ
મરૂ ઊરા નેશાન્દન્દ બરૂ પોશ્તે પીલ
બેઓર્દન્દ અઝ પીશે ફરૂરેખ પેદરૂ
સુએ ગુમ્બદાન્ દેઝ પુરૂ અઝ ખાકુ સરૂ
બદાન્ દેઝ્શ બોર્દન્દ બરૂ કુહસારૂ
સુતૂન આવરીદન્દ અઝ આહન્ ચહારૂ
મરાન્રા બદાન્ જા બેબસ્તન્દ સખ્ત
ઝે તખ્તશ બેયફૂગન્દો બરૂગશ્ત બખ્ત
નેગહબાન્ બરૂ કરૂદ પસ ચન્દ મરૂદ
ગવે પહલવાન્ ઝાદહ બા દાઘો દરૂદ
બદાન્ તન્ગી અન્દરૂ હમી ઝીસ્તી
ઝમાન્ તા ઝમાન્ ઝારૂ બેગ્રીસ્તી

તુરત લુહાર લોકો સાંકળ, બંદ અને ભારી ઝન્જીરો પાદશાહ આગળ લઈ આવ્યા.

અને મુલકના સાહેબ પાદશાહ ગુશ્તાસ્પની નઝદીકમાં-તેના હાથ પગ સઘળા સિકડયા.

તેને એવી તો સખ્ત બેડી ઠોકી-કે જે કોઇ કે તેને જોતો તે નવધાર આંસુએ રડતો હતો.

જ્યારે તેની ગરદનમાં ઝન્જીર નાખીને-બાન્ધ્યો, ત્યારે તેને ત્યાંથી લઇ જવા ફરમાવ્યું.

પાદશાહે ફરમાવ્યું કે "એક ઝોરાવર હાથી લાવો-જે પક્ષી ઉડે તેમ ચાલનારો અને દોડનારો હોય."

જેથી તેઓ એક નાઇલ નદી માફક જોશ કરતો હાથી ત્યાં લાવ્યા- ૨૦૧
અને તે હાથીની ઉપર તેને બેસાડયો.

અને મુબારક બાપની આગળથી ખાકથી ભરેલાં સર સાથે "ગુમ્બદાન" નામના કિલ્લા તરફ લઇ ગયા

જે કીલ્લો પહાડની ટોચ ઉપર આવેલો હતો-તે પહાડને મથાળેના કિલ્લા ઉપર તેને લઈ ગયા-અને ચાર લોખંડના થાભા લાવી,

તેને તે જગ્યાએ મઝબૂત બાંધ્યો-એવી રીતે તેને તખ્ત ઉપરથી નીચે નાખ્યો અને તેનું બખ્ત બરગશ્તે થયું.

પછી તેની ઉપર કેટલાક શખ્સો ચોકીબાન રાખ્યા-અને તે બહાદુર પેહલવાનઝાદો બળાપા અને દુઃખ સાથ,

પેલા કયદખાનામાં જીવવા લાગ્યો-તે વારમ્વાર પુષ્કળ રડતો હતો.

## રફ્તને ગુશ્તાસ્પ બઝાબુલેસ્તાન્ બરાએ રવા કર્દને દીને ઝર્દોશ્ત્.

બરૂઆમદ બસી રૂઝગારાન્ બરૂય
કે ખુસ્રવ સુએ સીસ્તાન્ કરૂદ રૂય
કે આન્ જા કુનદ ઝન્દવસ્તા રવા
કુનદ મૂબેદાન્રા બદાન્ બરૂ ગવા
ચુ આન્ જા રસીદ આન્ ગેરાન્માય શાહ
પઝીરહ શુદશ પહલવાને સેપાહ
શહે નીમરૂઝ આન્ કે રોસ્તમશ નામ
સવારે જહાનદીદહ હમતાએ સામ
અબા પીરૂ દસ્તાન્ કે બુદશ પેદરૂ
અબા મેહતરાનો ગુઝીનાને દરૂ
બરાહ આવરીદન્દ રામેશગરાન્
અબા રૂદહા અઝ કરાન્ તા કરાન
બશાદી પઝીરહ શુદન્દશ બરાહ
અઝાન્ શાદમાન્ ગશ્ત ફર્ખેન્દહ શાહ
બઝાબુલશ બોર્દન્દ મેહમાને ખીશ
હમહ બન્દહ વારૂ ઈસ્તાદન્દ પીશ
અઝ ઝન્દવસ્તા બેયામૂખ્તન્દ
નેશસ્તન્દો આતેશ બરૂ અફ્રૂખ્તન્દ
બરૂ આમદ બરીન્ મીહમાની દો સાલ
હમી ખુર્દ ગુશ્તાસ્પ બા પૂરે ઝાલ

## ગુશ્તાસ્પનું ઝરતોશ્તી દીન ફેલાવા માટે ઝાબુલેસ્તાન જવું.

એ ઉપર ઘણોક વખત નીકળી ગયો-કે પાદશાહ ગુશ્તાસ્પ સીસ્તાન તરફ ચાલ્યો.

કે તે જગ્યાએ ઝંદ અવસ્તા ચાલુ કરે અને તે શીખવવાનાં કામ ઉપર મોબેદોને મુકરર કરે

જ્યારે તે મોભ્ભાવાળો પાદશાહ તે જગ્યાએ પહોંચ્યો-ત્યારે તે ઝાબુલી લશ્કરનો પેહલવાન તેને એસ્તકબાલ ગયો.

ઝાબુલેસ્તાનનો પાદશાહ કે જેનું નામ રૂસ્તમ હતું-જે અનુભવી સવાર હતો અને સામની બરોબરિયો હતો

તે પેહલવાન બુઢ્ઢો દસ્તાન કે જે તેનો બાપ થતો હતો તેની સાથ- ૨૦૨
તેમજ બીજા તેની દરબારના પસંદ કીધેલા સરદારો સાથ,

રામશગરોને વાજા સાથે એક છેડાથી બીજા છેડા સુધી પાદશાહને એસ્તેકબાલ લેવા માટે લઇ ગયા.

એવી રીતે ખુશહાલી કરતા તેઓ પાદશાહને લેવા રાહમાં ગયા-જેથી તે મુબારક પાદશાહ ઘણો ખુશહાલ થયો

પાદશાહ ગુશ્તાસ્પને તેઓ ઝાબુલમાં પોતાના મેહમાન તરીકે લઇ ગયા-અને તેઓ તેની આગળ સઘળા તાબેદાર તરીકે ઉભા

પછી તેનાથી તેઓ ઝંદ અવસ્તા શીખ્યા-અને આતશ રોશન કરવા અને (તેનાં નૂરની નિયાયેશ કરવા) લાગ્યા.

એ મેહમાનીમાં બે વર્ષ પસાર થઇ ગયા-અને ગુશ્તાસ્પ ઝાલના બેટા રૂસ્તમ સાથ ખાણીપીણી કરવા લાગ્યો.

બહરૂ જા કુજા શાહરૂયારાન્ બુદન્દ
નુ અઝ કારે ગુશ્તાસ્પ્ આગહ્ શુદન્દ
કે ઊ પહલવાને જહાન્રા બેબસ્ત
તને પીલ્વારશ બઆહન્ બેખસ્ત
બઝાબુલ્સેતાન્ શુદ્ બપયઘમ્બરી
કે નફ્રીન્ કુનદ્ બરૂ બુતે આઝરી
બેગશ્તન્દ યક્સરૂ ઝે ફર્માને ઊય
બહમ્ બરૂ શેકસ્તન્દ પયમાને ઊય
૨૦૩ ચુ આગાહી આમદ્ બબહ્મન્ કે શાહ્
બેઅસ્તરા પેદરૂરા અબરૂ બી ગુનાહ્
સેપહ્રા હમહ્ દાશતહ્ દસ્ત બાઝ
પસ અન્દરૂ ગેરેફ્તન્દ રાહે દરાઝ
નબર્દહ્ ગુઝીનાને એસ્ફન્દેયારૂ
અઝાન્ જા બેરફ્તન્દ તીમારદારૂ
બપીશે ગવ્ એસ્ફન્દેયારૂ આમદન્દ
કયાન્ ઝાદગાન્ ઝારો ખારૂ આમદન્દ
મરૂ ઊરા બરાસેશ હમી દાશતન્દ
બઝેન્દાનશ તન્હા ન બુગ્ઝાશતન્દ

જ્યારે દરેક મુલકના પાદશાહો ગુશ્તાસ્પનાં કામથી વાકેફગાર થયા,

કે "તેણે જેહાનના પેહલવાન અસ્ફંદિયારને બાધ્યો છે-અને તેનું હાથીની મિસાલનુ તન લોઢાંથી ઝખ્મી કીધું છે.

અને પોતે ઝાબુલમાં દીન ફેલાવવા ગયો છે-કે મૂર્ત્તિકાર આઝરની* તૈયાર કીધેલી મૂર્ત્તિની પરસ્તેશ ઉપર લઅનત નાખે"

ત્યારે સઘળા પાદશાહો તેનાં ફર્માનથી ફરી બેઠા-અને તેની સાથનો કોલકરાર બિલ્કુલ તોડી નાખ્યો.

જ્યારે અસ્ફંદિયારના છોકરા બહમનને ખબર મળી કે "પાદશાહે-તેના બાપને વગર તકસીરે કયદ કીધો છે,"

ત્યારે લશકરીઓને લશ્કરી બંધનમાથી મુક્ત કર્યા-તેઓ પછી જે લામ્બી મુસાફરીએ નીકળ્યા

અસ્ફંદિયારના નામીચા લડવૈયાઓ-ગમખાર બની ત્યાથી ચાલ્યા.

તેઓ તેમજ કયાની શાહઝાદાઓ રડતા અને ખુવાર બનેલા-પેહલવાન અસ્ફંદિયારની નઝદીક આવ્યા

પછી તેઓ તેને કયદખાનામા એકલો નહીં રહેવા દેતા તેને ખુશ હાલીમા રાખવા લાગ્યા.

## આગાહી યાફ્તને અર્જાસ્પ્ અઝ્ બન્દ્ શુદને એસ્ફન્દેયાર્ વ રફ્તને ગુશ્તાસ્પ્ બઝાબુલેસ્તાન્ વ ગેર્દ્ આવર્દને અર્જાસ્પ્ લશ્કર્રા.

## અર્જાસ્પનું અસ્ફંદિયારના બંદ થવા વિષે અને ગુશ્તાસ્પનું ઝાબુલેસ્તાન તરફ જવા વિષે વાકેફ થવું અને અર્જાસ્પનું લશ્કર એકઠું કરવું.

પસ આગાહી આમદ્ બસાલારે ચીન્
કે માહ્ અઝ્ કમાન્ આમદ્ અન્દરૂ કમીન્
બરૂ આશોફ્ત ખુસ્રવ બએસ્ફન્દેયારૂ
સુએ ગુમ્બદાન્ દેઝ્ ફેરેસ્તાદ્ ખારૂ
ખુદ્ અઝ્ બલ્ખ્ ઝી ઝાબુલસ્તાન્ કશીદ્
બમેહ્માનીએ પૂરે દસ્તાન્ કશીદ્
બઝાબુલ્ નેશસ્તન્દ મેહ્માને ઝાલ્
બદીન્ રૂઝ્ગારાન્ બરૂ આમદ્ દો સાલ્
બબલ્ખ્ અન્દરૂન્ જોઝ્ કે લોહ્રાસ્પ્ શાહ્
નમાન્દસ્ત અઝ્ ઈરાનેયાનો સેપાહ્
૨૦૪ મગરૂ હફ્ત સદ્ મર્દ આતશ પરસ્ત
હમહ્ પીશે આઝરૂ બરૂ આવર્દહ્ દસ્ત
જોઝ્ ઈન્હા બબલ્ખ્ અન્દરૂન્ નીસ્ત કસ
અઝ્ આહન્ ગુઝારાન્ હમીનસ્તો બસ

પછી તારતરના સરદાર અર્જાસ્પને ખબર મળી-કે "કયાની આકારનો નવો માહતાબ અંધકારમા આવી ગયો છે

પાદશાહ ગુશ્તાસ્પ અસ્ફંદિયાર ... ગુસ્સે થયો છે-અને તેને ગુમ્બદાનના કિલ્લામા ખુવારી સાથે કયદ કીધો છે

રયના ઇલાકામા આવેલા બલ્ખમાંથી ઝાબુલ ખાતે ગયો છે-ઝાલના છોકરા રૂસ્તમની મેહમાની માટે ગયો છે

તેઓ ઝાબુલમાં ઝાલના મેહમાન બની બેઠા છે-અને એ વખત ઉપર પણ બે વર્ષ નીકળી ગયા છે

બલ્ખની અંદર પાદશાહ લોહરાસ્પ સિવાય-કોઇ પણ ઈરાની લડવૈયાઓ કે લશકર કાઇ રહ્યું નથી.

મગર લોહરાસ્પની સાથે સાતસો આતશના રખેવાળો રહેલા છે-જેઓ સઘળા આતશ આગળ બંદગીમાં મશગૂલ રહેલા છે.

એઓ સિવાય બલ્ખમાં બીજુ કોઇ નથી-લડાઇ કરનારા ફકત આ લોકોજ છે

* "આઝર" એ શખ્સ પયગમ્બર એબ્રાહીમ ખલીલનો બાપ થતો હતો અને લોકો "આઝરે બુત્ તરાશ" એટલે "મૂર્ત્તિગર આઝર" કરીને કહેતા હતા પયગમ્બર એબ્રાહીમ ખલીલે ખોદા પરસ્તીનો ધર્મ ચાલુ કર્યો તે પહેલા લોકો બુત પરસ્ત હતા અને મૂર્ત્તિ બનાવવાનુ કામ એબ્રાહીમનો પોતાનો બાપ વટિક કરતો હતો. દકીકી "બુતે આઝરી" લખે છે તે ઉપરથી એમ નહી સમજવુ કે ઝાલ અને રૂસ્તમ બુત પરસ્ત હતા. તેઓ તો ખોદાને પૂજનારા હતા. તેઓ "મઝદયસ્ની પઓઈર્યો તકેશી" હતા પણ ઝાબુલેસ્તાનના ઇલાકામા લોકો બુત પરસ્ત હતા તેઓની બુત પરસ્તી તોડવા માટે તેમજ રૂસ્તમ અને ઝાલના કુટુંબીઓને "મઝદયસ્ની ઝરતોશ્તી" કરવા માટે પાદશાહ ગુશ્તાસ્પ ઝાબુલ ગયો હતો.

મગર પાસબાનાને કાખે હોમાય
હમા જુદ બરૂખીઓ ચન્દી મપાય
મેહાન્રા હમહુ ખાન્દ શાહે ચેગેલ
અબર જન્ગે લોહુરાસ્પ શાન્ દાદ દેલ
બેદાનીદ ગોફતા કે ગુશ્તાસ્પ શાહ
સુએ સીસ્તાન્ રફત ખુદ બા સેપાહ
બઝાબુલ નેશસ્તસ્ત બા લશ્કરશ
સવારી ન અન્દર હમહ કેશ્વરશ
કુનૂનસ્ત હન્ગામે કીન્ ખાસ્તન્
બેબાયદ પસીચીદો આરાસ્તન્
પેસરૂશ આન્ ગેરાનમાયહુ એસ્ફન્દેયાર
બબન્દે ગેરાનસ્ત ઊ ઉસ્તુવાર
કુદામસ્ત મર્દી પેજુહન્દહુ રાઝ
કે પયમાયદ ઈન્ ઝરૂફ રાહે દરાઝ
નરાનદ બરહુ ઈચ બી રહુ શવદ
અઝ ઈરાનેયાન્ ચકુસર આગહુ શવદ
ચકી જાદુઈ બૂદ નામશ સેતૂહુ
શુઝારન્દે રાહો નેહોફતહુ પેજૂહુ
મનમ ગોફત આહસ્તહો રાહુજૂય
ચે બાયદ હમી હરૂચે ખાહી બેગૂય
શહે ચીનશ ગોફતા બઈરાન્ ખરામ
નેગહુ કુન બદાનેશ બહર સૂ બગામ
પેજુહન્દએ રાઝ પયમૂદ રાહુ
બબલ્ખે ગુઝીન્ શુદ કુજા કાખે શાહુ
નદીદ અન્દરૂ શાહુ ગુશ્તાસ્પરા
પરસ્તન્દહુરા દીદો લોહુરાસ્પરા
તેહી દીદ બલ્ખ અઝ ગવ એસ્ફન્દેયાર
ઝે શાદી રોખશ તાઝહુ શુદ ચૂન બહાર
બેશુદ હમચુનાન્ પીશે ખાકાન્ બેગોફત
બરોખ પીશે ઊ મર ઝમીનરા બેરોફત
કે ગુશ્તાસ્પ રફતહુસ્તો લશ્કર હમહુ
તેહી કર્દહુ અઝ મરદ કેશ્વર હમહુ
જોઝ આઝરપરસ્તાન્ નદીદમ કસી
બેગશતમ બબલ્ખ અન્દરૂન મન બસી
સરાસર સખુન પીશે મેહુતર બેગોફત
ચુનાન્ ચૂન બેદાનેસ્ત અન્દર નેહોફત
ચુ અર્જાસ્પ આગહુ શુદ શાદ શુદ
અઝ અન્દૂહે દીરીનહુ આઝાદ શુદ
સરાનરા હમહુ ખાન્દા ગોફતા રવીદ
સેપાહે પરાગન્દહુ બાઝ આવરીદ
બેરફતન્દ ગોર્દાને લશ્કર હમહુ
બકૂહો બેયાબાનો જાએ રમહુ
બદૂ બાઝ ખાન્દન્દ લશ્કરશરા
ગુઝીદહુ સવારાને કેશ્વરશરા
ચુ ગેરદ આમદશ ખલ્લુખી સદ હઝાર
ગુઝીદહુ સવારાને નીઝહુ ગઝાર
બઆવાઝે ખુસરવ નેહાદન્દ ગૂશ
સેપોર્દન્દ ઊરા હમહ હુશો તૂશ

માત્ર પાદશાહી મેહલના ચોકીદારો સિવાય બીજું કાંઈ નથી-માટે ચાલ જલ્દી ઉઠ, ઢીલ ના કર."

ત્યારે તે ચેગેલ શેહરના પાદશાહ અર્જાસ્પે સઘળા સરદારોને બોલાવ્યા-અને લોહરાસ્પની લડાઇ ઉપર તેઓને ઉશ્કેર્યા.

તે બોલ્યો કે "તમો જાણો કે હાલ પાદશાહ ગુશ્તાસ્પ-પોતે લશ્કર સાથ સીસ્તાન તરફ ગયો છે.

અને લશ્કર લઇ ઝાબુલમાં બેઠેલો છે-તેના તમામ મુલકોમાં એક પણ લડવા લાયક સવાર રહ્યો નથી.

માટે કીનો લેવાનો વખત હવડાંજ છે-જેથી સઘળી તૈયારી કરવી જોઇયે અને લશ્કર ઉતારવું જોઇયે

તેનો બેટો પેલો ઊંચા મરતબાવાળો અસ્ફંદિયાર-તો હાલ ભારી બંદમાં કયદ પડેલો છે.

તેથી છુપી શોધ કરનારો આપણામાં એવો કોણ મર્દ છે?-કે જે આ વિકટ લામ્બી રાહ કાપવા તૈયાર હોય?

અને તે સીધે રસ્તે નહીં જતાં ઉગત રાહે જાય-અને તમામ ઇરાનીઓથી વાકેફ થાય?"

એક જાદૂગર કે જેનું નામ સેતૂહ હતું-અને; જે સફર કરનારો અને છુપી બાતમી મેળવનારો હતો.

તે બોલ્યો કે "હું આફત વખતે ધીરજ ધરનારો અને સફર કરવાને ૨૦૫
આતુર છું-જે કાઇ તારી ખાહેશ હોય તે મને કહે?"

ચીનના પાદશાહે તેને કહ્યું કે "અહીંથી તું ઈરાન તરફ જા-અને ધ્યાન પૂર્વક સઘળી તપાસ કર અને દરેક ઠેકાણે ફર"

ત્યારે પેલા બાતમી મેળવનાર જાદૂગરે તે તરફનો માર્ગ લીધો-તે નામીચાં બલ્ખ શેહરમા કે જ્યાં પાદશાહનો મેહલ હતો ત્યાં ગયો.

તે મેહલની અંદર તેણે ગુશ્તાસ્પને જોયો નહીં-ફકત આતશની પરસ્તેશ કરનારા અને પાદશાહ લોહરાસ્પનેજ જોયા.

તેમજ પેહલવાન અસ્ફંદિયારથી પણ બલ્ખ ખાલીજ જોયું-એટલે ખુશહાલીથી તેનો ચેહરો બહારની મઉસમ માફક તાઝો બન્યો.

તુરત તે ખાકાન તરફ પાછો ફર્યો અને તેને નમસ્કાર કરીને કહ્યું,

કે "ગુશ્તાસ્પ અને તમામ લશ્કર ત્યાથી ગયલું છે-સઘળો મુલક લશ્કરથી ખાલી કીધેલો છે.

હું બલ્ખ શેહરમાં ઘણી ગમ ફર્યો-પણ આતશની પાસ્બાની કરનારા સિવાય કોઇ બીજાને જોયા નહીં"

એ પ્રમાણે જે કાઇ તેણે છુપી બાતમી મેળવી હતી-તે સઘળી પેલા સરદાર આગળ કહી સભળાવી.

જ્યારે અર્જાસ્પ તે વાતથી વાકેફ થયો ત્યારે તે ખુશહાલ થયો-અને આગળી ગમગીનીમાથી મોકળો બન્યો.

તેણે તમામ સરદારોને બોલાવ્યા અને કહ્યું કે "તમો જાઓ-અને ૨૦૧
વીખરાયલાં લશ્કરને પાછુ ભેગુ કરો."

જેથી લશ્કરના તમામ પેહલવાનો પહાડ, જંગલ અને ચરાઇની જગ્યાઓમાં ગયા.

અને તેનાં લશ્કરને તેના મુલકના પસંદ કીધેલા સવારોને પાદશાહ પાસે લઇ આવ્યા

જ્યારે નેઝા મારનારા ચુટી કાઢેલા એક લાખ ખલ્લુખી સવારો એકઠા થયા,

ત્યારે તેઓએ પાદશાહના હોકમ ઉપર કાન ધર્યા-અને પોતાનો સઘળો જીવ અને શક્તિ તેને અર્પણ કીધી.

## અન્જામ્ શુદને ગોફ્તારે દકીકી વ બાઝ્ આમદને ફેર્દઉસી બગોફ્તારે ખુદ્ બા નેકૂહેશે સખુને દકીકી વ સેતાયેશે શાહ્ મહ્મૂદ્.

કુનૂન્ અય સખુન્ ગૂય બીદારૂ મરૂદ
યકી સુએ ગોફ્તારે ખુદ બાઝ ગરૂદ
દકીકી રસાનીદ ઈન્જા સખુન્
ઝમાનહ્ બરૂ આવરૂદ ઉમ્રશ ઝે બુન્
રેબૂદશ રવાન્ અઝ્ સરાએ સેપન્જ
અઝાન્ પસ કે બેન્મૂદ બેસ્યારૂ રન્જ
બગીતી નમાન્દસ્ત અઝ્ યાદગારૂ
મગરૂ ઈન્ સુખુનહાએ નાપાયદારૂ
૨૦૭ નમાન્દી કે બોર્દી બસરૂ નામહ્ રા
બેરાન્દી બરૂ સરૂબસરૂ ખામહ્ રા
ઝે ફેર્દઉસી અકૂનૂન્ સખુન્ યાદ ગીરૂ
સુખુનહાએ પાકીઝહો દેલપઝીરૂ
ચુ ઈન્ નામહ્ ઓફ્તાદ દરૂ દસ્તે મન્
બમાહી ગેરાયન્દહ્ શુદ શસ્તે મન્

નેગહ્ કર્દમ ઇન્ નઝ્મ સોસ્ત આમદમ
બસી બયત ના તન્દુરોસ્ત આમદમ
મન્ ઇન્રા નેવેશ્તમ્ કે તા શહ્રૂયારૂ
બેદાનદ સખુન્ ગોફ્તને નાબકારૂ
દો ગઉહરૂ બુદ ઇન્ બા દો ગઉહરૂફરૂશ
કુનૂન્ શાહ્ દારદ બગોફ્તારૂ ગૂશ
સખુન્ ચૂન્ બદીનગૂનહ્ બાયદત ગોફ્ત
મગૂયો મકુન્ રન્જ બા તબ્અ જોફ્ત
ચુ બન્દે રવાન્ બીનીઓ રન્જે તન્
બકાની કે ગઉહરૂ નેયાબી મકન્
ચુ તબ્ઈ નદારી ચુ આબે રવાન્
મબરૂ સૂએ ઇન્ નામએ ખુસ્રવાન્

દહાન્ ગરૂ બેમાનદ ઝે ખુર્દન્ તેહી
અઝાન્ બેહ્ કે ના સાઝ્ ખાની નેહી
૨૦૮ યકી નામહ્ દીદમ પુરૂ અઝ્ દાસ્તાન્
સુખુનહાએ આન્ પુરૂ મનેશ રાસ્તાન્
ફસાનહ્ કોહન્ બૂદો મન્સૂરૂ બૂદ
તબાયઅ ઝે પયવન્દે ઊ દૂરૂ બૂદ

નબોદા બપયવન્દે ઊ કસ ગમાન્
પુરૂ અન્દીશહ્ ગશ્ત ઇન્ દેલે શાદમાન્
ગુઝશ્તહ્ બરાન્ સાલેયાન્ દૂ હઝારૂ
ગરૂ અયદૂન્ કે બરૂતરૂ નેયાયદ શુમારૂ

## દકીકીની લખેલી તવારીખનું પુરૂં થવું, ફિર્દોસીનું પોતાની તવારીખ ઉપર પાછું આવવું, દકીકીના લખાણુ ઉપરના ટીકા અને શાહ મહમૂદની સેતાયેશ.

એ કવિતા રચનાર ચાલાક મર્દ! તું તારા પોતાના લખવા ઉપર પાછો આવ.

દકીકીએ તો અહીં સૂધી કવિતા લખી હતી-કે ઝમાનાએ તેની ઝિંદગી એકાએક ખત્મ કીધી.

ઘણાક દુઃખો તેની ઉપર ગુઝર્યાં પછી-તેના આત્માને આ ત્રણપાંચ દહાડાની દુન્યામાથી તે ઉપાડી ગયો

આ હાલહવાલ બયતો સિવાય-દુન્યામાં તેની બીજી બયતો બાકી રહી નથી

ઝમાનાએ તેને તવારીખનાં લખાણુ ઉપર કલમ ચલાવા દીધી નહીં-અને તેને પુરી કરવા પણુ દીધી નહીં.

એ વાચનાર! ફિર્દોસીને મોઢેથી હવે ખૂબીવંતી અને દિલપસંદ બયતો સાભળ.

જ્યારે તેની લખેલી તવારીખ મારા હાથમા આવી-ત્યારે કોઈ માછલી હાથ લાગશે એવી ઉમેદથી મે ગારી જાળ નાખી (એટલે તેમાંથી કાંઈ અગત્યની બાબત શોધી કાઢવાની મે કોશેશ કરી).

તેની કાવ્યરચના મેં તપાસી જોઇ પણુ તે ઘણી નબળી દેખાઈ-ઘણીક બયતો મને અશુદ્ધ લાગી

તે છતા તે બયતોને મેં મારી તવારીખમા દાખેલ કીધી કે જેથી પાદશાહ-સમજે કે અનુપયોગી લખાણુ કેવાં હોય.

ગોયા બે ઝવેરીઓ પાસે બે ગોહર હતા હવે તે બન્નેની ખૂબી ખામી પાદશાહ જાણી લેશે

જો આ પ્રકારે કવિતા લખવી હોય-તો એ કવિ! બેહતર કે લખતોજ ના અને તારાં મનને તકલીફ આપનોજ ના.

જો તારા શરીરને મેહનત પડતી હોય અને જીવને દુઃખ ઉપજતું હોય-જે ખાણુમાથી ગોહર નહીં મળે તે ખાણુ ખોદતોજ ના.

પાણીના રેલા મિસાલ બોલાતી બયતો જોડવાની મનશક્તિ તને નહીં હોય-તો પાદશાહોનાં રાજઅમલની તવારીખ લખવા ઉપર તે મનશક્તિ તુ વાપરતોજ ના

તનદુરોસ્તીને નુકસાન થાય એવાં ખાણાનો સુફરો બિછાવી બેસે-તો તેના કરતા ખાધા વગર ખાલી રહે તે બેહતર

દકીકીની કેતાબ તવારીખથી મને ભરપુર લાગી-અને તે માહેલી બયતો સાચા વિચારથી ભરેલી દેખાઇ.

પણુ તે માહેલી તવારીખ ચાલુ રેવાજમાંથી નીકળી ગયલી હોવા સાથ તે સંબધ વિનાની હતી-અને વળી તે લખનારની મનશક્તિ તેને સિલસિલાબધ જોડી શકે તેવી નહીં હતી

વળી તે તવારીખનો સબધ જોડી શકાય એવો વિચાર કોઇને આવી શકે તેમ પણુ નહીં હતુ-તેથી મારૂં ઉમગી દિલ ફિક્રમાં પડી ગયું.

જો ઘણા વધારે વર્ષ નહીં ગણાય-તોપણુ તે તવારીખ ઉપર કાંઈ બે* હઝાર વર્ષ તો ગુઝરેલા હોવા જોઇયે

* છાપેલી કોપીઓમાં તેમજ મોહલમાં "દૂ હઝાર" યાને "બે હઝાર વર્ષ મળે છે, જ્યારે દરેક જૂના મેન્યુસ્ક્રીપ્ટસમાં "શશ્ હઝાર" યાને "છ હઝાર" વર્ષ મળે છે આ બાબત વિષે અમો આ પુસ્તકના દીબાચામાં પયગમ્બર સાહેબ ઝરતોશ્તની બાબતમા વધારે ખુલાસાથી બોલ્યા છિયે

ગેરેફૂતહૂ બઝૂયન્દહુ બર્ આફ્રીન્
કે પયવન્દરા શાહ દાદ અન્દરીન્
અગર્ મેહ્ ન પયવસ્ત્ જોઝ્ અન્દકી
ઝે બઝ્મો ઝે રઝ્મ્ અઝ્ હઝારાન્ યકી

હમ્ ઊ બૂદ ગૂયન્દહૂરા રાહબર્
કે શાહી નેશાનીદ બર્ ગાહ બર્

હમી યાકૂત્ અઝ્ મેહતરાન્ અર્ઝો ગન્જ
ઝે ખૂએ બદે ખીશ્ બૂદીશ રન્જ

સેતાયન્દએ શહરૂયારાન્ બુદી
બમદહૂ અફ્સરે નામદારાન્ બુદી
બનફ્લ્ અન્દરૂન્ સુસ્ત્ ગશ્તશ્ સોખન્
અઝ્ નવ્ નશુદ રૂઝ્ગારે કોહન્
મન્ ઈન્ નામહ ફરૂખ ગેરેફ્તમ બફાલ્
હમી રન્જ બોર્દમ બએસ્યાર્ સાલ્
નદીદમ સરફ્રાઝ્ બખ્શન્દઈ
બગાહે કયાન્ બર્ દેરખ્શન્દઈ
હમમ્ ઈન્ સખુન્ બર્ દેલ્ આસાન્ નબૂદ
જોઝ્ અઝ્ ખામોશી હીચ્ દર્માન્ નબૂદ
યકી બાધ્ દીદમ સરાસર્ દેરખ્ત
નેશસ્તન્ગહે મર્દુમે નીકૂબખ્ત
બજાઈ નબૂદ ઈચ્ પયદા દરશ
જોઝ્ અઝ્ નામે શાહી નબુદ અફ્સરશ

કે અન્દર્ ખુરે બાધ્ બાયેસ્તમી
અગર્ નીક બૂદી બશાયેસ્તમી
સખુનરા નેગહદાશ્તમ સાલ્ બીસ્ત
બદાન્ તા સઝાવારે ઈન્ ગન્જ કીસ્ત
અબૂલકાસેમ આન્ શહરૂયારે જહાન્
કઝ્ તાઝહ શુદ તાજે શાહનશાહાન્

છતાં મેં તે લખનાર (દકીકી) ઉપર દુઆ કીધી–કારણકે તે તવારીખના સંબંધનો રસ્તો તેણે ખુલ્લો કરી આપ્યો હતો.

થોડીક વિગતો સિવાય મુખ્ય તવારીખનો બરાબર સંબંધ તે દેખાડી શકયો નથી–ગોયા હઝારો લશ્કર અને સંસારી વિગતોમાંથી માત્ર તે એક વિગત આપી શકયો છે †

આ તવારીખ લખનારનો (એટલે ફિર્દોસીનો) રાહબર તે (યાને દકીકી) હતો–બલ્કે એમ કહું કે કવિતાનાં તખ્ત ઉપર તેણે મને એક પાદશાહ તરીકે બેસાડયો.

મોટા માણસોથી તેની (દકીકીની) કદર બુજાતી હતી–અને મેહનતનો પુરતો બદલો મળતો હતો પણ તેને એક ભૂંડી ટેવ હતી જેથી તે ઘણો હાડમાર થતો હતો

પાદશાહોની સ્તુતિના તે લખાણ કરતો હતો–અને સ્તુતિ કરવામાં તે મોટા મોટા કવિઓનાં માથાંનું તાજ સમાન હતો

પણ તવારીખની બીના લખવામાં તેની બયતો નબળી હતી–અને જૂના ઝમાનાની તવારીખ તેના લખાણથી પાછી સજીવન થવા પામી નહીં.

છતા આ મુબારક તવારીખને શુભ શુકન તરીકે ગણી ઘણા વર્ષ સુધી ૨૦૯
મેં મેહનત કીધી.

પણ કયાનીઓનાં તખ્ત ઉપર બેઠેલો કોઈ પ્રતાપી અને સખી બુલન્દ પાદશાહ મને મળ્યો નહીં

વળી આ તવારીખની બાબત કાઇ મને સેહલ લાગી નહીં–તેથી ખામુશ બેસી રહેવા સિવાય બીજો એલાજ હતો નહીં

(ઇરાનની તવારીખને) મે એક છેડાથી બીજા છેડા સુધી ઝાડોથી ભરેલા બાગ મિસાલ જોઇ–જે નેકબખ્ત લોકોની રહેવા બેસવાની જગ્યા હતી.

વળી તે બાગમાં દાખેલ થવાનો અને તેમાંથી બાહેર નીકળવાનો દરવાઝો મને નઝર આવ્યો નહીં (એટલે કયાંથી તે તવારીખ શુરૂ કરવી અને કયાં પુરી કરવી તે જણાયું નહીં)–હવે ત્યાં પાદશાહનાં નામ સિવાય તાજ તખ્ત જેવું કાંઈ હતુ નહીં (એટલે ઈરાનમા સર્વોપરી સત્તા ધરાવનારૂં હાલે કોઇ હતું નહીં).

(જો ઇરાનમાં કોઈ લાયક પાદશાહ હતે તો) બાગના બાગબાનને લાયક મને થવું પડતે–અને ખચીત તે કામ મને બંધ બેસતુ થઈ પડતે.

નાચારીએ મારી બયતોમાં રચેલી તવારીખ મેં વીસ વર્ષ સુધી રાખી મૂકી–અને તે ખઝાનો સોંપી દેવા લાયક પાદશાહની રાહ જોતો હું બેઠો.

એ અબૂલકાસેમ ફિર્દોસી! પેલો જેહાનનો પાદશાહ–કે જેણે ઇરાની શેહનશાહોની સત્તાને પાછી જારી કીધી છે

---

† આ બયત ખુલ્લી રીતે દેખાડી આપે છે કે કયાની સલ્તનતની તવારીખનો જે ભાગ દકીકીએ લખ્યો છે તે ઘણો અધુરો અને બાગો તૂટો છે. ફિર્દોસી પોતાના જોયલા સ્વપ્નાને વળગી રહ્યો તેથી તવારીખનો આ ભાગ તેણે લખ્યો નહીં. જો ફિર્દોસી સ્વપ્નાની પરવા નહી કરતે અને દકીકીએ લખેલી તવારીખ પાછી પોતે લખતે તો ખચીત કે ઝરતોશ્તી દીન ઉપર અને ગુસ્તાસ્પના રાજઅમલ ઉપર તેમજ અસ્ફંદિયારની બીજા દેશો સાથની મોટી લડાઈ ઉપર મોટું અજવાળું પાડતે એ સઘળી વિગતો દકીકીએ નહી આપવાથીજ કદાચ ફિર્દોસી આ બયતમાં લખે છે કે હઝારો વિગતમાંથી ગોયા ઘણીજ થોડી વિગત તેણે આપી છે. પણ કટલાક લખનારાઓનું એવું માનવુ છે કે આ બયતો દકીકીએ નહીં પણ ફિર્દોસીએજ લખેલી હોવી જોઇયે તેના ટેકામાં તેઓ જણાવે છે, કે આવો મહાન શાએર જ્યારે લગભગ સાઠ હઝાર બયતો પોતે લખી શકયો, ત્યારે ફકત એક હઝાર બયતો બીજા શાએરની બનાવેલી પોતાના કીમતી શાહનામામાં દાખેલ કરે એ માન્યામાં આવતું નથી તેઓ વધુ જણાવે છે કે ફિર્દોસી શાહ મહમૂદથી તેમજ બીજા ચુસ્ત મોહમ્મદનોથી પયગમ્બર ઝરતોશ્તની તારીફ કરતાં બીધો તેથી આટલો ભાગ દકીકીને નામે અંદર મૂકયો પણ અમો આ ખુલાસો માનતા નથી. અમો ખાતેરીથી માન્યે છિયે કે આ હઝાર બયત શાએર દકીકીનાજ છે, કારણકે ફિર્દોસીના ખુદ પોતાના કહેવા ઉપરાત આ બયતોની રચનાજ ખુલ્લું કરી આપે છે. ફિર્દોસીના બયતોની રચનામાં અને દકીકીનાં બયતોની રચનામાં ઘણો ફર્ક છે. આજ હેકાયતમાં ખુદ ફિર્દોસી પોતે કહે છે કે:—

નેગહ કર્દમ ઈન્ નઝ્મ સોસ્ત્ આમદમ્—બસી બયત્ ના તન્દુરોસ્ત્ આમદમ
મન્ ઈન્રા નેવેશ્તમ કે તા શહરૂયાર્—બેદાનદ સખુન્ ગોફ્તને નાબકાર્
દો ગઉહર્ બુદ ઈન્ બા દો ગઉહર્ ફરૂશ—કુનૂન શાહ દારદ બગોફ્તાર્ ગૂશ

જહાન્દારૂ મહ્મૂદ બા ફર્રો જૂદ
કે ઊરા કુનદ્ માહો કયવાન્ સુજૂદ
બેયામદ્ નેશસ્ત અઝ્ બરે તખ્તે દાદ્
જહાન્દારૂ ચૂન્ ઊ નદારદ્ બયાદ્
૨૧૦ સરે નામહ્રા નામે ઊ તાજ ગશ્ત
બફર્રશ્ દેલે તીરહ્ ચૂન્ આજ ગશ્ત
બદાદો બદાનેશ્ બરાયો હોનરૂ
નબુદ તાજવરૂ ચુ સઝાવારૂ તરૂ
ઝે શાહાને પીશીન્ હમી બુગ્ઝરદ્
નફસ દાસ્તાન્રા બબદ નેસ્પરદ્
બે દીનારૂ બરૂ ચશ્મે ઊ બરૂ ચે ખાકૂ
બબઝ્મો બરઝ્મ અન્દરશ્ નીસ્ત બાકૂ
ગહે બઝ્મ ઝરૂરો ગહે રઝ્મ તીઘ્
ઝે જૂયન્દહ્ હરૂદ્ નદારદ્ દેરીઘ્

હમીશહ્ સરે તખ્તશ્ આબાદ્ બાદ્
વઝ્ જાને આઝાદગાન્ શાદ્ બાદ્

દુન્યા અને દેશનો રક્ષક, કીર્તિમાન અને સખી દિલનો સુલ્તાન મહમૂદ-કે જેને ચંદ્ર અને શનિ બન્ને નમન કરે છે,

તે ઈરાનની ઈન્સાફી રાજગાદીએ આવી બેઠો છે ઇરાને હાલના ઝમાનામાં એના જેવો દેશનો રક્ષક બીજો કોઇ જોયો હોય એવી યાદ નથી.

આ નામાને મથાળે તેનું મુબારક નામ તાજ સમાન છે-તેની કીર્ત્તિથી મારૂં ઉદાસ દિલ પાછું હાથીદાંત મિસાલ સફેદ ઝળકતુ બની ગયુ છે.

ઇન્સાફમાં, અનુભવમાં, અકલમાં અને હોનરમાં-કોઈ પણ તાજદાર પાદશાહ તેના કરતાં વધારે ચઢિયાતો થયો નથી

ઘણાક આગળા પાદશાહો કરતાં એ વધારે ચઢિયાતો છે-જૂની તવારીખને જરા પણ બૂરૂ બોલતો નથી

દઉલત ખઝાનો તેની નઝરમાં માટી મિસાલ છે-ખુશહાલીની મજલેસમા તેમજ લડાઈમાં તેને કોઈ પણ રીતની ચિન્તા રહેતી નથી

જેને જોઇયે તેને ખુશહાલીની મજલેસમાં દઉલત આપવામાં અને લડાઇને વખતે તલવારના ફટકા મારવામા તે અચકાતો નથી (યાને બક્ષેશ કરવા અને લડવા સદા તેયાર રહે છે).

તેનો રાજગ્પમલ સદા આબાદ રહેજો-અને સદગુણી લોકોનાં દિલ તેનાથી ખુશહાલ રહેજો!

## લશ્કર્ કશીદને અર્જાસ્પ્ બબલ્ખ્ વ કોશતહ્ શુદને લોહ્રાસ્પ્.

કુનૂન રઝ્મે અર્જાસ્પરા નવ કુનીમ
બતબ્એ રવાન્ બાઘ્ બી ખવ કુનીમ

ચુ અર્જાસ્પ્ આગહ્ શુદ્ અઝ્ કારે શાહ્
કે રફ્ત ઊ સુએ સીસ્તાન્ બા સેપાહ્
બેફર્મૂદ તા કોહ્રમે તીઘ્ઝન્
બરદ્ પીશે સાલારે ચીન્ અન્જુમન્
કે અર્જાસ્પરા બૂદ્ મેહ્તરૂ પેસરૂ
બખુર્શીદે તાબાન્ બરૂ આવર્દહ્ સરૂ
૨૧૧ બદૂ ગોફ્ત બુગ્ઝીન્ ઝે લશ્કરૂ સવારૂ
ઝે ગોર્દાને શાયેસતએ કાર્ઝારૂ
અઝ્ ઈદરૂ બેરવ તાઝેયાન્ તા બબલ્ખ્
કે અઝ્ બલ્ખ્ શુદ્ રૂઝે મા તારો તલ્ખ્
નેગરૂ તા કેરા યાબી અઝ્ દુશ્મનાન્
અઝ્ આતેશપરસ્તાનો અહ્રીમનાન્
સરાન્ શાન્ બેબુરૂ ખાનહા શાન્ બેસૂઝ્
બરીશાન્ શબ્ આવરૂ બરખ્શન્દહ્ રૂઝ્
અઝ્ આયવાને ગુશ્તાસ્પ્ બાયદ્ કે દૂદ્
ઝબાનહ્ બરૂ આરદ્ બચર્ખે કબૂદ્
અગરૂ બન્દ્ બરૂ પાએ એસ્ફન્દેયારૂ
બેબીની સરૂ આવરૂ બરૂ ઊ રૂઝગારૂ
હમાન્ગહ્ સરશ્રા ઝે તન્ બાઝ્ કુન્
બે નામે તો ગીતી પુરૂ આવાઝ્ કુન્
હમહ્ શહ્રે ઈરાન્ બકામે તો ગશ્ત
તો તીઘીઓ દુશ્મન્ નેયામે તો ગશ્ત

## અર્જાસપનું બલ્ખ ઉપર લશ્કર લઈ જવું અને લોહરાસપનું માર્યું જવું.

હવે અર્જાસપની લડાઈ લખવાનુ શુરૂ કરૂ છુ-અને તવારીખના બાગમાનું જગલી ઘાસ મારી પાણીના રેલા મિસાલ કવિતા જોડવાની મનશક્તિથી ઉખેડી કાઢીશ

જ્યારે અર્જાસ્પ પાદશાહ ગુશ્તાસ્પનાં કામથી વાકેફ થયો કે "તે લશ્કર સાથ સીસ્તાન તરફ ગયો છે,"

ત્યારે તલવાર મારનાર કોહરમને-તાશતરના મુલકનાં સરદારની આગળ (યાને પોતાની આગળ) લશ્કર લાવવા હોકમ કીધો

કારણકે તે અર્જાસ્પનો વડો બેટો હતો-જેણે ઝળકતા ખોરશીદ સુધી પોતાનુ સર ઉઠાવેલુ હતું.

તેને કહ્યું કે "તુ લશ્કરમાંથી સવારો અને લડાઇને લાયકના પેહલવાનોમાથી તેવા પેહલવાનો ચુંટી કાઢ

અને અહીંથી બલ્ખ સુધી દોડતો જા-કારણકે તે બલ્ખથીજ આપણો દહાડો સીઆહ અને કડવાસ ભર્યો બન્યો છે

તુ ધ્યાન રાખજે કે આપણા દુશ્મનોમાથી તેમજ આતશ પરસ્તોમાંથી કે તે એહરેમનોમાંથી તને કોઈ પણ મળી જાય,

તો તુરત તેઓનાં માથાં કાપી નાખજે અને તેઓનાં ઘરને આગ લગાડજે-અને તેમ કરીને તેઓના રોશન રોઝને સીઆહ રાત જેવો બનાવજે.

ગુશ્તાસ્પનો મેહલ એવી રીતે બાળવો જોઇયે-કે તેના આતશની ઝાળ આસ્માન સુધી પોચવી જોઇયે

અગરજો અસ્ફંદિયારના પગ ઉપર બેડી પોયલી-તું જોય તો તેનો પણ વખત પુરો કરી નાખજે

તુરતજ તેનું સર તનથી જુદું કરજે-અને તેમ કરીને તારાં નામથી આખી દુન્યા ચર્ચા ભરેલી કરજે

તેમ થયું તો ઈરાનની આખી રાજધાની જાણજે કે તારી ખાહેશ મુજબ તારીજ થઈ-તું તલવાર અને દુશ્મનનું દિલ તારૂં મેયાન થયલુંજ સમજજે.

ન સીમસ્ત્ બા મન્ ન ઝરૂશો ગોહરૂ
ન ખેશ્તો ન આબો ન હીવાશૂગરૂ
ન જાએ દેરખ્તી ચુનાન્ સાયહ્દારૂ
કે ખાબાનમત અય ગવે નામદારૂ
બરૂ આહીખ્ત ખફતાને જન્ગ્ અઝ તનશ
કફન કરૂદ દસ્તારો પીશાહનશ
વઝાન્ જા બેયામદ્ બદાન જાયગાહ
કુજા શાહ ગુશ્તાસ્પ્ ગુમ કરૂદ રાહ
બસીશ ઝે ઈરાનેયાન્ કોશ્તહ દીદ
શુદહ ખાકો સન્ગ્ અઝ જહાન્ નાપદીદ
હમી ઝારૂ બેગ્રીસ્ત બરૂ કશ્તગાન્
બરાન્ તન્ગ્ દેલ બખ્ત બરગશ્તગાન્
બજાઈ કુજા ગશ્તહ બુદ સખ્ત રઝમ
બચશ્મ્ આમદશ કોશ્તહ રૂએ ગોરઝમ
બનઝદીકે ઊ અસ્પશ અફગન્દહ બૂદ
બરૂ ઊ ખાક ચન્દી પરાગન્દહ બૂદ
ચુનીન્ ગોફત બા કોશ્તહ એસ્ફન્દેયારૂ
કે અય મર્દે નાદાને બદ રૂઝગારૂ
નેગહ કુન્ કે દાનાએ ઈરાન્ ચે ગોફત
બદાન્ગહ કે બુકુશાદ રાઝ અઝ નેહોફત
કે દુશ્મન્ કે દાના બુવદ બેહ ઝે દૂસ્ત
અબા દુશ્મનો દૂસ્ત દાનેશ નેકૂસ્ત
બરૂ અન્દીશહ આન્ કસ કે દાના બુવદ
ઝે કારી કે બરૂ વય તવાના બુવદ
ઝે ચીઝી કે બાશદ બરૂ નાતવાન્
બજોસ્તનશ રન્જહ નદારદ રવાન્
અઝ ઈરાન્ હમી જાએ મન્ ખાસ્તી
તો આવર્દી અન્દરૂ જહાન્ કાસ્તી
તો બોર્દી અઝીન્ પાદશાહી ફોરૂઘ
હમી ચારહ જોસ્તીઓ ગોફ્તી દોરૂઘ
બરીન્ રઝમ ખૂની કે શુદ રીખ્તહ
તો બાશી બદાન્ ગીતી આવીખ્તહ
વઝાન્ દશ્ત ગેર્યાન્ સરૂ અન્દરૂ કશીદ
બઅન્બૂહે ગોર્દાને તુર્કાન્ રસીદ
સેપહ દીદ બરૂ હફ્ત ફર્સન્ગ્ દશ્ત
કઝીશાન્ હમી આસ્માન્ ખીરહ ગશ્ત
યકી કન્દહ કર્દહ બગેરૂદ અન્દરૂન
બપહ્નના ઝે પર્તાએ તીરી ફોઝૂન
ઝે કન્દહ બસદ ચારહ અન્દરૂ ગુઝશ્ત
એનાનરા ગેરાન્ કરૂદ બરૂ સૂએ દશ્ત
તલાયહ ઝે તુર્કાન્ ચુ હશ્તાદ મરૂદ
હમી ગશ્ત્ બરૂ ગેર્દે દશ્તે નબરૂદ
પરાગન્દહ તુર્કાન્ બરૂ ઊ આમદન્દ
પુરૂ આવાઝો બા જોસ્તજૂ આમદન્દ
બપુર્સેદ્ ગેરેફતન્દ કય શીરૂમરૂદ
ચે જૂઈ બદીન શબ્ બદશ્તે નબરૂદ
ચુનીન્ દાદ પાસોખ કે બરૂ દશ્તે રઝમ
શુમારા હમહ કામ ખાબસ્તો બઝમ

હાલ નથી મારી પાસે સોનું, રૂપું કે ગોહર-તેમજ ઇંટ, પાણી કે કડિયા પણ નથી

વળી અહીં નથી કોઇ છાંયડાવાળું ઝાડ કે એ નામદાર પેહલવાન ! હું તને તેની નીચે સૂવાડું"

પછી તેણે ભાઈનાં તન ઉપરથી લડાઇનું બખ્તર કાઢી નાખ્યું-અને ૨૪૪
તેની પાઘડી તેમજ પેહેરણનું કફન બનાવ્યું.

પછી ત્યાંથી તે પેલી જગ્યા ઉપર આવ્યો-કે જ્યાં પાદશાહ ગુશ્તાસ્પ પોતાની રાહ ભૂલી ગયો હતો

ત્યાં તેણે ઇરાનીઓમાથી ઘણા જણાને માર્યા ગયલા જોયા-જેહાન માંથી ગોયા ધૂળ અને પત્થર બેમાલૂમજ થઇ ગયલા હતા.

તે માર્યા ગયલાઓ ઉપર તેમજ તે બરગશ્તે બખ્તના લાચારો ઉપર અસ્ફંદિયાર ઝાર ઝાર રડવા લાગ્યો

જે જગ્યાએ કે લડાઇ ઘણી સખ્ત થઇ હતી-ત્યાં મરી ગયલા ગોર-ઝનનો ચેહરો તેની નઝરે પડ્યો

તેની નઝદીકમાંજ તેનો ઘોડો પણ પડેલો હતો જેની ઉપર કેટલીક ખાક પંથરાયલી હતી

તે મૂવેલા ગોરઝમને જોઇ અસ્ફંદિયાર એ પ્રમાણે બોલ્યો કે "એ બૂરા દહાડાના નાદાન મર્દ !

તું નેગાહ કર કે પેલા ઈરાનના દાના શખ્સે જ્યારે પોતાનાં દિલનો છૂપો ભેદ ખુલ્યો ત્યારે શુ કહ્યુ હતુ ?

કે '(નાદાન) દોસ્ત કરતાં દાના દુશ્મન ભલો-દુશ્મન હોય કે દોસ્ત હોય પણ માણસને ડહાપણ હોવું જોઇયે

જે કોઈ શખ્સ કે દાના હોય છે-તે જે કામ કે પોતાથી બની શકતું હોય તે ઉપરજ પોતાના વિચાર દોડાવે છે

પણ જે કામ કરવાને પોતે અશક્ત હોય-તે કામનો વિચાર કરવામા ૨૪૫
પોતાનો જીવ દુઃખી કરતો નથી'

ઇરાનમા તુ મારી જગ્યા લેવા માગનો હતો-પણ તેમ કરીને તો તે આ દેશમાં આફત લાવી નાખી

તેજ આ પાદશાહીનો પ્રકાશ સઘળો ઝાંખો કરી નાખ્યો-તે ખોટા કાવતરાં કીધા અને તુ જૂઠું બોલ્યો

આ લડાઈગાહમા જેટલું ખૂન રેડાયુ છે-તેના જવાબદાર તરીકે તું પેલી જેહાનમા લટકેલો રહેશે"

એટલું કહી રડતો રડતો તે વયરાન જગ્યાએથી ફર્યો-અને જ્યા તૂરાની લશ્કર એકઠુ હતું ત્યાં આવ્યો

તેણે તે મયદાનમાં સાત ફર્સંગ સૂધી લશ્કર વીખરાયલુ જોયુ-કે જે જોઇને આસ્માન પણ દઘાઈ જતુ હતું

તે લશ્કરની આસપાસ એક ખાઈ ખોદેલી હતી-જેની પોહોળાઈ એક તીર છૂટવાના અદાઝાથી પણ વધારે હતી

આ ખાઇ તેણે સો યુક્તિઓ કરી પસાર કીધી-અને દુશ્મનનાં મયદાન ઉપર ઘોડાને થોભાવ્યો

હવે તુર્કીઓમાથી એંસી તલાયા સવારો-લડાઈના મયદાનની આસ-પાસ ચોકી કરતા કરતા હતા

તેઓ વીખરાયલી હાલતમા તેની આસપાસ આવી લાગ્યા-તેઓ બૂમ પાડતા જોસ્તજો કરવા માટે આવ્યા

તેઓ તેને પૂછવા લાગ્યા કે "એ શેર મર્દ !-તું એવડી રાતે લડાઈનાં ૨૪૬
મયદાનમાં શુ શોધે છે?"

ત્યારે અસ્ફંદિયારે તેઓને એવો જવાબ આપ્યો કે "આ લડાઈનાં મયદાન ઉપર તમો સઘળાઓની ખાહેશ તો બસ ખાબ કરવાની અને ખાણીપીણી કરવાનીજ છે

ચુ આગાહી આમદ બકોહરમ ગે દશ્ત
કે એસ્ફન્દેયારૂ અઝ શુમા બરૂ ગુઝશ્ત
મરા ગોફ્ત બરૂ ગીરૂ શમ્શીરે તીઝ
ઝે જાન્ શાન્ બરૂ આવરૂ યકી રસ્તખીઝ
બરૂ આહીખ્ત શમ્શીરો અન્દરૂ નેહાદ
હમી કરૂદ અઝાન્ રઝ્મે ગુશ્તાસ્પ્ યાદ
બેયફૂગન્દ અઝીશાન્ ફેરાવાન્ બરાહ
વઝાન્ જાએગહ શુદ બનઝદીકે શાહ
બરૂ આમદ બરાન્ કૂહે ખારા ફરાઝ
ચુ રૂએ પેદરૂ દીદ બોર્દશ નમાઝ
પેદરૂ દાદ હેલ્ બૂદ બરૂપાએ જસ્ત
બેબૂસીદો બેસ્તોરૂદ રૂયશ બદસ્ત
બદૂ ગોફ્ત યઝદાન્ સેપાસ્ અય જવાન્
કે દીદમ તોરા શાદો રઉશન્રવાન્
ઝે મન્ બરૂ હેલ્ આઝારો તુન્દી મદારૂ
બકીન્ ખારેતન્ હીચ્ કુન્દી મદારૂ
૨૪૭ ગોરઝ્મ આન્ બદઅન્દીશ બદખૂએ મરૂદ
હેલે મન્ ઝે ફર્ઝન્દે મન્ તીરહ કરૂદ
બદ આમદ બરૂયશ ઝે ગોફ્તારે બદ
બદ આયદ બમર્દે બદ અઝ કારે બદ
પઝીરોફ્તમ્ અઝ કેર્દેગારે જેહાન્
શેનાસન્દએ આશ્કારો નેહાન્
કે ગરૂ મન્ શવમ શાદો પીરૂઝબખ્ત
સેપારમ્ તોરા કેશ્વરો તાજો તખ્ત
પરસ્તેશગહી પસ કુનમ દરૂ જેહાન્
સેપારમ તોરા આનચે દારમ નેહાન્
ચુનીન્ પાસોખ આવરૂદ એસ્ફન્દેયારૂ
કે ખુશ્નૂદ બાદા ઝે મન્ શહરૂયારૂ
મરા આન્ બુવદ તખ્તો ગન્જો સેપાહ
કે ખુશ્નૂદ બાશદ અઝીન્ બન્દહ શાહ
જહાન્દારૂ દાનદ કે બરૂ દશ્તે રઝ્મ
ચુ મન્ દીદમ અફ્ગન્દહ રૂએ ગોરઝ્મ
બદાન્ મર્દે બદગૂય ગેર્યાન્ શુદમ
ઝે દર્દે હેલે શાહ બેર્યાન્ શુદમ
કુનૂન્ આનચે બદ બૂદ બરૂ મા ગુઝશ્ત
ગુઝશ્તહ હમહ નઝદે મન્ બાદ ગશ્ત
૨૪૮ અઝીન્ પસ ચુ મન્ તીઘે કીન્ બરૂ કશમ્
વઝીન્ કૂહે ખારા સરૂ અન્દરૂ કશમ્
ન અર્જાસ્પ્ માનમ્ ન આયાસો ચીન્
ન કોહરમ્ ન ખલ્લોખ ન તૂરાન્ ઝમીન્
ચુ લશ્કરૂ બેદાનેસ્ત કેસ્ફન્દેયારૂ
ઝે બન્દે ગેરાન્ રસ્તો બદ રૂઝગારૂ
બેરફૂતન્દ યકસરૂ ગોરૂહા ગોરૂહ
બપીશે સેપહદારૂ બરૂ ઓર્ઝે કૂહ
બુઝોર્ગાનો બીગાનહો ખીશે ઊય
નેહાદન્દ સરૂ બરૂ ઝમીન્ પીશે ઊય
હમહ કસ વરા આફ્રીન્ ખાન્દન્દ
વરા શાહે જૂયન્દહ કીન્ ખાન્દન્દ
ચુનીન્ ગોફ્ત નીકૂ અખ્તરૂ એસ્ફન્દેયારૂ
કે અય નામદારાને ખન્જરૂ ગુઝારૂ

જ્યારે મયદાનમાંથી તમારી કોહરમને ખબર મળી-કે 'અસ્ફંદિયાર તમારી હદમાથી સલામત પસાર થઇ ગયો,'

ત્યારે તેણે મને ફર્માવ્યુ કે તું તારી તેઝી તલવાર લે-અને તે તલાયાની ટુકડીના જાન ઉપર આફત વરસાવ"

એમ કહી તેણે મેયાનમાથી તલવાર ખેંચી તેઓ ઉપર તુટી પડયો-તે ગુશતાસ્પની લડાઇની યાદ કરવા લાગ્યો

અને તેઓમાંથી ઘણાકોને ત્યાં રસ્તા ઉપરજ કાપી નાખ્યા-પછી ત્યાથી તે પાદશાહની નઝદીક ગયો

તે પેલા સખ્ત પહાડ ઉપર ચઢી ગયો-અને જ્યારે તેણે પોતાના બાપનો ચેહરો જોયો ત્યારે તેને નમન કીધું

તેનો બાપ જે દુખી થયલો હતો તે ઉઠીને ઉભો થયો-અને અસ્ફંદિયારને બોસો લઇ પોતાને હાથે તેનો ચેહરો પસવારવા લાગ્યો

અને બોલ્યો કે "એ જવાન બેટા! હું પાક યઝદાનના શુક્રાના કરૂ છુ-કે મે તને ખુશહાલ અને રોશન જીવનો જોયો

મારી તરફથી તુ તારા દિલમાં કશુ દુઃખ કે ગુસ્સો ના રાખતો-અને દુશ્મનો ઉપર કીનો લેવા માટે કશી સુસ્તી ના કરતો

પેલા બદ વિચારના અને બૂરી ખસ્લતના ગોરઝમે-મારાં ફર્ઝંદ માટે મારૂં દિલ સીઆહ બનાવ્યુ હતુ

પણ બદગૂઇ કીધાથી તેની ઉપર બૂરાઇજ આવી પડી-કારણ બૂરાં કામ કરવાથી તે બૂરા શખ્સ ઉપર બૂરાઇજ આવી પડે છે

મેં ઝાહેર તેમજ બાતેનના જાણનાર જેહાનના પયદા કરનાર ખોદા તાલા આગળ કબૂલ કર્યું છે,

કે અગરજો હુ આ લડાઇથી ખુશહાલ અને ફતેહમદ બખ્તનો થઇશ-તો આ મુલક અને તાજો તખ્ત તને સોંપી આપીશ

પછી હુ દુન્યાને ત્યાગ કરીને ખોદાની એબાદતમા મશગૂલ થઇશ-અને જે મે સઘરું છે તે સઘળુ તને આપીશ"

ત્યારે અસ્ફંદિયારે તેને એવો જવાબ દીધો કે "તુ પાદશાહ મારાથી ખુશહાલ હોજો!

મારે મનસે તો તખ્ત, ખઝાનો અને લશ્કર એજ છે-કે તુ પાદશાહ મુજ બદાથી ખુશહાલ રહે

જહાનનો માલેક શાહેદ છે કે લડાઇના મયદાનમાં જ્યારે તે મારી ગયલા ગોરઝમનો ચેહરો જોયો,

ત્યારે તે બદગોઈ કરનાર શખ્સ ઉપર હુ રડયો હતો-અને તુ પાદશાહના દિલનાં દુઃખનો બળાપો કર્યો હતો

હવે તો જે કાઇ બૂરૂ થવાનુ હતુ તે આપણી ઉપર વીટી ચૂક્યું છે-અને સઘળી ગઇ ગુઝરી તો મારે મનથી પવન માફક પસાર થઇ છે

હવે પછી જ્યારે હું પોતાની કીનો લેનારી તલવાર ખેંચીશ-અને આ સખ્ત પહાડ ઉપરથી નીચે ઉતરીશ,

ત્યારે અર્જાસ્પ, આયાસ કે ચીન તેમજ કોહરમ, ખલ્લુખ કે તૂરાન ઝમીન કાંઈ રહેવા દઇશ નહીં"

જ્યારે ઈરાની લશ્કરે જાણ્યુ કે "અસ્ફંદિયાર ભારી બંદથી અને પોતાનાં બૂરાં નસીબથી છૂટો થયો છે,"

ત્યારે તેઓ તે સરદારની નઝદીક તમામ ટોળેટોળાં બની પહાડની બુલંદી ઉપર ગયા

સઘળા સરદારોએ તેમજ તેના ખેશીઓ અને બીજા લોકોએ-પોતાનાં સર તેની નઝદીક ઝમીન ઉપર મૂક્યા

સઘળાઓએ તેના ઉપર દુઆ કીધી-અને તેને "કીનો લેનાર શાહઝાદા" કરીને બોલાવવા લાગ્યા

ત્યારે નેક સેતારેના અસ્ફંદિયારે એ પ્રમાણે કહ્યુ-કે "એ મારા ખંજર મારનારા નામદારો!

હમહ તીધે ઝહ્રૂ આબ્ગૂન્ બરૂ કશીદ
બકીન્ અન્દરૂ આઇદો દુશ્મન્ કશીદ
બુઝોર્ગાન્ બરૂ ઊ ખાન્દન્દ આફ્રીન્
કે મારા તોઈ અફ્સરો તીધે કીન
હમહ પીશે તૂ જાન્ ગેરઉગાન્ કુનીમ
ઝે દીદારે તૂ રામેશે જાન્ કુનીમ
હમહ શબ્ હમી લશ્કરૂ આરાસ્તન્દ
હમહ જઉશનો નીઝહ પીરાસ્તન્દ
પેદરૂ નીઝ્ બા ફરૂરોખ એસ્ફન્દેયારૂ
હમી બાઝ્ ગોફ્તે અઝ્ બદે રૂઝ્ગારૂ
ઝે ખૂને જવાનાને પર્ખાશજૂય
બરોખ્ બરૂ નેહાદ અઝ્ દો દીદહ દો જૂય
કે બૂદન્દ કોશ્તહ બદાન્ રઝ્મગાહ
ઝે ખૂન્ બરૂ સરે તાજ્વરૂ શાન્ કોલાહ
હમાન્ શબ્ ખબરૂ નઝ્દે અર્જાસ્પ શુદ
કે ફર્ઝન્દ નઝ્દીકે ગુશ્તાસ્પ શુદ
બરહ બરૂ ફેરાવાન્ તલાયહ બેકોશ્ત
કસી કૂ નશુદ કોશ્તહ બેન્મૂદ પોશ્ત
ઘમી ગશ્ત પુરૂમાયગાન્રા બેખાન્દ
બસી પીશે કોહરમ સુખુનહા બેરાન્દ
કે મારા બોઝ્ ઈન્ બૂદ દરૂ જન્ગ્ રાય
બદાન્ગહ કે લશ્કરૂ બેયામદ ઝે જાય
હમી ગોફ્તમ આન્ દીવરા ગરૂ બબન્દ
બેયાબીમ્ ગીતી શવદ બી ગઝન્દ
બેગીરમ સરે ગાહે ઈરાન્ ઝમીન્
ઝે હરૂ મરૂઝ્ બરૂ મા કુનન્દ આફ્રીન્
કુનૂન્ ચૂન્ કુશાદહ શુદ આન્ દીવ્ઝાદ
બચન્ગસ્ત મારા ઘમો સરૂદ બાદ
ઝે તુર્કાન્ કસી નીસ્ત હમ્તાએ ઊય
કે ગીરદ બરઝ્મ અન્દરૂન્ જાએ ઊય
ચુનીન્ બા દેલે શાદો પીરૂઝ્ બખ્ત
બતૂરાન્ ખરામીમ્ બા તાજો તખ્ત
બેફેરૂમૂદ તા હરૂચે બુદ ખાસ્તહ
ઝે ગન્જો ઝે અસ્પાને આરાસ્તહ
ઝે દીબાએ ઝરૂબફ્તો ઝરૂરો ગઉહરૂ
ઝે દીનારો યાકૂતો તાજો કમરૂ
ઝે ચીઝી કે અઝ્ બલ્ખે નામી બેબોરૂદ
બેયાવરૂદ યકસરૂ બકોહરમ સેપોરૂદ
ઝે કોહરમશ કેહતરૂ પેસરૂ બુદ ચહારૂ
બુનહ બરૂ નેહાદન્દો બસ્તન્દ બારૂ
બેરફ્તન્દ બરૂ હરૂ સુએ સદ હયૂન
નેશસ્તહ અબરૂ હરૂ યકી રહનમૂન
દેલશ ગશ્ત પુરૂ બીમો સરૂ પુરૂ શેતાબ્
વઝ્ દૂરૂ શુદ ખુર્દો આરામો ખાબ્
યકી તુરૂક બુદ નામે ઊ કરૂગ્સારૂ
ઝે લશ્કરૂ બેયામદ બરે શહરૂયારૂ
બદૂ ગોફ્ત કય શાહે તુર્કાનો ચીન્
ઝે યક તન્ મઝન્ નાચે ખુદ બરૂ ઝમીન્
સેપાહી હમહ ખસ્તહો કૂફ્તહ
ગુરીઝાનો બખ્ત અન્દરૂ આશુફ્તહ

તમો સઘળાઓ ઝેહરી પાણી પાયલી તલવાર ખેંચો-તમો કીનો લેવા ધસો અને દુશ્મનને મારો."

સઘળા બુઝોર્ગોએ તેની ઉપર દુઆ કીધી કે "અમારૂં તાજ અને કીનાની તલવાર તુંજ છે

અમો સઘળાઓ પોતાનો જીવ તારી પાસ ગિરવી મૂકયે છિયે-અને તારા દીદારથીજ અમારા જાનની ખુશહાલી કર્યે છિયે."

તેઓ આખી રાત લશ્કરની તૈયારી કરવા લાગ્યા સઘળાં બખ્તર ૨૪૯
અને નેઝા લડવા માટે તૈયાર કીધા

વળી બાપે પોતાના કીર્તિમાન બેટા અસ્ફદિયાર સાથ-બૂરા ઝમાનાની ચાલ માટે વાતો કરવા માંડી

પોતાના લડાયક જવાન બેટાઓના થયલાં ખૂન માટે-તેણે પોતાના મો ઉપર બન્ને આખમાંથી આંસુની નદી વહેતી કીધી

જે જવાનો તે લડાઇનાં મયદાનમાં માર્યા ગયા હતા-અને જેઓનાં તાજ પેહેરનારા સર ઉપર લોહીની કોલાહો હતી

હવે તેજ રાતે અર્જાસ્પની નઝદીક ખબર ગઈ-કે "ગુશ્તાસ્પની નઝદીક તેનો બેટો અસ્ફદિયાર આવી પુગ્યો છે

તેણે રાહમા આપણા ઘણાક તલાયા સવારોને મારી નાખ્યા છે જે કોઈ કે જીવતા રહ્યા તેઓ નાસી ગયા છે"

ત્યારે તેણે ગમગીન થઇ દાનાઓને બોલાવ્યા-અને કોહરમ સાથ ઘણીક મસ્લહત ચલાવી બોલ્યો,

કે "જે વખતે આપણું લશ્કર ઉપડયુ તે વખતે લડાઇ માટે મારા વિચાર બીજીજ રીતના હતા

ત્યારે હુ એમ કહેતો કે જો પેલો બંદમાં પડેલો દેવ અસ્ફદિયાર-આપણા હાથમાં સપડાઈ જાય તો પછી સઘળી જેહાન આરામ પામે

અને સેહલાઈથી ઈરાન દેશની રાજધાની જીતી લઈશ જેથી દરેક દેશમા આપાણી વખાણ થાય

પણ હવે જ્યારે તે દેવઝાદ પાછો છૂટો થયો છે-ત્યારે હવે આપણે ૨૫૦
હાથ તો ગમ અને હાય અફસોસજ રહ્યા છે

તુર્કીઓમા કોઈ પણ તેનો જોડયો નથી-કે જે લડાઈમા તેની જગ્યા લે

માટે હવે આપણે આ ખુશહાલ દિલ અને ફતેહમંદ નસીબ સાથેજ-તાજ અને તખ્ત લઈ તૂરાન પાછા ફર્યે"

પછી તેણે ફર્માવ્યુ જેથી જે કાઇ માલ, ખઝાનો અને સણગારેલા ઘોડાઓ હતા,

તેમજ ઝરબફતનાં રેશમી કપડા, સોનુ, ગોહર દીનાર, યાકૂત, તાજ, કમરબંદ,

તેમજ જે કાઈ ચીઝો કે મશહૂર થયલા બલ્ખ શેહરમાથી લૂટી હતી-તે લાવી સઘળુ કોહરમને સોપ્યુ

કોહરમ કરતા નાના અર્જાસ્પના બીજા ચાર છોકરાઓ હતા તેઓએ સઘળો સરસામન બાંધ્યો અને તે બોજો ઊંટો ઉપર લાધ્યો.

એવાં લાદેલા સો ઊંટો લઇ તેઓ દરેક જુદે જુદે રસ્તે સાથે એકેક ભોમિયો લઇને ગયા.

અર્જાસ્પનું દિલ ધાસ્તી ભરેલું અને સર ઉસ્કેરાયલુ બન્યુ-જેથી કરીને તેનુ ખાવુ પીવુ, અયશઆરામ અને ઊંઘ ઉડી ગઈ

એવું જોઇ એક કર્ગસાર નામનો તુર્કી હતો તે તૂરાંની લશ્કરમાંથી પાદશાહની નઝદીક આવ્યો.

અને બોલ્યો કે "ઓ તુર્કીઓના અને ચીનના પાદશાહ!-એક ૨૫૧
માણસને સબબે તું પોતાની કીર્ત્તિ ઝાંખી ના પાડ

દુશ્મનોનુ તમામ લશ્કર ઝખ્મી થયલુ અને અધમૂવું થઇ ગયલું છે-તેઓ નાસભાગમાં પડયા છે અને તેઓનુ નસીબ રૂઠેલું છે

પેસરૂ કોશતહો સૂખ્તહુ શહરૂયારૂ
બયારી કે આમદ જોશ્રૂ એસ્ફન્દેયારૂ
સેપહરા હમી દેલ્ શેકસ્તહુ કુની
બગોફ્તારૂ બી જન્ગ્ ખસ્તહુ કુની
ન દાના બુવદ શાહ્ બા તર્સો બાકૂ
જે તર્સન્દહુ મર્દુમ બરૂ આયદ હલાકૂ
ન ગોર્ઝી બતર્કી ફેરૂદ આમદહુસ્ત
ન તીરી બબર્ગુસ્તુવાની ઝદહુસ્ત
હમઆવરૂદ ઊ ગરૂ બેયાયદ મનમ
તને મર્દે જન્ગી બખાકૂ અફ્ગનમ
ચુ અર્જાસ્પ્ બેશનીદ ગોફ્તારે ઊય
બેદીદ આન્ દેલો રાએ હુશ્યારે ઊય
બદૂ ગોફ્ત કય ગોર્દે પર્ખાશખરૂ
તોરા નામ હસ્તો નેઝાહો ગોહરૂ
અગરૂ ઈન્ કે ગોફ્તી બજા આવરી
હોનરૂ બરૂ ઝબાન્ રહ્નુમા આવરી
૨૫૨ જે ખરૂગાહુ તા પીશે દર્યાએ ચીન્
તોરા બખ્શમો ગન્જે ઈરાન્ ઝમીન્
સેપહબુદ તો બાશી બદીન્ લશ્કરમ
જે ફર્માને તૂ યકૂ ઝમાન્ નુગ્ઝરમ
વગરૂ આન્ કે દાની કે બા ઈન્ હેઝબ્રૂ
નતાબી મપૂશાન્ તો ખુફ્તા બકબ્રૂ
બેકર્દીમ તારાજ ગન્જો બનહુ
બઈરાન્ નહેશ્તીમ જોઝ્ દરૂ મનહુ
બશાદી બરૂઈન્દેઝ્ અન્દરૂ શવીમ
નેશીનીમો બા માહુ હમબરૂ શવીમ
કે ગરૂ પરૂ બરૂ આરદ ચલ્ એસ્ફન્દેયારૂ
નેયારદ ગુઝશ્તન બરાન્ રહ્ ગુઝારૂ
તો નશ્નીદી ઈન્ દાસ્તાને શઘાલ્
કે ઝદ બા યકી પીરૂ ગોર્ગે હમાલ્
કે સગ્રા બખાનહુ દેલીરી બવદ
ચુ બીગાનહુ શુદ બાન્ગે વય કમ શવદ
વરા પાસોખ્ આવરૂદ પસ કરૂગ્સારૂ
કે ફર્દા મરા બીન્ તો અય શહરૂયારૂ
ચુ રૂ અન્દરૂ આરન્દ લશ્કરૂ બરૂય
ચુનાનશ રોબાયમ કે કાહી જે ય
૨૫૩ હમ અન્દરૂ ઝમાન્ લશ્કરૂ ઊરા સેપોરૂદ
જે ગીતી દો બહુરહુ મરૂ ઊરા શેમોરૂદ

હમહુ શબ્ હમી લશ્કરૂ આરાસ્તન્દ
જે દેઝ્ બારએ પહ્લવાન્ ખાસ્તન્દ

તેના બેટાઓ માર્યા ગયા છે અને પાદશાહ પોતે બળી જળી રહેલો છે-તેની મદદમાં એક અસ્ફંદિયાર સિવાય બીજું કોણ આવ્યુ છે?

એવી રીતે તુ લશ્કરનું દિલ તોડી નાખે છે-અને લડાઈ વગરજ ફક્ત મોઢેની વાતોથી તેઓને ઝખ્મી બનાવે છે

એક બીકણ તેમજ ધાસ્તી ખાનારો પાદશાહ કદી પણ ડહાપણવાળો ગણાતો નથી-બીકણ માણસથી ખરાબીજ ઝાહેર આવે છે

હજુ તો કોઈની લોઢાંની ટોપી ઉપર એક પણ ગોર્ઝનો ફટકો પડયો નથી-તેમજ કોઈના ઘોડાના બખ્તર ઉપર એક તીર પણ નથી લાગ્યો.

હવે જો તે મયદાનમાં આવશે તો હું તેનો હરીફ છું-તે લડાયક મર્દના તનને ખાકમા નાખીશ."

જ્યારે અર્જાસ્પે તેની આ વાત સાભળી-અને તેની તે હિમ્મત અને બાહોશી ભરેલા વિચાર જોયા,

ત્યારે તે બોલ્યો કે "ઓ બહાદુર પેહલવાન! તુ કીર્તિમાન, બુન્યાદી અને ખાન્દાની છે

અગર જો તું જે કાઇ બોલ્યો છે તે બજા લાવશે-અને જેમ બોલે છે તેમ જો તારો હોનર તુ દેખાડી આપશે,

તો ખરગાહના મુલકથી તે ચીનના દર્યા સૂધીનો મૂલક હું તને બક્ષેશ કરીશ અને ઇરાન ઝમીનનો સઘળો ખઝાનો પણ આપીશ,

અને મારાં લશ્કરનો સેપહસાલાર તુંજ બનશે-તેમજ તારી સલાહથી હું એક જરાબી વેગળો જઈશ નહીં

હવે જો તું ધારે કે આ સિહ સાથ-તું લડી નહી શકશે તો તું પોતાના શરીર ઉપર લડાઈનું બખ્તર પેહેરતોજ ના

કારણકે ઇરાનમા જે ખઝાનો અને અસ્બાબ હતો તે મે તારાજ કર્યો છે અને ત્યા ઘાસના તણખલાં સિવાય કાઈ રાખ્યુ નથી

તેથી ખુશહાલ હવે રૂઇનદેઝમાં જઈ-બેસ્યે અને પેલી માહતાબને ચેહરેની સાથે મઝેહ કર્યે.

કારણકે પેહલવાન અસ્ફદિયારને અગરજો પાખ પણ ઉગી નીકળે-તો પણ તે આપણી તરફની રાહ પસાર કરી શકવાનો નથી.

શુ તેં પેલા શિયાળની આ વાત સાભળી નથી-કે જે તેણે પોતાના સાથી એક બુઢ્ઢાં વરૂને કહી હતી?

કે કુતરાને પોતાના ઘરમાજ બહાદુરી હોય છે-પણ જ્યારે તે પારકે ઠેકાણે ગયુ તો ત્યા તેનું ભસવુ ઓછું થઈ જાય છે"

ત્યારે કર્ગસારે તેને એવો જવાબ દીધો-કે "ઓ પાદશાહ! તું મને કાલે જોજે,

કે જ્યારે લશ્કર સામાસામી લડવા આવશે-ત્યારે રસ્તામાંથી ઘાસ કચરો ઊચકી લે તેમ હુ તેને ઝીન ઉપરથી ઊંચકી લઈશ"

તુરતજ લશ્કરની સરદારી તેને આપીને એક ફઉજ તેને સોપી-અને જો ઈરાન દેશ જીતાય તો તેના બે હિસ્સા (અડધો ભાગ) તેને આપવાની ગણત્રી કરી રાખી

તેઓ આખી રાત લશ્કરની તૈયારી કરતા રહ્યા-અને તે પેહલવાન માટે ખીણમા ચરતા ઘોડાઓમાંથી ઘોડો મંગાવ્યો

## રઝમે એસ્ફન્દેયાર્ બઅર્જાસ્પ્ વ ફીરૂઝી યાફ્તને એસ્ફન્દેયાર્ વ ગુરીખ્તને અર્જાસ્પ્.

——:૦:——

ચુ ખુરૂશીદ્ ઝરૂરીન્ સેપરૂ બરૂ ગેરેફ્ત
શબે તીરહ્ ચૂ દસ્ત્ બરૂ સરૂ ગેરેફ્ત
બેયન્દાખ્ત પીરાહને મુશ્કે જન્ગ્
ચુ યાકૂત્ શુદ્ ચેહ્રે ગીતી બરન્ગ્
ઝે કૂહ્ અન્દરૂ આમદ્ સેપાહી ખુઝોરૂગ્
બપીશ્ અન્દરૂ એસ્ફન્દેયારે સુતોરૂગ્
ચુ લશ્કરૂ બેયારાસ્ત એસ્ફન્દેયારૂ
જહાન્ શુદ્ ઝે ગોર્દાન્ ચુ દર્યાએ કારૂ
હમાન્ નીઝ્ નસ્તૂરૂ પૂરે ઝરીરૂ
કઝૂ બીશહ્ ખુગ્ઝાશ્તી નરૂરહ્ શીરૂ
બેયારાસ્ત બરૂ મયમનહ્ જાએ ખીશ્
સેપહ્બુદ્ બુદો લશ્કરૂ આરાએ ખીશ્
ચુ કરૂદૂએ જન્ગી સુએ મયસરહ્
બેયામદ્ ચુ ખુરૂ પીશે બુર્જે બરહ્
બપીશે સેપાહ્ અન્દરૂ એસ્ફન્દેયારૂ
બઝીન્ અન્દરૂન્ ગોર્ઝએ ગાવ્સારૂ
બકલ્બ્ અન્દરૂન્ શાહ્ ગુશ્તાસ્પ્ બૂદ્
રવાનશ્ પુરૂ અઝ્ કીને અર્જાસ્પ્ બૂદ્
વઝાન્ રૂએ અર્જાસ્પ્ સફ્ બરૂ કશીદ્
સેતારહ્ હમી રૂએ હામૂન્ નદીદ્
જે બસ્ નીઝહો તીઘ્હાએ બેનફ્શ
હવા ગશ્ત પુરૂ પર્નેયાની દેરફ્શ
શુદહ્ કલ્બે અર્જાસ્પ્ ચૂન્ આબ્નૂસ
સુએ રાસ્તશ્ કોહ્રમો બૂકો કૂસ

સુએ મયસરહ્ બૂદ્ શાહે ચેગેલ્
કે દરૂ જન્ગ્ અઝૂ ખાસ્તી શીરૂ હેલ્
બરૂ આમદ્ ઝે હરૂદૂ સેપહ્ ગીરો દારૂ
બપીશ્ અન્દરૂ આમદ્ યલ્ એસ્ફન્દેયારૂ
ચુ અર્જાસ્પ્ દીદ્ આન્ સેપાહે ગરાન્
ગુઝીદહ્ સવારાનો નીઝહ્વરાન્
બેયામદ્ યકી તુન્દ્ બાલા ગુઝીદ્
બદરૂ સૂએ લશ્કરૂ હમી બેન્ગરીદ્
સેપાહી કે ચન્દાન્ નદીદસ્ત કસ
અઝ્ અન્દૂહ્ યકી સરૂદ્ બરૂ ઝદ્ નફસ
શકૂહ્ આમદ્ અન્દરૂ દેલશ્ ઝાન્ સેપાહ્
બચશ્મશ્ જહાન્ ગશ્ત યકસરૂ સેયાહ્
વઝાન્ પસ્ બેફરૂમૂદ્ તા સારૂવાન્
હયૂન્ આરદ્ અઝ્ દશ્ત સદ્ કારૂવાન્
ચુનીન્ ગોફ્ત બા નામદારાન્ બરાઝ્
કે ચૂન્ ગર્દદ્ ઈન્ કારૂ બરૂ મા દરાઝ્
નેયાયદ્ પદીદારૂ પીરૂઝઈ
ફુરોખ્શીદની યા દેલ્ અફ્રૂઝઈ

## અર્જાસ્પ અને અસ્ફંદિયારની લડાઈ, અસ્ફંદિયારનું ફતેહ પામવું અને અર્જાસ્પનું નાસી જવું.

——:૦:——

જ્યારે ખુરશેદે સોનેરી ઢાલ ઊંચકી-ત્યારે સીઆહ રાતે તેને નમન કીધું.

દુન્યાએ કસ્તુરી અથવા જંગાલના રંગનો પોશાક કાઢી નાખ્યો-અને દુન્યાનો રંગ લાલ માણેક જેવો થયો (યાને સવાર પડી),

ત્યારે પહાડ ઉપરથી એક ભારી લશ્કર નીચે ઉતર્યું-જેની હરોલમાં બહાદુર અસ્ફંદિયાર હતો

જ્યારે અસ્ફંદિયારે લશ્કર તૈયાર કર્યું-ત્યારે લડાઇનું મયદાન પેહલવાનોની દોડધામથી જાણે મઉજા ઉછળતો દામરનો દર્યો હોય તેવું બન્યું.

પેલોજ ઝરીરનો બેટો નસ્તૂર-કે જેનાથી શેરનર પણ પોતાનું જંગલ છોડી જતો હતો

તેણે પોતાની જગ્યા જમણી તરફ કીધી-તે સેપસાલાર હતો તેમજ પોતાનાં લશ્કરની સંભાળ લેનાર હતો

લડાયક કરદૂય મેષ રાશિમાંના સૂરજની માફક લશ્કરની ડાબી તરફ આવી ઉભો.

લશ્કરની હરોલમા અસ્ફંદિયાર ઉભો-તેના ઘોડાના ઝીન ઉપર ગાયની સૂરતનો ભારી ગોર્ઝ હતો

કલ્બગાહમાં પાદશાહ ગુશ્તાસ્પ પોતે હતો-તેનો જીવ અર્જાસ્પના ૨૫૪
કીનાથી ભરેલો હતો

પેલી તરફ અર્જાસ્પે પણ સફ સમારી-જેથી સેતારા પણ તે મયદાનની સપાટી જોઇ શકયા નહીં.

આસ્માની રંગના લોખંડના નેઝા અને તલવારોથી એવુ દેખાવા લાગ્યું-કે હવા રેશમી વાવટાઓથી ચિકાર ભરાઇ ગઈ છે.

અર્જાસ્પનું કલ્બગાહમાં આવેલું લશ્કર આબ્નૂસનાં લાકડાં જેવું કાળું દેખાતું હતું-જમણી તરફનાં લશ્કર આગળ કોહરમ રણશિંગડાં અને નગારાં સાથ ઉભો હતો.

ચેગેલનો પાદશાહ ડાબી તરફ ઉભો હતો-જે લડવામાં એવો હતો કે સિંહને પણ તેની હિમ્મતની ગઝ પડતી હતી

પછી બન્ને લશ્કરમાથી ધરપકડના પોકાર ઉઠયા-અને પેહલવાન અસ્ફદિયાર હરોલમાં આવી ઉભો

જ્યારે અર્જાસ્પે તે ચુંટી કાઢેલા સવારો-અને નેઝા મારનારાઓનું ભારી લશ્કર જોયું,

ત્યારે તેણે એક ઊંચી ટેકડી શોધી કાઢી ત્યાં ગયો-અને ઈરાની લશ્કરની ચારો બાજૂ જોવા લાગ્યો.

આટલું બધું લશ્કર કે જેટલું કોઇયે જોયું પણ નહીં હોય-તેના અફસોસથી તેણે એક થંડી હાય મારી

તે લશ્કરથી તેનાં દિલમાં ધાસ્તી પેઠી-તેની આંખમાં તમામ જેહાન સીઆહ થઇ ગઈ

પછી તેણે ઊટના સારવાનને ફરમાવ્યું-કે "મયદાનમાંથી સો ઊંટનો ૨૫૫
કાફલો લાવી તૈયાર રાખે"

ત્યાર બાદ તેણે પોતાના નામદાર પેહલવાનોને એ પ્રમાણે કહ્યું-કે "જ્યારે આ લડાઈ આપણી ઉપર મુશ્કેલ જણાય,

જો ફતેહની નિશાની, તેનો ચમકારો કે ખુશહાલી લડાઈમાં કાંઈ નઝરે નહીં આવે,

ખુહા વીઆગાન્ બા હયૂનાને ચોસ્ત
બેબાયદ બઆસૂદગી રાહુ જોસ્ત
ચુ એસ્ફન્દેયારૂ અઝ મેયાને દો સફૂ
ચુ શીરે ઝેયાન્ બરૂ લબ આવર્દહુ કફૂ
હમી ગશ્ત બરૂસાને ગર્દાન્ સેપેહુરૂ
બચન્ગ્ અન્દરૂન્ ગોર્ઝએ ગાવ્ ચેહુરૂ
તો ગોફૂતી હમહુ દશ્ત બાલાએ ઊસ્ત
રવાનશ હમી દરૂ નગુન્જદ બપૂસ્ત
ખોફૂશ આમદો નાલએ કરૂરનાય
બરફૂતન્દ ગોર્દાને લશ્કરૂ ઝે જાય
તો ગોફૂતી ઝે ખૂન્ દશ્ત દર્યા શુદસ્ત
ઝે ખન્જરૂ હવા ચૂન્ સુરયયા શુદસ્ત
ગેશાન્ શુદ રેકાબે ચલ્ એસ્ફન્દેયારૂ
બેધુરૂરીદ બા ગોર્ઝએ ગાવ્સારૂ
૨૫૬ બેયફ્શોરૂદ બરૂ ગોર્ઝે પૂલાદ મોશ્ત
ઝે કલ્બે રોપહુ તુરૂક સીસદ બેકોશ્ત
ચુનીન્ ગોફૂત કઝ કીને ફર્શીદ્વરૂદ
ઝે દર્યા બરૂ અન્ગીઝમ એમરૂઝ ગરૂદ
વઝાન્ પસ્ અબરૂ મયમનહુ હમ્લહુ બોરૂદ
એનાન્ બારએ તીઝ તગ્રા સેપોરૂદ
સદો શસ્ત મરૂદ અઝ દેલીરાન્ બેકોશ્ત
ચુ કોહુરમ ચુનાન્ દીદ બેન્મૂદ પોશ્ત
ચુનીન્ ગોફૂત કીન્ કીને ખૂને નેયાસ્ત
કઝૂ શાહુરા દેલ્ પુરૂ અઝ કીમેયાસ્ત
એનાન્રા બેપીચીદ બરૂ મયસરહુ
ઝમીન્ શુદ ચુ દર્યાએ ખૂન્ યકૂસરહુ
બેકોશ્ત અઝ દેલીરાન્ સદો શસ્તો પન્જ
હમહુ નામ્દારાને બા તાજો ગન્જ
ચુનીન્ ગોફૂત કીન્ કીને આન્ સીઓ હશ્ત
ગેરામી બેરાદરૂ કે અન્દરૂ ગુઝશ્ત
ચુ અર્જાસ્પ્ આન્ દીદ બા કરૂગ્સારૂ
ચુનીન્ ગોફૂત કીન્ લશ્કરે બી શુમારૂ
હમહુ કોશ્તહુ શુદ હીચ્ જન્ગી નમાન્દ
બપીશે સફૂ અન્દરૂ હેરન્ગી નમાન્દ
૨૫૭ નદાનમ્ તો ખામુશ ચેરા માન્દઈ
પસ્ આન્ દાસ્તાન્હા ચેરા ખાન્દઈ
ઝે ગોફૂતારે ઊ તીઝ શુદ કરૂગ્સારૂ
બેયામદ બપીશે સફે કાર્ઝારૂ
ગેરેફૂતહુ કમાને કયાની બચન્ગ્
યકી તીરે પૂલાદ પયકાન્ ખદન્ગ્
ચુ નઝદીકૂ શુદ રાન્દ અન્દરૂ કમાન્
બેઝદ બરૂ બરો સીનએ પહુલવાન્
ઝે ઝીન્ અન્દરૂ આવીખ્ત એસ્ફન્દેયારૂ
બદાન્ તા ગુમાની બરદ કરૂગ્સારૂ
કે આન્ તીરૂ બુગ્ઝશ્ત બરૂ જઊશનશ
બેખસ્ત આન્ કયાની તને રેઊશનશ
યકી તીધે અલ્માસ ગૂન્ બરૂ કશીદ
હમી ખાસ્ત અઝ તન્ સરશ રા બુરીદ
નતર્સીદ એસ્ફન્દેયારૂ અઝ ગઝન્દ
ઝે ફેત્રાક બુકૂશાદ પીચાન્ કમન્દ

. તો મારે દરબારમાંના ખિદમતગારો સાથ તેઝ ચાલના ઊટો ઉપર બેસીને ધીરજથી પાછો તુર્કસ્તાનનો રસ્તો લેવો જોઇશે."

હવે જ્યારે બન્ને સફની વચ્ચે ગુસ્સે થયલા સિંહની માફક અસ્ફંદિયાર,

પોતાના હાથમા ગાયની સૂરતનો ગોર્ઝ પકડીને-ફરતા આસ્માનની મિસાલ ફરવા લાગ્યો

જાણે લડાઇના આખા મયદાનમા તેનુંજ કદ નઝરે પડતું હતુ-અને તેનો જીવ તેના શરીરમા માયો સમાતો નહીં રહેતો હતો

તેવામા લડાઇનો પોકાર ઉઠયો અને કરનાયના આવાઝ નીકળ્યા-લશ્કરના પેહલવાનો આગળ વધ્યા

તું કહે ગોયા તે મયદાન લોહીએ કરીને દર્યા માફક બની રહ્યું-અને હવા તલવારોના ચળકાટે કરીને સુરયયા સેતારા જેવી થઈ ગઇ.

હવે પેહલવાન અસ્ફંદિયાર પોતાની રકાબ ઉપર ઉભો થયો-અને ગાયની સૂરતનો ગોર્ઝ હાથમા ધરી પોકાર કરવા લાગ્યો

તેણે પોતાના હાથમા પોલાદી ગોર્ઝ મઝબૂત પકડયો-અને તુર્કી લશ્કરની કલ્બગાહમાથી ત્રણસો સવારોને મારી નાખ્યા

તે એ પ્રમાણે બોલ્યો કે "ફર્શીદવર્દના કીનામા હુ આજે દર્યામાથી પણ ધૂળ ઉડતી કરીશ'

પછી તેણે લગામ તેઝ ચાલના ઘોડાને સોપી દઇ લશ્કરના જમણા હાથ ઉપર હમ્લો લઈ ગયો

તે તરફના પેહલવાનોમાંથી એકસોને સાઠ બહાદુર મર્દોને મારી નાખ્યા જ્યારે કોહરમે એવુ જેયુ ત્યારે તે ત્યાથી નાસી ગયો

ત્યા અસ્ફંદિયાર એ પ્રમાણે બોલ્યો કે "આ મારા બપાવાનાં ખૂનના કીનાનો બદલો છે-કે જેથી પાદશાહનુ દિલ ગમગીન બન્યું છે"

ત્યાર બાદ તેણે પોતાના ઘોડાની લગામ તે લશ્કરની ડાબી તરફ ફેરવી-જેથી ત્યાની ઝમીન સઘળી લોહીના દર્યા મિસાલ બની.

ત્યાના દિલાવર લોકોમાંથી પણ એકસોને પાસેઠ મર્દોને મારી નાખ્યા કે જેઓ સઘળા તાજ અને ખઝાના સાથના નામદારો હતા.

પછી તે આ પ્રમાણે બોલ્યો કે "આ કીનો પેલા માર્યા ગયલા મારા આડત્રીસ વહાલા ભાઇયોનો છે"

જ્યારે અર્જાસ્પે એવી રીતનુ જેયુ ત્યારે કર્ગસારને એ પ્રમાણે કહ્યુ કે "આ બેશુમાર લશ્કર,

સઘળું માર્યું ગયુ અને લશ્કરની હરોલમાં કોઈ પણ લડાયક પેહલવાન ઉભો રહેલો નથી

હુ સમજતો નથી કે તુ શા માટે મૂગો ઉભો રહ્યો છે?-પછી ત્યારે એટલી બધી વાતો શા માટે કીધી?"

અર્જાસ્પની વાત શાભળી કર્ગસાર તેઝી ભરેલો બન્યો-અને લડાઇની સફની હરોલમા આવ્યો

તેણે કયાની કમાન હાથમા પકડેલી હતી અને પોલાદી પયકાન સાથનો એક ખંદગી તીર લીધો હતો.

જ્યારે તે નઝદીક આવ્યો ત્યારે પેલો તીર કમાનમા ચઢાવ્યો-અને પેહલવાન અસ્ફંદિયારની છાતી અને સીના ઉપર માર્યો

તુરત અસ્ફંદિયાર ઝીન ઉપર વાંકો વળી ગયો કે જેથી પેલો કર્ગસાર એમ વિચારે,

કે "તે તીર તેના બખ્તરમાથી પસાર થઇ ગયો છે અને તે કયાની પેહલવાનનુ રોશન બદન ઝખ્મી થયું છે"

અને તેણે તેમ સમજીનેજ અલ્માસને રંગની તલવાર ખેંચી-તે અસ્ફંદિયારનાં બદન ઉપરથી સર જુદું કરવા માગતો હતો

પણ અસ્ફંદિયારે તેના તરફથી ઈજા પુગવાની કાંઇ પણ ધાસ્તી કર્યા વગર-શેકારબદ ઉપરથી પોતાની પેચદાર કમંદ ખુલ્લી કીધી

બનામે જહાન્ આફ્રીન્ કેર્દેગારૂ
બેયન્દાખ્ત બરૂ ગર્દને કર્ગ્સારૂ
બબન્દ્ અન્દરૂ આમદ્ સરો ગર્દનશ
બખાક્ અન્દરૂ અફૂગન્દ્ લર્ઝાન્ તનશ
ફેરૂદ આમદ્ અઝ્ પોશ્તે બારહ્ દેલીરૂ
બેયાઝીદ્* ચન્ગાલ્ ચૂન્ નરૂરહ શીરૂ
દો દસ્ત અઝ્ પસે પોશ્ત બસ્તશ ચુ સન્ગ્
ગેરેહ્ ઝદ્ બગર્દન્શ બરૂ પાલહન્ગ્
બલશ્કરૂગહ્ આવર્દશ અઝ્ પીશે સફૂ
કશાનો ઝે ખૂન્ બરૂ લબ્ આવર્દહ્ કફૂ
ફેરૈસ્તાદ્ બદ્ખાહ્રા નઝદે શાહ્
બદસ્તે હોમાયૂને ઝરૂરીન્ કોલાહ્
ચુનીન્ ગોફૂત કીન્રા બપર્દહ્સરાય
બેબન્દો બકોશતન્ મકુન્ હીચ્ રાય
કુનૂન્ તા કેરા બરૂ દેહદ્ રૂઝ્ગારૂ
કે પીરૂઝ્ બરૂ ગર્દદ્ અઝ્ કાર્ઝારૂ
વઝાન્ જાએગહ્ શુદ્ બઆવરૂદગાહ્
બજન્ગ્ અન્દરૂ આવરૂદ્ યકૂસરૂ સેપાહ્
બરૂ અન્ગીખ્તન્દ્ આતેશે કાર્ઝારૂ
હવા તીરહ્ ગૂન્ શુદ્ ઝે ગર્દે સવારૂ
ચુ અર્જાસ્પ્ પયકારૂ ઝાન્ ગૂનહ્ દીદ્
ઝે ઘમ સુસ્ત ગશ્તો દેલશ બરૂ તપીદ્
બજન્ગ્આવરાન્ ગોફૂત કોહ્રમ કુજાસ્ત
દેરફૂશશ ન પયદાસ્ત બરૂ દસ્તે રાસ્ત
હમાન્ તીઘઝન્ કોહ્રમે શીરૂગીરૂ
કે બુગ્ઝાશ્તી નીઝહ્ બરૂ કૂહો તીરૂ
બઅર્જાસ્પ્ ગોફૂતન્દ્ કેસ્ફન્દેયારૂ
બરઝ્મ અન્દરૂન્ બૂદ્ બા કર્ગ્સારૂ
ગેરેફૂતારૂ શુદ્ આન્ ગવે નરૂરહ્ શીરૂ
બદસ્તે યલ્ એસ્ફન્દેયારે દેલીરૂ
ઝે તીઘે દેલીરાન્ હવા શુદ્ બેનફશ
ન પયદાસ્ત આન્ ગોરૂગ્ પયકરૂ દેરફૂશ
ગમી: શુદ્ દેલ અર્જાસ્પરા ઝાન્ શેગેફૂત
હયૂન્ ખાસ્ત રાહે બેયાબાન્ ગેરેફૂત
ખુદો વીઝગાન્ બરૂ હયૂનાને મસ્ત
બેરફૂતન્દો અસ્પાન્ ગેરેફૂતહ્ બદસ્ત
સેપહ્રા બદાન્ રઝ્મગહ્ બરૂ બેમાન્દ્
ખુદો મેહ્તરાન્ સૂએ ખલ્લુખ બેરાન્દ્
ખોરૂશી બરૂ આવરૂદ્ અસ્ફન્દેયારૂ
બેતૂફીદ્ અઝ્ આવાઝે ઊ ફૂહ્સારૂ
બઈરાનેયાન્ ગોફૂત શમ્શીરે જન્ગ્
મદારીદ્ ખીરહ્ ગેરેફૂતહ્ બચન્ગ્
નેયામ્ અઝ્ દેલો ખૂને દુશ્મન્ કુનીદ્
ઝે કોશ્તહ્ ઝમીન્ કૂહે કારન્ કુનીદ્

બેયફૂશારૂદ શાન્ લશ્કરે કીનહ્ ખાહ્
સેપાહ્ અન્દરૂ આમદ્ બપીશે સેપાહ્
બખૂન્ ઘર્કહ્ શુદ્ ખાકો સન્ગો ગેયા
બેગશ્તી બખૂન્ ગરૂ બુદી આસેયા

અને જેહાનના પયદા કરનાર સાહેબનાં નામની મદદથી-કર્ગસારની ગર્દન ઉપર નાખી

જેથી તેનું સર અને ગર્દન બદમાં આવી ગયાં-અને તેનાં ધ્રુજતા શરીરને ખાકમાં પટકયુ

અને તે બહાદુર પેહલવાન તુરત ઘોડાની પીઠ ઉપરથી નીચે ઉતરી- ૨૫૮
નરેશેરની માફક ચુગાલ લમ્બાવી,

તેના બન્ને હાથ પીઠ પછાડી મઝબૂત બાંધ્યા-અને તેની ગર્દનમાં રસી નાખી,

પોતાના હોઠ ઉપર લોહીનાં કફ લાવી તેને લશકરની સફ આગળથી ખેંચતો પોતાની છાવણીમાં લાવ્યો

પછી સોનેરી કોલાહના એક બખ્તાવર શખ્સની સાથ-તે દુશ્મનને પાદશાહની નઝદીક મોકલી આપ્યો.

અને કહેવાડિયું કે "એને છાવણીમાજ કયદ રાખજો-અને મારી નાખવાનો કાંઈ પણ વિચાર રાખશો નહીં

હવે જોઇયે કે ઝમાનો કોણુને યારી આપે છે-અને લડાઈમાથી કોણ ફતેહમંદ બની પાછો ફરે છે?"

પછી તે ત્યાંથી લડાઈગાહમાં ગયો-અને તમામ લશકરને લડાઈમા ઉતાર્યું.

તેઓએ લડાઇનો આતશ સળગાવ્યો-સવારોના ઘોડાઓની ધૂળથી હવા કાળા રગની થઈ

જ્યારે અર્જાસ્પે એવી રીતની લડાઇ જોઈ-ત્યારે તે ગમથી સુસ્ત બની ગયો અને તેનુ દિલ બેકરાર થયું

તેણે પોતાના લડાયકોને પૂછ્યું કે કોહરમ કયાં છે?-લશકરના જમણા હાથ ઉપર તેનો ઝુડો દેખાતો નથી

પેલો તલવાર મારનારો અને સિંહ પકડનાર કોહરમ કે જે પહાડના ૨૫૯
ભિંતરમા નેઝો અને તીર મારનારો છે, તે કયાં છે?"

તેઓએ અર્જાસ્પને કહ્યું કે "અસ્ફંદિયાર-કર્ગસાર સાથે લડતો હતો

અને તે દિલાવર સિંહ જેવો પેહલવાન અસ્ફંદિયારના હાથમાં કયદ પકડાયો છે.

અને બહાદુરોની તલવારના ચમકારાથી હવા પણ આસ્માની રંગની બની ગઇ છે-અને તેથી કોહરમનો વરૂની સૂરતનો ઝુડો દેખાતો નથી"

આવી અજબ વાત સાંભળવાથી અર્જાસ્પનું દિલ ગમગીન બન્યું-અને તુરત ઊંટો મંગાવી બિયાબાનની રાહ પકડી

પોતે તેમજ તેના સરદારો મસ્ત સાંઢણીઓ ઉપર સવાર થઈ-ઘોડાઓની લગામ હાથમાં પકડીને ચાલી ગયા

એ રીતે લશકરને તે લડાઈગાહમાજ પડતું મેલીને-અર્જાસ્પ પોતે તેમજ તેના સરદારો ખલ્લુખ શેહર તરફ ચાલ્યા ગયા

આ તરફ અસ્ફદિયારે એક એવો પોકાર માર્યો-કે જેના આવાઝથી પહાડ પણ ધ્રુજી રહ્યો.

તેણે ઈરાનીઓને કહ્યું કે "તમો લોકો લડાઈની તલવાર-અમથી ફોકટની હાથમાં પકડી ના રાખો

પણ તેનું મેયાન દુશ્મનનાં દિલનું તેમજ તેનાં લોહીનું બનાવો-અને દુશ્મનની કતલ ચલાવી આ મયદાન ઉપર "કારન" નામના પહાડ મિસાલ ઢગલો બનાવો"

એવુ સાંભળી તે કીનો લેનાર લશ્કરે પોતાના ઘોડાઓને એડ મારી- ૨૬૦
અને તે લશ્કર દુશ્મનના લશકરની સામે ધસી ગયું.

જેથી-તે મયદાનની ખાક, પત્થર અને ઘાસ લોહીમાં ગર્ક ગયાં-જો ત્યાં ચકીનો પત્થર હતે તો તે પણ લોહીથી ફરતો થતે

હમહૂ દસ્ત પાયો સરો પોશ્ત બૂદ
બુરીદહુ સરો તીઘ દર મોશ્ત બૂદ

સવારાને જન્ગી હમી તાખ્તન્દ
બકાલા ગેરેફૂતન નપર્દાખ્તન્દ
ચુ તુર્કાન શનીદન્દ કર્જાસ્પ રફૂત
હમહુ પૂસ્ત શાન્ બરૂ તન્ અઝ ઘમ્ બેકફૂત
કસીરા કે બુદ બારહુ બુગરીખ્તન્દ
દેગરૂ તર્કો જઉશન ફેરૂ રીખ્તન્દ
બઝારી બરૂ એસ્ફન્દેયારૂ આમદન્દ
હમહુ દીદહુ ચૂન્ નવ બહારૂ આમદન્દ
બરીશાન્ બેબખ્શૂદ જૂરૂ આઝમાય
વઝાન્ પસ નેયફૂગન્દ કસરા ઝે પાય
૨૬૧ ઝે ખૂને નેયા દેલ બીઆઝારૂ કરૂદ
સરીરા બરીશાન્ નેગહ્દારૂ કરૂદ
ખુદો લશકરૂ આમદ બનઝ્દીકે શાહુ
પુરૂ અઝ ખૂન્ બરો તીઘો રૂમી કોલાહુ
ઝે ખૂન્ દરૂ કફૂરા ખન્જરૂ અફૂસોર્દહુ બૂદ
બરો કેત્ફશ અઝ જઉશન્ આઝોર્દહુ બૂદ
બેશોસ્તન્દ શમ્શીરો ચન્ગરા બરીરૂ
કશીદન્દ બીરૂન્ ઝે ખફૂતાન્શ તીરૂ
બઆબ્ અન્દરૂ આમદ સરો તન્ બેશોસ્ત
જહાન્જૂય શાદાન્ દેલો તન્દુરોસ્ત
યકી જામએ તરૂસગારાન્ બેખાસ્ત
બેયામદ સુએ દાવરે દાદ રાસ્ત
બયફ્ હફ્તહુ દરૂ પીશે યઝ્દાને પાફ્
હમી બૂદ ગુશ્તાસ્પ બા તર્સો બાફ્
નેયાયેશ હમી કરૂદ ખુદ બા પેસરૂ
બદાન્ આફ્રીનન્દએ દાદગરૂ
બહશ્તુમ બજાય આમદ એસ્ફન્દેયારૂ
બેયાવરૂદ નઝ્દીકે ખુદ કરૂગ્સારૂ
ઝે શીરીન્ રવાન્ દેલ શુદહુ નાઉમીદ
તન્ અઝ બીમ લર્ઝાન્ ચુ અઝ બાદ બીદ
૨૬૨ ઝમીન્રા બરે તખ્તે ઊ દાદ બૂસ
ઝે બસ બીમ રોખ્સારે ઊ સન્દરૂસ
બદૂ ગોફૂત શાહા તો અઝ ખૂને મન્
સેતાયેશ નેયાબી બહરૂ અન્જુમન્
યકી બન્દહુ બાશમ્ બપીશત બપાય
હમીશહુ બનીકી તોરા રહનુમાય
બહરૂ બદ કે આયદ ઝબૂની કુનમ
બરૂઇનદેઝત રહુનમૂની કુનમ
બેફરૂમૂદ તા બન્દ બરૂ દસ્તો પાય
બરદ હમ ચુનાનશ બપર્દહુસરાય
બલશ્કરૂગહુ આમદ કે અર્જાસ્પ બૂદ
કે રીઝન્દએ ખૂને લોહરાસ્પ બૂદ
બેબખ્શીદ અઝાન્ રઝ્મગહુ ખાસ્તહુ
સવારો પેયાદહુ શુદ આરાસ્તહુ
સરાન્રા સેપોરૂદ આન્ કે ઊ બોર્દહુ બૂદ
બેગશ્ત આન્ કે ઝૂ લશકરૂ આઝોરૂદ બૂદ

માર્યા ગયલાઓના પગ, માથા અને બદનથી તમામ મયદાન ભરાઈ ગયુ હતું-તેઓના માથાં કપાઈ ગયલા હતા છતાં તલવાર તેઓના હાથમાજ રહી ગઇ હતી

તુરાની લડાયક સવારો દમ બાધીને નાસવા લાગ્યા-પોતાનો અસ્બાબ લેવા પણ થાભ્યા નહીં

જ્યારે તુર્કીઓએ સાંભળ્યું કે "અર્જાસ્પ નાસી ગયો છે"-ત્યારે તે ગમથી તેઓના તન ઉપરની સઘળી ચામડી ફાટવા લાગી

અને જેઓ પાસે કે ઘોડા રહેલા હતા તેઓ નાસી ગયા-જ્યારે બીજાઓએ પોતાની લોઢાની ટોપી અને બખ્તર નીચે ફેકી દઇને

રડતા અસ્ફંદિયારની પાસે આવ્યા-વસંતની શુરૂઆતમા વાદળ વરસે તેમ સઘળાઓ આસુ વરસાવતા હતા

બહાદુર અસ્ફંદિયારે તેઓ ઉપર બક્ષેશ કીધી અને ત્યાર પછી કોઇને માર્યા નહીં

બપાવાના ખૂનથી તેણે પોતાનુ દિલ મોકળું કીધું-અને તેઓ ઉપર એક સરદારને ગોર્બાબાન ઠેરવ્યો

પછી પોતે તેમજ લશ્કર પાદશાહની નઝદીક ગયું-તેની છાતી, તલવાર અને રૂમી કોલાહ લોહીથી ભરેલી હતી

લોહીએ કરી તેના હાથમા ખન્જર ચિપટાઈ ગયું હતું-અને બખ્તરથી તેની છાતી અને ખભા છોલાઈ ગયા હતા

તેની તલવાર તેમજ હાથ દૂધે કરીને ધોઈ કાઢયા-અને તેના બખ્તરમા પેસી ગયલા તીર બાહેર ખેચી કાઢવામા આવ્યા

પછી તે ખુશહાલ દિલના અને તનદુરોસ્તી ભરેલા જેહાન જીતનાર પેહલવાને પાણીમા જઇને પોતાનુ સર અને સઘળુ તન ધોયું

અને પરહેઝગાર માણસો પેહેરે તેવો એક પોશાક મગાવી પેહેર્યો-અને રાસ્ત ઇન્સાફના સાહેબ ખોદાતાલાની હુઝૂરમા આવી ઉભો

પાદશાહ ગુશ્તાસ્પ પણ એક હફતા સૂધી પાક યઝદાન આગળ ધાસ્તી અને ફિક્રમા બંદગી કરતો ઉભો રહ્યો

અને પોતે બેટા સાથે દાદગર પયદા કરનારની નેયાયેશ કરવા લાગ્યો

આઠમે દહાડે જ્યારે અસ્ફંદિયાર પાછો પોતાની જગ્યાએ આવ્યો-ત્યારે પોતાની નઝદીક કર્ગસારને લાવવામાં આવ્યો

તેનું દિલ પોતાના પ્યારા જીવથી નાઉમેદ બની ગયુ હતુ-અને જેમ પવને કરીને બીદનુ ઝાડ ધ્રુજે તેમ ધાસ્તીએ કરી તેનું શરીર ધ્રુજતું હતું

અને પુષ્કળ ધાસ્તીથી તેનો ચેહરો ચંદ્રુશ જેવો ફિકો થયો હતો-તેણે આવી તેનાં તખતની નઝદીક ઝમીનને ચૂમી

તે બોલ્યો કે "ઓ શાહઝાદા! મને મારી નાખ્યાથી-તુ કોઈ પણ મજલેસમા કીર્ત્તિ મેળવશે નહી

પણ મને જીવતો રાખે તો તારી આગળ એક ગોલામ થઇને ઉભો રહીશ-અને હમેશ તને નેકીનોજ રસ્તો દેખાડીશ

કોઇ પણ આવનારી આફતને હું શાન્ત પાડીશ અને તને રૂઈનદેઝ જવાનો માર્ગ દેખાડીશ"

ત્યારે અસ્ફંદિયારે તેને હાથ પગના બંદ સાથે-બાંધેલોજ એમનો એમ છાવણીમા પાછો લઇ જવા ફર્માવ્યું

પછી તે અર્જાસ્પ કે જે લોહરાસ્પનું ખૂન રેડનારો હતો તેની લશકરી છાવણીમા ગયો

અને તે લડાઇગાહનો સઘળો અસ્બાબ લશકરને વેંહચી આપ્યો-જેથી તે લશકરના સવારો અને પેયાદાઓ તવંગર બની ગયા

જે લૂટ કે તે તેને મળી હતી તે પોતાના હાથ નીચેના સરદારોને તેણે આપી દીધી-અને તે મયદાનમા જ્યાં પોતાના બાપનું લશકર હારી ગયું હતું, ત્યાં ફર્યો

## બર્ અન્ગીખ્તને ગુશ્તાસ્પ્ એસ્ફન્દેયાર્‌રા બજન્ગે અર્જાસ્પ્ બપયમાને બખ્શીદને તખ્ત્ વ તાજ્ બદૂ.

વઝાન્ પસ બેયામદ બપર્દેહુસરાય
જે હર્‌ગૂનહુ અન્દાખ્ત બા શાહ્ રાય
જે લોહુરાસ્પ્ વઝ્ કીને ફર્શીદવર્દ
વઝાન્ નામદારાને ફ્રજે નબર્દ
બગોફ્તા જહાનદાર્ ગુશ્તાસ્પ્‌રા
કે ચૂન ખાસ્તમ્ કીને લોહુરાસ્પ્‌રા
બઉમ્મીદે તાજ અઝ્ પેદર્ ચશ્મ્ દાશ્ત
પેદર્ ઝીન્ રાખુન બર્ પેસર્ ખશ્મ્ દાશ્ત
બદૂ ગોફ્ત ગુશ્તાસ્પ્ કય ઝૂરમન્દ
તોઈ શાહ્ દેલ ખાહરાનત બબન્દ
ખુનુક્ આન્ કે બર્ જાનહુ ગહ કે તહ શુદ
ન અઝ્ નન્ગે તુર્કાન્ સરશ ગશ્તહુ શુદ
ચુ બર્ તખ્ત બીનન્દ મારા નશસ્ત
ચે ગૂયન્દ કસી કૂ બુવદ ઝીરદસ્ત
બગેર્યમ બરીન્ નન્ગ્ તા ઝન્દહુ અમ્
બમધઝ્ અન્દરૂન્ આતેશ આગન્દહુ અમ્
પઝીરોફ્તમ્ અઝ્ કેર્દેગારે બલન્દ
કે ગર્ તૂ બતૂરાન્ ઝમીન્ બી ગઝન્દ
બમર્દી શવી દર્ દમે અઝ્દહા
કુની ખાહરાન્‌રા જે તુર્કાન્ રહા
સેપારમ્ તોરા તાજે શાહન્શેહી
હમાન્ ગન્જે બી રન્જો તખ્તે મેહી
મરા જાએગાહે પરસ્તેશ બસસ્ત
કે ઈન્ ગન્જે મન્ બહ્રે દીગર્ કસસ્ત
ચુનીન્ પાસોખ્ આવર્દશ એસ્ફન્દેયાર્
કે બી તો મબીનાદ કસ રૂઝ્‌ગાર્
તોરા અય પેદર્ મન્ યકી બન્દહુ અમ્
ન અઝ્ બહ્રે શાહી પેઝૂહન્દહુ અમ્
ફેદાએ તો દારમ્ તનો જાને ખીશ
નખાહમ્ સરે તખ્તો ફર્માને ખીશ
શવમ્ બાઝ્ ખાહમ્ જે અર્જાસ્પ્ કીન્
નમાનમ્ બરો બૂમે તૂરાન્ ઝમીન્
બતખ્ત આવરમ્ ખાહરાન્‌રા જે બન્દ
બબખ્તે જહાનદાર્ શાહે બલન્દ
બર્ ઊ આફ્રીન્ કર્દ ગુશ્તાસ્પ્ ગોફ્ત
કે બા તૂ ખેરદ બાદ હમ્વારહુ જોફ્ત
બરફ્તનત્ યઝ્દાન્ પનાહે તો બાદ
બબાઝ્ આમદન્ તખ્ત્ ગાહે તો બાદ
બેખાન્દ આન્ ઝમાન્ લશ્કર્ અઝ્ હર્ સવી
જે જાઈ કે બુદ મૂબેદી યા ગવી



## ગુશ્તાસ્પનું અસ્ફંદિયારને પોતાનું તખ્ત અને તાજ બક્ષેશ કરવાનાં વચન સાથ અર્જાસ્પની લડાઈ માટે ઉસ્કેરવું.

ત્યાર પછી તે છાવણીમાં પાછો આવ્યો-અને પાદશાહ સાથ દરેક બાબતની મસ્લહત ચલાવી.

પાદશાહ લોહરાસ્પ, ફર્શીદવર્દ અને લડાઇને દહાડે મારી ગયલા બીજા નામદારોના કીના માટે વિચાર ચલાવ્યો.

તેણે પાદશાહ ગુશ્તાસ્પને કહ્યું-કે "મે લોહરાસ્પનો કીનો લીધો છે"

તે બાપ તરફથી ઇરાનનું તાજ તખ્ત મેળવવાની આશા રાખતો હતો-પણ એ વાતથી તે બાપ પોતાના છોકરા ઉપર ગુસ્સે થતો હતો.

ગુશ્તાસ્પે તેને કહ્યું કે "ઓ કૌવતમંદ બેટા! તારૂં દિલ ખુશીમાં ૨૯૩
રહે અને તારી બહેનો કયદમાં પડેલી રહે તે સારૂં નહીં.

એક માણસ લડાઇના મયદાનમાં મારી જાય તે સારૂં-પણ તુર્કોને હાથે નામોસીથી તેનું માથું ફરવું નહા જોઇયે.

જ્યારે આપણી રઈયત આપણને તખ્ત ઉપર બેઠેલા જોશે-ત્યારે તેઓ આપણા વિષે શું બોલશે?

એ નામોસીથી તો હું જ્યા સૂધી જીવતો રહીશ ત્યાં સૂધી રડીશ-મારાં માથામાં આગ બળી રહી છે

હુ બુલંદ ખોદાતાલાનાં નામથી કબૂલ કરૂં છું-કે "અગરજો તુ સલામતી સાથ તૂરાન ઝમીનમાં,

બહાદુરીથી અઝદહાના મોંમાં જાય-અને તુર્કીઓના બંદમાથી તારી બહેનોનો છુટકારો કરે,

તો હું તને શેહન્શાહી તાજ તેમજ વગર મેહનતે એકઠો કીધેલો ગંજ અને બુઝોર્ગી ભરેલુ તખ્ત સોપી આપીશ.

મને તો ફકત પરસ્તેશ કરવાની જગ્યાજ બસ છે-કારણકે આ મારો ખઝાનો બીજાનેજ માટે છે"

ત્યારે અસ્ફંદિયારે જવાબ દીધો-કે "ઝમાનો તારા વગર કોઇ બીજાને જોતોજ ના!

ઓ બાપ! હું તારો એક બંદો છું-અને પાદશાહી માટે હું કાઇ દરકાર કરતો નથી.

હું મારૂં તન અને જીવ તારી ઉપરજ ફિદા કીધેલો રાખુ છુ-હું ૨૯૪
કાંઇ તારૂં તખ્ત કે તારી સત્તા મેળવવા ચાહતો નથી

હું જઈશ અને અર્જાસ્પ પાસેથી વળતો કીનો લઇશ અને તૂરાનના મુલકની જગ્યા કે શેહર કાંઈ પણ રહેવા દઇશ નહીં.

અને તું દેશની સભાળ કરનાર બુલંદ પાદશાહનાં નસીબની બરકતથી હુ મારી બહેનોને બંદમાંથી છોડવી તખ્ત ઉપર લાવી બેસાડીશ."

ત્યારે ગુશ્તાસ્પે તેની ઉપર દુઆ કીધી-કે "ડહાપણજ હમેશે તારો સાથી હોજો!

અહીંથી જતી વખતે પાક યઝદાન તારો નેગહબાન હોજો!-અને પાછા આવ્યા પછી તખ્ત તારી જગ્યા બનજો!"

પછી તેણે તુરત ચો તરફથી લશ્કર તેમજ જે જગ્યાએ કે દાના મોબેદો અને લશ્કરવાઓ હતા ત્યાંથી તેઓને બોલાવી મંગાવ્યા.

ગુઝીન્ કરૂદ અઝીશાન્ દહો દુ હઝારૂ
સવારાને અસ્પ્ અફૂગનો નામદારૂ
બરીશાન્ બેપર્દાખ્ત ગન્જો દેરમ
નકરૂદ ઈચ દેલરા બબખ્શીશ દેઝમ
બેબખ્શીદ તખ્તી બએસ્ફન્દેયારૂ
ચહી તાજ પુરૂ ગઉહરે શાહુ વારૂ
દો રહુ સદ હયૂન કરૂદ દરૂ ઝીરે બારૂ
હમહુ જાલતે બઝમ વઝ્ કાર્ઝારૂ
૨૬૫ બોઝૂશી બરૂ આમદ ઝે દરૂગાહે શાહુ
કે અસ્પે સરફૂરાઝે શાહાન્ બેખાહુ
બહામૂન્ કશીદન્દ પર્દહુસરાય
દેરફૂશી ફુજા પયકરશ બુદ હોમાય
બેરફૂતન્ નેહાદ આન્ ઝમાન્ સરૂ સેપાહુ
શુદ અઝ ગરૂદ ખુરૂશીદે તાબાન્ સેયાહુ
અઝ્ અયવાન્ બદશ્ત આમદ એસ્ફન્દેયારૂ
સેપાહી બેદીદા અઝ્ દરે કાર્ઝારૂ
ચુનાન્ બસ્તહુ દરૂ બન્દે ઊ કરૂગસારૂ
બેયાવરૂદ આઝુર્દહો સૂગ્વારૂ
પેશૂતન્ કે બુદ શાહુરા રહુનુમાય
વરા કરૂદ દસ્તૂરે ફર્ખોન્દહુ રાય
હયૂનાને પુરૂ બારૂ ચૂન સેહુ હઝારૂ
ચે અઝ્ ખુર્દનીઓ ચે દીનારૂ બારૂ
કે રાહી બુદ આન્ સખ્તો દુશ્વારો દૂરૂ
નશુદ કસ બદાન્ રાહુ ઝે ઈરાન્ બતૂરૂ
જહાનજૂય ઝાન્ બારહુ આમદ ફેરૂદ
બદાન્ તા શવદ શાહુ અઝૂ બા દેરૂદ
પેદરૂ મરૂ પેસરૂરા બબરૂ દરૂ ગેરેફૂત
બગોફૂતારે નીકૂ સખુન બરૂ ગેરેફૂત
૨૬૬ કે પીરૂઝો શાદાન્ ઝી અઝ તાજો તખ્ત
તોરા યારૂ યઝદાનો પીરૂઝબખ્ત
અગરૂ બાઝ્ બીનમ તોરા તન્દુરોસ્ત
હમહુ ગન્જ બા તાજો તખ્ત આને તોસ્ત
બેબૂસીદ દસ્તે પેદરૂરા બમેહરૂ
વઝાન્ જાએ બરૂગશ્ત રખ્શાન્દહુ ચેહરૂ
બેયામદ વઝાન્ સૂએ અયવાન્ રસીદ
હમાન્ માદરશરા બપર્દહુ બેદીદ
બેપુર્સીદશો કરૂદ બરૂ વય દોરૂદ
હમીન્ બૂદ આન્ કમ ઝે મૂબેદ શનૂદ

તેઓમાંથી બાર હઝાર ઘોડે સવારી કરનારા નામદાર સવારોને ચુટી કાઢ્યા.

તેઓ ઉપર એક ખઝાનો અને દિરમ ખાલી કીધા-બક્ષેશ કરવામાં તેણે જરા પણ દિલને દિલગીર કર્યું નહીં.

અસ્ફંદિયારને એક તખ્ત અને પાદશાહોને લાયકનું ગોહર જડિત એક તાજ બક્ષેશ આપ્યું.

બસો ઊંટ મજલેસ અને લડાઇના તમામ અસ્બાબોથી લાધ્યા

પાદશાહની દરબારમાંથી પોકાર નીકળ્યો-કે "પાદશાહી ઘોડાને તૈયાર કરીને લાવ"

તેઓએ મોટા તમ્બુઓ અને હોમા જાનવરની સૂરતનો ઝુડો મય દાનમાં કાઢયો

તેજ વખત લશકરે ચાલવા માંડ્યું-તેઓની ધૂળથી રોશન આફતાબ પણ સીઆહ થયો

હવે અસ્ફદિયાર મેહલમાથી મયદાનમાં આવ્યો-તેણે લડાઈ માટે તૈયાર થયલું એક લશ્કર જોયું

ત્યા પેલા કર્ગસારને પણ દુઃખી થયલો અને ગમ ભરેલો જેમ બધાયલો હતો તેમજ લઇ આવ્યા.

પેશૂતન કે જે શાહઝાદાનો રેહનુમા હતો-તેને મુબારક વિચારના વઝીર તરીકે નિમ્યો.

ખાધ ખોરાકીના કે શું પૈસા ટકાના ભારથી લાધેલાં ત્રણ હઝાર ઊટ સાથે લીધાં

કારણકે તે એક સખ્તી ભરેલો, ઘણોજ મુશ્કેલ અને લમ્બાણ માર્ગ હતો-અને તે માર્ગે કોઇ પણ ઈરાનથી તૂરાન ગયુ હતુ નહી.

પછી અસ્ફંદિયાર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-કે જેથી પાદશાહ તેને ભલી દુઆ કરે

ત્યારે બાપે તે બેટાને પોતાની બગલમા લીધો-અને સારી શીખામણના સખુનો કહેવા માડયા,

કે "તુ તાજ અને તખ્ત સાથ ફતેહમંદ અને ખુશહાલ જીવતો રહેજે-પાક યઝદાન તારો મદદગાર બનજો અને તારૂ બખ્ત ફતેહમદ હોજો!

અગરજો હું તને સહી સલામત પાછો ફરેલો જોઇશ-તો આ તાજ અને તખ્ત સાથ સઘળો ખઝાનો તારોજ થશે"

પછી તેણે પોતાના બાપના હાથને મોહબતથી બોસો લીધો-અને તે જગ્યાએથી ઝળકતા ચેહરાએ પાછો ફર્યો

ત્યાંથી આવી તે મેહલ તરફ ગયો-તેમજ ઝનાનખાનામા જઇને પોતાની માને મળ્યો

તેણીએ તેની હાલત વિષે પૂછયુ અને તેની ઉપર દુઆ કાધી-(ફિર્દોસી કહે છે) કે જે કાંઈ મે મોબેદ તરફથી સાંભળ્યુ હતું તે એજ પ્રમાણે હતું.

## આધાઝે દાસ્તાને હફ્તૃખાને એ-સ્ફન્દેયારૂ બસેતાયેશે મહ્મૂદ.

## અસ્ફંદિયારનાં હફતખાનની દાસ્તાનની શુરૂઆત. મહમૂદની તારીફમાં.

ફુનૂન્ ઝીન્ સેપસ હફ્તખાન્ આવરમ
સુખુનહાએ નઘઝો જવાન્ આવરમ
બેગૂયમ બતાઈદે મહ્મૂદ શાહુ
બદાન્ ફરૂરે આન્ ખુસ્રવાની કોલાહુ

આ લખ્યા પછી હવે અસ્ફંદિયારનાં "હફતખાન" (સાત મંઝલ) વાળી બાબત લાઉં છું-એક ઉમદા બેયાન લખું છું.

શાહ મહમૂદે આપેલા આસરાના-તેની કીર્ત્તિના, તેનાં પાદશાહી તાજના,

બહાન્ કીનો દાહો બહાન્ રઝ્મો બઝ્મ
બહાન્ અમરો નહુયો બહાન્ રાહો અઝ્મ

અગર્ બખ્ત યકૂબારહ્ યારી કુનદ્
બરીન્ તબ્અ મન્ કામગારી કુનદ્
બેગૂયમ હમી દાસ્તાને શેગેફ્ત
કઝાન્ મર્દે દાના શેગેફ્તી ગેરેફ્ત
કે શાહે જહાન્ જાવેદાન્ ઝન્દહ્ બાદ
ખુઝોર્ગાને ગીતી વરા બન્દહ્ બાદ
ચુ ખુરૂશીદે તાબન્દહ્ બેન્મૂદ ચેહર્
બેયારાસ્ત રૂએ ઝમીનરા બમેહર્
બબુર્જે બરહ્ તાજ બર્ સર્ નેહાદ્
અઝ્ ખાવરો બાખ્તર્ ગશ્ત્ શાદ્
પુર્ ઝ્મઝ્ ઘુલઘુલે રઅદ્ શુદ્ કુહસાર્
પુર્ ઝ્મઝ્ નરૂગેસો લાલહ્ શુદ્ જૂયબાર્
ઝે લાલહ્ શેકીબો ઝે નરૂગેસ ફેરીબ્
ઝે સોમ્બુલ નેહીબો ઝે ગુલનાર્ ઝીબ્

પુર્ આતેશ દેલે અબ્રો પુર્ આબ્ ચશ્મ
ખોરૂશે મોઘન્નીઓ જસ્તન્ બખશ્મ

ચુ આતેશ બર્ આયદ્ બેપાલાયદ્ આબ્
વઝ્ આવાઝે ઊ સર્ દર્ આયદ્ ઝે ખાબ્
ચુ બીદાર્ ગર્દી જહાન્રા બેબીન્
કે દીબાસ્ત યા નકૂશે માની બચીન્

ચુ રખ્શન્દહ્ ગર્દદ્ જહાન્ ઝાફૂતાબ્
રોખે નરૂગેસો લાલહ્ બીનદ્ પુર્ આબ્
બેખન્દદ્ બેગૂયદ્ કે અય શૂખ્ ચશ્મ
ઝે એશ્કે તો ગેર્યમ ન અઝ્ દર્દો ખશ્મ

નખન્દદ્ ઝમીન્ તા નગેર્યદ્ હવા
હવારા નખાનમ્ કફે પાદ્શા

કે બારાને ઊ દર્ બહારાન્ બુવદ્
ન ચૂન્ હેમ્મતે શહ્રૂયારાન્ બુવદ્
બખુરૂશીદ્ માનદ્ હમી દસ્તે શાહ્
ચુ અન્દર્ હમલ્ બર્ ફરાઝદ્ કોલાહ્
અગર્ ગન્જ પાશ્ આયદ્ અઝ્ ખાકે ખુશ્ક્
વગર્ આબે દર્યાઓ ગર્ દુરૂરો મુશ્ક્
નદારદ્ હમી રઉશનાઈશ બાઝ્
ઝે દર્વીશ વઝ્ શાહે ગર્દનફરાઝ્
કફે શાહ્ અબૂલકાસેમ આન્ પાદ્શા
ચુનીનસ્ત બા પાકો બા પારૂસા

તેની શિક્ષાના, તેની બક્ષેશના, તેની ખુશીની મજલેસના, તેની રણભૂમિના-તેની હકૂમતના, તેની રાહ રસ્મના અને તેનાં મનની દ્રઢત્તાના સઉગંદ લઈ કહું છું,

કે જો નસીબ દેવી મને એકવાર મદદ કરશે-અને મારી સમજ શક્તિને એકવાર ફતેહ આપશે,

તો એક એવું તો અજબ જેવું દાસ્તાન લખીશ-કે સમજુ માણસ તેથી આશ્ચર્ય પામ્યા વગર રહેશે નહીં.

દેશનો પાદશાહ મહમૂદ સદા જીવતો રહેજો!-દુન્યાના મોટા માણસો ૨૬૭
તેના ગોલામ બની રહેજો!

જ્યારે રોશની આપતો ખુરશેદ દેખાયો-અને પોતાનાં કિરણથી ઝમીનની સપાટી સણગારી મેલી,

જ્યારે મેષ રાશિમાં દાખેલ થઇને ખુરશેદે પોતાને માથે તાજ મેલ્યું-અને તેનાથી પૂર્વથી પશ્ચિમ સુધી દુન્યા ખુશહાલ બની ગઇ,

ત્યારે હવે પહાડો ગાજવીજના આવાઝોથી હળીમળી રહ્યા છે-અને નદી નાળાઓના કિનારા નર્ગેસ અને લાલાનાં ફૂલના રોપાઓથી ભરાઇ ગયા છે

લાલાનો રોપ આપણને ધીરજનો ધડો અને નર્ગેસનો ઠગાઈ શીખવે છે-સોમ્બુલનો રોપ આપણા દિલમાં ભય ઉત્પન્ન કરે છે અને દાડમનાં ફૂલવાળો રોપો બાગને સણગારે છે

વાદળાંનું દિલ બળાપાના આતશથી ભરેલુ છે અને તેઓની આખો આસુના પાણીથી ભરેલી છે-ગાનારા પક્ષીઓના પોકારથી ઊંઘમાથી નાખુશીથી જાગી ઉઠવું પડે છે

જ્યારે (વાદળાંનાં દિલમાંથી) આતશ નીકળી જાય છે ત્યારે વૃષ્ટિ વર્ષે છે-અને તેના આવાઝથી માણસ જાગી ઉઠે છે

ઓ ઇન્સાન! જ્યારે તું જાગે ત્યારે ઝમીન તરફ નેગાહ કરજે-કે તેની સપાટી રેશમી જરીબુટ્ટીના કિમ્ખાબ જેવી અથવા તો ચીનના ચીતારા માનીના ચીતાર જેવી તને દેખાશે.

જ્યારે ઝમીન આફતાબના કિરણથી પ્રકાશતી થશે-ત્યારે નર્ગેસ અને લાલાનાં ફૂલવાળા રોપાઓ પાણીથી ભરેલા દેખાશે.

અને તે જોઇ તે હસશે પણ વાદળ કહેશે કે "ઓ નિર્લજ!-હું તને ખરાં દિલથી ચાહું છું, તેથી મને રડવું આવે છે હું કાંઈ દુઃખને માર્યું કે ગુસ્સાને માર્યું રડતું નથી"*

(ફિર્દોસી કહે છે કે) જ્યા લગી હવા (વાદળાં) રડે નહીં ત્યાં લગી ૨૬૮
ઝમીન હસે નહીં (એટલે વાદળાં વરસે નહીં ત્યાં લગી ઝમીન ઉપર ફૂલ ખીલે નહીં અને ઝમીન હસતી નહીં દેખાય)-હવાની આવી ઉદારતા છતા હું તેને મારા પાદશાહના હાથ સાથ સરખાવતો નથી

કારણકે હવા (વાદળાં) ની વૃષ્ટિ માત્ર વસંત રૂતુમાજ થાય છે-અને તેથી મારા પાદશાહની હમેશની ઉદારતા સાથ તે મળતી નહીં આવે

(હું કહુ કે) પાદશાહનો હાથ જે વેળા મેષ રાશિમા દાખેલ થઇ ખુરશેદ માથે તાજ પેહેરે છે તેના જેવો છે

કીમતી ચીઝોનો ઢગ પડેલો હોય કે ખાલી માટી પડેલી હોય-નદીના પાણી હોય કે મોતી અને કસ્તુરી હોય,

પણ ખુરશેદ અમીર હોય કે ફકીર હોય તે ઉપર પોતાના કિરણ ફેંકતો અટકતો નથી

ઓ અબૂલકાસેમ! તે પાદશાહનો હાથ ખુરશેદ મિસાલ પાક પહેઝગાર માણસો તરફ પણ લમ્બાયલો રહે છે.

---

* ઉપલી થોડીક બયતોમાં ફિર્દોસીએ વસંત રૂતુની શુરૂઆતની એક બામદાદનું વર્ણન આપ્યું છે અને એ પછીથી સુલ્તાન મહમૂદની તારીફ કરે છે અને તેને ખુશી રાખવા માટે જમશીદ, ફરીદૂન તેમજ બીજા કયાની પાદશાહોનાં કરતાં પણ તેનો મરતબો વધારી દે છે. ફિર્દોસી વસંતની બામદાદનું જે વર્ણન આપે છે તેમાં કલ્પના અને અલંકાર વિશેષ છે, જેથી સાધારણ માણસને સમજવું કઠણ લાગશે અમોએ તરજુમો બનતાં સૂધી સમજમાં ઉતરે તેમ કર્યો છે.

હેરીધશ નેયાયદ્ ઝે બખ્શીદન્ ઈચ
ન આરામ ગીરદ્ બરૂઝે પસીચ
ચુ જન્ગ્ આયદશ પીશ જન્ગ્ આવરદ્
બરે શાહ્રૂયાશાન્ બચન્ગ્ આવરદ્
બદાન્ કસ કે ગર્દન્ નેહદ્ ગન્જે ખીશ
બેબખ્શદ્ ન અન્દીશદ્ અઝ રન્જે ખીશ
જહાન્‌રા જહાન્‌દારૂ મહ્મૂદ્ બાદ્
વઝ ઊ બખ્શેશો દાદ્ મઉજૂદ્ બાદ્
૨૬૯ કે ગરૂ જમ્શો કયખુસ્રવો કયકોબાદ્
ફરીદૂનો એસ્કન્દરે કય નેઝાદ્
બરૂ આરન્દ્ બા તાજ સરૂરા ઝે ખાક
કુનન્દ્ ઈન્ જહાન્‌રા ઝે બીદાદ્ પાક
બહરૂ હાલ બાશન્દ્ અઝૂ બાઝ પસ
કે ઊરા જહાન્‌દારૂ યારસ્તો બસ
નજોસ્તમ બદીન્ મન્ મગરૂ નામે ખીશ
બેમાનમ બેયાબમ મગરૂ કામે ખીશ
હમહ્ પહ્લવાનાનો ગર્દનકશાન્
કે દાદમ દરીન્ કેસ્સહ્ ઝીશાન્ નશાન્
હમહ્ મોર્દહ્ અઝ રૂઝગારે દરાઝ
શુદ્ અઝ ગોફ્તે મન્ નામ શાન્ ઝેન્દહ્ બાઝ
મનમ ઈસા આન્ મોર્દગાન્‌રા કુનૂન
રવાન્ શાન્ બમીનૂ શુદહ્ રહ્નમૂન

બેમાનાદ્ તા હસ્ત ગરૂદૂન્ બપાય
મરીન્ દાસ્તાને હોમાયૂન્ બજાય
ઝે રૂઈન્‌દેઝ્ અકૂનૂન જહાન્‌દીદહ્ પીરૂ
નેગરૂ તા ચે ગૂયદ્ તો ઝૂ યાદ્ ગીરૂ

બક્ષેશ કરવામાં તે જરા પણ અચકાતો નથી-તેમજ લડાઈમાં પણ તે ઢીલ કરતો નથી

લડાઇ જાગે છે તો તે લડાઇ કરે છે-અને લડીને પાદશાહોને કયદ પકડે છે

પણ જો કોઈ દુશ્મન શરણુ થાય છે તો તેને પણ પોતાનો ખઝાનો-બક્ષેશ કરે છે અને પોતાને પડેલી તકલીફ માટેનો વિચાર રાખતોજ નથી.

દુન્યાને માથે રાજકરતા પાદશાહ મહમૂદ હોજો!-અને તેની હસ્તી સાથ બક્ષેશ અને ઈન્સાફ પણ હસ્તી ભોગવતા રહેજો!

અગરજો જમશીદ, કયખુસરૂ અને કયકોબાદ-તેમજ ફરીદૂન અને પાદશાહી બુન્યાદનો સિકંદર,

પોતાના તાજ સાથ ઝમીનમાથી સજીવન થઈ પાછા નીકળી આવે-અને આ દુન્યાને ઝુલ્મમાથી સ્વચ્છ કરે,

તો પણ તેઓ મહમૂદની પાછળજ રહેશે કારણકે તેનો મદદગાર જેહાનની સભાળ કરનાર ખોદાતાલા છે

આ તવારીખ લખવામા મારૂં નામ રહી જાય અને તેમ કરી મારી મુરાદ પુરી પડે તે સિવાય બીજી કોઈ પણ આશા મેં રાખી નહીં હતી

સઘળા પેહલવાનો અને સરદારો-જેઓની ઓળખ આ તવારીખમા મેં આપી છે,

તેઓ સર્વ લામ્બા વખતના ગુઝરી ગયલા છે ખરા-પણ મારા લખાણથી તેઓના નામો પાછા જીવતા થયા છે

હુ તે ગુઝર પામેલાઓની નિસ્બતમા ગોયા ઈસુ ખ્રીસ્ટ કહેવાઉં (કારણકે તે મૂવેલાઓને મેં જીવતા કર્યા)-તો જો કે તેઓના આત્માઓએ તો બેહસ્તો માર્ગ લીધો છે

જ્યાં સૂધી ફરતો આસ્માન પાયદાર રહે-ત્યા સૂધી આ મુબારક તવારીખ જળવાઇ રહેજો!

હવે તે બુઢ્ઢો તવારીખનવેસ રૂઈનદેઝ વિષે-શુ લખે છે તે જોજે અને તેનાથી તુ ધડો લેજે

## ખાને અવ્વલ્ કોશતને એસ્ફન્દે-યારૂ દૂ ગોર્ગૂરા.

સખુનગૂય દેહ્કાન્ ચુ બેન્હાદ્ ખાન્
યકી દાસ્તાન્ રાન્દ્ અઝ હફ્તખાન્
૨૭૦ યકી જામે ઝરૂરીન્ બકફ્ બરૂ ગેરેફ્ત
ઝે ગુશ્તાસ્પ આનગહ્ સખુન દરૂ ગેરેફ્ત
ઝે રૂઈન્‌દેઝો કારે એસ્ફન્દેયારૂ
ઝે રાહો ઝે આમીઝેશે કરૂગ્સારૂ

ચુનીન્ ગોફ્ત ચૂન્ ઊ બેયામદ્ બબલ્ખ
ઝબાનો રવાન્ પુરૂ ઝે ગોફ્તારે તલ્ખ
ઝે પીશે પેદરૂ રફ્ત એસ્ફન્દેયારૂ
સુએ રાહે તૂરાન્ અબા કરૂગ્સારૂ
હમી રાન્દ્ તા પીશશ આમદ્ દો રાહ્
સરાપર્દહો ખીમહ્ ઝદ્ બા સેપાહ્
બેફરમૂદ્ તા આન્ બેયારાસ્તન્દ્
મયો રૂદો રામેશ્ગરાન્ ખાસ્તન્દ્

## પહેલું મકાન—અસ્ફંદિયારનું બે વરૂઓને મારવું.

તવારીખનવેસ દેહકાને જ્યારે સાહિત્યનો સુફરો બિછાવ્યો-ત્યારે અસ્ફંદિયારનાં હફતખાનની (સાત મઝલવાળી સફરની) વિગતવાર તવારીખ લખી

તેણે પોતાના હાથમાં એક સોનેરી જામ લીધી-અને તુરત ગુશતાસ્પની દાસ્તાન લખી

તેમજ રૂઇનદેઝ અને ત્યાં થયલી અસ્ફંદિયારની લડાઈ વિષેની-હફતખાનની સફર વિષેની તેમજ કર્ગસારનુ અસ્ફંદિયાર સાથ મળી જવા વિષેની દાસ્તાનો લખી

તેણે એમ લખ્યુ છે કે જ્યારે ગુશતાસ્પ અર્જાસ્પનાં કામ વિષે ભૂંડું બોલતો અને લઅનત નાખતો બલ્ખમાં આવી પુગ્યો,

ત્યારે અસ્ફંદિયાર પોતાના બાપ આગળથી કર્ગસારની સાથે તૂરાનની રાહ તરફ ચાલ્યો.

તે એવી રીતે તે તેની સામે બે રસ્તા આવ્યા ત્યાં સૂધી ચાલ્યા કીધો-પછી ત્યા પોતાનાં લશ્કર સાથ છાવણી નાખી તમ્બુઓ ઠોકયા

તેણે હોકમ કીધો જેથી ત્યાં ખાણું લાવી હાઝેર કર્યું તેમજ મય, તમ્બુરા અને રામેશગરોને પણ બોલાવી

બેરફ્તન્દ ગોહર્દાને લશ્કરૂ હમહ
નેશસ્તન્દ બરૂ ખાને શાહે રમહ
વઝાન્ પસ બેફરમૂદ તા કરૂગ્સારૂ
શવદ ખસ્તહ દેલ્ પીશે એસ્ફન્દેયારૂ
બેફરમૂદ તા જામે ઝરૂરીન્ ચહારૂ
દમાદમ બેદાદન્દ બરૂ કરૂગ્સારૂ
વઝાન્ પસ બદૂ ગોફ્તૂ કય તીરહ બખ્ત
રસાનમ તોરા મન્ બતાજો બતખ્ત
ગરૂ અયદૂન્ કે હરૂચત બેપુર્સમ તો રાસ્ત
બેગૂઈ હમહ બૂમે તુર્કાન્ તોરાસ્ત
ચુ પીરૂઝ ગર્દમ સેપારમ તોરા
બખુરૂશીદે તાબાન્ બરૂ આરમ તોરા
નેયાઝારમ આન્રા કે પયવન્દે તોસ્ત
હમાન્રા કુજા ખીશો ફર્ઝન્દે તોસ્ત
વગરૂ હીચ ગર્દી બગેર્દે દોરૂઘ
નગીરદ દોરૂઘત બરે મન્ ફોરૂઘ
મેયાનત બખન્જરૂ કુનમ બરૂ દોનીમ
દેલે અન્જુમન્ ગર્દદ અઝ તૂ બબીમ
ચુનીન્ દાદ પાસોખ વરા કરૂગ્સારૂ
કે અય નામવરૂ ફરૂરોખ એસ્ફન્દેયારૂ
ઝે મન્ નશ્નવદ શાહ જોઝ ગોફ્તે રાસ્ત
તો આન્ કુન્ કે અઝ પાદશાહાન્ સઝાસ્ત
બદૂ ગોફ્ત રૂઈન્દેઝ અકૂનૂન્ કુજાસ્ત
કે આન્ મરૂઝ અઝ મર્ઝે ઈરાન્ જુદાસ્ત
બદૂ ચન્દ રાહસ્તો ફર્સન્ગ્ ચન્દ
કુદામસ્ત બરૂ વય રહે બી ગઝન્દ
સેપહ ચન્દ બાશદ હમીશહ દરૂ ઊય
ઝે બાલાએ દેઝ હરૂચે દાની બેગૂય
ચુનીન્ દાદ પાસોખ વરા કરૂગ્સારૂ
કે અય નીકુ દેલ્ ફરૂરોખ એસ્ફન્દેયારૂ
સે રાહસ્ત અઝ ઈદરૂ બદાન્ બારૂગાહ
કે અર્જાસ્પ ખાન્દશ બપયકારૂગાહ
યકી દરૂ સે માહો યકી દરૂ દો માહ
સેપહરા હમી રાન્દ બાયદ બરાહ
યકી રાહ પુરૂ આબો ખરૂગાહો શહરૂ
કુનદ બરૂ બુઝોર્ગાને તૂરાન્ દો બહરૂ
દેગરૂ આન્ કે રાહશ બુવદ દરૂ દો માહ
સેપહરા ખુરેશ તન્ગ્ બાશદ બરાહ
ગેયા નીસ્ત આબેશખુરે ચારૂપાય
ફેરૂદ આમદન્રા નેયાબી તો જાય
સે દીગરૂ બેબુરૂરદ બયક હફ્તહ રાહ
બહશ્તુમ બરૂઇન્દેઝ આયદ સેપાહ
રહશ પુરૂ ઝે ખુરૂદસ્ત કાયદ બઝીરૂ
બુવદ ગૂરો આહ દરૂ જુમ્લહ સીરૂ
પુરૂ અઝ શીરો ગોર્ગસ્તો નરૂ અઝ્દહા
કે અઝ ચન્ગ્ શાન્ કસ નેયાબદ રહા
ફેરીબે ઝને જાદૂ અઝ ગોરૂગ્ શીરૂ
ફોઝૂનસ્તો ઝાન્ અઝ્દહાએ દેલીરૂ
ઝને જાદૂ અઝ જાદૂઆન્ બુગ્ઝરદ
બઅફ્સૂનો તમ્બુલ કસી નશ્મરદ

લશ્કરના તમામ પેહલવાનો ત્યાં ગયા-અને તે રૈયતના માનિતા શાહઝાદાની સાથ ખાણાં ઉપર બેઠા.

ત્યાર પછી તેણે ફર્માવ્યું જેથી કર્ગસાર-ઝખ્મી દિલે અસ્ફંદિયારની નઝદીક ગયો.

તેણે હોકમ કીધો જેથી ચાર સોનેરી શરાબની જામ-એકેક ઉપર કર્ગસારને આપી.

પછી તેને કહ્યું કે "ઓ સીઆહ બખ્તના તુર્ક!-હું તને તાજ અને તખ્તે પહોંચાડીશ.

હું તને જે કાંઇ પૂછું તેનો જો તું રાસ્ત-જવાબ દેશે તો તુર્કસ્તાનનો ૨૭૧
તમામ મુલક તારોજ છે એમ જાણજે

જ્યારે હું ત્યા ફતેહમંદ થઈશ ત્યારે તે હું તને સોંપીશ ઝળકાટમંદ ખુરશેદ સુધી તને ઊચો ચઢાવીશ

હું તારાં સગાવહાલાં તેમજ લાગતાં વળગતાં અને છોકરાં બચ્ચાં જે કાંઈ હશે તેઓને કશી પણ ઈઝા પુગાડીશ નહીં.

પણ જો તું જરા પણ જૂઠું બોલશે-કે જે જૂઠું મારી આગળ કદી પણ પ્રકાશ મેળવશે નહીં,

તો હું મારી તલવારે કરી તારી કમરના બે ટૂકડા કરી નાખીશ-અને તે તારા હાલથી તુરાની અંજુમનનાં દિલ ધાસ્તી ભરેલાં થશે."

કર્ગસારે તેને એવો જવાબ આપ્યો-કે "ઓ નામવર મુબારક અસ્ફંદિયાર!

તું પાદશાહ મુજ તરફથી સચ્ચાઇ સિવાય કાઇ બીજુ સાંભળશે નહીં-પછી પાદશાહોને ઘટારત હોય તેમ તુ પણ કરજે"

ત્યારે અસ્ફંદિયારે તેને પૂછયું કે "હાલ રૂઈનદેઝ કયાં છે? કારણકે તે ઝમીન ઈરાનના મુલકથી જુદી છે

ત્યા જવાના કેટલા રસ્તા છે અને તે કેટલા ફર્સંગ દૂર છે-વગર હાનિએ ત્યા પુગવાનો રસ્તો કયો છે?

વળી તેમાં કેટલું લશ્કર હમેશ રહે છે-અને તે કિલ્લાની ઊચાઇ કેટલી છે તે જે કાંઇ જાણતો હોય તો કહે?"

કર્ગસારે તેને જવાબ આપ્યો-કે "ઓ નેક દિલના કીર્ત્તિ ભરેલા ૨૭૨
અસ્ફંદિયાર!

રૂઇનદેઝની દરબાર કે જે વિષે અર્જાસપે લડાઈનાં મયદાનમાં વાત કરી હતી તે ઉપર પહોચી જવાના અહીંથી ત્રણ રસ્તા છે

એક રસ્તે લશ્કર લઈ જતાં ત્રણ મહિના લાગશે બીજે રસ્તે લઈ જતા બે મહિના લાગશે.

પહેલા રસ્તાના બે ભાગમા નદી નાળા મળશે અને તુરાન દેશના મોટા શ્રીમન્તોની છાવણીઓ અને શેહરો તેમાં આવશે

બીજો કે જે બે મહિનાનો રસ્તો છે-તેમા લશ્કરને ખાધ ખોરાકીની તગી પડશે.

જાનવરોને માટે ઘાસ કે પાણી કશું મળશે નહીં-અને ત્યાં તને કયે ઉતારાની પણ જગ્યા મળશે નહીં

ત્રીજો રસ્તો એક અઠવાડિયાંમા કાપી શકાશે-અને આઠમે દહાડે તો લશ્કર રૂઈનદેઝમાં દાખેલ પણ થશે

તે ત્રીજે રસ્તે જતા ખાવાનુ ઘણુ મળશે-ત્યાં ગોરખર અને હરણ ઘણાં આસુદાં મળી આવે છે

પણ એ રસ્તો સિંહ, વરૂ, અને નર અઝદહાથી ભરેલો છે-કે જેઓની ચુંગાલથી કોઇ છૂટકારો પામતું નથી.

વળી ત્યાંની એક જાદૂગર ઓરતના ફનફરેબ પેલા વરૂ, સિંહ અને દિલાવર અઝદહા કરતાં પણ વધારે છે

તે જાદૂગર ઓરત સઘળા જાદૂગરો કરતાં પણ ચઢિયાતી છે-તેણીના ૨૭૩
જાદૂ અને ફનફરેબની કોઈ ગણત્રીજ કરતું નથી

ચકીશ ઝે દર્યાં બરૂ આરદ્દ બમાહ્ની
ચકીશ નેગૂન્ અન્દરૂ આરદ્દ બચાહ્ની
બેયાબાનો સીમુર્ધો સર્માએ સખ્ત
કે ચૂન્ બાદ્દ ખીઝદ્દ બેદરૂરદ્દ દેરખ્ત
વઝાન્ પસ ચુ રૂઈનદેઝ્ આયદ્દ પદીદ્દ
ન દેઝ્ દીદ્દ અઝાન્ સાન્ કસી નહ્ની શનીદ્દ
સરે બારહ્ની બરૂતરૂ ઝે અબ્રે સેયાહ્ની
બદ્રૂ દરૂ ફેરાવાન્ સેલ્લીહો સેપાહ્ની
બગેરૂદ્દ અન્દરશ આબો રૂદે રવાન્
કે અઝ્ દીદનશ તાઝહ્ની ગર્દદ્દ રવાન્
બકશ્તી બરૂ ઊ બુગ્ઝરદ્દ શાહ્નરૂયારૂ
ચુ આયદ્દ બહામૂન્ ગે બહ્નરે શેકારૂ
બસદ્દ સાલ્ અગરૂ માનદ્દ અન્દરૂ હેસારૂ
ઝે હામૂન્ નેયાયદ્દશ ચીઝી બકારૂ
હમ અન્દરૂ દેઝશ કેશ્તમન્દો ગેયા
દેરખ્તે બરૂમન્દો હમ આસેયા
ચુ એસ્ફન્દેયારૂ ઈન્ સુખુનહા શનીદ્દ
ઝમાની બેપીચીદો દમ દરૂ કશીદ્દ
૨૭૪ બદ્રૂ ગોફ્રૂત મારા જોઝ્ ઈન્ રાહ્ની નીસ્ત
બગીતી બેહ્ની અઝ્ રાહે કૂતાહ્ની નીસ્ત
ચુનીન્ પાસોખ્ આવરૂદ્દ પસ કરૂગ્સારૂ
કે બરૂ હફ્રૂતખાન્ હરૂગેઝ્ અય શાહ્નરૂયારૂ
બઝૂરો બઆઝારૂ નુગ્ઝશ્ત કસ
મગરૂ કઝ્ તને ખીશતન્ કરૂદ્દ બસ
બદ્રૂ નામવરૂ ગોફ્રૂત અગરૂ બા મની
બેબીની દેલો ઝૂરે અહ્નરીમની
બપીશમ ચે આયદ્દ ચે ગૂઈ નુખોસ્ત
કે બાયદ્દ ઝે પયકારે ઊ રાહ્ની જોસ્ત
ચુનીન્ દાદ્દ પાસોખ્ વરા કરૂગ્સારૂ
કે અય નામવરૂ મર્દે ના બાક્રૂ દારૂ
નુખોસ્તીન્ બપીશે તો આયદ્દ દો ગોરૂગ્
નરો માદહ્ની હરૂ યક્રૂ ચુ પીલી સુતોરૂગ્
બસાને ગવઝ્નાન્ બસરૂ બરૂ સરૂ
હમી રઝ્મે શીરાન્ કુનન્દ્દ આરૂઝૂ
દો દન્દાન્ બકેર્દારે પીલે ઝેયાન્
ચે ફર્બેહ્ની બરો ચાલો લાઘેરૂ મેયાન્
બેફ્રૂમૂદ્દ તા હમચુનાનશ બબન્દ્દ
બખરૂગાહ્ની બોર્દન્દ્દ ઝારો નેઝન્દ્દ
૨૭૫ બેયારાસ્ત ખુરૂરમ યકી બારૂગાહ્ની
બસરૂ બરૂ નેહાદ્દ આન્ કયાની કોલાહ્ની
હમહ્ની હરૂચે ગોફ્રૂત અન્દરાન્ જાએ પાક્રૂ
શનીદો નેયામદ્દશ અઝ્ હીચ બાક્રૂ
ચુ ખુરૂશીદ્દ બેન્મૂદ્દ તાજ અઝ્ ફરાઝ્
હવા બરૂ ઝમીન્ નીઝ્ બુફ્રૂશાદ્દ રાઝ્
ઝે દરૂગાહ્ની બરૂખાસ્ત આવાએ કૂસ
ઝમીન્ આહનીન્ શુદ્દ સેપહ્નરૂ આબ્નૂસ

સુએ હફ્રૂતખાન્ રૂ બતૂરાન્ નેહાદ્દ
હમી રફ્રૂત બા લશ્કરૂ આબાદો શાદ્દ

તે એક જણને દર્યામાંથી માહતાબ ઉપર ચઢાવે છે-ત્યારે એક બીજાને તે ઊંડા ગારમાં નાખે છે

ત્યા બીઆબાન છે, સીમુર્ગ છે અને સખ્ત થડી પણ એવી પડે છે-કે જ્યારે પવન ફુકે છે ત્યારે ઝાડના ઝાડ નાશ પામે છે

ત્યાર પછીજ રૂઈનદેઝ જેવો કિલ્લો નઝરે પડશે-કે જેના જેવો કિલ્લો કોઇયે જોયો તેમજ સાંભળ્યો પણ નથી.

તે કિલ્લાની ટોચ સીઆહ વાદળ કરતાં પણ ઊચી છે-તેમાં પુષ્કળ હથિયાર અને લશ્કર છે

તેની આસપાસ પાણી અને વહેતી નદી છે-કે જેને જોવાથી જીવ ખુશહાલ બને છે,

જ્યારે પાદશાહ અર્જાસ્પ શેકાર માટે જંગલમાં આવે છે ત્યારે પોતે કિશ્તીમા બેસી તે નદી પસાર કરી જાય છે

અગરજો તે પાદશાહ સો વર્ષ સુધી તે કિલ્લામાંજ રહે-તો પણ બાહેરની જગ્યામાંની કોઈ પણ ચીઝની તેને ઝરૂર પડે નહીં.

કારણકે તેના કિલ્લાની અંદરજ ખેતીવાડી, ઘાસચારો, ફળફલાદીનાં ઝાડો તેમજ પાણીની ચક્કીઓ પણ છે."

જ્યારે અસ્ફંદિયારે આ સખુનો સાંભળ્યા-ત્યારે તે થોડો વખત ગૂચવાડામા પડયો અને નીસાસો નાખ્યો

પછી તેને કહ્યુ કે "આપણને એ સિવાય બીજો રસ્તોજ નથી-ટુંકા રસ્તા કરતા દુન્યામા બીજો વધારે સારો રસ્તો કોઇ નથી"

ત્યારે કર્ગસારે એવો જવાબ આપ્યો કે "ઓ પાદશાહ! હફતખાન ઉપરથી કદીબી,

કોઈ હિમ્મત કરી તકલીફ ઉઠાવી પસાર થઈ ગયું નથી-સિવાય કે જે કોઈ પોતાના જીવથી ધરાઈ ચૂકયો હોય"

નામદાર અસ્ફંદિયારે તેને કહ્યુ કે "અગરજો તુ મારીજ સાથે છે-તો તુ મારી હિમ્મત અને એહરેમનના જેવુ કૌવત જોશે

હવે તું શુ કહે છે, પ્રથમ મારી સામે શુ આવશે?-કે જેની લડાઈ માટે મને રાહ જોવી પડશે?"

કર્ગસારે તેને જવાબ આપ્યો-કે "ઓ ધાસ્તી વગરના નામવર મર્દ!

પહેલા તારી નઝદીક વરૂનુ એક જોડુ આવશે-જે નર અને માદા બન્ને એક ગુસ્સા ભરેલા હાથીની માફકના છે

તેઓના સર ઉપર સાબરની માફકના શિંગડા છે-તેઓ સિંહોનીજ લડાઇની ખાહેશ કરે છે

મસ્ત હાથીના દાત જેવા તેઓના દાત છે-તેઓની છાતી અને ગર્દન ભરેલી અને કમરનો ભાગ પાતળો છે"

પછી અસ્ફંદિયારે ફર્માવ્યુ જેથી તેને તેવીજ રીતે બંદ સાથે-દુખી અને ગમગીન તખ્તમા લઇ ગયા.

તેણે એક ખુશી ભરેલી દરબાર ભરી-અને કયાની કોલાહ પોતાનાં સર ઉપર મેલી

તે આરાસ્તા કરેલી જગ્યામાં જે કાઇ કે બોલાયુ તે સઘળું-તેણે સાંભળ્યું પણ કશાથી તેને ધાસ્તી લાગી નહી

જ્યારે ખુરશેદે બુલંદીથી પોતાનું તાજ બતાવ્યું-અને હવાએ પણ ઝમીન ઉપર પોતાનો ભરમ ખુલ્લો મૂકયો,

ત્યારે અસ્ફંદિયારની દરગાહમાથી નગારાંના આવાઝ નીકળ્યા-અને હથિયારોને લીધે ઝમીન ગોયા લોઢાં જેવી બની અને લશ્કરની ધૂળથી આસ્માન કાળું પડયું

તેણે તૂરાન જવા માટે હફતખાન તરફનો માર્ગ લીધો-અને પોતાનાં લશ્કર સાથ આબાદી ભરેલો અને ખુશહાલ ચાલવા માંડયું.

ચુ અઝ્ શાહ્ નઝ્દીકે મન્ઝેલ્ રસીદ્
ઝે લશ્કર્ જહાન્ દીદએ બર્ ગુઝીદ્
પેશૂતન્ યકી મર્દે બીદાર્ બૂદ્
સેપહ્રા ઝે દુશ્મન્ નેગહ્દાર્ બૂદ્
બદ્ ગોફ્ત લશ્કર્ બઆઈન્ બેદાર્
હમી પીચમ્ અઝ્ ગોફ્તએ કરુગ્સાર્
મનમ્ પીશરવ્ ગર્ બમન્ બદ્ રસદ્
બદીન્ કેહ્તરાન્ બદ્ નેયાયદ્ સઝદ્
બેયામદ્ બેપૂશીદ્ ખફ્તાને જન્ગ્
કશીદન્દ્ બર્ અસ્પ્ શબ્રન્ગ્ તન્ગ્
સેપહ્બુદ્ બઅસ્પ્ અન્દર્ આવર્દ્ પાય
તો ગોફ્તી કે ગર્દૂન્ બર્ આમદ્ ઝે જાય
સેપહ્બુદ્ ચુ આમદ્ બનઝ્દીકે ગોર્ગ્
બેયફ્શર્દ્ રાન્ હમચુ પીલે સુતોર્ગ્
ચુ દીદન્દ્ ગોર્ગાન્ બરો યાલે ઊય
મેયાનો યકી અન્ગો ગૂપાલે ઊય
ઝે હામૂન્ સુએ ઊ નેહાદન્દ્ રૂય
દો પીલે હેમ્આગાઓ દ્ જન્ગ્જૂય
કમાન્રા બઝેહ્ કર્દ્ મર્દે દેલીર્
બેધુર્રીદ્ બર્ સાને દર્રન્દહ્ શીર્
બઅહ્રીમનાન્ તીર્ બારાન્ ગેરેફ્ત
બતુન્દી કમીને સવારાન્ ગેરેફ્ત
ઝે પયકાને પૂલાદ્ ગશ્તન્દ્ સોસ્ત
નેયામદ્ યકી પીશે ઊ તન્દુરોસ્ત
નેગહ્ કર્દ્ રઉશન્ દેલ્ એસ્ફન્દેયાર્
બેદીદ્ આન્ કે શુ સુસ્ત ગશ્તન્દો ઝાર્
યકી તીઘ ઝહ્ર્ આબ્ગૂન્ બર્ કશીદ્
એનાન્રા ગેરાન્ કર્દો સર્ દર્ કશીદ્
સરાન્ શાન્ બશમ્શીર્ બર્ કર્દ્ ચાક્
ગેલ્ અન્ગીખ્ત અંઝ્ ખૂને ઈશાન્ ઝે ખાક્
ફેરૂદ્ આમદ્ અઝ્ નામવર્ બારગી
બયઝ્દાન્શ બેન્મૂદ્ બીચારગી
સેલીહો તન્ અઝ્ ખૂને ઈશાન્ બેશોસ્ત
બદાન્ જાયગહ્ પાક્ જાઈ બેજોસ્ત
બરાન્ રીગ્ સર્ સૂએ ખુર્શીદ્ કર્દ્
દેલી પુર્ ઝે દર્દો રોખી પુર્ ઝે ગર્દ્
હમી ગોફ્ત કય દાવરે દાદ્ગર્
તો દાદી મરા ઝૂરો ફર્રો હોનર્
તો કર્દી દદાન્રા બદીન્ ખાક્ જાય
તો બાશી બહર્ નીકુઇ રહ્નુમાય
ચુ આમદ્ સેપાહે પેશૂતન્ ફરાઝ્
બેદીદન્દ્ યલ્રા બજાએ નમાઝ્
બેમાન્દન્દ્ અઝાન્ કાર્ ગોર્દાન્ શેગેફ્ત
સેપહ્ યક્સર્ અન્દીશહ્ અન્દર્ ગેરેફ્ત
કે ઈન્ ગોર્ગ્ ખાનીમ્ યા પીલે મસ્ત
કે જાવીદ્ બાદ્ ઈન્ દેલો તીઘો દસ્ત
જોઝ્ ઊ ફર્રો અઉરન્ગે શાહી મબાદ્
ખુઝોર્ગીઓ બઝ્મો સેપાહી મબાદ્
બેરફ્તન્દ્ ગોર્દાને ફર્ખુન્દહ્ રાય
બર્ ઊ બર્ કશીદન્દ્ પર્દહ્સરાય

જ્યારે તે રાહ કાપતો પહેલી મન્ઝેલની નઝદીક આવી પહોંચ્યો–ત્યારે તેણે લશ્કરમાંથી એક અનુભવી શખ્સ ચુંટી કાઢયો.

પેશૂતન એક ચાલાક મર્દ હતો–અને દુશ્મનથી પોતાનાં લશ્કરની સંભાળ કરનાર હતો,

તેને કહ્યું કે "તું કાયદા પ્રમાણે લશ્કર સંભાળજે–હું કર્ગસારના કહ્યા પ્રમાણે રાહ માપું છું.

હું આગળ જાઉં છું અને જો મને કાંઇ નુકસાન પુગે–તો તેથી કરીને આ લશ્કરને કાંઈ ઇઝા પુગે તેમ થવું નહીં જોઇયે"

એમ કહી તે આવ્યો અને લડાઇનું બખ્તર પેહેર્યું-તેણે શબરંગ ઘોડા ઉપરનો તંગ ખેચી બાંધ્યો

પછી તે સરદારે ઘોડા ઉપર પગ મૂક્યો–તું કહે ગોયા એક આ ૨૭૬
સ્માનજ પોતાની જગ્યા ઉપરથી આગળ વધ્યું.

જ્યારે તે સરદાર પેલાં વરૂની નઝદીક આવી પહોચ્યો–ત્યારે એક ઝબરદસ્ત હાથીની માફક ઘોડાને એડ મારી ચાલાક બનાવ્યો

જ્યારે પેલાં વરૂઓએ તેની છાતી, ગર્દન, કમર, પેહલવાની ચુગાલ અને તેનો ભારી ગોર્ઝ જોયો,

ત્યારે તે બન્ને છેડાયલા હાથીની માફકનાં અને લડાયક વરૂઓ–મયદાનમાંથી તેની તરફ ધસ્યાં.

તુરત તે બહાદુર મર્દે પોતાની કમાનને ચીલ્લો ચઢાવી-ફાડી ખાનારા સિંહની માફક પોકાર્યો

તે શયતાનની પયદાએશનાં વરૂઓ ઉપર તીરનો વરસાદ વરસાવ્યો–અને જલ્દીથી પનાહની જગ્યાએ આવી ઉભો.

તેઓ પોલાદી તીરની અણીથી લાચાર થઇ ગયાં–અને તેઓમાંનું એક પણ તનદુરોસ્ત હાલતમાં તેની સામે આવી શક્યું નહીં

હવે રોશન દિલના અસ્ફંદિયારે તેઓ ઉપર નેગાહ કીધી–તેણે જોયું કે તેઓ તેનાથી નબળાં અને ખુવાર બની ગયાં છે,

તેવીજ તેણે ઝેહરી પાણી પાએલી એક તલવાર કાઢી–લગામને ખેચી પકડી વાંકો વળ્યો

અને તેઓનાં સર તલવારથી કાપી નાખ્યા–તેઓનાં લોહીથી ત્યાંની ખાકમાં કીચડ થઇ રહ્યો

પછી તે નામવર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો–અને પાક યઝદાનની ૨૭૭
નઝદીક તેણે પોતાની લાચારી દેખાડી

પોતાનાં તન અને હથિયારને લાગેલું તેઓનું લોહી ધોઈ નાખ્યું–અને તેજ ઠેકાણે એક સફાઇદાર જગ્યા તેણે શોધી કાઢી

તે રેતી ઉપર બેસી આફતાબ તરફ કેબ્લો કરી–દર્દ ભરેલાં દિલે અને ધૂળ ભરેલે ચેહરે,

એ પ્રમાણે બોલવા લાગ્યો કે "ઓ દાદગર દાવર!-તેંજ મને આવુ કૌવત, દબદબો અને હોનરો બક્ષેશ કરેલા છે.

તેંજ આ ફાડી ખાનારા જનાવરોને ખાકમાં નાખ્યાં છે-તુજ દરેક ઠેકાણે નેકીનો માર્ગ દેખાડનારો છે."

હવે જ્યારે પેશૂતનવાળું લશ્કર ત્યાં નઝદીક આવી લાગ્યું–ત્યારે તેઓએ પેહલવાન અસ્ફંદિયારને બંદગીની જગ્યાએ બેઠેલો જોયો.

તેના એ કામથી પેહલવાનો અજબ રહ્યા–અને સઘળું લશ્કર પણ વિચારમાં પડયું,

કે "આપણે એને વરૂ કહ્યે યા મસ્ત હાથી કહ્યે?-તેની આવી હિમ્મત, આવી તલવાર અને આવા ઝોરાવર હાથ સદા કાયમ રહેજો!

એના વગર દબદબો શાહી તખ્ત, બુઝોર્ગી, ખુશીની મજલેસ કે લશ્કર કાંઈ પણ હોતું ના"

પછી મુબારક વિચારના પેહલવાનો તેની આગળ ગયા–અને તેની નઝદીક છાવણી નાખી

૧૭૮ ધમ્ આમદ હમી બહુરએ કરૂગ્સારૂ
ક્ે ગોર્ગાને જન્ગીઓ એસ્ફન્દેયારૂ
ચકી ખાને ઝરૂરીન્ બેયારાસ્તન્દ
ખુરેશહા બેખુર્દન્દો મય ખાસ્તન્દ
બેફરૂમૂદ તા બસ્તહુરા પીશે ઊય
બેઓર્દન્દ લર્ઝાનો પુરૂ આબ્ રૂય
સે જામે મયશ દાદો પુર્સીદશ ગેરેફૂત
કે અકૂનૂન્ ચે ગૂઈ ચે બીનમ્ શેગેફૂત
ચુનીન્ ગોફૂત બા નામવરૂ કરૂગ્સારૂ
કે અય નામવરૂ શીરૂ દેલ્ શહુરયારૂ
દેગરૂ મન્ઝેલત શીરૂ આયદ બજન્ગ્
કે બા બાન્ગે ઊ બરૂ નતાબદ નેહન્ગ્
ઓકાબે દેલાવરૂ બરાન્ રાહે શીરૂ
નપરૂરદ અગરૂ ચન્દ બાશદ દેલીરૂ
બેખન્દીદ રઉશન્ દેલ્ એસ્ફન્દેયારૂ
બદુ ગોફૂત કય તુર્કે ના સાઝગારૂ
બેબીની કે ફર્દા અબા નરૂરહુ શીરૂ
ચે ગૂયદ બશમ્શીરૂ મર્દે દેલીરૂ
ચુ તારીક શુદ શબ્ બેફરૂમૂદ શાહ
અઝાન્ જાએગહુ બરૂ ગેરેફૂતન્દ રાહ
૧૭૯ શબે તીરહ લશ્કરૂ હમી રાન્દ તીઝ
દો દીદહ પુરૂ અઝ ખૂનો દેલ્ પુરૂ સેતીઝ

પેલાં લડાયક વરૂઓ અને અસ્ફંદિયાર તરફથી-કર્ગસારને હિસ્સે તો ગમ અને અફસોસજ આવ્યો.

તેઓએ સોનેરી સુફરો બિછાવ્યો-ખાણું ખાધું અને પછી શરાબ મંગાવ્યો.

તેણે બંદીવાન કર્ગસારને પોતાની સામે લાવવાનો હોકમ કીધો-જેથી તેઓ તેને ધુજતો અને આંસુ ભરેલા ચેહરાના લાવી લઇ ગયા.

તેને શરાબની ત્રણ જામ પાઈ અને પૂછયું-કે "હવે તું શું કહે છે, હું બીજી અજાયબી શું જોઈશ?"

કર્ગસારે તે નામવરને એ પ્રમાણે કહ્યુ-કે "ઓ સિંહની હિમ્મતના ફીર્નિવતા પાદશાહ!

બીજી મઝલે તારી સામે સિંહ લડવા આવશે-કે જેની લડાઈમાં મગરમચ્છ પણ પાયદારી રાખી શકતુ નથી

દિલાવર ઓકાબ પક્ષી ગમે એટલું બહાદુર હોવા છતાં પણ તે સિંહને મર્ગે ઉડી શકતું નથી"

રોશન દિલનો અસ્ફંદિયાર હસી પડયો-અને તેને કહ્યુ કે "ઓ નાલાયક તુર્ક!

તું જ જોશે કે આવતી કાલે તે નરેશીરની સાથ શમ્શેરે કરીને આ બહાદુર મર્દ કેવી વાત કરે છે?"

જ્યારે રાત અંધારી થઇ ત્યારે શાહજાદાએ ફર્માવ્યું-જેથી તેઓ તે જગ્યાએથી આગળ ચાલ્યા

અંધારી રાતે તેણે પોતાનુ લશ્કર શેતાબી કરતું ચલાવ્યુ-જેની બન્ને આંખ્યો ખૂન ભરેલી અને દિલ લડાઈ ભરેલુ હતું.

---

## ખાને દુવ્વુમ્ કોશતને એસ્ફન્દેયાર્ શીરાન્રા.

—:૦:—

ચુ ખુરૂશીદ અઝાન્ ચાદરે લાજ્વરૂદ
બરૂ આમદ બેપૂશીદ દીબાએ ઝરૂદ
સેપહબુદ બજાએ દેલીરાન્ રસીદ
બહામૂન્ બપર્ખાશે શીરાન્ રસીદ
પેશૂતન્ બેફરૂમૂદ કામદ બપીશ
વરા પન્દહા દાદ અઝ અન્દાઝહ બીશ
બદુ ગોફૂત કીન્ લશ્કરે સરૂફરાઝ
સેપોર્દહુ તોરા મન્ શુદમ રઝમસાઝ
બેયામદ ચુ બા શીરૂ નઝદીક શુદ
જહાન્ બરૂ દેલે શીરૂ તારીક શુદ
ચકી નરૂરહુ શીરો દેગરૂ માદહુ શીરૂ
બેરફૂતન્દ પર્ખાશજૂયો દેલીરૂ
ચુ નરૂ અન્દરૂ આમદ ચકી તીઘ્ ઝદ
બેશુદ રન્ગે રૂયશ ચુ રન્ગે બુસદ

ઝે સરૂ તા મેયાનશ બદુ નીમ્ ગશ્ત
દેલે શીરૂ માદહુ પુરૂ અઝ બીમ્ ગશ્ત
ચુ જોફૂતશ બરૂ આશોફૂતો આમદ ફરાઝ
ચકી તીઘ્ ઝદ બરૂ સરશ સરૂફરાઝ
૧૮૦ બરીગ્ અન્દરૂ ઓફૂતાદ ઘલ્તાન્ સરશ
ઝે ખૂન્ લઆલ શુદ દસ્તો રન્ગીન્ બરશ

## બીજું મકાન—અસ્ફંદિયારનું સિંહોને મારવું.

—:૦:—

જ્યારે તે બલુ રંગની ચાદરમાંથી ખુરશેદ-બાહેર આવ્યો અને સોનેરી રેશમી કપડા પેહેર્યા,

ત્યારે સરદાર અસ્ફંદિયાર તે જંગલમા સિંહો સાથ લડાઈ કરવાને માટે તે બહાદુરોની જગ્યાએ આવી પુગ્યો

તેણે હોકમ કીધો જેથી પેશૂતન તેની નઝદીક આવ્યો-તેને પુષ્કળ શીખામણો આપી

તેને કહ્યું કે "આ સઘળું સરફરાઝ લશ્કર-તને સોંપી હું લડવા જાઉં છું"

એમ કહી તે ત્યાં આવ્યો અને જ્યારે છેક સિંહની નઝદીક ગયો-ત્યારે સિંહના દિલ ઉપર જેહાન સીઆહ થઇ

એક સિંહ અને બીજી સિંહણ હતી-તેઓ બહાદુરીથી તેની સામે લડવા આવ્યાં

જ્યારે નર સિંહ પહેલાં આગળ આવ્યો ત્યારે અસ્ફંદિયારે એક તલવારનો ફટકો તેને માર્યો-જેથી લોહીએ કરીને તેના ચેહરાનો રંગ પર વાળાનાં રંગ જેવો થયો

અને માથાથી કમર સુધી તેના બે ટૂકડા થઈ ગયા-એ જોઈ સિંહની માદાનું દિલ ધાસ્તી ભરેલું થયુ

તે પોતાના સાથીની માફક ગુસ્સે થઈ સામે ધસી-ત્યારે તે સરફરાઝે એક તલવારનો ફટકો તેના સર ઉપર પણ માર્યો

જેથી તેનું સર રેતીમાં ગબડતું પડયુ-તેનાં લોહીથી તેના હાથ લાલ થયા અને તેનુ બદન રંગીન બની ગયું

બઆબ્ અન્દર્ આમદ્ સરો તન્ બશોસ્ત
નેગહ્દાર્ જોઝ પાક્ યઝ્દાન્ નજોસ્ત
ચુનીન્ ગોફ્ત કય દાવરે દાદ પાક્
બદસ્તમ્ દદાન્રા તો કર્દી હલાક્
હમ્ અન્દર્ ઝમાન્ લશ્કર્ આન્ જા રસીદ
પેશૂતન્ બરો ચાહે શીરાન્ બદીદ
બર્ એસ્ફન્દેયાર્ આફ્રીન્ હર્ કસી
બખાન્દન્દ અઝ અન્દાઝહ્ અફ્ઝૂન્ બસી
ચમાન્ પસ્ બેયામદ્ ચહે રેહ્નુમાય
બનઝ્દીકે ખર્ગાહો પર્દહ્સરાય
નેહાદન્દ ખાનો ખુરેશહાએ નગ્ઝ
બનઝ્દે શાહન્શાહે પાકીઝહ્ મગ્ઝ
બેફર્મૂદ તો પીશે ઊ કર્ગ્સાર્
બેયામદ્ બદ્અન્દીશો બદ્ રૂઝગાર્
સે જામે મયે લઅલ્ ફામશ્ બેદાદ
ચુ અહ્રીમન્ અઝ જામે મય મસ્ત શાદ
બદ્ ગોફ્ત કય મર્દ બદ્બખ્તો ખાર્
ચે દીદારે ફર્દા બે દારી બેયાર્
ચુનીન્ ગોફ્ત કય શાહે બરૂતર્ મનેશ
કે તૂ દૂર્ બાદા બદે બદ્કુનશ
ચુ આતેશ બપયકાર્ બેસ્તાફ્તી
ચુનીન્ બર્ બલાહા ગુઝર્ યાફ્તી
નદાની કે ફર્દા બે આયદત પીશ
બેબખ્શાય બર્ બખ્તે બીદારે ખીશ
ચઝ ઈદર્ ચુ ફર્દા બમન્ઝેલ રસી
યકી કાર્ પીશસ્ત અઝીન્ યક્ બસી
યકી અઝ્દહા પીશત આયદ્ દેઝમ
કે માહી બર્ આરદ્ ઝે દર્યા બદમ
હમી આતેશ અફ્રૂઝદ્ અઝ કામે ઊય
યકી કૂહે ખારાસ્ત અન્દામે ઊય
અઝીન્ રાહ અગર્ બાઝ ગર્દી રવાસ્ત
રવાનમ્ બરીન્ પન્દે મન્ બર્ ગવાસ્ત
દરીગત નેયાયદ્ હમી ખીલતન્
સેપાહી શુદહ્ ઝીન્ નેશાન્ અન્જુમન્
ચુનીન્ દાદ પાસોખ કે અય બદ્ નશાન્
બબન્દત હમી બારૂદ ખાહમ કશાન્
બબીની ચુનીન્ તીગ્ ચન્ અઝ્દહા
કે શમ્શીરે તીઝમ્ નેયાબદ્ રહા
બેફર્મૂદ તા દુરૂગરાન્ આવરન્દ
સઝાવાર્ ચૂબે ગરાન્ આવરન્દ
યકી નગ્ઝ ગર્દૂને ચૂબીન્ બેસાખ્ત
બગોર્દશ દરૂન્ તીગહા દર્ નેશાખ્ત
બસર્ બર્ યકી કરદ સન્દૂકે નગ્ઝ
બેયારાસ્ત આન્ દુરૂગરે પાક્ મગ્ઝ
બસન્દૂક્ દર્ મર્દ દીહીમ જૂય
દો અસ્પે ગેરાનમાયહ્ બસ્ત અન્દરૂય
નેશસ્ત આઝ્મૂનરા બસન્દૂક્ શાહ
ઝમાની હમી રાન્દ અસ્પાન્ બરાહ્
ગેરેહ્દાર્ બા ખન્જરે કાબુલી
બઝર્ બર્ નેહાદહ્ કોલાહે યલી

જેથી તેણે પાણીમાં ઉતરીને પોતાનું સર અને તન ધોયું-તેણે પાક યઝદાન સિવાય બીજો કોઇને નેગેહબાન તરીકે શોધ્યો નહીં.

તે એ પ્રમાણે બોલ્યો કે "ઓ પાક દાદગર દાવર!-તેંજ આ ફાડી ખાનારાં જાનવરોને મારે હાથથી હલાક કરાવ્યાં છે"

તેજ વખતે તેનું લશ્કર પણ ત્યાં આવી લાગ્યું-પેશુતને પેલાં સિંહોની છાતી અને ગર્દન જોઈ.

દરેક જણે અસ્ફંદિયાર ઉપર પુષ્કળ દુઆ કીધી.

ત્યાર પછી તે રેહનુમાઈ કરનારો પેહલવાન પોતાની છાવણી આગળ તમ્બુમાં આવ્યો.

તેઓએ તે પાકીઝેહ મગઝના શેહન્શાહની આગળ તરેહવાર વાણીઓના ખાણાના ખુમચા મૂકયા.

પછી તેણે હોકમ કીધો જેથી પેલો બદ મનસ્નીનો અને બૂરા ઝમાનાનો કર્ગસાર તેની સામે આવ્યો.

તેને લાલ રંગના શરાબની ત્રણ જામ આપી-જ્યારે તે એહરેમન પેઠે મયની જામથી ખુશહાલ બન્યો,

ત્યારે તેણે તેને પૂછયું કે "ઓ બદબખ્ત અને ખુવારી ભરેલા મર્દ!- આવતી કાલે શું નઝર પડશે તે તું જે કાંઇ જાણતો હોય તે કહે?"

તેણે એવો જવાબ દીધો કે "ઓ બુલંદ બુન્યાદના પાદશાહ!-બૂરા કરતૂકનાઓની બૂરાઈ તારાથી દુર હોજો! ૨૮૧

તું આતશની માફક લડાઇમાં ધસ્યો છે-અને આવી સખ્ત બલાઓમાંથી પસાર થઈ ગયો છે.

પણ તું જાણતો નથી કે કાલે તારી સન્મુખ શું આવશે?-માટે પોતાના ખીલતા નસીબ ઉપર દયા કર

કારણકે જ્યારે તું અહીંથી આવતી કાલે ત્રીજી મન્ઝેલ ઉપર પહોંચશે- ત્યારે એક ઘણુંજ મહાભારત કામ તારી સન્મુખ આવશે.

એક ભયંકર અઝદહા તારી આગળ આવશે-કે જે દર્યામાંથી પોતાના શ્વાસે કરી માછલાં ખેંચી કાઢે છે.

તેનાં જડબામાથી આતશના શોલા નીકળે છે-તેનું શરીર ગોયા એક સખ્ત પત્થરનો પહાડ છે.

માટે જો તું આ માર્ગથી પાછોજ ફરે તો ભલું છે-આ મારી શીખામણ ઉપર મારો જાન સાક્ષી છે

તને પોતાને આટલાં મોટાં લશ્કરનો અફસોસ નથી આવતો (કે તે બરબાદ થઈ જશે)?"

અસ્ફંદિયારે તેને એવો જવાબ આપ્યો કે "ઓ બદ ચાલના શખ્સ!- હું તને આ બેડી સાથેજ ત્યાં ખેંચી જવા માંગું છું,

કે તું પણ જોય કે એવો તેઝ ચુંગાલવાવાળો અઝદહા-મારી તેઝી તલવારથી છૂટી શકતો નથી"

પછી તેણે સુતારોને બોલાવવા અને સારાં સારાં ભારી લાકડાં લાવવા ફર્માવ્યું ૨૮૨

તેમાંથી એક લાકડાંનું સાર જેવું ગાડું તૈયાર કરાવ્યું-અને તેની આસપાસ તલવારો બેસડાવી.

તેની ઉપર એક ગોળ પેટી તે પાક મનના સુતારે (અસ્ફંદિયારે) તૈયાર કરાવી

પછી તે તાજને લાયકના મર્દે પેલાં પેટીવાળાં ગાડાં સાથે-ઉંચી નસ્લના બે ઘોડા જોડયા.

અને શાહઝાદો પોતે તપાસને ખાતેર તે પેટીમાં બેઠો-અને થોડોક વખત ઘોડા ચલાવી જોયા.

તે કાબુલી તલવારવાળા અને બખ્ત પેહેરનાર અસ્ફંદિયારે-માથે પેહલવાની કોલાહ મૂકી હતી

ચુ શુદ જન્ગે આન્ અઝ્દહા સાખ્તહુ
જહાનજૂય અઝાન્ રન્જ પર્દાખ્તહુ
જહાન્ ગશ્ત ચૂન્ રૂએ ઝન્ગી સેયાહુ
ઝે બુર્જે હમલ તાજ બેન્મૂદ માહુ
નેશસ્ત અઝ બરે શૂલકુ એસ્ફન્દેયારૂ
બેરફૂત અઝ પસશ લશ્કરે નામદારૂ

જ્યારે તે અઝદહાની લડાઇની સામગ્રી તેયાર થઇ-અને અસ્ફંદિયાર એ મેહનતમાંથી પરવાર્યો,

ત્યારે જેહાન હબશીના ચેહરાની માફક સીઆહ બની-અને મેષ રાશિનાં ઘરમાંથી માહતાબે પોતાનુ તાજ દેખાડયું.

પછી અસ્ફંદિયાર તેઝ ચાલના ઘોડા ઉપર સવાર થયો-અને તેની પછાડી તેનાં નામીચાં લશ્કરે પણ ચાલવા માંડયું.

## ખાને સેવુમ્ કોશતને એસ્ફન્દેયાર્ અઝ્દહારા.

હેગર્ રૂઝ ચૂન્ ગશ્ત રઉશન્ જેહાન્
હેરફૂશે શબે તીરહુ શુદ દર્ નેહાન્
૨૮૩ બપૂશીદ જઉશન્ જહાનદાર્ ગોરૂદ
સેપહ્બુરા બફરૂરેઆખ પેશૂતન્ સેપોરૂદ
પેશૂતન્ બેયામદ બરે નામજૂય
પસે ઊ બુઝોર્ગાનો ખીશાને ઊય
બેયાવરૂદ ગરૂદૂનો સન્દૂકુ શીરૂ
નેશસ્ત અન્દર્ ઊ શહુરૂયારે દેલીરૂ
દો અસ્પે ગેશાનમાયહુ બસ્ત અન્દરૂય
સુએ અઝ્દહા નીઝ બેન્હાદ રૂય
ઝે દૂર્ અઝ્દહા બાન્ગે ગરૂદૂન્ શનીદ
ખરામીદને અસ્પે જન્ગી બેદીદ
ઝે જાય અન્દર્ આમદ ચુ કૂહે સેયાહુ
તો ગોફૂતી કે તારીકુ શુદ મેહુરો માહુ
દો ચશમશ ચુ દુ ચશમહુ તાબાન્ ઝે ખૂન્
હમી આતેશ આમદ ઝે કામશ બેરૂન્
દહન્ બાઝ કર્દહુ ચુ ઘારે સેયાહુ
હમી કરૂદ ઘુરૂરાન્ બદૂ દર્ નેગાહુ
ચુ એસ્ફન્દેયાર્ આન્ શેગેફૂતી બેદીદ
બયઝ્દાન્ પનાહીદો દમ દર્ કશીદ
હમી જોસ્ત અસ્પ અઝ ગઝન્દશ રહા
બદમ દર્ કશીદ અસ્પરા અઝ્દહા
૨૮૪ ફેરૂબોરૂદ ગરૂદૂનો અસ્પાન્ બદમ
બસન્દૂકુ દર્ ગશ્તહુ જન્ગી દેઝમ
બકામશ ચુ આન્ તીઘહા દર્ બેમાન્દ
ચુ દર્યાએ સબ્ઝ અઝ દહન્ બર્ ફેશાન્દ
ન બીરૂન્ તવાનસ્ત કર્દન્ ઝે કામ
ચુ શમ્શીરૂ બુદ તીઘો કામશ નેયામ

ઝે ગરૂદૂનો અઝ તીઘહા શુદ ઘમી
બઝૂરૂ અન્દર્ આમદશ લખ્તી કમી
બર્ આમદ ઝે સન્દૂકુ ગોર્દે દેલીરૂ
યકી તીઝ શમ્શીરૂ દર્ ચન્ગે શીરૂ
બશમ્શીરૂ મઘઝશ હમી કરૂદ ચાકુ
હમી દૂદે ઝહુરશ બર્ આમદ ઝે ખાકુ

## ત્રીજું મકાન—અસ્ફંદિયારનું અઝદહાને મારવું.

બીજે દિવસે જ્યારે જેહાન રેશન થઇ-અને સીઆહ રાતનો ઝુંડો છૂપો થઈ ગયો,

ત્યારે દેશની સંભાળ કરનારા પેહલવાને બખ્તર પેહેર્યું-તેણે પોતાનાં લશ્કરને મુબારક પેશૂતનને સોંપી આપુ

પેશૂતન તેમજ તેની પાછળ બુઝોર્ગો અને તેના ખેશીઓ અસ્ફંદિયારની નઝદીક આવ્યા.

તે સિંહ જેવો બહાદુર શાહઝાદો પેટીવાળુ ગાડુ લાવ્યો અને તેમા બેઠો

તેમાં બે નામીચા ઘોડા જોડયા-અને શિતાબીથી પેલા અઝદહા તરફ ચાલવા માડયું

જ્યારે દૂરથી પેલા અઝદહાએ ગાલ્લાંનો ઘોંઘાટ સાભળ્યો-અને જંગી ઘોડાઓની દમામદાર ચાલ જોઈ,

ત્યારે તે એક કાળા પહાડની મિસાલ પોતાની જગ્યાએથી બાહેર આવ્યો-તેની ધૂળથી ગોયા આફતાબ અને માહતાબ સીઆહ થઇ ગયા.

તેની બન્ને આખો લોહીથી ઝળકતા બે ચશ્માની માફક હતી-તેના મોંમાથી આતશ બાહેર નીકળતો હતો

તેણે સીઆહ ગારની માફક પોતાનુ મોઢુ ખુલ્લુ કીધુ-અને પોકાર કરતો કરતો તેને જોવા લગ્યો.

જ્યારે અસ્ફંદિયારે આવી અજાયબી જોઈ-ત્યારે તેણે પાક યઝદાનની પનાહ માગી અને દમ ખેચ્યો

પેલા ઘોડાઓ તેની ઇઝામાંથી બચી જવા માટે છૂટકારો શોધવા લાગ્યા-તેવામા અઝદહાએ તેઓને પોતાના શ્વાસમા ખેચી લીધા.

તે અઝદહાએ પેલું ગાડુ અને ઘોડા પોતાના દમમાં નીચે ઉતારી મૂકયા-લડાયક અસ્ફંદિયાર પેલી પેટીમા ગભરાઇ ગયો હતો

જ્યારે તેનાં ગળામાં પેલી તલવારો ભોંકાઈ ત્યારે લીલા દર્યા માફકનું ઝેહર તેનાં મોમાથી વહેવા લાગ્યું

તે પોતાના ગળામાંથી એ સઘળુ બાહેર કાઢી શકયો નહીં-કારણકે જ્યારે પેલા ખજરો શમ્શેર બનેલાં ત્યારે પેલા અઝદહાનું ગળું તેનું મેયાન બનેલુ હતું

તે અઝદહા પેલાં ગાલ્લાં અને ખંજરોથી આજેઝ બની ગયો-અને તેથી તેનુ કૌવત થોડુ કમતી થયું.

એવું જોઇ પેલો બહાદુર પેહલવાન પેટીમાંથી બાહેર આવ્યો-અને પોતાની સિંહના જેવી ચુગાલમાં એક તેઝી તલવાર પકડી

અને તે તલવારે કરી તેનું મગઝ ચાક કરવા લાગ્યો-અને ત્યાંની ખાક ઉપરથી તેનાં ઝેહરનો ધૂંવો નીકળવા લાગ્યો

**અઝાન્ દુદો આન્ ઝહ્રૂ મદહુશ ગશ્ત**
**ચુ દુદી બેયોહૂતાદો બીહુશ ગશ્ત**
**પેશૂતન્ બેયામદ હમઆન્દરૂ ઝમાન્**
**પસે પોશ્તે ઊ બા સાપાહી ગેરાન્**
**બેતર્સીદ્ કુરા બદ્ આમદ બરૂય**
**દેલશ ગશ્ત પુર ખૂનો પુર આબ્ રૂય**
**સેપાહશ હમહ્ નાલહ બરૂદાશ્તન્દ**
**પેયાદહ શુદન્દ અસ્પ્ બુગ્ઝાશ્તન્દ**
**હમહ્ લશ્કરશ ઝારો ગેર્યાન્ શુદન્દ**
**ચુ બરૂ આતેશો તીઝ બેર્યાન્ શુદન્દ**
**પેશૂતન્ બેયામદ હમઆન્દરૂ શેતાબ્**
**હમી રીખ્ત બરૂ તારકશ બરૂ ગોલાબ્**
**જહાનજૂય ચૂન્ ચશ્મરા બાઝ કરૂદ**
**બગોદાંને ગર્દનકશ આવાઝ કરૂદ**
**કે બીહુશ ગશ્તમ મન્ અઝ દુદે ઝહ્રૂ**
**ઝે ઝખ્મશ નેયામદ મરા હીચ બહ્રૂ**
**અઝાન્ ખાક બરૂખાસ્ત શુદ સૂએ આબ્**
**ચુ મસ્તી કે બીદારૂ ગર્દદ ઝે ખાબ્**
**ઝે ગન્જૂરે ખુદ જામએ નવ બેજોસ્ત**
**બઆબ્ અન્દરૂ આમદ સરો તન્ બેશોસ્ત**
**બેયામદ બસૂએ ખોદાવન્દે પાક**
**હમી ગશ્ત પીચાનો ગેર્યાન્ બખાક**
**હમી ગોફ્ત કીન્ અઝ્દહારા કે કોશ્ત**
**મગરૂ આન્ કે બૂદશ જહાનદારૂ પોશ્ત**
**સેપાહશ હમી ખાન્દન્દ આફ્રીન્**
**હમહ્ પીશે દાદારૂ સરૂ બરૂ ઝમીન્**
**અઝાન્ કારૂ પુરૂ દરૂદ શુદ કરૂગ્સારૂ**
**કુજા ઝેન્દહ શુદ મોર્દહ એસ્ફન્દેયારૂ**
**સરાપર્દહ ઝદ બરૂ લબે આબ્ શાહ**
**હમહ્ ખીમહ ઝદ ગેર્દશ અન્દરૂ સેપાહ**
**મય આવરૂદ બરૂ ખાનો મયખારહ ખાસ્ત**
**બયાદે જહાનદારૂ બરૂ પાય ખાસ્ત**
**બેફરૂમૂદ તા દરૂ ઝમાન્ કરૂગ્સારૂ**
**બેયામદ નવાન્ પીશે એસ્ફન્દેયારૂ**
**મય ખુસ્રવાની સે જામશ બેદાદ**
**બેખન્દીદો ઝાન્ અઝ્દહા કરૂદ યાદ**
**બદૂ ગોફ્ત કય મર્દુમે બીબહા**
**બેબીન્ આન્ દમ્ આહન્જ નરૂ અઝ્દહા**
**અઝીન્ પસ બમન્ઝેલ ચે પીશ આયદમ**
**કુજા રન્જો તીમારૂ બીશ આયદમ**
**બદૂ ગોફ્ત કય શાહે પીરૂઝગરૂ**
**હમી યાબી અઝ અખ્તરે નીક બરૂ**
**ચુ ફર્દા તો દરૂ મન્ઝેલ આઈ ફેરૂદ**
**બપીશત ઝને જાદૂ આરદ દેરૂદ**
**કે દીદસ્ત અઝીન્ પીશ લશ્કરૂ બસી**
**નકર્દસ્ત પીચાન્ રવાન્ અઝ કસી**
**ચુ ખાહદ બેયાબાન્ ચુ દર્યા કુનદ**
**ઝે બાલાએ ખુરશીદ પહૂના કુનદ**
**મરા ઘઉલ ખાનન્દ શાહાન્ બનામ**
**બરૂઝે જવાની મશવ પીશે દામ**

પેલા ધૂંવાથી અને ઝેહરથી તે ગાફેલ થઈ ગયો-અને એક પહાડની માફક પડી જઈ બેહોશ થઈ ગયો.

એવામાં પેશૂતન ભારી લશ્કર સાથે તેની પછાડી આવી લાગ્યો

તે બીધો કે રખેને તેને કાંઇ નુકસાન પુગ્યું હોય-તેનું દિલ લોહી ભરેલું અને ચેહરો આંસુ ભરેલો બન્યો.

તમામ લશ્કરે પણ પોકાર ઉઠાવ્યો-તેઓ ઘોડા છોડી-દઇ પેયાદા થયા.

તેનું સઘળું લશ્કર રડવા અને ઝારી કરવા પડયું-અને જેમ તેઝ ૨૮૫
આતશ ઉપર ભુંજાય તેમ તેઓ બળવા લાગ્યા.

પેશૂતન તુરત તેની પાસે આવ્યો-અને તેનાં માથા ઉપર ગોલાબ રેડયો.

જ્યારે અસ્ફંદિયારે પોતાની આંખ ખુલ્લી કીધી-ત્યારે પેલા ગર્દનકશ પેહલવાનોને પોકાર મારી કહ્યું,

કે "હું તેના ઝેહરી ધૂંવાથી બેહોશ થઈ ગયો હતો-કાંઈ અઝદહાએ મને જરાબી ઝખ્મી કીધો નથી."

પછી તે જેમ એક છાકટો માણસ ઊંઘમાંથી બીદાર થાય-તેમ તે પેહલવાન પેલી ખાક ઉપરથી ઉઠીને પાણીના ચશ્મા આગળ ગયો.

અને પાણીમાં ઉતરી પોતાનું સર અને તન સઘળું ધોયું-અને પોતાના ખઝાન્ચી પાસેથી નવો પોશાક મંગાવી તે પેહેર્યો.

પછી પાક ખોદાતાલાની હુઝૂરમાં બંદગી માટે આવ્યો-તે ત્યાં ખાક ઉપર લોટવા અને રડવા લાગ્યો.

અને એ પ્રમાણે બોલવા લાગ્યો કે "આવા અઝદહાને જો ખોદાતાલાની મદદ નહીં હોય તો કોણ મારી શકે?"

તેનાં સઘળાં લશ્કરે પણ તે દાદારની હુઝૂરમાં સર ઝમીન ઉપર મૂકી દુઆ કીધી.

આ વાતથી કર્ગસાર ઘણોજ દુઃખી થયો-કારણકે મરી ગયલો અસ્ફંદિયાર પાછો જીવતો થયો હતો

પછી શાહઝાદાએ તે પાણીને કિનારેજ પોતાની છાવણી કીધી-તેની ૨૮૬
આસપાસ તમામ લશ્કરે તમ્બુ માર્યા.

ખાણાં ઉપર શરાબ મંગાવ્યો અને શરાબ પીનારાઓને બોલાવ્યા-તેઓએ પાદશાહની યાદમાં ઉભા થઇને સલામતી ચાહી.

તેણે ફરમાવ્યું જેથી તેજ વખત કર્ગસાર-ધ્રુજતો અસ્ફંદિયારની નઝદીક આવ્યો.

તેને પાદશાહી શરાબની ત્રણ જામ આપવામાં આવી-અને પછી હસીને પેલા અઝદહા વિષે વાત છેડી.

તેને કહ્યું કે "ઓ કમીના મર્દ!-તું પેલા દમ ખેંચનારા નર અઝદહાને જો.

અને બોલ કે હવે પછીની મન્ઝેલ ઉપર મારી સામે કેવીક સખ્ત મેહનત અને રંજ આવશે?"

કર્ગસારે તેને જવાબ દીધો કે "એ ફતેહમંદ પાદશાહ! આ સઘળું તું તારા નેક સેતારાનું ફળ મેળવે છે.

જ્યારે તું આવતી કાલે બીજી મંઝલ ઉપર ઉતારો કરશે-ત્યારે તારી આગળ એક જાદૂગર અઉરત તને મુબારકબાદી આપવા આવશે.

જેણીએ એ આગમજ ઘણુંક લશ્કર જોયું છે-અને કોઇથી પણ પોતાનો જીવ જરા પણ દિલગીર કીધો નથી.

જ્યારે તેણી ચાહે છે ત્યારે જંગલને એક દર્યા માફક બનાવી દે છે-અને ખરે બપોરે આફતાબ અસ્ત કરી નાખે છે.

પાદશાહો તેને "ગઉલ" ના નામથી ઓળખે છે-તું તારા જવાનીના ૨૮૭
વખતમાં તેના ફાંદા સામે ના જા.

બપીરૂઝી અઝ્ અઝ્દહા બાઝ્ ગરૂદ
નબાયદ કે નામ્ અન્દર્ આરી બગરૂદ
જહાનજૂય ગોફ્ત અય બદે શૂખ્ રૂય
ઝે મન્ હરૂચે બીની તો ફ્રર્દા બગૂય
કે મન્ બા ઝને જાદૂ આન્ બદ્ કુનમ
કે પોશ્તો દેલે જાદુઆન્ બેશ્કનમ
બપીરૂઝીએ દાદગર્ યકૂ ખોદાય
સરે જાદુઆન્ અન્દર્ આરમ્ બપાય

અઝદહાની ફતેહમંદી સાથ બસ હવે પાછો ફર-એવું નહીં બને કે તું તારી સઘળી કીર્ત્તિ ધૂળમાં નાખે"

તે દેશને જીતનારો શાહઝાદો બોલ્યો કે "એ નિર્લજ ચેહરાના બૂરા શખ્સ!-કાલે હું જે કાંઇ કરૂં તે જોઇને પછી બોલજે.

કારણકે હું તે જાદૂગર અફરતના એવા બૂરા હાલ કરીશ-કે સઘળા જાદૂગરોની પીઠ અને હિમ્મત ભાગીજ નાખીશ.

એકલા એક દાદગર ખોદાતાલા તરફની ફતેહમદીથી-તે જાદૂગરોનાં સર હું પગ હેઠળ કચડીશ"

## ખાને ચહારોમ્ કોશતને એસ્ફન્દે-યાર્ ઝને જાદૂરા.

—:o:—

ચુ પીરાહને ઝરૂદ પૂશીદ રૂઝ
ચુએ બાખ્તર્ ગશ્ત ગીતીફરૂઝ
સેપહ્ બર્ ગેરેફ્તો ખુનહ્ બર્ નેહાદ
ઝે યઝ્દાને નીકીદેહેશ કરૂદ યાદ
શબે તીરહ્ લશ્કર્ હમી રાન્દ શાહ્
ચુ ખુરશીદ બેફ્રાશ્ત ઝરીન્ કોલાહ્
ચુ યાકૂત શુદ રૂએ બુર્જે બરહ્
બેખન્દીદ રૂએ ઝમીન્ યકસરહ્
સેપહ્રા હમહ્ બા પેશૂતન્ સેપોરૂદ
યકી જામે ઝરીન્ પુર્ અઝ્ મય બેબોરૂદ
૨૮૮ યકી પુર્ બહા નીઝ્ તમ્બૂર્ ખાસ્ત
હમી રઝ્મ પીશ આમદશ સૂર્ ખાસ્ત
હમી શુદ બરીન્ સાન્ યલ્ એસ્ફન્દેયાર્
ચુ શીરે દેશ્આગાહ્ દર્ મર્ઘઝાર્
યકી બીશાઈ દીદ હમચૂન્ બેહેશ્ત
કે ગોફ્તી સેપહ્ર્ અન્દરૂ લાલહ્ કેશ્ત
નદીદ અઝ્ દેરખ્ત અન્દર્ ઊ આફ્તાબ્
બહર્ જાય જૂઈ રવાન્ ચૂન્ ગોલાબ્
ફેરૂદ આમદ અઝ્ બારગી ચૂન્ સઝીદ
ઝે બીશહ્ લબે ચશ્મએ બર્ગુઝીદ
યકી જામે ઝરીન્ બકફ્ બર્ નેહાદ
દર્ આન્દમ કે અઝ્ મય દેલશ ગશ્ત શાદ
હમ્ આન્ગાહ્ તમ્બૂર્ દર્ બર્ ગેરેફ્ત
સરાઈદન્ અઝ્ કામે દેલ્ દર્ ગેરેફ્ત
હમી ગોફ્ત બા ખુદ યલ્ એસ્ફન્દેયાર્
કે હર્ગેઝ્ નબીનમ મયો મયગોસાર્
ન બીનમ જોઝ્ અઝ્ શીરો નર્ અઝ્દહા
ઝે ચન્ગે બલાહા નેયાબમ રહા
નેયાબમ હમી ઝીન્ જહાન્ બહ્રઈ
બદીદારે ફર્રોખ પરીચહ્રઈ
૨૮૯ બેયાબમ ઝે યઝ્દાન્ હમી કામે દેલ્
મરા ગર્ દેહદ ચેહ્રએ દેલ્ ગુસેલ્
ઝને જાદૂ આવાઝે એસ્ફન્દેયાર્
ચુ બેશ્નીદ ચૂન્ ગુલ્ શુદ અન્દર્ બહાર્

## ચોથું મકાન—અસ્ફંદિયારનું જાદૂગર અઉરતને મારવું.

—:o:—

જ્યારે દહાડાએ ઝર્દ રંગનું પેહેરણ પેહેર્યું-અને દુન્યાને રોશન કરનાર આફતાબ આડમણુ તરફ ગયો,

ત્યારે નેકીના પહોચાડનાર પાક યઝદાનને યાદ કરીને-લશ્કર ઉઠાવ્યું અને અસ્બાબ લાદ્યો

તે પાદશાહે સીઆહ રાતે લશ્કર આગળ ચલાવ્યુ-જ્યારે ખુરશેદે પોતાની સોનેરી કોલાહ ઊંચી કીધી

અને સૂર્યના કિરણથી મેષ રાશિનો ચેહરો યાકૂતની મિસાલ થયો-તેમજ ઝમીનની સપાટી તમામ હસતી (યાને ચળકતી) બની ગઈ,

ત્યારે તમામ લશ્કર પેશૂતનને સોપ્યુ-અને શરાબથી ભરેલી એક સોનેરી જામ પોતાની સાથ લીધી

તેમજ એક કીમતી તમ્બુરો પણ માગી લીધો-જો કે લડાઈ તેની નઝદીક આવી લાગી હતી છતાં પણ તે મઝાહ કરવા માગતો હતો.

એવી રીતે તૈયાર થઇ પેહલવાન અસ્ફંદિયાર ગુસ્સા ભરેલા સિંહની માફક જંગલમાં ચાલવા લાગ્યો

તેણે એક બેહેસ્તની મિસાલનું જંગલ જોયું-તું કહે ગોયા તેની અંદર આસ્માને ગુલલાલા રોપ્યા હતા

ઝાડોની ઘટાને સબબે તેમાં આફતાબ પણ જોઈ શકતો ન હતો-દરેક જગ્યાએ ગોલાબના જેવા ઝરા વહેતા હતા

જ્યારે તે જગ્યા લાયક જોઇ ત્યારે તે ઘોડા ઉપરથી નીચે ઉતર્યો-અને બેઠક માટે તે જંગલમાંથી એક ચશ્માનો કિનારો પસંદ કીધો.

પછી એક સોનેરી જામ પોતાના હાથમા લીધી-અને જે વખતે કે મયથી તેનું દિલ ખુશહાલ બન્યું,

તે વખતે તમ્બૂરો બગલમા લીધો-અને પોતાનાં દિલની મુરાદ પ્રમાણે ગાવા લાગ્યો

પછી પેહલવાન અસ્ફંદિયાર મનમાં બોલવા લાગ્યો-કે "હું મય કે મય રેડનારો ઘણું કરીને જોતો નથી

સિંહ અને નર અઝદહા સિવાય હું બીજું કાંઈજ જોતો નથી-અને આફતોની ચુંગાલથી હું છુટકારો મેળવતો નથી

એકુ પરીને ચેહરેનીના મુબારક દીદારનો-હિસ્સો તો આ જેહાનમાં હું મેળવી શકતોજ નથી

હવે જો પાક યઝદાનની મદદથી એક દિલજીત ચેહરાની માશુક મને મળી જાય-તો બસ મારી સઘળી મુરાદ બર આવે."

જ્યારે પેલી જાદૂગર અઉરતે અસ્ફંદિયારનો આવાઝ સાંભળ્યો-ત્યારે તેણી બહારની મઉસમના ગોલાબની મિસાલ ખીલી

ચુનીન્ ગોફ્તુ કામહ હેજાબી બદામ
અબા જામહો રૂદો પુરૂ કર્દહ જામ
પુરૂ આજંગ્ રૂયો બહ આઇનો ગ્રેશ્ત
બદાન્ તીરગી જાદુઈહા નેવેશ્ત
બસાને યકી તુરૂક્ શુદ ખૂબરૂય
ચુ દીબાએ ચીની રોખો મુશ્ક બૂય
બબાલાએ સર્વો ચુ ખુરૂશીદ રૂય
ફેરૂહેશ્તહ્ અઝ મુશ્ક તા પાએ મૂય
બેયામદ બનઝદીકે એસ્ફન્દેયારૂ
દો રોખ્ ચૂન ગુલેસ્તાનો ગુલ દરૂ કેનારૂ
જહાનજૂય ચૂન રૂએ ઊરા બેદીદ
સોરૂદો મયો રૂદ બરૂ તરૂ કશીદ
ચુનીન્ ગોફ્ત કય દાદગરૂ યક ખોદાય
બકૂહો બેયાબાન્ તોઈ રહનુમાય
બેજોસ્તમ હમ અકનૂન પરીચહરઈ
બતન્ શોહરએ જૂ મરા બહરઈ
બેદાદ આફ્રીનન્દહ દાદારે દાદ
દેલો જાને પાકમ પરસ્તન્દહ બાદ
કઝીન્ ગૂનહ ઈન્ જાએ દાદશ બમન્
પરીરૂય દરૂ મરૂઘઝારો ચમન્
તલબ્ કરૂદ નઝદીકે ખુદ માહરૂય
બેયામદ હમ આનગાહ નઝદીકે ઊય
યકી જામ પુરૂ બાદએ મુશ્ક બૂય
બદૂ દાદ તા લઅલ્ ગશ્ત કરૂદ રૂય
ચુ દાનેસ્ત કૂ જાદુઈ પુરૂ ફનસ્ત
બદ અન્દીશો બદ ગઉહરો બદ તનસ્ત
યકી નગ્ઝ પૂલાદ ઝન્જીરૂ દાશ્ત
નેહાન્ કર્દહ અઝ જાદૂ આઝીરૂ દાશ્ત
બબાઝૂશ બરૂ બસ્તહ બુદ ઝર્દહેશ્ત
બગુશ્તાસ્પ્ આવર્દહ બૂદ અઝ બેહેશ્ત
બેયન્દાખ્ત ઝન્જીરૂ દરૂ ગર્દનશ
બદાન્ સાન્ કે નીરૂ બેબોરૂદ અઝ તનશ
ઝને જાદૂ અઝ ખીશતન્ શીરૂ કરૂદ
જહાનજૂય આહન્ગે શમ્શીરૂ કરૂદ
બદૂ ગોફ્ત બરૂ મન નેયારી ગઝન્દ
અગરૂ આહનીન્ કૂહ ગર્દી બલન્દ
બેયારાય અઝાન્ સાન્ કે હસ્ત આન્ રોખત
બશમ્શીરૂ બાશદ કુનૂન પાસોખત
બઝન્જીરૂ શુદ ગન્દહ પીરી તબાહ
સરો મૂય ચૂન બર્ફો રૂઈ સેયાહ
ચુ ઈન્ દીદ પીરૂઝગરૂ શહરૂયારૂ
બેગુરૂરીદ માનન્દે શીરૂ અઝ શેકારૂ
યકી તીઝ ખન્જરૂ બેઝદ બરૂ સરશ
બખાક્ અન્દરૂ આમદ સરો પયકરશ
ચુ જાદૂ બેમોરૂદ આસ્માન્ તીરહ ગશ્ત
બદાન્ સાન્ કે ચશ્મ અન્દરૂ ખીરહ ગશ્ત

અને એમ બોલી કે "એક સિંહ પોતાના લેબાસ, તમ્બૂરો અને શરાબની ભરેલી જામ સાથે મારી જાળમાં સપડાયો છે."

એ અઉરત કરચલી ભરેલા ચેહરાની, બૂરા તરીકાની અને કદરૂપિ હતી-તો પણ તે અંધકારમાં પોતાનું જાદૂ ચલાવીને,

તેણી એક ખૂબસૂરત તુર્કી છોકરી જેવી બની ગઇ-તેણીના ગાલ એક ચીનાઈ રેશમી કપડાં જેવા સુંવાળા બન્યા અને કસ્તુરી જેવી ખુશબોદાર બની.

ઊંચાઈમા સરોવરનાં ઝાડ જેવી અને આફતાબ જેવા ચેહરાની બની-કસ્તુરીની ખુશબોવાળા બાલ તેણીના પગ સુધી નીચે લટકેલા હતા

પછી તેણી અસ્ફંદિયારની નઝદીક આવી-તેણીના બન્ને ગાલ ફૂલના કયારા જેવા લાગતા હતા અને તેણીની છાતી ઉપર પણ ફૂલ ખોસેલાં હતાં.

અસ્ફંદિયારે જ્યારે તેનો ચેહરો જોયો-ત્યારે તેણે ગાનતાન, શરાબ તેમજ તમ્બૂરો વધારે ઉલટથી ચલાવવા માંડયો

તે એ પ્રણાણે બોલવા લાગ્યો કે "ઓ દાદગર એકલા એક ખોદા! પહાડ તેમજ જંગલમાં તુંજ મારો રેહનુમા છે

મેં હમણાજ ખોદાથી આરઝૂ કીધી કે ફૂલના તોરા જેવી પરી સૂરતની નાર મારે નસીબે આવે.

અને પયદા કરનાર દાદગર દાદારે તે આપી-મારૂં પાક દિલ અને ૨૯૦
જાન તે સાહેબનીજ પરસ્તેશ કરનાર બનજો!

કે તે સાહેબે મને એવી પરી સૂરતની મેહબૂબ આ જગ્યાએ આવી લીલોતરી અને બાગની અંદર બક્ષેશ કીધી"

પછી તેણે તે માહતાબને ચેહરેની અઉરતને પોતાની નઝદીક તેડી-તેજ વખતે તે તેની આગળ આવી.

તેણે કસ્તુરીની ખૂશબોવાળા શરાબની એક જામ-તેણીને આપી જેથી તેણીએ પોતાનો ચેહરો લાલ રંગનો બનાવ્યો

જ્યારે અસ્ફંદિયારે જાણ્યું કે "તેણી પેલીજ ફરેબ ભરેલી, બૂરા વિચારની, બૂરી બુન્યાદની અને બૂરાં તનની જાદૂગર અઉરત છે,"

ત્યારે તેણે એક સરસ પોલાદી સાંકળ કે જે તે જાદૂગર અઉરતથી છૂપી તૈયાર રાખેલી હતી.

અને પયગમ્બર ઝરતોશ્ત તે બેહેસ્તમાંથી પાદશાહ ગુશ્તાસ્પને માટે લાવ્યો હતો અને અસ્ફંદિયારની બાઝૂ ઉપર તે બાંધી રાખી હતી,§

તે સાકળ પેલી જાદૂગર અઉરતની ગર્દનમાં એવી રીતે નાખી કે તેણીનાં બદનમાંથી સઘળુ કૌવત જતું રહ્યુ.

પેલી જાદૂગર અઉરત હવે સિંહ બની ગઈ-તુરત તે દેશ જીતનાર શાહઝાદાએ પોતાની શમ્શેર ખેંચી,

તેણીને કહ્યું કે "હવે અગર તું લોઢાંના બુલંદ પહાડનો અવતાર લે તો પણ તુ મને નુકસાન કરી શકશે નહીં.

માટે જેવો અસલ તારો ચેહરો હતો તેવોજ પાછો બનાવ-નહીં તો ૨૯૧
હવે તારી સાથ તલવારથીજ વાતચિત્ત કરવી પડશે."

તેવીજ પેલી સાંકળની અંદર એક ગંધાતી કંગાલ ડોસી બર્ફ જેવાં માથા અને બાલવાળી અને કાળે ચેહરેની બની ગઈ

જ્યારે ફતેહમંદ શાહઝાદાએ એવું જોયું-ત્યારે જેમ શેકારને જોઇ સિંહ ગરજના કરે તેમ તે પોકાર્યો

અને એક તેઝી તલવારનો ફટકો તેનાં સર ઉપર માર્યો-જેથી તેનું સર અને શિકલ ખાકમાં પડી

જ્યારે તે જાદૂગર અઉરત મરણ પામી ત્યારે આસ્માન સીઆહ થયો-એવો કાળો બન્યો કે આખો પણ તેમાં હયરાન થઈ ગઈ

---

§ આ બયત ઉપરથી માનવાને બની આવે છે કે શાએર ફિરદોસીને આપણા પયગમ્બર સાહેબની બીજી ઘણીક બાબ તોની ખબર હતી, પણ ઇરાનની તવારીખમાંનો પયગમ્બર ઝરતોશ્તને લગતો ભાગ દકીકી શાએરે લખેલો હોવાથી અફસોસ! કે તે તેણે લખ્યો નથી.

યકી બાદો અબ્રી બરૂ આમદ સેયાહ
બેપૂશીદ દીદારે ખુરૂશીદો માહ
બબાલા બરૂ આમદ જહાનજૂય મરૂદ
ચુ રઅદે ખોરૂશાન્ યકી વયલહ કરૂદ
પેશૂતન્ બેયામદ સબુક્ બા સેપાહ
ચુનીન્ ગોફૂત કય નામબર્દારૂ શાહ
ન બા જખ્મે તો પાય દારદ નેહન્ગ્
ન જાદૂ ન શીરો ન ગોર્ગો પલન્ગ્
બેમાની બરીન્ હમ નશાન્ સરૂફરાઝ
જહાનરા બમેહ્રે તો બાદા નેયાઝ
૨૯૨ યકી આતેશ અઝ્ તારકે કરૂગ્સારૂ
બરૂ આમદ ઝે પયકારે એસ્ફન્દેયારૂ
જહાનજૂય પીશે જહાન્આફ્રીન્
બેમાલીદ ચન્દી રૂખ અન્દરૂ ઝમીન્
કઝ્ ફરૂરૂખી બૂદો પીરૂઝીઅશ
હમાન્ કામો નામો દેલ અફ્રૂઝીઅશ
અઝીન્ પસ ચુ પર્દાખ્ત અઝ આફ્રીન્
જહાન પહલવાન્ ખુસ્રવે પાક દીન્
બદાન્ બીશહ અન્દરૂ સરાપર્દહ ઝદ
નેહાદન્દ ખાન્રા ચુનાન્ ચૂન્ સઝદ
બદેશ્ખીમ ફરૂમૂદ એસ્ફન્દેયારૂ
કે બા બન્દ બદબખ્તરા ઈદરૂ આરૂ
બેઆર્દન્દ ઊરા બરે શહરૂયારૂ
ચુ દીદારે ઊ દીદ એસ્ફન્દેયારૂ
સે જામે મયે ખુસ્રવાની બેદાદ
ચુ શુદ કરૂગ્સારૂ અઝ મયે લઅલ શાદ
બદૂ ગોફ્ત કય તુર્કે બરૂગશ્તહ બખ્ત
સરે પીરૂ જાદૂ બેબીન્ બરૂ દેરખ્ત
કે ગોફૂતી કે હામૂન ચુ દર્યા કુનદ
સરે ખીશરા બરૂ સુરયયા કુનદ
૨૯૩ દેગરૂ મન્ઝેલ અકૂનૂન ચે બીનમ શેગેફૂત
કઝીન્ જાદૂ અન્દાઝહ બાયદ ગેરેફૂત
ચુનીન્ દાદ પાસોખ વરા કરૂગ્સારૂ
કે અય પીલે જન્ગી ગહે કાર્ઝારૂ
બદીન્ મન્ઝેલત કારૂ દુશ્વારૂ તરૂ
ગેરાયન્દહ તરૂ બાશો બીદારૂ તરૂ
યકી કૂહ બીની સરૂ અન્દરૂ હવા
બરૂ ઊ બરૂ યકી મુરૂઘ ફર્માન્રવા
કે સીમુરૂઘ ખાનદ વરા કારૂજૂય
ચુ પરૂરન્દહ ફ્રુહીસ્ત પયકારૂજૂય
અગરૂ પીલ બીનદ બરૂઆરદ બચન્ગ્
ઝે દર્યા નેહન્ગો ઝે ખુશ્કી પલન્ગ્
ન બીનદ ઝે બર્દાશ્તન્ હીચ રન્જ
મરૂ ઊરા ચુ ગોર્ગો ચુ જાદૂ મસન્જ
દો બચ્ચહસ્ત બા ઊ બબાલાએ ઊય
હમાન્ રાય પયવસ્તહ બા રાએ ઊય
ચુ ઊ દરૂ હવા રફ્તો ગુસ્તરૂદ પરૂ
નદારદ ઝમીન્ તૂશો ખુરૂશીદ ફરૂ
અગરૂ બાઝ ગર્દી બુવી સૂદમન્દ
નેયાઝી બસીમુર્ઘો કૂહે બલન્દ

એક પવન નીકળ્યો અને કાળી વાદળી ચઢી આવી-જેથી આફતાબ અને માહતાબની રોશની ઢંકાઈ ગઇ.

પછી અસ્ફંદિયાર એક ટેકડી ઉપર ચઢી ગયો-અને ગગડાટ કરતાં વાદળની માફક એક પોકાર કીધો

જેથી તુરત પેશૂતન લશ્કર સાથે ત્યાં આવી લાગ્યો-અને એ પ્રમાણે બોલ્યો કે "એ કીર્ત્તિમાન શાહઝાદા!

તારા ફટકા આગળ શું મગરમચ્છ કે જાદૂગર, તેમજ શું સિંહ, વરૂ કે ચિત્તો કોઈ પણ પાયદારી રાખી શકતું નથી.

તું એવીજ રીતે સરફરાઝ થયલો કાયમ રહેજે-અને તમામ જેહાનને તારીજ મોહબતની હાજત હોજો!"

હવે અસ્ફંદિયારની આવી રીતની લડાઇથી કર્ગસારનાં માથાંમાં એક આગ સળગી

પછી જેહાનજોય અસ્ફંદિયારે જેહાનના પયદા કરનાર ખોદાની આગળ પોતાનું મોઢું ઝમીન ઉપર મસળ્યું

કારણકે તે સાહેબની તરફથીજ તેને કીર્ત્તિ અને ફતેહમંદી મળી હતી-તેમજ પોતાની મુરાદ, નામના અને લોકોની દિલસોઝી મેળવી હતી.

ત્યાર પછી જ્યારે તે પાક દિલનો જેહાન પેહલવાન શાહઝાદો બંદગીથી ફારેગ થયો,

ત્યારે તેજ જંગલમાં પોતાની છાવણી નાખી-જેમ ઘટતું હતું તેમ ત્યાં ખાણાંના ખુમચા મૂકાયા

પછી અસ્ફંદિયારે જલ્લાદને ફર્માવ્યું-કે "પેલા બદબખ્ત કર્ગસારને બેડી સાથેજ અહીં લાવી હાઝેર કર."

તુરત તેઓ તેને શાહઝાદાની આગળ લઇ ગયા-જ્યારે અસ્ફંદિયારે તેને જોયો,

ત્યારે પાદશાહી શરાબની ત્રણ જામ તેને આપી-જ્યારે કર્ગસાર લાલ શરાબથી ખુશહાલ બન્યો,

ત્યારે અસ્ફંદિયારે તેને કહ્યું કે "એ બરગશ્તે બખ્તના તુર્ક!-પેલી બુઢ્ઢી જાદૂગર અઉરતનું સર ઝાડ ઉપર લટકેલું જો.

જેને માટે તું કહેતો હતો કે 'તેણી જંગલને દર્યા મિસાલ બનાવી દે છે-અને પોતાનું સર સાત સેતારાના ઝુમખા ઉપર કરે છે'

બીજી મંઝલે હવે બીજો શું ચમત્કાર મારી નઝરે આવશે તે કહે?-કે જેથી આ જાદૂગર અઉરત ઉપરથી તેનો અંદાઝો મળી શકે."

કર્ગસારે તેને એવો જવાબ આપ્યો-કે "એ લડાઇને દહાડેના જંગી હાથી!

તને આ મંઝલમાં વધારે સખ્ત કામ લેવું પડશે-માટે વધારે સાવચેત અને હુશ્યાર થા.

તું એક પહાડ કે જેની ટોચ વાદળમાં પુગેલી છે તે જોશે-તેની ઉપર એક મુર્ગ હાકમી કરે છે

વેપારી લોકો તેને "સીમુર્ગ" ને નામે ઓળખે છે-તે લડાયક મુર્ગ એક ઉડતા પહાડ મિસાલનું છે.

તે હાથીને જોય છે તો તેને પોતાની ચુંગાલમાં ઉઠાવી લે છે-તેવીજ રીતે તે દર્યામાંથી મગરમચ્છને અને ઝમીન ઉપરથી ચિત્તાને ઊંચકી જાય છે.

અને એમ ઊંચકી જવામાં તેને કશી મેહનત પડતી નથી-તું તેને પેલાં વરૂ અને જાદૂગરની માફક તુચ્છ ના સમજતો.

તેનાંજ કદ જેવાં મોટાં તેનાં બે બચ્ચાં છે-જેઓ તેનાજ જેવા ખૂનખાર ખવાસના છે.

જ્યારે તે હવામાં ઉડવા નીકળે છે-ત્યારે આ પૃથ્વી કમઝોર બની જાય છે અને ખુરશેદનાં કિરણ પણ જણાતાં નથી.

માટે જો તું પહાડ તરફ અને તે સીમોર્ગ તરફ નહીં જતાં અહીંથીજ પાછો ફરશે તે તને ફાયદો થશે"

તહમ્તન્ બેખન્દીદો ગોફ્રૂત અય શેગેફ્ત
બપયકાન્ બદૂઝમ મરૂ ઊશ દો ફેફ્ત
બેગુરૂરમ બશામ્શીરે હેન્દી બરશ
બખાક્ અન્દરૂ આરમ ઝે બાલા સરશ

એ સાંભળી અસ્ફંદિયારે હસીને તેને કહ્યું કે "એ અજાયબ થયલા શખ્સ!-હું તેની બન્ને પાંખ મારા તીરના પયકાને કરી સીવી લઇશ. ૨૯૪

અને હિન્દી શમ્શેરે કરીને તેનું બદન ચીરી નાખીશ-અને તેનાં સરને ગમે એટલી ઊંચાઇએથી પણ ખાકમાં નાખીશ."

## ખાને પન્જુમ્ કોશતને એસ્ફન્દે-યાર્ સીમુર્ઘ્રરા.

ચુ ખુરૂશીદે તાબન્દહ્ બેન્મૂદ પોશ્ત
દેલે ખાવરૂ અઝ પોશ્તે ઊ શુદ દુરોશ્ત
સરે જન્ગ જૂયાન સેપહ્ બરૂ ગેરેફ્ત
સુખુનહાએ સીમુરૂઘ દરૂ સરૂ ગેરેફ્ત
હમહ્ શબ્ હમી રાન્દ ખુદ બા ગોરૂહ્
ચુ ખુરૂશીદે તાબાન્ બરૂ આમદ ઝે કૂહ્
ચરાઘે ઝમાનહ્ ઝમીન તાઝહ્ કરૂદ
દરો દશ્ત બરૂ દીગરૂ અન્દાઝહ્ કરૂદ
સેપહ્રા બસાલારે લશ્કરૂ સેપોરૂદ
હમાન્ અસ્પો સન્દૂકો ગરૂદૂન્ બેબોરૂદ
હમી રફ્રૂત ચૂન્ બાદ ફર્માનરવા
યકી કૂહ્રા દીદ સરૂ દરૂ હવા
બદાન્ સાયહ્ દરૂ અસ્પો ગરૂદૂન બેદાશ્ત
રવાનરા બઅન્દીશહ્ અન્દરૂ ગુમાશ્ત
ચુ સીમુરૂઘ અઝ કૂહ્ સન્દૂક દીદ
પસશ નાલએ કૂસ બા બૂક દીદ
ઝે કૂહ્ અન્દરૂ આમદ ચુ અબ્રે સેયાહ્
ન ખુરૂશીદ પયદા ન તાબન્દહ્ માહ્
બદાન્ ખુદ કે ગરૂદૂન બેગીરદ બચન્ગ્
બદાન્ સાન્ કે નખ્ચીરૂ ગીરદ પલન્ગ્
બદાન્ તીઘહા ઝદ દો બાલો દો પરૂ
નમાન્દ ઈચ સીમુરૂઘરા ઝૂરો ફરૂ

બચન્ગો બમેન્કારૂ ચન્દી તપીદ
ચુ નીરૂ બેશુદ ઝાન્ સેપસ આર્મીદ
ચુ દીદન્દ સીમુરૂઘરા બચ્ચગાન્
ખોરૂશાનો ખૂન અઝ દો દીદહ્ ચકાન્
ચુનાન્ બરૂ પરીદન્દ અઝાન્ જાયગાહ્
કે અઝ સાયહ્ શાન્ દીદહ્ ગુમ કરૂદ રાહ્
ચુ સીમુરૂઘ અઝાન્ ઝખ્મહા ગશ્ત સોસ્ત
બખૂન અસ્પો સન્દૂકો ગરૂદૂન્ બેશોસ્ત
ઝે સન્દૂક બીરૂન શુદ એસ્ફન્દેયારૂ
બેઘુરૂરીદ બા આલતે કાર્ઝારૂ
હમી ઝદ બરૂ ઊ તીઘ તા પારહ્ ગશ્ત
ચુનાન્ ચારહ્ગરૂ મુરૂઘ બીચારહ્ ગશ્ત
બપીરો જહાનઆફ્રીન દાદખાહ્
કે દાદશ બહરૂ નીકો બદ દસ્તગાહ્

## પાંચમું મકાન—અસ્ફંદિયારનું સીમુર્ગને મારવું.

જ્યારે ઝળકતા ખુરશેદે પીઠ ફેરવી-અને તેની પીઠથી પૂર્વ દિશાનું દિલ રંગભંગ વગરનું થઇ ગયું,

ત્યારે લડાયકોના સરદારે પોતાનું લશ્કર આગળ ચલાવ્યું-અને સીમુર્ગની વાતોનો વિચાર કરવા લાગ્યો.

પોતે લશ્કર સાથે આખી રાત ચાલવા લાગ્યો-જ્યારે ઝળકતો ખુરશેદ પહાડમાંથી બાહેર આવ્યો,

અને તે વખતસરના ચેરાગે દુન્યા રોશન કીધી-ખીણો અને મયદાનો જુદીજ રીતના કરી મૂક્યાં,

ત્યારે તેણે સઘળું લશ્કર સરદાર પેશુતનને સોંપ્યું-અને પોતે પેલાજ ઘોડા, પેટી અને ગાડું લઈ આગળ ગયો.

તે હોકમ ચલાવનાર સરદાર તુંદ પવનની માફક આગળ ચાલવા લાગ્યો-તેણે એક હવામાં સર ઉઠાવેલો પહાડ જોયો.

તેના છાયામા તેણે ઘોડા અને ગાડી થોભાવી-અને પોતાનાં મન સાથ વિચાર ચલાવવા લાગ્યો.

જ્યારે પેલા સીમુર્ગે પહાડ ઉપરથી તે પેટી જોઈ-અને તેની પછાડી કરનાગ સાથ નગારાંના આવાઝ સાંભળ્યા,

ત્યારે તે પહાડ ઉપરથી સીઆહ વાદળની માફક નીચે આવ્યું-જેથી ખુરશેદ અને ઝળકતો માહતાબ પણ દેખાયો નહીં. ૨૯૫

પછી જેમ એક ચિત્તો પોતાના શિકારને પકડે-તેવી રીતે તે મુર્ગે પેલું ગાડું પોતાના પંજામાં પકડવા ચાહ્યું

તેથી તેણે પેલાં ગાડાંમાં ખોસેલાં ખજરોની અંદર પોતાના બન્ને પંજા અને પાંખ મારી-હવે તે સીમોર્ગને થયલી વેદનાથી તેનામાં કાંઈ પણ ઝોર કે દમામ રહ્યો નહીં.

તેણે પોતાના પંજા અને ચાંચવડે ઘણાંક ફાફાં માર્યાં-પણ જ્યારે તેનું કૌવત ઘટી ગયું ત્યારે તે પછીથી તે શાન્ત પડયું.

જ્યારે તેનાં બચ્ચાંઓએ સીમોર્ગની આવી હાલત જોઈ-ત્યારે તેઓ પોકારવા લાગ્યાં અને બન્ને આંખોમાથી આંસુ પાડવા લાગ્યાં

પછી તે જગ્યાએથી તેઓ એવા તો ઉડી ગયાં-કે તેઓના છાયાએ કરી ઇન્સાનની આંખોએ પોતાની રાહ ગુમ કરી દીધી.

જ્યારે સીમુર્ગ પેલાં ખજરોના ઝખ્મથી સુસ્ત થયું-અને તેનાં લોહીથી ઘોડા, પેટી અને ગાડું ધોવાઈ ગયું,

ત્યારે અસ્ફંદિયારે લડાઈના હથિયારો સાથેજ પેલી પેટીમાંથી નીકળી પોકારવા લાગ્યો.

તેના ટૂકડે ટૂકડા થયા ત્યાં સુધી તેની ઉપર તલવારના ફટકા માર્યા કીધા-અને એવી રીતે તે ચારા કરનારૂં પક્ષી લાઈલાજ થઈ પડયું.

પછી તે દાદ માગનારે (અસ્ફંદિયારે) જેહાનના પયદા કરનાર કે જેણે દરેક સારા માથાં વખતમાં તેને મદદ આપી હતી,

૧૯૬ ચુનીન્ ગોફ્‌ત કય દાવરે દાદગરૂ
તો દાદી મરા ચૂરે ફ્રૂરો હોનરૂ
તો બોદા તને જાદૂઆન્‌રા ચે જાય
તો બૂદી બહરૂ નીકી આમ રેહનુમાય
હમાનગહ્ બોફ્‌રૂશ આમદ અઝ્ કરૂરનાય
પેશૂતન્ બેયાવરદ લશ્કરૂ ચે જાય
અઝાન્ મુરૂઘ કસ રૂએ હામૂન્ નદીદ
જોઝ્ અન્દામો ચન્ગાલે પુરૂ ખૂન નદીદ

ઝમીન્ હર્‌હ્ તા હર્‌હ્ જોઝ્ ખૂન નબૂદ
ચે પરૂરશ તો ગૂઈ કે હામૂન નબૂદ
બેદીદન્દ પુરૂ ખૂન તને શાહરા
કુજા ખીરહ કર્દી રોખે માહરા
બરૂ બર આફ્રીન્ કરૂદ ચફૂસરૂ સરાન્
સવારાને જન્ગીઓ કુન્દાવરાન્
કે બાવીદ બાદા જહાન્ પહલવાન્
ખેરદ્‌મન્દો બીદારો રઉશન્ રવાન્
શનીદ ઈન્ સખુન્ દર્ ઝમાન્ કરૂગ્‌સારૂ
કે પીરૂઝ્ શુદ નામવરૂ શહરૂયારૂ
તનશ ગશ્ત લર્ઝાનો રોખસારહ્ ઝરૂદ
હમી રૂહ્ત ગેર્યાનો દેલ પુરૂ ઝે દરૂદ
૧૯૭ સરાપર્દેહ્ ઝદ શહરૂયારે જવાન્
બગેર્દશ દેલીરાને રઉશન્ રવાન્
ઝમીન્‌રા બદીબા બેયારાસ્તન્દ
નેશાસ્તન્દ બરૂ ખાનો મય ખાસ્તન્દ
વઝાન્ પસ બેફ્રરમૂદ તા કરૂગ્‌સારૂ
બેયામદ બરે નામવરૂ શહરૂયારૂ
બેદાદશ સે જામે દમાદમ નબીદ
રોખશ શુદ બસાને ગુલે શમ્બલીદ
બદૂ ગોફ્‌ત કય બદ તનો બદ નેહાન્
નેગહ્ કુન્ બદીન્ કારે ગર્દાન્ જેહાન્
ન સીમુરૂઘ પયદા ન શીરો ન ગોરૂગ્
ન આન્ તીઝ્ ચન્ગ્ અઝ્દહાએ સુતોરૂગ્
બઆવાઝ્ ગોફ્‌ત આન્ ઝમાન્ કરૂગ્‌સારૂ
કે અય નામવરૂ ફરૂરોખ એસ્ફન્દેયારૂ
તોરા યારૂ બૂદ ઈઝદ અય નીકબખ્ત
બબારૂ આમદ આન્ ખુસ્રવાની દેરખ્ત
યકી કારૂ પીશસ્ત ફર્દા કે મરૂદ
ન અન્દીશદ અઝ્ રૂઝ્ગારે નબરૂદ
ન ગોર્ઝો કમાન્ યાદત આયદ ન તીઘ
ન બીની દરે જન્ગો રાહે ગુરીઘ
૧૯૮ બબાલાએ યક્ નીઝહ્ બરૂફ્ આયદત
બરોખ રૂઝ્ગારે શેગરૂફ્ આયદત
બેમાની તો બા લશ્કરે નામદારૂ
બબરૂફ્ અન્દરૂ અય ફરૂરોખ એસ્ફન્દેયારૂ
અગરૂ બાઝ્ ગર્દી નબાશદ શેગેફ્‌ત
ઝે ગોફ્‌તારે મન્ કીન્ નબાયદ ગેરેફ્‌ત
હમી વીઝહ્ દર્ ખૂને લશ્કરૂ શવી
તો પય દારી અઝ્ રાહે દીગરૂ શવી

તેને એ પ્રમાણે કહ્યું કે "ઓ દાદગર દાવર!-તેંજ મને આવું કૌવત, બાહોદરી અને દાવપેચ બક્ષેશ કર્યાં.

જાદૂગરોનાં તનનો તેજ નાશ કીધો-દરેક કામમાં તેંજ મને નેકીનો માર્ગ દેખાડયો"

તેવામાં કરનાયાના આવાઝ નીકળ્યા-અને પેશૂતન લશ્કર લઇ આવી લાગ્યો.

પેલાં મુર્ગને લીધે તે જંગલની સપાટી કોઇને માલૂમ પડી નહીં-ત્યાં તે પક્ષીનાં લોહીથી ગગડતા પંજા અને તેનાં શરીર સિવાય બીજું કશું જણાતું ન હતું.

એક નાકેથી બીજે નાકે સુધીની ઝમીન લોહી સિવાયની ખાલી હતીજ નહીં-તું કહે ગોયા તેની પાખોએ કરીને ખાલી જંગલ દેખાતુંજ નહીં હતું.

જ્યાર તેઓએ શાહઝાદાનુ રૂપેરી બદન કે જે માહતાબના ચેહરાને પણ ઝાંખ લગાડે તેવું હતું તેને તમામ લોહીથી ખરડાયલું જોયું.

ત્યારે સઘળા સરદારો, લડાયક સવારો અને પેહલવાનોએ તેની ઉપર દુઆ કીધી,

કે "જેહાન પેહલવાન હમેશો ડહાપણ ભરેલો, ચાલાક અને રોશન જીવનો રહેજો!"

હવે કર્ગસારને તુરત ખબર મળી-કે "કીર્ત્તિમાન શાહઝાદો ફતેહ પામ્યો છે,"

ત્યારે તેનું બદન ધ્રુજવા લાગ્યું અને તેનો ચેહરો ફિકકો થયો-દુઃખ ભરેલા દિલે રડવા પડયો

હવે તે જવાન શાહઝાદાએ ત્યાંજ છાવણી નાખી-જેની આસપાસ બીજા રોશન જીવના પેહલવાનોએ પણ તમ્બુ ઠોકયા

તે જગ્યાને તેઓએ રેશમી કપડાથી સણગારી-પછી તેઓ ખાણા ઉપર બેઠા અને મય મંગાવ્યો

ત્યાર બા' તેણે હોકમ કીધો જેથી કર્ગસાર-તે નામવર શાહઝાદાની નઝદીક હાઝેર થયો

તેને ઉપરાસાપરી ત્રણ જામ શરાબની આપી-જેથી તેનો ચેહરો શમ્બલના ફૂલની માફક બન્યો.

પછી તેને કહ્યુ કે "ઓ બદ તનના અને બૂરા વિચારના શખ્સ!-આ ફરતી દુન્યાના કામ તરફ નેગાહ પહોંચાડીને જો

હવે સીમુર્ગ, સિંહ, વરૂ, કે પેલો તેઝ ચુંગાલનો ઝબરદસ્ત અઝદહા કોઈ પણ બાકી રહ્યો નથી"

તેજ વખત કર્ગસારે તેને મોટેથી કહ્યું-કે "ઓ કીર્ત્તિ ભરેલા મુબારક અસ્ફંદિયાર!

ઓ નેકબખ્ત! પાક યઝદાન તારો મદદગાર થયો-અને તેથી પાદશાહી મુરાદના ઝાડે ફળ આપ્યા

આવતી કાલે એક એવું કામ આવી પડશે કે જેથી બહાદુર મર્દ મોટી મોટી લડાઇનો વખત પણ ભૂલી જશે

ત્યાં તને ગુર્ઝ, કમાન કે તલવારની યાદ પણ આવશે નહીં-લડાઇ કરવાનું સાધન કે ત્યાંથી નાસી જવાની જગ્યા પણ તને દેખાશે નહીં,

એક નેઝા પુર બર્ફ વરસશે અને અજબ જેવો દિવસ તું જોશે.

અને ઓ મુબારક અસ્ફંદિયાર!-તું નામદારી ભરેલાં લશ્કર સાથ તે બર્ફની અંદર ડટાઇ જશે.

માટે જો તું અહીંથીજ પાછો ફરશે તો તેમાં કાંઇ અજબ જેવું નથી-તું મારા કહ્યાનો ગુસ્સો કરતો ના

જો તું જશે તો ખુલ્લું કરૂં છું કે તારા લશ્કરનું ખૂન કરશે-તારા પગ સલામત છે તારી સફર બીજે રસ્તે કર

મરા ઈન્ દુરોસ્તતસ્ત કચ્ બાહે સખ્ત
બેહરૂરદ ઝમીનો બેપરૂરદ દેરખ્ત
વઝાન્ પસ કે અન્દરૂ બેયાબાન્ રસી
યકી મન્ઝેલ્ આયદ બફર્સંન્ગ્ સી
હમહ રીગે તફ્તસ્ત બા ખાકો શખ
બરૂ ઊ નુગ્ઝરદ મૂરો સુર્ઘો મલખ
ન બીની બજાઈ યકી કત્રહ આબ્
ઝમીનશ હમી જૂશદ અઝ્ આફ્તાબ્
ન બરૂ ખાકે ઊ શીરૂ યાબદ ગુઝરૂ
ન અન્દરૂ હવા કર્ગસે તીઝ પરૂ
ન બરૂ શખ્બો રીગશ બેરૂયદ ગેયા
ઝમીનશ રવાન્ રીગ્ ચૂન્ તૂતેયા
બેરાની બરીન્ ચૂનહ ફર્સંન્ગ્ ચેહલ્
ન બા મરૂદ જાનો ન બા અસ્પ્ દેલ્
વઝાન્ જા બફ્ઈનદેઝ આયદ સેપાહ
બેબીની યકી માયહવરૂ જાયગાહ
ઝમીનશ બકામે નેયાઝ અન્દરસ્ત
સરે બારહ બા ખુરૂ બરાઝ અન્દરસ્ત
ઝે બીરૂન નખાહદ ખુરેશ ચારૂપાય
ઝે લશ્કરૂ નમાનદ સવારી બજાય
અઝ્ ઈરાનો તૂરાન્ અગરૂ સદ હઝારૂ
બેયાયન્દ ગોર્દાને ખન્જરૂ ગુઝારૂ
નેશીનન્દ સદ સાલ્ ગેરૂદ અન્દરશ
હમી તીરૂ બારાન્ કુનન્દ અઝ્ બરશ
ફેઝૂની હમાનસ્ત કમતરૂ હમાન્
ચુ હલકસ્ત બરૂ દરૂ બહે બદગમાન્

ચુ ઈરાનેયાન્ ગોફ્તને કરૂગ્સારૂ
શનીદન્દ ગશતન્દ બા દરૂદ યારૂ
બેગોફ્તન્દ કય શાહે આઝાદ મરૂદ
બગેર્દ બલા તા તવાની મગરૂદ
અગરૂ કરૂગ્સારૂ ઈન્ સુખુનહા કે ગોફ્ત
ચુનીનસ્ત ઈન્ હમ્ નમાનદ નેહોફ્ત
બદીન્ જાયગહ મરૂ કુરા આમદીમ્
ન ફરૂસૂદને તરૂ કુરા આમદીમ્
ચુનીન્ રાહ દુશ્વારૂ ખુગ્ઝાશતી
બલાએ દદો દામ્ બરૂદાશતી
કસ અઝ્ નામદારાનો શાહાને ગોરૂદ
ચુનીન્ રન્જહા બરૂ નેયારદ શેમોરૂદ
કે પીશે તો આમદ બદીન્ હફ્તખાન્
બરીન્ બરૂ જહાન્આફ્રીન્રા બેખાન્
ચુ પીરૂઝગરૂ બાઝ ગર્દી ઝે રાહ
બદેલ્ શાદો ખુરૂરમ શવી નઝદે શાહ
બરાહી દેગરૂ ગરૂ શવી કીનહ સાઝ
હમહ શહરે તૂરાન્ બરન્દત નમાઝ
બદીસાન્ કે ગૂયદ હમી કરૂગ્સારૂ
તને ખીશરા ખારૂ માયહ મદારૂ
બખૂને યકી લશ્કરૂ અન્દરૂ મશવ
કે ચર્ખે કોહન્ બાઝી આરદ બનવ

મને તો એજ વિચાર વાજબી લાગે છે કારણકે સખ્ત વટોળિયાથી-ઝમીન પણ ચીરાઈ જશે અને ઝાડપાનો પણ ઉખડી જશે.

તે પસાર કર્યા બાદ તું એક જંગલમાં જઈ પહોંચશે-અને ત્રીસ ફર્સંગ ઉપર એક મંઝલ આવશે.

ત્યાં સઘળી ધૂળ અને સખ્ત ઝમીન સાથની ગર્મ રેતી છે-જે ઉપર એક કીડી કે પક્ષી અથવા તીડ કોઈ પણ પસાર થઇ શકતું નથી.

તુ કોઈ પણ જગ્યાએ એક ટીપું પણ પાણી જોશે નહીં-ત્યાંની ઝમીન સૂર્યના તાપથી ઉકળે છે.

ત્યાંની ખાક ઉપર સિંહ પણ પસાર થઈ શકતો નથી-ઝડપથી ઉડ-નારૂં ગીધ પક્ષી પણ ત્યાની હવામાં ઉડી શકતું નથી.

તે પત્થર સરખી અને રેતાળ ઝમીન ઉપર ઘાસ પણ ઉગતું નથી-ત્યાંની માટી હીલતીજ રહે છે અને ત્યાંની રેતી સુરમા મિસાલ બારીક હોય છે.

એવી રીતે તને ચાળીસ ફર્સંગ કાપવા પડશે-જેથી કોઈ પણ માણ- ૨૯૯
સમાં જીવ કે ઘોડાઓમાં ચાલવાની હિમ્મત રહેશે નહીં.

ત્યાંથી પછી તારૂં લશ્કર રૂઈનદેઝ પુગી જશે-તે ખરેખરૂં નામીચુ ઉમદા મુકામ તને માલૂમ પડશે.

તે ઝમીન ખાહેશ મૂજબની અને દિલને ભાવે તેવી છે-તે કિલ્લાનું માથું ખુરશેદ સાથ કાનમાં વાત કરતું હોય તેમ લાગે છે.

ત્યાંનાં ચોપગાં જાનવરો માટે બાહેરથી ઘાસ ચારો લાવવો પડતો નથી-તેનું તમામ લશ્કર ત્યાંજ રહે છે. એક પણ સવાર બાહેર રહેતો નથી.

અગરજો ઈરાન અને તુરાનમાંથી ખંજર મારનારા એક લાખ બહાદુર સવારો આવે,

અને તેઓ સો વર્ષ સૂધી તે કિલ્લાની આસપાસ ઘેરો ઘાલી પડી રહે-અને તેની ઉપર તીરનો વરસાદ વરસાવ્યા જાય,

તો થોડું બોલવે ઘણું સમજવું કે તે કિલ્લાનો દુશ્મન કિલ્લાના દરવાઝા ઉપર દરવાઝાની સાંકળ મિસાલ રહેવાનો કિલ્લાની અંદર કોઈ કાલે દાખેલ થઇ શકવાનો નથી."

જ્યારે ઇરાનીઓએ કર્ગસારની વાત સાંભળી ત્યારે તેઓ સઘળા ગમગીન થઇ ગયા,

અને તેઓ બોલ્યા કે "ઓ સદગુણી લોકોના શાહઝાદા!-તું બને ત્યાં સૂધી તે બલાની આસપાસ ના જા.

અગરજો કર્ગસારે જે વાત કહી-તેમજ હોય તો હવે એ પણ છૂપું નહીંજ રહેશે,

કે આપણે આ જગ્યાએ મોતને માટેજ આવ્યા છિયે-નહીં કે તુર્કી- ૩૦૦
ઓને કચડી નાખવા આવ્યા છિયે.

તેં એવી તો સખ્ત રાહ પસાર કીધી છે-અને તેમ કરીને ફાડી ખાનારાં જાનવરોની બલા દૂર કીધી છે.

નામદાર પેહલવાનોમાંથી કે બહાદુર પાદશાહોમાંથી કોઈ પણ શખ્સ-આવી રીતનાં દુઃખો યાદ કરી શકશે નહીં,

કે જેવાં દુઃખો આ હફતખાનમાં તારી સામે આવ્યાં છે-જેહાનના પયદા કરનારને તું યાદ કર.

જ્યારે તું આ રાહમાંથીજ ફતેહમંદી સાથ પાછો ફરશે-ત્યારેજ તું ખુશહાલ દિલે ખુશી ભરેલો પાદશાહની આગળ જશે.

અગરજો તું બીજેજ માર્ગ કીનો લેવા જશે-તો સઘળો તુરાન દેશ તને તાબે થશે.

માટે જેમ કર્ગસાર કહે છે તેમ-તું પોતાનાં શરીરને તુચ્છ ના ગણ.

આખાં લશ્કરનું ખૂન તું પોતાને માથે ના લે-કારણકે આ જૂનું આસ્માન તો નવી નવી બાઝીઓ ખેલ્યાજ કરશે.

અઝીન્ પસ્ કે ગશ્તીમ્ પીરૂઝો શાહ
નબાયદ સરે ખીશ્ દાદન્ બબાદ
ચુ બેશ્નીદ ગોફતારે ઈશાન્ જવાન્
સેપહ્બુદ બેગોફત્ આન્ યલે પહલવાન્
૩૦૧ ચે બાયદ મરા તરૂસ દાદન્ હમી
દરે તરૂસ બરૂ ખુદ કુશાદન્ હમી
શુમા ગોફત્ અઝ્ ઈરાન્ બપન્દ આમદીદ
ન અઝ્ બહ્રે નામે બલન્દ આમદીદ
ચુ ઈન્ બૂદ ગોફતારૂ તાન્ સરૂબસરૂ
ચે બસ્તીદ બા મન્ દરીન્ રહ્ કમરૂ
કે અઝ્ ગોફતે ઈન્ તુર્કે શૂરીદહ્ બખ્ત
બલર્ઝેહ્ ફેતાદીદ હમચૂન્ દેરખ્ત
કુજા આન્ હમહ્ ખેલ્અતો પન્દે શાહ્
કમરહાએ ઝરૂરીનો તખ્તો કોલાહ્
કુજા આન્ હમહ્ અહ્દો સઉગન્દો બન્દ
બયઝ્દાનો બા અખ્તરે સૂદમન્દ
કે અકૂનૂન્ ચુનીન્ સુસ્ત શુદ પાય તાન્
બયક્ રહ્ પરાગન્દહ્ શુદ રાય તાન્
શુમા બાઝ્ ગર્દીદ પીરૂઝો શાદ
મરા કારૂ જોઝ્ રઝ્મ જોસ્તન્ મબાદ
બગોફતારે ઈન્ દીવે નાસાઝ્ગારૂ
ચુનીન્ સુસ્ત તાન્ શુદ દેલ્ અઝ્ કાર્ઝારૂ
અઝીન્ પસ નખાહમ બરીન્ યારૂ કસ
પેસરૂ બા બેરાદરૂ મરા યારૂ બસ
૩૦૨ જહાનદારૂ પીરૂઝ્ યારે મનસ્ત
સરે અખ્તરૂ અન્દરૂ કેનારે મનસ્ત
બમર્દી નબાયદ કસી હમરેહમ
અગરૂ જાન્ સેતાનમ્ વગરૂ જાન્ દેહમ
બદુશ્મન્ નુમાયમ્ હોનરૂ હરૂચે હસ્ત
ઝે મર્દીઓ પીરૂઝીઓ ઝૂરે દસ્ત
બેયાબન્દ હમ બીગુમાન્ આગહી
અઝીન્ નામ્વરૂ ફરૂરે શાહન્શાહી
કે બા દેઝ્ ચે કર્દમ બમર્દીઓ ઝૂરૂ
બનામે ખોદાવન્દે કયવાનો હૂરૂ
ચુ· ઈરાનેયાન્ બરૂ કુશાદન્દ ચશ્મ
બેદીદન્દ ચશ્મે વરા પુરૂ ઝે ખશ્મ
બેરફૂતન્દ પૂઝેશ્ કુનાન્ પીશે શાહ્
કે ગરૂ શાહ્ બીનદ બેબખ્શદ ગુનાહ્
ફેદાએ તો બાદા તનો જાને મા
ચુનીન્ બૂદ તા બૂદ પયમાને મા
ઝે બહ્રે તો અય શાહ્ ઘમ્ખારહ્ ઈમ
ન અઝ્ કૂશેશો જન્ગ્ બીચારહ્ ઈમ
ઝે મા તા બુવદ ઝેન્દહ્ યકૂ નામ્દારૂ
ન પીચીમ્ યકૂ તન્ સરૂ અઝ્ કાર્ઝારૂ
૩૦૩ સરે મા બપીશે તો અફૂગન્દહ્ બાદ
જહાન્ અમરો રાએ તોરા બન્દહ્ બાદ
સેપહ્બુદ ચુ બેશ્નીદ ઝીશાન્ સોખન્
બેપીચીદ અઝ્ ગોફતહાએ કોહન્
બઈરાનેયાન્ આફ્રીન્ કર્દો ગોફત
કે હરૂગેઝ્ નમાનદ હોનરૂ દરૂ નેહોફત

માટે આપણે ફતેહમંદ અને ખુશહાલ બન્યા પછી-પોતાનાં સર એવી રીતે બરબાદ કરવાં જોઈતાં નથી.”

જ્યારે જવાન અસ્ફંદિયારે તેઓની એવી વાત સાંભળી-ત્યારે તે બહાદુર પેહલવાને લશ્કરને કહ્યું,

કે “તમોએ મને એટલી બધી ધાસ્તી શા માટે આપવી જોઇયે?-અને તમારા પોતાના ઉપર પણ શા માટે ધાસ્તીનો દરવાઝો ખુલવો જોઇયે?”

પછી તેણે કહ્યું કે “તમો ઇરાનથી અહીં તમારૂં નામ બુલંદ કરવા નથી આવ્યા પણ મને શીખામણ આપવા આવ્યા છો.

જો તમો સઘળાઓ એમજ કહેતા હોય-તો તમોએ મારી સાથ આ રાહમાં આવવાની કમર શા માટે બાંધી?

કે આ એક બરગશ્તે બખ્તના તુર્કીની વાત સાંભળીને-તમો એક ઝાડની માફક ધ્રુજવા પડયા છો?

કયાં ગયો પેલો તમોએ મેળવેલો સઘળો સરપાવ, પાદશાહની શીખા-મણ-સોનેરી કમરબંદ, તખ્ત અને તાજ?

કયાં ગયા પેલા તમારા યઝદાનના અને શુભ સેતારેના ખાધેલા સઘળા સઉગંદ અને કીધેલાં વચન અને કોલકરારો?

કે હવે આટલા બધા તમો લોકોના પગ ઢીલા પડી ગયા-અને ફકત એકજ મંઝલે તમારી ધારણા ઊંધી વાળી નાખી?

ભલે તમો ફતેહમંદ અને ખુશહાલ પાછા ફરો-પણ મને તો લડાઇ કરવા સિવાય બીજું કાંઈજ કામ હોતું ના.

આ ના લાયક દેવની વાતથી-તમારા દિલ લડાઈ કરવાથી એવી રીતે સુસ્ત થઇ ગયાં છે.

હવે પછી આ કામ ઉપર હું કોઇની પણ મદદ લેવાનો નથી-મારા બેટા અને ભાઈ મારા સાથી છે એટલે બસ

ફતેહમંદ પાક યઝદાન મારો મદદગાર છે-અને મારા નેક સેતારાનું સર મારી બગલમાં છે તેજ બસ છે

મારી જવાન મર્દીના કસમ લઇ કહું છું કે તમોમાંથી મને કોઈ સાથી જોઇતો નથી-અગર હુ દુશ્મનનો જાન લઇશ કે નહીં તો મારો જીવ આપીશ.

મારી પાસે જે કાંઈ હોનરો છે તે મર્દાનગીથી, ફતેહમંદીથી અને હાથના કૌવતથી દુશ્મનને દેખાડી આપીશ.

અને આ મારા નામવર પાદશાહી દબદબાની ખબર તમોને ઝરૂરજ મળશે,

કે શનિશ્ચર સેતારા અને આફતાબના સાહેબ ખોદાનાં નામની મદદથી મારી મર્દાનગી અને કૌવતે કરી મેં તે કિલ્લાના કેવા હાલ કર્યાં છે?”

ઈરાનીઓએ જ્યારે તેની સામે જોયું-ત્યારે તેની આખો ગુસ્સા ભરેલી તેઓને દેખાઈ.

તેઓ શાહઝાદા આગળ માફી માંગતા ગયા-અને બોલ્યા કે “જો અમારાથી કાંઇ ગુનાહ થયલો જોય તો તે પાદશાહ અમોને માફ કરે.

અમારા તન અને જાન તારી ઉપર ફિદા હોજો!-જ્યારથી અમોએ કોલ આપ્યો છે ત્યારથી અમારો વિચાર એવોજ છે, કાંઇ ફર્યો નથી.

ઓ શાહઝાદા! અમો કાઇ મેહનત કરવાથી અને લડાઈ લડવાથી લાચાર બની ગયા નથી પણ તારેજ લીધે અમો એમ ગમગીન બની ગયા છિયે.

અમારાંમાંથી એક પણ નામદાર જીવતો રહેશે-ત્યાં સૂધી એકુ જણ પણ લડાઈથી સર ફેરવશું નહીં.

અમારાં સર તારીજ ખિદમતમાં પડેલાં હોજો!-તારા હોકમ અને વિચાર પ્રમાણેજ સઘળી જેહાન તાબેદાર બનજો!”

જ્યારે સરદાર અસ્ફંદિયારે તેઓ તરફથી એવી રીતના સખુન સાંભળ્યાં-ત્યારે પોતે જે આગળ સખુનો બોલ્યો હતો તેથી પસ્તાવા લાગ્યો.

તેણે ઈરાની પેહલવાનોની વખાણ કીધી અને બોલ્યો-કે “બહાદુર માણસનો હોનર કદી પણ છૂપો રહેતો નથી

અરૂ આયદૂન્ કે ગર્દીમ પીરૂઝગરૂ
ઝે રન્જે ગુઝશ્તહૂ બેયાબીમ બરૂ
નમર્દદ ફરામુશ બદેલ્ રન્જ તાન્
નમાનદ તેહી બીગુમાન્ ગન્જ તાન્
હમી રાય ઝદ તા જહાન્ શુદ ખુનુક
વઝીદ અઝ સરે કૂહ બાદી તુનુક
બરૂ આમદ ઝે દરૂગાહ શયપૂરો નાય
સેપહ બરૂ ગેરેફૂતનદ ચકૂસરૂ ઝે જાય
બકેર્દારે આતેશ હમી રાન્દનદ
જહાન્આફ્રીન્રા હમી ખાન્દનદ

અગરજો આપણે ફતેહમંદ થઇશું તો ઝરૂર આપણે ખેંચેલી રંજનું ફળ મેળવીશું.

તમારી મેહનત કાંઇ દિલમાંથી વીસરાઇ જવાની નથી-અને બીશક કે તમારી પાસેનો ખઝાનો ખાલી રહેવાનો નથી."

થંડો પોહોર થયો ત્યાં સુધી તે પોતાનાં લશ્કર સાથ વાત કરતો રહ્યો-જ્યારે પહાડ તરફથી ઝીણી પવનની લેહેકી ફુંકવા લાગી,

ત્યારે દરગાહમાંથી નફીરી અને કરનાયના આવાઝ બાહેર નીકળ્યા-અને તમામ લશ્કરે ચાલુ મૂકયું,

તેઓ આતશની માફક ઝડપથી ચાલવા લાગ્યા-અને જેહાનના પયદા કરનારને યાદ કરવા લાગ્યા.

## ખાને શશુમ્ ગુઝશ્તને એસ્ફન્દેયાર્ અઝ બર્ફ.

## છઠ્ઠું મકાન—અસ્ફંદિયારનું બર્ફમાંથી પસાર થવું.

સપીદહ ચુ અઝ કૂહ સરૂ બરૂ કશીદ
શબ્ આન્ ચાદરે શઆરૂ બરૂ સરૂ કશીદ
ઝે ખુરૂશીદે તાબાન્ નેહાન્ કરૂદ રૂય
હમી રફ્ત ખુરૂ દરૂ પસે પોશ્તે ઊય
બમન્ઝેલ્ રસીદ આન્ સેપાહે ગરાન્
હમહ ગોરૂઝદારાનો જઉશનવરાન્
બહારી ચકી ખુશ મનેશ રૂય બૂદ
દેલ્ અફ્રૂઝો હમ ગીતી અફ્રૂઝ બૂદ
સરાપર્દહો ખઈમહ ફરૂમૂદ કય
બેયારાસ્ત ખાનો બેયાવરૂદ મય
હમ અન્દરૂ ઝમાન્ તુન્દ બાદી ઝે કૂહ
બરૂ આમદ કે શુદ નામવરૂ ઝાન્ સોતૂહ
જહાન્ ચકૂસરહ ગશ્ત ચૂન્ પરૂરે ઝાઘ
નદાનેસ્ત કસ બાઝ હામૂન્ ઝે રાઘ
બેબારીદ અઝાન્ અબ્રે તારીક બરૂફ
ઝમીન્ શુદ પુરૂ અઝ બર્ફો બાદે શેગરૂફ
સે રૂઝો સે શબ્ હમ બદાનસાન્ બદશ્ત
દમે બાદ અઝ અન્દાઝહ અન્દરૂ ગુઝશ્ત
હવા પૂર બુદ બરૂફ ચૂન્ તારૂ ગશ્ત
સેપહદારૂ અઝાન્ ચારહ બીચારૂ ગશ્ત
બઆવાઝ પીશે પેશૂતન્ બેગોફ્ત
કે ઈન્ કારે મા ગશ્ત બા દરૂદ જોફ્ત
બમર્દી શુદમ દરૂ દમે અઝ્દહા
કુનૂન્ ઝૂરો મર્દી નદારદ બહા
હમહ પીશે યઝ્દાન્ નેયાયેશ કુનીદ
બખાનીદો ઊરા સેતાયેશ કુનીદ
મગરૂ કીન્ બલાહા ઝે મા બુગ્ઝરદ
કઝીન્ પસ કસી માન્ બકસ બેશમરદ
પેશૂતન્ બેયામદ બપીશે ખોદાય
કે ઊ બૂદ બરૂ નીકુઈ રહનુમાય
સેપહ ચકૂસરહ દસ્ત બરદાશ્તનદ
નેયાયેશ ઝે અન્દાઝહ બુગ્ઝાશ્તનદ

જ્યારે પહાડ ઉપરથી બામદાદની સફેદી નીકળી-અને સીઆહ રાતે પોતાનાં સર ઉપર કાળા બાલનો બુરખો ખેંચી,

પોતાનું મોઢું નૂરમંદ ખુરશેદથી છૂપાવ્યું-અને ખોરશેદ તેની પૂઠે પૂઠે ચાલવા લાગ્યો,

ત્યારે તે સઘળા ગોર્ઝ ધરાવનાર અને બખ્તર પેહેરનારા સેપાહોનું ૩૦૪
ભારી લશ્કર પેલી મંઝેલ ઉપર આવી પહોંચ્યું.

તે એક જીવને ખુશ કરનારો, દિલ રોશન કરનારો અને દુન્યાને પ્રકાશ આપનારો બહારની મઉસમનો દિવસ હતો.

શાહઝાદાએ ત્યાં છાવણી નાખવા અને તમ્બુ મારવા ફર્માવ્યું-પછી ત્યાં ખાણુંનો સુફરો બિછાવ્યો અને મય હાઝેર કીધો.

તેવામાં પહાડ તરફથી એક સખ્ત પવન-નીકળ્યો કે જેથી તે નામવર પેહલવાન આજેઝ થયો.

તમામ જેહાન કાગડાની પાંખ જેવી સીઆહ બની-કોઈ પણ શખ્સ પહાડની ખીણ કે મયદાન ઓળખી શક્યું નહીં.

તે કાળાં વાદળમાંથી બર્ફ વરસવા માંડયું-સઘળી ઝમીન બર્ફ અને સખ્ત પવનથી ભરાઇ ગઈ.

એવીજ રીતે ત્રણ રાત અને ત્રણ દિવસ સૂધી તે જંગલમાં-હદથી ઝેયાદા પવનનું તોફાન રહ્યું.

ગોયા હવા વાણો બન્યો જ્યારે બર્ફ તાણો થયો હતો (યાને પવન અને બર્ફ બન્નેનું ઝોર વધુ હતું)-અસ્ફંદિયાર તે આફતથી લાચાર બન્યો.

અને પેશૂતનને આવાઝ મારીને કહ્યું-કે "આ કામ આપણી ઉપર આફતકારક થઈ પડયું છે

હું મર્દાનગી કરીને અઝદહાનાં મોંમાં પણ ગયો-પણ હાલતો તો મારૂં કૌવત અને બહાદુરી અહીં નકામી થઈ પડી છે.

માટે તમો સઘળાઓ પાક યઝદાનની આગળ નિયાયેશ કરો-તેની ૩૦૫
બંદગી કરો અને તેની સેતાયેશ કરો,

તેથીજ કદાચ આફત આપણી ઉપરથી દફે થઇ જશે-જેથી પારકા લોકો આપણે મોટા દીનદાર લોકો છિયે એમ ગણે."

તુરત પેશૂતન ખોદાતાલા આગળ બંદગી માટે આવ્યો-કારણકે તેજ સાહેબ નેક લોકોનો રેહનુમા હતો.

તમામ લશ્કરે પણ બંદગી માટે હાથ ઉઠાવ્યા-અને શબેતા કરતાં પણ વધુ બંદગી કીધી.

હમ્ આન્‌ગહ્ બેયામદ્ યકી બાંદે ખશ
બેબોરૂદ્ અબ્‌રો રૂએ હવા ગશ્ત્ કશ
ચુ ઈરાનેયાન્‌રા દેલ્ આમદ્ બજાય
બેબૂદન્દ્ દર્ પીશે યઝદાન્ બપાય
સરાપર્દેહો ખયમહા ગશ્તહ્ તર્
ઝે સર્મા કસીરા નબુદ્ પાયો પર્
હમાન્ જા બેબૂદન્દ્ ગોર્દાન્ સે રૂઝ
ચહારોમ્ ચુ અફ્રૂખ્ત ગીતી ફેરૂઝ
સેપહ્‌બુદ્ ગેરાન્‌માયગાન્‌રા બેખાન્દ્
બસી દાસ્તાન્‌હાએ નીકૂ બેરાન્દ્
ચુનીન્ ગોફ્‌ત કીન્ જા બેમાનીદ્ બાર્
મદારીદ્ જોઝ્ આલતે કાર્ઝાર્
૩૦૬ હરાન્‌કસ કે ઊ હસ્ત સરહન્ગ્ ફશ
કે બાશદ્ વરા માયહ્ સદ્ બારકશ
બપન્જાહ્ આબો ખુરેશ બર્ નેહદ્
દેગર્ આલતે પર્વરેશ બર્ નેહદ્
ફેઝૂની હમ ઈદર્ બેમાનીદ્ બાર્
કુશાદસ્ત બર્ મા દરે કેર્દેગાર્
ચુ નઉમીદ્ ગર્દદ્ ઝે યઝદાન્ કસી
અઝૂ નીકબખ્તી નેયાયદ્ બસી
બનીરૂએ યઝદાન્ બેયાબીમ દસ્ત
બદાન્ બદ્‌કુનેશ મર્દુમે બુત્‌પરસ્ત
અઝાન્ દેઝ્ યકાયક્ તવન્ગર્ શવીદ્
હમહ્ પાક્ બા ગન્જો અફ્‌સર્ શવીદ્

તેજ વખતે એક ખુશનુમા પવનની લેહેરી નીકળી-વાદળ વીખરી ગયું અને આકાશનો દેખાવ રળિયામણો બન્યો.

જ્યારે ઈરાનીઓનાં દિલ પાછાં ઠેકાણે આવ્યાં-ત્યારે પાછાં તેઓ ખોદા આગળ બંદગી માટે ઉભા રહ્યા.

સઘળા તરબોર થઇ ગયા હતા-તેમજ સર્દીને લીધે કોઈ હીલી ચાલી શકતું પણ ન હતું,

તેથી તે પેહલવાનો તેજ જગ્યાએ ત્રણ દહાડા રહ્યા-ચોથે દહાડે જ્યારે દુન્યાને રોશન કરનાર આફતાબ રોશન થયો,

ત્યારે તે સરદારે મોટાઓને બોલાવ્યા-અને તેઓ સાથે ઘણીક રીતની સારી સારી વાતો ચલાવી

તે એ પ્રમાણે બોલ્યો કે "તમો લોકો સઘળો અસબાબ આ જગ્યાએજ છોડો-અને લડાઇનાં હથિયાર સિવાય તમારી પાસે કાંઇ પણ બીજું રાખો ના.

જે કોઈ લશકરમા અમલદાર હોય-અને તેની પાસે એકસો ભારબરદારી હોય,

તે પચાસ ભારબરદારી ઉપર પાણી અને ખોરાક લાધી લે-અને બીજી જીવને પોષણ આપનારી વસ્તુ લાધી લે.

બાકીના જેટલા વધારે હોય તે અહીંજ રહેવા દે-ખોદાતાલાની દરબાર હવે આપણે માટે ખુલ્લી મૂકાઈ છે

જ્યારે કોઇ શખ્સ યઝદાનથી નાઉમેદ થાય છે-ત્યારે તેને ઘણી નેકબખ્તી મળતી નથી

આપણે યઝદાનની મદદથી તે બૂરી કરણીના બુતપરસ્ત મર્દ ઉપર ફતેહ મેળવીશું

તે કિલ્લો ફતેહ કરવાથી તમો એકેએક જણ તવગર બનશો-અને સઘળાઓ ખઝાના અને તાજ સાથના થશો."

## ખાને હફ્‌તુમ્ ગુઝશતને એસ્ફન્દેયાર્ અઝ્ રૂદ્ વ કોશતને કર્ગ્‌સાર્‌રા.

ચુ ખુર્ ચાદરે ઝર્દ્ દર્ સર્ કશીદ્
બેશુદ્ બાખ્તર્ ચૂન્ ગુલે શમ્બલીદ્
બુનહ્ બર્ નેહાદન્દ્ ગોર્દાન્ હમહ્
બેરફ્‌તન્દ્ બા શહ્‌રયારે રમહ્
ચુ બુગ્ઝશત અઝ્ તીરહ્ શબ્ યક્ ઝમાન્
બોરૂશે કુલન્ગ્ આમદ્ અઝ્ આસ્માન્
બર્ આશોફ્‌ત અઝ્ આવાઝશ એસ્ફન્દેયાર્
પયામી ફેરેસ્તાદ્ ઝી કર્ગ્‌સાર્
૩૦૭ કે ગોફ્‌તી બદીન્ મન્ઝેલત આબ્ નીસ્ત
હમ ઈન્ જાય આરામેશો ખાબ્ નીસ્ત
કુનૂન્ ઝાસ્માન્ ખાસ્ત બાન્ગે કુલન્ગ્
દેલે મા ચેરા કર્દી અઝ્ આબ્ તન્ગ્
ચુનીન્ દાદ્ પાસોખ કે ઈદર્ સુતૂર્
નેયાબદ્ મગર્ ચશ્મએ આબે શૂર્
દેગર્ ચશ્મએ આબ્ યાબી ચુ ઝહ્‌ર્
અઝાન્ આબ્ મુર્ગો દદાન્‌રાસ્ત બહ્‌ર્
સેપહ્‌બુદ્ ચુનીન્ ગોફ્‌ત કઝ્ કર્ગ્‌સાર્
યકી રાહ્‌બર્ સાખ્તમ કીનહ્‌દાર્

## સાતમું મકાન—અસ્ફંદિયારનું નદી ઓળંગી પસાર થવું અને કર્ગસારને મારી નાખવું.

જ્યારે ખુરશેદે પીળી ચાદર સર ઉપર ખેંચી-અને પશ્ચિમ દિશા મેઠીનાં ફૂલને રંગની બની,

ત્યારે તમામ પેહલવાનોએ અસ્બાબ લાધ્યો-અને તે લશકરના પાદશાહ સાથ ચાલવા લાગ્યા

જ્યારે સીઆહ રાતનો થોડોજ ભાગ પસાર થયો ત્યારે આસ્માન ઉપરથી બગલાંનો પોકાર નીકળ્યો.

તે બગલાંના આવાઝથી અસ્ફંદિયાર ગુસ્સે થયો-અને તેણે એક પયગામ કર્ગસાર તરફ મોકલ્યો,

કે "તેં તો કહ્યું હતું કે 'આ મંઝલમાં તને પાણી નથી મળવાનું-તેમજ આ જગ્યાએ આરામ અને ખાબ પણ નથી મળવાનાં,'

પણ હમણાં આસ્માન ઉપરથી બગલાનો સાદ નીકળ્યો-ત્યારે તેં અમારાં દિલ પાણી માટે કાંય તંગ બનાવ્યાં?"

કર્ગસારે એવો જવાબ આપ્યો કે "અહિંયાં જાનવરો-ખારાં પાણીના ચશ્મા સિવાય બીજું કાંઈ મેળવશે નહીં.

બીજા પાણીના ઝરા તને મળશે તે સઘળા ઝેહર જેવા કડવા-તેમાંથી પક્ષીઓ અને ફાડી ખાનારાં જાનવરો ઉપયોગ કરી શકે છે"

ત્યારે અસ્ફંદિયાર એમ બોલ્યો કે "કર્ગસાર જેવા એક કીનાખોર માણસને મે મારો ભોમિયો બનાવ્યો છે"

ચે ગોફ્તારે ઊ તીઝ લશ્કર બેરાન્દ
જહાન્દારે નીકી હેહેશરા બેખાન્દ
ચુ યક પાસ અઝ તીરહ શબ્ દર ગુઝશ્ત
બેઆમદ ખરોશે અઝ પીશે દશ્ત
બેજુમ્બીદ બર બારગી શાહે નવ
ઝે કલબે સેપહ રફ્ત તા પીશરવ
સેપહદાર ચૂન પીશે લશ્કર રસીદ
યકી ઝર્ફ દર્યાએ બીબુન બેદીદ
હયૂની કે બૂદ અન્દર આન્ કાર્વાન
કુજા પીશરવ દાશ્તી સાર્વાન
યકી પીશરવ ઘર્ક ગશ્ત અન્દર આબ
સેપહબુદ બદૂ ચન્ગ ઝદ દર શેતાબ
ગેરેફ્તશ દો રાનો કશીદશ ઝે ગેલ
બેતર્સીદ બદખાહ તુર્કે ચેગેલ
બેફર્મૂદ તા કર્ગસારે નેઝન્દ
શવદ દાઘદેલ પીશ બા પાય બન્દ
બદૂ ગોફ્ત કય રીમને ખાકસાર
ચુ કઝ્ઝી બકાર આવરીદી ચુ માર
નગોફ્તી કે ઈદર નેયાબી તો આબ
બેસૂઝદ તોરા તાબેશે આફ્તાબ
ચેરા કર્દી અય બદતન્ અઝ આબ ખાક
સેપહરા હમહ કર્દહ બૂદી હલાક
ચુનીન્ દાદ પાસોખ કે મર્ગે સેપાહ
મરા રઉશનાઈસ્ત ચૂન્ હુરો માહ
ન બીનમ હમી અઝ તો જોઝ પાય બન્દ
ચે ખાહમ તોરા જોઝ બલાઓ ગઝન્દ
સેપહબુદ બેખન્દીદો બુકુશાદ ચશ્મ
ફેરમાન્દ અઝાન્ તુર્કે નન્મૂદ ખશ્મ
બદૂ ગોફ્ત કય કમ ખેરદ કર્ગસાર
ચુ પીરૂઝ ગર્દમ મન્ અઝ કારઝાર
બરૂઇનદેઝત બર સેપહબદ કુનમ
મબાદા કે હર્ગેઝ બતૂ બદ કુનમ
હમહ પાદશાહી સરાસર તોરાસ્ત
ચુ બા મન્ કુની દર સખુન્ રાએ રાસ્ત
નેયાઝારમ આન્રા કે ફર્ઝન્દે તોસ્ત
ન આન્રા કે આન્ નીઝ પયવન્દ તોસ્ત
ચુ બેશનીદ ગોફ્તારે ઊ કર્ગસાર
પુર ઉમીદ શુદ જાનશ અઝ શહરયાર
ઝે ગોફ્તારે ઊ માન્દ અન્દર શેગેફ્ત
ઝમીન્રા બેબૂસીદો પૂઝેશ ગેરેફ્ત
બદૂ ગોફ્ત શાહ આન્ચે ગોફ્તી ગુઝશ્ત
ઝે ગોફ્તારે ખામત નગશ્ત આબ દશ્ત
ગુઝરગાહે ઈન્ આબે દર્યા કુજાસ્ત
બેબાયદ નમૂદન બમા શાહ રાસ્ત
બદૂ ગોફ્ત બા આહન અઝ આબગીર
નબાયદ ગુઝર પરે પયકાને તીર
ચુ પાએ મન્ અઝ બન્દ બીરૂન્ કુની
બરીન્ આબે દર્યા તો અફ્સૂન્ કુની
તહમ્તન્ ફેરમાન્દ અન્દર શેગેફ્ત
બેફર્મૂદ તા બન્દ અઝ બર ગેરેફ્ત

પછી તેણે નેકી પહોંચાડનાર ખોદાતાલાને યાદ કરીને-કર્ગસારના કહેવા ઉપર લશ્કરને શિતાબીથી આગળ ચલાવ્યું.

જ્યારે સીઆહ રાતનો એક પોહોર પસાર થયો-ત્યારે તે મયદાનની સામેથી એક મોટો પોકાર સંભળાયો.

તેવોજ તે જવાન શાહઝાદાએ લશ્કરના વચલા ભાગમાંથી પોતાનો ઘોડો આગળ હાંકયો અને લશ્કરની હરોલમાં ગયો

જ્યારે તે સરદાર લશ્કરની હરોલ જઇ પહોંચ્યો-ત્યારે તેણે એક પુષ્કળ ઊંડો દર્યા જોયો

તે કાફલામાં જે સાંઢણી હતી-અને જેને ઊંટનો સારવાન રસ્તો જોઈ કાઢવા આગળ ચલાવતો હતો,

તે સારવાનનાં મોં સામે પાણીમાં ડૂબી ગઈ-તે ઉપર સરદાર અસ્ફંદિ- ૩૦૮
યારે શેતાબ ચુંગાલ મારી,

તેની બન્ને જાંગ પકડી અને કાદવમાથી ખેચી કાઢી-તેથી પેલો ચેગેલનો બદખાહ તુર્કી કર્ગસાર ગભરાયો.

પછી તેણે હોકમ કીધો કે "પેલો ગમ ભરેલો કર્ગસાર બળતાં દિલે અને પગમાં બેડી સાથેજ અહીં આવે"

અસ્ફંદિયારે તેને કહ્યું કે "એ નાપાક કંગાલ શખ્સ!-સાંપની માફક કેવી વાંકી ચાલ તેં ચલાવી?

તેં નહીં કહ્યુ હતું કે અત્રે તને પાણી મળશેજ નહીં-અને આફ્તાબની ગર્મી તને બાળી નાખશે?

એ બૂરા તનના શખ્સ! નદીને બદલે ઝમીન આવશે એમ કાંય કહ્યું હશે? મારાં લશ્કરનો તું નાશ કરી નાખતે"

કર્ગસારે તેને એવો જવાબ આપ્યો કે "તારાં લશ્કરનો નાશ-તે મારે મનસે આફતાબ અને માહતાબની રોશની મિસાલ છે

કારણકે તારા તરફથી હું પગની બેડી સિવાય બીજું કાંઈજ જોતો નથી-તો પછી તારે માટે આફત અને નુકસાન સિવાય હું બીજું શુ માંગુ?"

તે સરદાર હસી પડયો અને સઘળો મામલો ચેટી ગયો-પેલા તુર્કીના જવાબથી તે અજબ રહ્યો અને હાઝ તુરત પોતાનો ગુસ્સો ખાઇ ગયો

પછી તેને કહ્યું કે "એ બેવુકૂફ કર્ગસાર!-જ્યારે હુ લડાઈથી ફતેહ પામીશ,

ત્યારે હું તને રૂઇનદેઝનો સરદાર બનાવીશ-હું તારી સાથ કાંઇ પણ ૩૦૯
બૂરાઈ કરૂં એવુ કદી પણ બનતું ના

જો તું મારી સાથ વાત કરવામાં ખરાજ વિચાર જણાવશે-તો ત્યાંની સઘળી પાદશાહત તારીજ થયલી સમજજે.

ત્યાં જે કોઈ કે તારાં ફર્ઝંદો હશે તેમજ તારાં સગાંવહાલાં હશે તેઓને કાંઈ પણ ઇઝા કરીશ નહીં"

જ્યારે કર્ગસારે તેની એવી વાત સાંભળી-ત્યારે તેનો જાન તે શાહઝાદા તરફથી ઉમેદ ભરેલો બન્યો

અને તેની વાતથી અજબ થઈ-તેની આગળ ઝમીનને બોસો લઈ-તેની માફી ચાહી

શાહઝાદાએ કહ્યુ કે "તું જે કાંઈ બોલ્યો હતો તે તો પસાર થઇ ગયું-તારા બેહુદા બોલવાથી આ દર્યા કાંઈ જંગલ બની ગયું નથી.

પણ હવે આ દર્યાના પાણીમાંથી પસાર થવાનો માર્ગ કયાં છે?-તે તને રાસ્તીની રાહે અમોને બતાવવો જોઇયે"

કર્ગસારે કહ્યુ કે "પક્ષીનું પીછ કે તીરની પયકાન પણ બેડી સાથે પાણીમાંથી પસાર થઈ શકે નહીં

જ્યારે તું મારા પગમાંથી બેડી કાઢી નાખશે-ત્યારે આ નદી ઓળંગવાનો ચમત્કાર તું કરી શકશે (યાને ઓળંગી જશે)."

અસ્ફંદિયાર એ સાંભળી અજબ થયો-તેણે ફર્માવ્યું જેથી તેના બંદ ખુલી નાખ્યા.

૩૧૦ બદર્યાએ આબ્ અન્દરૂન્ કરૂગ્સારૂ
બેયામદ હયૂની ગેરેફૂતહ્ મહારૂ
બજાઇ કે પાયાબ્રા બુદ ગુઝરૂ
રવાન્ ગશ્તો લશ્કરૂ પસે યકૂદેગરૂ

સેપહબુદ બેફરૂમૂદ તા મશ્કે આબ્
પુરૂ અઝ બાદ કર્દન્દ હમ દરૂ શેતાબ્
બેબસ્તન્દ બરૂ પહલુએ બારગી
સેપહ અન્દરૂ આમદ બયકબારગી
બેયામદ બખુશકી સેપાહો બનહ
બેશુદ મયસરહ રાસ્ત બા મયમનહ
બનઝદીકે રૂઈન્દેઝ આમદ ફરાઝ
ચુનાન્ શુદ કે ફર્સન્ગ્ દહ માન્દ બાઝ
સરે જન્ગજૂયાન્ બખુર્દન્ નેશસ્ત
પરસ્તન્દહ શુદ જામે બાદહ બદસ્ત
બેફરૂમૂદ તા જઉશનો ખૂદો કબ્રૂ
બેઆર્દન્દ બા તીઘ પીશે હેઝબ્રૂ
કુશાદહ બેફરૂમૂદ તા કરૂગ્સારૂ
બેઆર્દન્દ પશ એસ્ફન્દેયારૂ
ચુનાન્ ગોફૂત અફૂનૂન્ કે રસ્તી ઝે બદ
ઝે તૂ ખૂબીઓ રાસ્ત ગોફૂતન્ સઝદ
૩૧૧ ચુ અઝ તન્ બેબુરૂરમ સરૂ અર્જાસ્પરા
દેરફ્શાન્ કુનમ જાને લોહરાસ્પરા
ચુ કોહરમ કે અઝ ખૂને ફર્શીદ્વરૂદ
દેલે લશ્કરમ કરૂદ પુરૂ ખૂનો દરૂદ
હમાન્ અન્દરીમાન્ કે ફીરૂઝ ગશ્ત
બેકોશ્ત અઝ બુઝોર્ગાને મા સીઓ હશ્ત
સરાન્ શાન્ બેબુરૂરમ બકીને નેયા
પદીદ આરમ અઝ હરૂ દરી કીમેયા
હમહ ગૂરૂ શાન્ કામે શીરાન્ કુનમ
બકામે દેલીરાને ઈરાન્ કુનમ
સરાસરૂ જેગરૂ શાન્ બેદૂઝમ બતીરૂ
બેયારમ ઝનો કૂદકાન્ શાન્ અસીરૂ
તોરા શાદ ખાનમ અઝીન્ ગરૂ દેઝમ
બેગૂય આન્ચે દારી બદેલ બીશો કમ
દેલે કરૂગ્સારૂ અન્દરાન્ તન્ગ્ શુદ
ઝબાનો રવાનશ પુરૂ અઝ જન્ગ્ શુદ
બદૂ ગોફૂત તા ચન્દ ગૂઈ ચુનીન્
કે બરૂ તૂ મબાદા બદાદ આફ્રીન્
હમહ અખ્તરે બદ બજાને તો બાદ
બુરીદહ બખન્જરૂ મેયાને તો બાદ
૩૧૨ બખાક્ અન્દરૂ અફ્ગન્દહ પુરૂ ખૂન્ તનત
ઝમીન્ બેસ્તરો ગૂરૂ પીરાહનત
ઝે ગોફૂતારે ઊ તીઝ શુદ શહરૂયારૂ
બરૂ આશોફૂત બરૂ ખીરહ સરૂ કરૂગ્સારૂ
યકી તીઘ હેન્દી બેઝન્દ બરૂ સરશ
ઝે તારક બદૂ નીમહ શુદ તા બરશ
બદર્યા ફેગન્દન્દશ અન્દરૂ ઝમાન્
ખુરે માહેયાન્ શુદ તને બદ્ગમાન્

કર્ગંસાર ઊંટની નકેલ પકડીને દર્યાનાં પાણીની અંદર ઉતર્યો.

અને જે જગ્યાએ કે પગે કરી જઈ શકાય તેટલાં પાણીવાળો રસ્તો હતો–તે જગ્યાએથી તેણે ચાલવા માંડયું અને તેની પછાડી એક બીજાની પૂઠે લશ્કરે ચાલવા માંડયું.

સરદારે ફરમાવ્યું જેથી લશ્કરે તુરતજ પાણીની પખાલોમાં પવન ભર્યો.

અને તે ઘોડાઓની બાજૂમાં બાંધી–અને એક મરતબે સઘળું લશ્કર પાણીમાં ઉતર્યું.

અને એ પ્રમાણે તે લશ્કર અને અસ્બાબ પેલે પાર ખુશ્કી ઉપર આવી લાગ્યો–પછી ડાબી જમણી લશ્કરની સફ ગોઠવાઇ ગઈ.

એવું બન્યું કે તે રૂઈનદેઝ તરફ નઝદીક આવી લાગ્યો–ફક્ત દશ ફર્સંગ બાકી રહેલા હતા.

જેથી તે લડાયકોનો સરદાર ખાણાં ઉપર બેઠો–ગોલામો હાથમાં શરાબની જામ લઇને ગયા.

તેણે ફરમાવ્યું જેથી બખ્તર, લોઢાંની ટોપી અને તલવાર તે સિંહ અસ્ફંદિયારની નઝદીક લાવી હાઝેર કીધી.

અસ્ફંદિયારના ફરમાવ્યાથી કર્ગંસારને બેડી વગર છૂટો તેની આગળ લઈ ગયા.

તેને અસ્ફંદિયારે એમ કહ્યું કે "હવે તું આફતમાંથી છૂટો થયો છે–માટે તને ખૂબી ભરેલું અને સાચુંજ બોલવું લાયક છે.

જ્યારે હું અર્જાસ્પનાં બદન ઉપરથી તેનું સર કાપીશ–અને લોહરાસ્પનાં રવાનને ખુશનૂદ કરીશ

તેમજ કોહરમ કે જેણે ફર્શીદવર્દનાં ખૂનથી–મારાં લશ્કરનું દિલ ખૂન અને દુઃખ ભરેલું કીધું હતુ,

તેમજ અંદરીમાન કે જે ફતેહમંદ થઈ–અમારા આડત્રીસ બુઝોર્ગોને મારી નાખ્યા હતા,

તેઓ માટે દરેક બાબતની યુક્તિ ઝાહેર કરીશ–અને મારા બપાવાના કીનામાં તેઓનાં સર કાપી નાખીશ.

તે સઘળાઓની ઘોર સિંહોનાં ડાચામાં કરીશ–અને ઈરાનના બહાદુરોની મુરાદ બર લાવીશ

તે સઘળાઓનાં જીગર મારા તીરથી વિંધીશ–અને તેઓનાં બાયડી છોકરાંને કયદ પકડીશ,

ત્યારે હું તને ખુશહાલ થયલો જાણીશ કે દિલગીર થયલો ?–માટે જે કાંઈ તારા મનમાં હોય તે ખુલાસાથી બોલ."

એ સાંભળી કર્ગંસારનું દિલ દુઃખી થયું–અને તેની ઝબાન અને જાન બન્ને લડાઈ ભરેલાંજ બન્યાં.

તે બોલ્યો કે "તું એમ કયાં સુધી બોલ્યા કરશે–તારી ઉપર તો ખરેખરજ ધિક્કાર હોજો !

દરેક બૂરો સેતારો તારા જીવનો સાથી થજો !–તારી કમર તલવારથી કપાયલી બનજો !

તારૂં બદન લોહીથી ભરેલું ખાકમાં પડેલું હોજો !–ખાક તારૂં બિછાનું બનજો અને કબર તારૂં પેહેરણ થજો !"

તેના આવા સખુનોથી શાહઝાદો ઉશ્કેરાઈ જઈ–તે બેહુદે મગઝના કર્ગંસાર ઉપર ગુસ્સામાં આવ્યો

અને એક હિંદી તલવાર તેનાં સર ઉપર મારી–જેથી તેનાં સરથી તે છાતી સુધીના બે ટૂકડા થઇ ગયા.

તેજ વખતે લોકોએ તેને દર્યામાં ફેંકી દીધો–જેથી તે બદગુમાનનું બદન માછલીઓનો ખોરાક બન્યું.

વઝાન્ જાયગહ્ બારગી બર્ નેશસ્ત
બતુન્દી મેયાને ચલીપ્ર બેબસ્ત
બબાલા બર્ આમદ્ બદેમ્ બેન્ગરીદ્
ચકી માયહ્દાર્ આહનીન્ બારહ્ દીદ્
સે ફર્સન્ગ્ બાલાઓ પહ્ના ચેહેલ્
બજાઈ નદીદ્ અન્દરૂ આબો ગેલ્
બપહ્નાએ દીવારે ઊ બર્ સવાર્
બેરફ્તી બતુન્દી બરાબર્ ચહાર્
ચુ એસ્ફન્દેયાર્ આન્ શેગેફ્તી બેદીદ્
ચકી બાદે સર્દ્ અઝ્ જેગર્ બર્ કશીદ્
ચુનીન્ ગોફ્ત કીનરા નશાયદ્ સેતદ્
બદ્ આમદ્ બરૂએ મન્ અઝ્ કારે બદ્
દેરીધ્ આન્ હમહ્ રન્જો પયકારે મન્
પશીમાની આમદ્ હમહ્ બારે મન્
બગેર્દે બેયાબાન્ હમી બેન્ગરીદ્
દો તુર્ક્ અન્દરાન્ દશ્ત પૂયન્દહ્ દીદ્
હમી બૂદ્ હમરાહ્ શાન્ ચાર્ સગ્
સગાની કે નખ્ચીર્ ગીરદ્ બતગ્
ઝે બાલા ફેરૂદ્ આમદ્ એસ્ફન્દેયાર્
બચન્ગ્ અન્દરૂન્ નીઝએ કાર્ઝાર્
બનીઝહ્ ઝે અસ્પાન્ જુદા કરૂદ્ શાન્
ઝે હામૂન બબાલા બર્ આવરૂદ્ શાન્
બપુર્સીદ ગોફ્ત ઈન્ દેઝે નામદાર્
ચે જાયસ્તો ચન્દસ્ત દર્ વય સવાર્
ઝે અર્જાસ્પ ચન્દી સખુન્ રાન્દન્દ્
હમહ્ દફ્તરે દેઝ્ બર્ ઊ ખાન્દન્દ્
કે બાલાઓ પહ્નાએ દેઝ્રા બેબીન્
દરી સૂએ ઈરાન્ દરી સૂએ ચીન્
બદૂ અન્દરૂન્ તીધઝન્ સદ્ હઝાર્
સવારાને ગર્દન્ કશો નામદાર્
હમહ્ પીશે અર્જાસ્પ ચૂન્ બન્દહ્ અન્દ્
બફર્માનો રાયશ્ સર્ અફગન્દહ્ અન્દ્
ખુરેશ્ હસ્ત ચન્દાન્ કે અન્દાઝહ્ નીસ્ત
બખૂરશહ્ દરૂન્ હસ્ત અગર્ તાઝહ્ નીસ્ત
અગર્ દર્ બેબન્દ્ બદહ્ સાલ્ શાહ્
ખુરેશ્ હસ્ત ચન્દાન્ કે દારદ્ સેપાહ્
અગર્ ખાહદ્ અઝ્ ચીનો માચીન્ સવાર્
બેયાયદ્ બરશ્ નામવર્ સદ્ હઝાર્
નેયાઝશ્ નેયાયદ્ બચીઝી ઝે કસ
ખુરેશ્ હસ્તો મર્દાને ફર્યાદ્‌રસ
બેગોફ્તન્દો આન્ તીધે હેન્દી બમોશ્ત
દો ગર્દન્‌કશો સાદહ્ દેલ્રા બેકોશ્ત

પેહલવાની કમરબંદ તંગ બાંધીને-ઘોડા ઉપર સવાર થઇ તે જગ્યાએથી

એક ટેકડી ઉપર ચઢી ગયો અને પેલા કિલ્લાને જોવા લાગ્યો-તેણે એક દમામદાર લોઢાંનો કિલ્લો જોયો.

તેની લમ્બાઈ ત્રણ ફર્સંગ હતી અને પોહોળાઈ ચાલીસ ફર્સંગ હતી-છતાં તેમાં કાદવ કે પાણીવાળી જગ્યા કોઇ માલૂમ પડી નહીં.

તે દીવારની પોહોળાઇ ઉપર ચાર સવારો ઝડપથી ઘોડા દોડાવી શકતા હતા.

જ્યારે અસ્ફંદિયારે આવી રીતની અજાયબી જોઈ-ત્યારે તેણે પોતાનાં જીગરથી એક સર્દ હાય ખેંચી,

તે એ પ્રમાણે બોલ્યો કે "એ કિલ્લો જીતી શકારો નહીં- મારી બૂરી કરણીથીજ મારી સામે આવી બૂરાઈ આવી ઉભી છે.

આ મારી સધળી રંજ અને ભારી લડાઇઓનો અફસોસ!-મારે ૩૧૩
ભાગે સધળી પશેમાનીજ આવી."

પછી તેણે તે જંગલની આસપાસ નઝર કરવા માંડી-તો તે જંગલમાં બે તુર્કીઓને દોડતા જોયા.

તેઓના સાથી તરીકે ચાર કુતરા હતા-જે કુતરાઓ દોડીને શિકાર પકડી શકે તેવા હતા.

તુરત અસ્ફંદિયાર ટેકડી ઉપરથી નીચે આવ્યો-તેના હાથમાં લડાઇ કરવાનો નેઝો પકડેલો હતો.

તેણે નેઝા વડે તેઓને ઘોડા ઉપરથી નીચે નાખ્યા-અને તે જંગલ માંથી તેઓને ટેકડી ઉપર લઇ જઇ,

પૂછ્યું કે "આ દમામદાર કિલ્લો-કયો છે એને એમા કેટલું લશ્કર રહે છે?"

ત્યારે તેઓએ અર્જાસ્પને લગતી કેટલીક વાતો કહી-અને તે કિલ્લાનો સઘળો અહવાલ તેની નઝદીક કહેવા માંડયો,

કે "તું તે કિલ્લાની લમ્બાઈ અને પોહોળાઇને જો-એનો એક દરવાઝો જ્યારે ઈરાન તરફ ત્યારે બીજો ચીન તરફ છે,

તે કિલ્લામાં નામદારી ભરેલા તલવાર મારનારા એક લાખ બહાદુર સવારો છે.

જે સધળાએ અર્જાસ્પની આગળ ગોલામની મિસાલ રહે છે-અને તેઓએ તેના હોકમ અને વિચાર ઉપરજ પોતાનાં સર નાખેલાં છે

ત્યાં ખોરાક એટલો બધો છે કે જેની કશી હદજ નથી-જો તાઝો ૩૧૪
લીલો નહીં મળે તો સૂકો કણુસ સાયનો અનાજ ઘણો છે.

અગરજો પાદશાહ દશ વર્ષ સૂધી તે કિલ્લાના દરવાઝા બંધ રાખે-તો પણ ત્યાં એટલો બધો ખોરાક છે કે લશ્કરનું પોષણ થઈ શકે.

વળી જો તે ખાહેશ કરે તો ચીન અને માચીનથી બીજા એક લાખ સવારો તેની આગળ આવીને હાઝેર થાય.

તે કોઈ પણ ચીઝનો કોઈ પણ શખ્સથી મોહતાજમંદ નથી-તેની પાસે ખોરાક છે અને મદદગાર બહાદુરો પણ છે."

તેઓ એટલું બોલ્યા અને તુરત અસ્ફંદિયારે પોતાના હાથમાં પકડેલી હિંદી તલવારે કરી-તે બન્ને બેવુકુફ પેહલવાનોને મારી નાખ્યા.

## રફ્તને એસ્ફન્દેયાર્ બરૂઈન્દેઝ્ બજામએ બાઝારગાન્.

——:૦:——

વઝાન્ જા બેયામદ બપર્દહસરાય
કે બીગાનહ પરદુખ્ત કર્દન્દ જાય
પેશૂતન્ બેશુદ નઝદે એસ્ફન્દેયાર
સખુન્ રફ્ત હરગૂનહ અઝ કાર્ઝાર
બુનીન્ ગોફ્ત જન્ગી કે ઈન્ દેઝ્ બજન્ગ્
બસાલે ફેરાવાન્ નેયાયદ બચન્ગ્
મગર્ ખાર્ ગીરમ તને ખીશરા
ચફી ચારહ સાઝમ બદ્અન્દીશરા
તો ઈદર્ શબો રૂઝ બીદાર્ બાશ
સેપહ્રા ઝે દુશ્મન્ નેગહ્દાર્ બાશ
૩૧૫ તન્ આનગહ બુવદ બીગુમાન્ અર્જમન્દ
સઝાવારે શાહીઓ તખ્તે બલન્દ
કઝ અન્બૂહે દુશ્મન્ નતર્સદ બજન્ગ્
બકૂહ અઝ પલન્ગો બઆબ્ અઝ નેહન્ગ્
બજાએ ફેરીબો બજાએ નેહીબ્
ગહી બર્ ફરાઝો ગહી દર્ નેશીબ્
શુ બાઝારગાનાન્ દરીન્ દેઝ્ શવમ
નદાનદ કસ અઝ દેઝ કે મન્ પહલવમ
ફરાઝ્ આવરમ ચારહ અઝ હર્ દરી
બખાનમ ઝે હર્ દાનેશી દફતરી
તો બી દીદહબાનો તલાયહ મબાશ
ઝે હર્ દાનેશી સોસ્ત માયહ મબાશ
અગર્ દીદહબાન્ દૂદ બીનદ બરૂઝ
શબ્ આતેશ ચુ ખુર્શીદે ગીતીફરૂઝ
ચુનાન્ દાન્ કે આન્ કાર્ કર્દે મનસ્ત
ન અઝ ચારએ હમનબર્દે મનસ્ત
સેપહ્રા બેયારાઓ ઝીદર્ બેરાન્
ઝેરેહદાર્ બા ખૂદો ગોર્ઝે ગેરાન્
દેરફ્શે મરા ઝૂદ બર્ પાય કુન્
તો ખુદરા બકલ્બ્ અન્દરૂન્ જાય કુન્
૩૧૬ બેરાન્ તીઝ બા ગોર્ઝએ ગાવસાર્
ચુનાન્ કુન્ કે ખાનન્દત એસ્ફન્દેયાર્
વઝાન્ જાયગહ સાર્વાન્રા બખાન્દ
બપીશે પેશૂતન્ બઝાનૂ નેશાન્દ
બદૂ ગોફ્ત સદ બારકશ સોરૂખ મૂય
બેયાવર્ સઝાવારે બા રન્ગો બૂય
અઝૂ દહ શુતુર્ બાર્ દીનાર્ કરૂદ
દેગર્ પન્જ દીબાએ ચીન્ બાર્ કરૂદ
દેગર્ પન્જ હરગૂનએ ગઉહરાન્
યકી તખ્તે ઝરૂરીનો તાજે ગરાન્
બેયાવરૂદ સન્દૂકે હશતાદ જોફ્ત
હમહ બન્દે સન્દૂકહા દર્ નેહોફ્ત
સદો શસ્ત મરૂદ અઝ યલાન્ બરગુઝીદ
કઝીશાન્ નેહાનશ નેયાયદ પદીદ

## અસ્ફંદિયારનું વેપારી લેબાસમાં રૂઈન-દેઝમાં દાખેલ થવું.

——:૦:——

હવે ત્યાંથી તે પાછો છાવણીમાં આવ્યો-અને પારકાઓથી તે જગ્યા ખાલી કીધી

પેશૂતન અસ્ફંદિયારની નઝદીક ગયો-અને લડાઇ માટે હરેક રીતની વાતો ચલાવી

લડાયક અસ્ફંદિયાર બોલ્યો કે "આ કિલ્લો લડાઇ કરીને-તો ગમે એટલાં વર્ષે પણ હાથમાં આવી શકવાનો નથી.

સિવાય કે હુ મારાં પોતાનાં તનને ખુવારીમાં નાખું-અને દુશ્મન માટે એકુ યુક્તિ રચું.

તું અહિયાંજ રાત અને દહાડો હુશયારીથી રહેજે-અને આપણાં લશ્કરને દુશ્મન લોકોથી નેગાહ રાખજે,

બેશક કે એક માણસ ત્યારેજ નામના મેળવે છે-તેમજ પાદશાહી અને બુલંદ તખ્તને લાયકનો બને છે,

કે જ્યારે તે લડાઈમાં દુશ્મનનાં લશ્કરથી બીતો નથી-તેમજ પહાડ ઉપર ચિત્તાઓથી અને દર્યામાં મગરમચ્છથી ડરતો નથી.

કોઇ ઠેકાણે ફરેબ રમવો તો કોઈ ઠેકાણે ધમકી આપવી જોઇયે-કોઈ વખત પહાડ ઉપર ચઢવું જોઇયે તો કોઈ વખત ખીણમા ઉતરવું જોઇયે.

હું આ કિલ્લામાં વેપારી તરીકે દાખેલ થાઉં-કે હુ એક પેહલવાન છું એમ તે કિલ્લામાંથી કોઇ શખ્સ મને ઓળખે નહીં

હું ત્યાં દરેક ઠેકાણે યુક્તિઓ રચીશ- અને ઘણીક શીખામણની વાતો ચલાવીશ

તું ચોકીબાન અને તલાયા વગર કદી પણ રહેતો ના-અને દરેક બાબતમા ડહાપણ વાપરવાથી સુસ્ત ના બનતો

અગરજો ચોકીબાનો દિવસને વખતે ધૂમાડો નીકળતો જોય-અને રાતે દુન્યાને રોશન કરનાર આફતાબની માફક આતશને જોય,

તો તું એમજ સમજજે કે તે કામ મેજ કીધું છે-કાંઈ આપણા દુશ્મન તરફનો ચારો નથી

જેથી તું અહીંથી બખ્તર પેહેરનારૂં અને લોઢાંની ટોપ તેમજ ભારી ગોર્ઝ સાથનું લશ્કર તેયાર કરી તુરત નીકળી પડજે

તુરત મારો ઝુંડો ઉભો કરી-તારી પોતાની જગ્યા લશ્કરની વચ્ચે કરજે.

ગાએની સૂરતનો ગુર્ઝ હાથમાં લઇ શેતાબ હમ્લો કરજે-એવી રીતે કરજે કે તને અસ્ફંદિયારજ સમજે."

પછી તેણે ઊંટના સારવાનને ત્યાં બોલાવી મંગાવી-પેશૂતનની નઝદીક ધુંટણમરિયે બેસાડયો.

અને તેને કહ્યું કે "લાલબાલવાળાં ઠાઠમાઠવાળાં એકસો ભારબરદારી ઊંટ વેપારને લાયકના લાવ."

તે ઊંટોમાંથી દશની ઉપર દીનાર લાધ્યા-બીજાં પાચ ઉપર રેશમી ચીનાઈ કાપડ લાધ્યું

બીજાં પાંચ ઉપર જાતજાતનાં ગોહરો-તેમજ એક સોનેરી તખ્ત અને કીમતી તાજ લાધ્યાં.

એંસી જોડી લાકડાંના પેટારા લાવ્યો-તે પેટારાનાં લાકડાંના સાંધા જણાતા નહીં હતા.

પછી પેહલવાનોમાંથી પોતાનો ભરમ ઝાહેર નહીં કરે તેવા એકસોને સાઠ બહાદુરો ચુંટી કાઢયા

ચલાન્‌રા બસન્દૂકહા દરૂ નેશાન્દ
ચુનહૂ બરૂ નેહાદો અઝાન્ જા બેરાન્દ
તની બીસ્ત્ અઝ્ નામ્‌દારાને ઊય
સરફૂરાઝો ખન્જરૂ ગુઝારાને ઊય
બેફરૂમૂદ તા બરૂ સરે કારૂવાન્
બુવન્દ ઈન્ ગેરાન્‌માયગાન્ સારૂવાન્
બપાય અન્દરૂન્ કફૂશો બરૂ તન્ ગેલીમ
બબારૂ અન્દરૂન્ ગઉહરો ઝરૂ સીમ
બેપહુબુદ બદેશ્ રૂય બેન્હાદ તફૂત
બકેર્દારે બાઝારૂગાનાન્ બેરૂફૂત
હમી રફૂત બા નામવરૂ કારૂવાન્
ચલાને સરફૂરાઝ્ ચૂન્ સારૂવાન્
ચુ નઝ્‌દીકે દેશ્ શુદ બેરફૂત ઊ ઝે પીશ
બેદીદ આન્ દેલો રાયે હુશ્યારે ખીશ
ચુ બાન્ગે દરાય આમદ અઝ્ કારૂવાન્
હમી રફૂત પીશ અન્દરૂન્ સારૂવાન્
બદેશ્ નામ્‌દારાન્ ખબરૂ યાફૂતન્દ
ફેરાવાન્ બેગોફૂતન્દો બેશતાફૂતન્દ
કે આમદ યકી મર્દે બાઝારૂગાન્
દેરમગાન્ ફરૂશદ બદીનારૂગાન્
બુઝોર્ગાન્‌શ દરૂ પીશ બાઝ્ આમદન્દ
ખરીદારો ગર્દન્‌ફરાઝ્ આમદન્દ
બેપુર્સીદ હરૂયકૂ ઝે સાલારે બારૂ
કઝીન્ બારૂહા ચીસ્ત કાયદ બકારૂ
ચુનીન્ દાદ પાસોખ્ કે બારી નુખોસ્ત
તને શાહ્ બાયદ કે બીનમ્ દુરોસ્ત
તવાનાઇએ ખીશ પયદા કુનમ
ચુ ફર્માન્ દેહદ દીદહ્ બીના કુનમ
શુતુરૂ બારૂ બેન્હાદો ખુદ રફૂત પીશ
કે તા ચૂન્ કુનદ તીઝ્ બાઝારે ખીશ
યકી તાસ પુરૂ ગઉહરે શાહ્ વારૂ
ઝે દીનારો ચન્દી ઝે બહ્‌રે નેસારૂ
ઝે લઅલો ઝે ફીરૂઝહ્ ચન્દી નેગીન્
યકી અસ્પો દહ્ તખ્તહ્ દીબાએ ચીન્
બરૂ આન્ તાસ પૂશીદ તાએ હરીરૂ
હરીરૂ અઝ્ બરો ઝીરૂ મુશ્કો અબીરૂ
બનઝ્‌દીકે અર્જાસ્પ્ શુદ શાહ્‌જૂય
બદીબા બેયારાસ્તહ્ રન્ગો બૂય
ચુ આમદ બનઝ્‌દીકીએ તખ્ત બાઝ્
ઝમીન્‌રા બેબૂસીદો બોર્દશ નમાઝ્
ચુ દીદશ ફેરૂરીખ્ત્ દીનારો ગોફૂત
કે બા શહ્‌રૂયારાન્ ખેરદ બાદ જોફૂત
યકી મર્દુમ્ અય શાહ્ બાઝારૂગાન્
પેદરૂ તુર્કો માદરૂ ઝે આઝાદગાન્
ઝે તૂરાન્ બેખરૂરમ બઈરાન્ બરમ્
વગરૂ સૂએ દશ્તે દેલીરાન્ બરમ્
યકી કારૂવાને શુતુરૂ બા મનસ્ત્
ઝે પૂશીદની જામહો બરૂ નેશાસ્ત
હમ અઝ્ ગઉહરો અફૂસરો રન્ગો બૂય
ફરૂશન્દહ્ અમ મન્ ખરીદારૂ જૂય

તે પેહલવાનોને પેલા પેટારામાં બેસાડયા-પછી સધળો અસ્બાબ લાધીને ત્યાંથી ચાલવા માંડયું

પોતાના નામદારોમાંથી સરફરાઝ અને ખજર મારનારા વીસ જણાને

હોકમ કીધો કે "એ નામદારો વંજાર ઉપર ઊંટના સારવાન બને"

પોતે પગમાં જોડા પેહેરી શરીર ઉપર કામળ લપેટી-ગોહર, સોના ૩૧૭
અને રૂપાનો બોજો લઇ,

વેપારીઓની માફક તે સરદારે શેતાબ કિલ્લા તરફ ચાલવા માંડયું.

તે નામીચા કાફલા સાથે સરફરાઝ પેહલવાનો સારવાન તરીકે ચાલવા લાગ્યા

જ્યારે તે રૂઇનદેઝની નઝદીક પુગી ગયો-ત્યારે તેનાં ચાલાક ભેજાંમાં એવો વિચાર આવ્યો, કે વંજારની આગળ પોતે જાય.

જ્યારે તે કાફલામાંથી ઘંટના આવાઝ નીકળવા લાગ્યા-અને સારવાનો આગળ ચાલવા લાગ્યા,

ત્યારે તે કિલ્લામાના નામદારોને ખબર પડી-તેઓ ઘણીક ચર્ચા કરવા લાગ્યા

કે "એક વેપારી આવ્યો છે-તે એક દિરમે જે માલ વેચે છે તે એક દીનાર જેટલો હોય છે

ત્યાંના બુઝોર્ગો, ખરીદી કરનારા તેમજ બીજા નામદાર લોકો તેની આગળ આવવા લાગ્યા

દરેક જણે પેલા માલ ધણીને પૂછ્યુ-કે "આ સઘળા માલમાંથી અમોને કામ આવે તેવું શું શું છે?"

અસ્ફંદિયારે જવાબ દીધો કે "પહેલાં એક મરતબે તમારા પાદશાહના મુબારક કદનાં સારી રીતે દર્શન કરીશ,

અને તેને મારી શક્તિ પ્રમાણેનો માલ દેખાડીશ-અને જ્યારે તે હોકમ ૩૧૮
આપશે ત્યારેજ હું તમોને માલ દેખાડીશ"

એમ કહી તેણે પેલો ઊંટનો કાફલો ત્યાંજ રહેવા દઇને પોતે એકલો આગળ ચાલ્યો-કે "જોઇયે પોતાનું બાઝાર કેવુંક તેઝ બને છે?"

પાદશાહોને લાયકના ગોહરોથી ભરેલી એક જામ સાથે લીધી-અને તેને નેસાર કરવા માટે કેટલાક દીનાર પણ સાથે લીધા.

લાલ અને ફીરોઝા જડિત કેટલીક વીટીઓ-તેમજ એક ઘોડો અને દશ ચીનાઇ સીટીનના થાન લીધાં.

પેલી જામ ઉપર એક રેશમી કપડું ઢાંકયું-તે રેશમી કપડાના બન્ને પર ઉપર કસ્તુરી અને અબીર છાટેલી હતી.

પોતે પણ રેશમી કપડાંમાં બની ઠણીને-અર્જાસ્પની નઝદીક જવા માટે રાહ શોધી.

જ્યારે તે તખ્તની નઝદીક આવ્યો-ત્યારે તેણે ઝમીન ચૂમી અને તેને નમન કીધું.

જ્યારે તેની મુલાકાત થઇ ત્યારે પેલા દીનાર વધાવ્યા અને બોલ્યો-કે "પાદશાહો સાથ હમેશે ડહાપણુજ જોડાયલું હોજો!

ઓ પાદશાહ! હું એક વેપારી મર્દ છું-મારો બાપ તુર્ક હતો અને મા ઉમ્રાઓ ખાન્દાનની હતી.

હુ તુરાનથી ખરીદી કરૂં છું અને ઈરાન તરફ લઈ જાઉં છું-અને વળી ત્યાથી અરબસ્તાન લઇ જાઉં છુ.

મારી સાથે પેહેરવાનાં કપડાં અને ગલીચા સાથનો એક ઊંટનો ૩૧૯
કાફલો છે.

તેમજ ગોહર, તાજ અને અત્તર ખુશબો વગેરે પણ છે-હું વેપારી છું અને ખરીદદાર શોધતો ફરૂં છું.

બબીરૂને દેહ્ રખ્ત બુગ્ઝાશ્તમ
જહાન્ દરૂ પનાહે તો પેન્દાશ્તમ
અગરૂ રાય બીની તો ઈન્ કારૂવાન્
બદરૂવાઝએ દેહ્ કશદ સારૂવાન્
બબખ્તે તો અઝ હરૂ બદ ઈમન્ શવમ
બદીન્ સાયએ મેહ્રે તુ બેગ્નવમ
ચુનીન્ દાદ પાસોખ કે દેલ્ શાદ દારૂ
ઝે હરૂ બદ તને ખીશ આઝાદ દારૂ
નેયાઝારદત્ કસ બતૂરાન્ ઝમીન્
હમાન્ ગરૂ ગેરાઈ બમાચીનો ચીન્

બેફરમૂદ પસ તા સરાયે ફરાખ
બદેહ્ દરૂ યકી કલ્બહ્ દરૂ પીશે કાખ
બરૂઈનદેઝ અન્દરૂ મરૂ ઊરા દેહન્દ
હમહ્ બારશ અઝ દશ્ત બરૂ સરૂ નેહન્દ
બેસાઝદ બરાન્ કલ્બહ્ બાઝારગાહ્
બેદારદ મરૂ ઊરા હમ અન્દરૂ પનાહ્
૩૨૦ બેરફ્તન્દો સન્દૂકહારા બપોશ્ત
કશીદન્દો માહારે ઉશ્તુરૂ બમોશ્ત
યકી મર્દે બેખ્રદ બેપુર્સીદો ગોફ્ત
કે સન્દૂકરા ચીસ્ત અન્દરૂ નેહોફ્ત
કશાન્દહ્ બદૂ ગોફ્ત મા હુશે ખીશ
નેહાદીમ નાચારૂ બરૂ દૂશે ખીશ
યકી કલ્બહી સાખ્ત એસ્ફન્દેયારૂ
બેયારાસ્ત હમચૂન ગુલ્ અન્દરૂ બહારૂ
ઝે હરૂ સૂ ફેરાવાન્ ખરીદારૂ ખાસ્ત
બદાન્ કલ્બહ્ બરૂ તીઝ બાઝારૂ ખાસ્ત
બેબૂદ આન્ શબો બામદાહે પગાહ્
બએયવાન્ દરૂન્ શુદ બનઝદીકે શાહ્
ઝે દીનારો મુશ્કો ઝે પૂરોશ સે તખ્ત
હમી બોરૂદ પીશ અન્દરૂન્ નીકુબખ્ત
બેયામદ બેબૂસીદ રૂએ ઝમીન્
બરૂ અર્જાસ્પ બરૂ ખાન્દ ચન્દ આફ્રીન્
ચુનીન્ ગોફ્ત કીન્ બારો ઈન્ કારૂવાન્
હમી રાન્દમ્ તીઝ બા સારૂવાન્
બદૂ ચારહો અન્દરાન્ અફૂસરસ્ત
કે શાહે સરફૂરાઝરા દરૂખરસ્ત
૩૨૧ બેગૂયદ બગન્જૂરૂ તા ખાસ્તહ્
બેબીનદ હમહ્ કલ્બહ્ આરાસ્તહ્
અગરૂ દીધ શાયેસ્તહ્ બીનદ બગન્જ
બેયારદ હમાન્ આન્ નદારમ બરન્જ
પઝીરોફ્તન્ અઝ શહરૂયારે ઝમીન્
ઝે બાઝારગાન્ પૂઝેશો આફ્રીન્
બેખન્દીદ અર્જાસ્પ બેન્વાખ્તશ
ગેરાનમાયહ્ તરૂ જાયગહ્ સાખ્તશ
ચે નામી બદૂ ગોફ્ત ખરૂરાદ નામ
જહાનગરૂદ બાઝારીઓ શાદકામ
બખરૂશદ ગોફ્ત અય સરફૂરાઝ મરૂદ
બરન્જી હેગરૂ ગેર્દે પૂઝેશ મગરૂદ

હું મારો સઘળો અસબાબ રૂઇનદેઝની બાહેર રાખી આવ્યો છું-સઘળો દેશ તારી પનાહમાં છે (એટલે મને ધાસ્તી નથી).

અગરજો તું પરવાનગી આપે તો આ કાફલો-મારો સારવાન કિલ્લાના દરવાઝામાં હાંકી લાવે.

તારાં નસીબની મદદથી હું સઘળી ખરાબીમાંથી નચિન્ત બનીશ-અને તારી મેહરબાની ભર્યા સાયામાં કરારે ઊંઘાઇશ"

અર્જાસ્પે એવો જવાબ દીધો કે "તારૂં દિલ ખુશહાલ રાખ-અને કોઇબી જાતની બદીની ધાસ્તીથી તારૂં મન મોકળું રાખ

તને કોઇ પણ શખ્સ તુરાન ઝમીનમાં હયરાન નહીં કરશે-તેમજ જો તું માચીન અને ચીન જવાની ખાહેશ રાખશે તો ત્યાં પણ કોઇ તને હરકત કરશે નહીં"

પછી તેણે હોકમ કીધો કે "એક મોટું મકાન-અને કિલ્લામાં મેહલની પાસેજ એક મોટી વખાર,

આ રૂઈનદેઝની અંદર ખાસ તેને માટે આપે-અને તે મયદાનમાંથી તેનો સઘળો સામાન લઈ આવે.

કે જેથી તે વખારની અંદર તે પોતાનુ બાઝાર બનાવે-અને પોતાનો માલ પોતાનીજ પનાહમાં રાખે"

જેથી તે લોકો ગયા અને પેટીઓ પીઠ ઉપર ઉઠાવી ઊંટની નકેલ હાથમાં લઇને આવ્યા.

એક ડહાપણ ધરાવનાર શખ્સે પેલાઓને પૂછ્યું કે "આ પેટીઓમાં શું છે?"

તે પેટી ઊંચકનારા મજુરોએ કહ્યુ કે "અમારૂં ધ્યાન-અમારાં ખભાંના ભાર ઉપર છે (અમો કાંઇ બીજી વાતની ખબર રાખતા નથી)"

પછી અસફંદિયારે એક દુકાન માંડી-અને તેને બહારના ફૂલની માફક સણગારી.

ચો તરફથી ઘણાક ખરીદારો આવવા લાગ્યા-અને તે દુકાનમાં ઝબરી ધમાલ પડવા લાગી

અસફંદિયાર તે રાત ત્યાજ રહ્યો અને સવારના પોહોરમાં-પાદશાહની નઝદીક તેના મેહલમાં ગયો

તે નેકબખ્ત પેહલવાન પોતાની સાથે દીનાર, કસ્તુરી અને કપડાંના ત્રણ તાકા હદયા તરીકે લઈ ગયો

તેણે ત્યાં આવી ઝમીનને બોસો દઈ-અર્જાસ્પ ઉપર કેટલીક દુઆ કીધી,

અને એમ બોલ્યો કે "મે મારા ઊટવાળાઓ સાથે ઘણી ઉતાવળ કરીને કાફલો અને માલ અંદર લીધો છે

એ માલમાં તું સરફરાઝ શાહને લાયકનાં તાજ અને ઘરેણાં વગેરે છે

માટે તુ તારા ખઝાન્ચીને ફર્માવ કે તે મારી ગોઠવેલી દુકાન સઘળી જોય.

અને તારા ખઝાનાને લાયક જે કાંઇ જોય-તે લઈ આવે અને તેથીજ મને સન્તોષ મળશે

કારણકે દેશના પાદશાહનું કામ ભેટ લેવાનું છે-અને વેપારીનું કામ માફી ચાહવાનું અને દુઆ કરવાનું છે"

અર્જાસ્પ હસી પડયો અને તેને નવાઝયો-અને તેની જગ્યા વધારે મોભાદાર બનાવી

અને પૂછ્યું કે "તારૂં નામ શું છે?" અસફંદિયારે તેને કહ્યું કે "મારૂં નામ ખરરાદ છે-જે દેશોદેશ ફરનારો વેપારી છે અને પાંચ પૈસે ખુશહાલ છે."

તેણે ખરરાદને કહ્યું કે "ઓ સરફરાઝ મર્દ!-હવે ઓઝરખાહી દેખાડવાની તસ્દી ના લે.

ચે હરૂબાન્ નબાયદ તોરા બારૂ ખાસ્ત
બનઝદે મન્ બાય આનગહી કત હવાસ્ત
અઝાન્ પસ્ બેપુર્સીદશ અઝ રન્જે રાહ
અઝ ઈરાનો અઝ શાહો કારે સેપાહ
શુનીન્ દાદ પાસોખ કે મન્ માહે પન્જ
કશીદમ્ બરાહ અન્દરૂન્ દર્દો રન્જ
બદૂ ગોફ્ત કઝ કારે એસ્ફન્દેયારૂ
બઈરાન્ ખબરૂ ચીસ્ત વઝ કરૂગ્સારૂ
શુનીન્ દાદ પાસોખ કે અય નીકૂખૂય
સખુન્ રાન્દ હર કસી બારૂજૂય
યકી ગોફ્ત એસ્ફન્દેયારૂ અઝ પેદરૂ
પુરૂ આઝારૂ ગશ્તો બેપીચીદ સરૂ
દેગરૂ ગોફ્ત કૂ અઝ રહે હફ્તખાન્
સુએ રઝમે અર્જાસ્પ આમદ દમાન્
કે રઝમ આઝમાયદ બતૂરાન્ ઝમીન્
બેખાહદ બમર્દી ઝે અર્જાસ્પ કીન્
બેખન્દીદ અર્જાસ્પ ગોફ્ત ઈન્ સોખન્
નગૂયદ જહાનદીદહ મર્દે કોહન્
અગરૂ કર્ગસ આયદ સુએ હફ્તખાન્
મરા અહરમન્ ખાનો મર્દુમ મખાન્
ચુ બેશનીદ જન્ગી ઝમીન્ બૂસહ દાદ
બેયામદ ઝે અયવાને અર્જાસ્પ શાદ
દરે કલ્બહી નામવરૂ બાઝ કરદ
ઝે દાદો સેતદ દેઝ પુરૂ આવાઝ કરદ
હમી બૂદ અન્દી ખરીદો ફેરૂખ્ત
હમી ચશ્મે હરૂ કસ બરૂ બરૂ બેદૂખ્ત
ઝે દીનારૂગાન્ યક દેરમ નસ્તદી
હમી ઈન્ બશન્ આન્ બદીન્ બરૂ ઝદી

તારે દરબાન પાસે અંદર આવવાની પરવાનગી માંગવાની જરૂર નથી–પણ જ્યારે તને ગમે ત્યારે તું મારી પાસે આવ."

ત્યાર પછી તેને મુસાફરીની તકલીફ માટે તેમજ ઇરાન, ત્યાંના પાદશાહ અને લશ્કરની હાલત માટે પૂછ્યું.

ત્યારે તેણે જવાબ આપ્યો કે "મેં તો આજ પાંચ મહિના–મુસાફરીની મેહનત અને દુઃખમાંજ કાઢયા છે"

પાછું અર્જાસ્પે તેને કહ્યું કે "અસ્ફંદિયાર અને કર્ગસારનાં કામ માટેની કેવી ખબર છે?"

૩૨૨ તેણે એવો જવાબ દીધો કે "ઓ નેક ખસ્લતના પાદશાહ!–તેને માટે તો દરેક શખ્સ જેમ ગમે તેમ બોલે છે.

એક બોલતો હતો કે 'અસ્ફંદિયાર પોતાના બાપથી–દુઃખી થયો છે અને તેનાથી ના ફર્માન બન્યો છે,'

જ્યારે બીજો બોલતો હતો કે 'હફ્તખાનને રસ્તે અર્જાસ્પની સાથે લડવા માટે દોડતો જઈ લાગ્યો છે,

કે જેથી તે તુરાન ઝમીનમાં લડાઇ મચાવે–અને બહાદુરીથી અર્જાસ્પ ઉપર કીનો લે."

ત્યારે અર્જાસ્પ હસી પડયો અને બોલ્યો કે–"કોઇ અનુભવ મેળવેલો શખ્સ આવી વાત કદી પણ કરે નહીં.

અગરજો એક ગીધ પણ ઉડીને હફ્તખાનને રસ્તે આવી શકે–તો તું મને માણસ નહીં પણ એહરેમન તરીકે ગણજે."

જ્યારે લડાયક અસ્ફંદિયારે એવું સાંભળ્યું ત્યારે ઝમીનને બોસો દઇ–અર્જાસ્પના મેહલમાંથી ખુશહાલ પાછો ફર્યો.

તે નામવરે દુકાનના દરવાજા ખુલ્લા કીધા–અને આપ લે કરવાથી તે કિલ્લો ગડબડ ભર્યો બનાવી દીધો.

કેટલાક દિવસ સુધી તે લેણદેણ ચાલ્યું–અને દરેક શખ્સનું ધ્યાન તેની (અસ્ફંદિયારની) ઉપરજ લાગેલું હતું.

તે કીમતી માલના વેચાણનો એક પણ દિરમ લેતો ન હતો–અવેજને બદલે અવેજ આપીને વેપાર કરતો હતો.

## આમદને ખાહરાન્ નઝ્દે એસ્ફન્દેયારૂ વ શેનાખ્તનશ્.

ચુ ખુરશીદે તાબાન્ ઝે ગુમ્બદ બેગશ્ત
ખરીદારે બાઝારે વય દર ગુઝશ્ત
દુ ખાહરૂશ રફ્તન્દ અઝ અયવાન્ બકૂય
ઘેરીવાનો બરૂ કેત્ફહા બરૂ સબૂય
બનઝદીકે એસ્ફન્દેયારૂ આમદન્દ
ફરીદહ દેલો બાફસારૂ આમદન્દ
ચુ એસ્ફન્દેયારૂ આન્ શેગેફ્તી બદીદ
દો રોખ કરદ અઝ ખાહરાન્ નાપદીદ
શુદ અઝ કારે ઈશાન્ દેલશ પુરૂ ઝે બીમ
બપૂશીદ રોખ બાસ્તીને ગેલીમ
બેરફ્તન્દ હરૂ દૂ બનઝદીકે ઊય
ઝે દીદહ નેહાદહ બરોખ બરૂ દો જૂય
બખાહેશ ગેરેફ્તન્દ બીચારગાન્
અઝાન્ માયહવરૂ મર્દે બાઝારૂગાન્

## અસ્ફંદિયાર આગળ તેની બહેનોનું આવવું અને તેને ઓળખવું.

૩૨૩ જ્યારે ઝળકતો ખુરશેદ અસ્ત પામ્યો–અને તેના માલની ખરીદી કરનારા ચાલી ગયા,

ત્યારે તેની બન્ને બહેનો રડતી અને ખાંધ ઉપર પાણીના ઘડા મેલી મેહલમાંથી તે મોહલ્લામાં ગઇ.

તેણીઓ તુટેલાં દિલે અને લાચાર થયલી–અસ્ફંદિયારની નઝદીક આવી.

જ્યારે અસ્ફંદિયારે તે અજાયબી ભરેલો દેખાવ જોયો–ત્યારે તે બહેનો આગળથી પોતાનું મો છુપાવ્યું.

તેણીઓની હાલતથી તેનું દિલ ગભરાટ ભરેલું બન્યું–તેથી તેણે કામળની બાંયમાં મોં છુપાવી દીધું

તે બન્ને જણીઓ પોતાના ગાલ ઉપર આંખમાંથી આંસુની બે નદીઓ વરસાવતી અસ્ફંદિયાર આગળ ગઇ.

તે બીચારીઓ પેલા ધનવાન વેપારી મર્દ પાસેથી કાંઇક જાણવાની ખાહેશ કરવા લાગી.

હોમાયશ ચુનીન્ ગોફ્ત કય સારૂવાન્
નુખોસ્ત અઝ કુજા રાન્દઈ કારૂવાન્
કે રૂઝો શબાન્ બરૂ તો ફર્ખન્દહ બાદ
હમહ મેહ્તરશાન્ પીશે તૂ બન્દહ બાદ
બઈરાન્ ઝે ગુશતાસ્પો એસ્ફન્દેયારૂ
ચે આગાહી અસ્ત અય ગવે નામદારૂ
૩૨૪ બદીન્સાન્ દો દોખ્તે યકી પાદ્શા
અસીરીમ દરૂ દસ્તે નાપારૂસા
બરહ્નહ સરો પાયો દૂશ આબ્ કશ
પેદરૂ શાદ્માન રૂઝો શબ્ ખોફ્તહ ખશ
બરહ્નહ દવાન્ સરૂ બરે અન્જુમન
ખુનુક આન્ કે પૂશદ તનશ અઝ કફન
બગેર્યીમ ચૂનીન્ બખૂનીન્ સેરેશ્ક
તો બાશી બદીન્ દર્દે મારા પેઝેશ્ક
ગરૂ આગાહી અઝ શાહો વઝ શહરે મા
બરીન્ બૂમ તર્યાક શુદ ઝહરે મા
યકી બાન્ગ્ બરૂ ઝદ બઝીરે ગેલીમ
કે લર્ઝાન્ શુદન્દ આન્ દો દોખ્તરૂ ઝે બીમ
કે એસ્ફન્દેયારૂ અઝ બુનહ ખુદ મબાદ
ન આન્ કસ બગીતી કઝૂ હસ્ત શાદ
ન ગુશતાસ્પ આન્ શાહે બીદાદગરૂ
કે ચૂન ઊ મબીનાદ તાજો કમરૂ
ન બીનીદ કીદરૂ ફરૂશન્દહ અમ
ઝે બહરે ખુરે ખીશ કૂશન્દહ અમ
ચુ આવાઝ બેશ્નીદ ફરૂરોખ હોમાય
બેદાનેસ્તો આમદ દેલશ બાઝ જાય
૩૨૫ ચુ ખાહરૂ બેદાનેસ્ત આવાઝે ઊય
બેપૂશીદ બરૂ ખીશતન્ રાઝે ઊય
ચુનાન્ ખસ્તહ દેલ પીશે ઊ દરૂ બેમાન્દ
સેરેશ્ક અઝ દો દીદહ બરોખ બરૂ ફેશાન્દ
હમહ રૂય પુરૂ ખાકો પાયશ બખાક
ઝે અર્જાસ્પ જાનશ પુરૂ અઝ તર્સો બાક
બેદાનેસ્ત જન્ગ્આવરે પાક રાય
કે ઊરા હમી બાઝ દાનદ હોમાય
સબુક રૂય બુકુશાદો દીદહ પુરૂ આબ્
પુરૂ અઝ ખૂન દેલો ચેહરહ ચૂન આફ્તાબ્
ઝે કારે જહાન્ માન્દ અન્દરૂ શેગેફ્ત
દેઝમ ગશ્તો લબ્રા બદન્દાન્ ગેરેફ્ત
બદીશાન્ ચુનીન્ ગોફ્ત કીન્ રૂઝે ચન્દ
બેબન્દીદ હરૂદ લબાન્રા બબન્દ
કે ઈદરૂ મન્ અઝ બહરે જન્ગ્ આમદમ
બરન્જ અઝ પય નામો નન્ગ્ આમદમ
કસીરા કે દોખ્તરૂ બુવદ આબ્ કશ
કે આયદ વરા દરૂ જહાન્ ખાબે ખશ
પેદરૂ આસ્માન્ બાદો માદરૂ ઝમીન્
નખાનમ બરાન્ ફરૂગારૂ આફ્રીન્
૩૨૬ પસ અઝ કલ્બહ બરૂખાસ્ત મર્દે જવાન્
બનઝદીકે અર્જાસ્પ આમદ દવાન્
ચુનીન્ ગોફ્ત કય શાહ ફરૂખન્દહ બાશ
જહાન્દારૂ તા જાવેદાન્ ઝન્દહ બાશ

હોમાએ તેને એવી રીતે કહ્યું કે "એ કાફલાના વડા સારવાન!-તેં પહેલા તારો કાફલો કઇ જગ્યાએથી ઉપાડયો?

સઘળા દિવસો અને રાત તારી ઉપર મુબારક થજો!-સઘળા મોટાઓ તારી નઝદીક તાબેદાર બનજો!

એ નામદાર પેહલવાન! ઈરાનમાં ગુશ્તાસ્પ અને અસ્ફંદિયારની કેવી ખબર?

એક પાદશાહની અમો બન્ને બેટીઓ એવી રીતે આ નાપાકના હાથમા કયદ પડેલી છિયે.

ઉઘાડે માથે અને ઉઘાડે પગે ખાંધ ઉપર બેડાં મેલી પાણી ભર્યે છિયે-અને બાપ તો રાત દહાડો ખુશહાલ મીઠી ઊંઘમાં પડેલો છે.

અમો લોકો આગળ ઊઘાડાં ફરતા ફર્યે છિયે-માટે જો અમારાં શરીર કફનથી ઢંકાય તો તે ભલું કહેવાય.

અમો એવી રીતે લોહીનાં આંસુ રડયે છિયે-માટે તું અમારાં આ દર્દનો વૈદ બન

જો તું અમારા પાદશાહ અને અમારા શેહરની કાંઈ ખબર આપે-તો આ મુલકમાં અમારાં આ ઝેહરનો એલાજ થઈ પડે."

ત્યારે અસ્ફંદિયારે કામળની નીચેથી એક પોકાર માર્યો-કે જેથી તે બન્ને છોકરીઓ ધાસ્તીથી ધ્રુજવા પડી,

કે "અસ્ફંદિયાર અને જે કોઇ અસ્ફંદિયારથી ખુશી હોય તે સર્વ બેખ અને બુન્યાદથી ઉખડી જજો!

તેમજ પેલો ઝુલ્મગાર શાહ ગુશ્તાસ્પ-કે તેના જેવો એક પાદશાહ તાજ અને કમરબંદ કદી જોતોજ ના!

શું તમો લોકો જોતાં નથી કે અહીં હું એક વેપારી તરીકે આવેલો છું-અને પોતાનાં ગુજરાનને માટે મેહનત કરૂ છું?"

જ્યારે મુબારક હોમાય તેનો આવાઝ સાંભળ્યો-ત્યારે તેને ઓળખ્યો અને તેની ધાસ્તી દૂર થઈ

જ્યારે તેની બહેને તેનો સાદ ઓળખ્યો-ત્યારે તે વખતે તો તે ભેદ પોતાનાં મનમાંજ છૂપાવી રાખ્યો,

અને જેમ ઝખ્મી દિલની હતી તેમજ તેની સામે ઉભી રહી-અને બન્ને આખમાંથી પોતાના મોં ઉપર આંસુ વરસાવવા લાગી.

તેણીનો ચેહરો અને પગ ખાકથી ભરાઇ ગયા હતા-અને તેણીનો જીવ અર્જાસ્પથી બીક અને ધાસ્તી ભરેલો હતો

એની ગમ પાક વિચારનો જંગી અસ્ફંદિયાર પણ સમજી ગયો-કે "હોમાએ તેને ઓળખી લીધો છે"

ત્યારે તેણે તુરત આંસુ ભરી આંખે અને ખૂન ભરેલા દિલે પોતાનો આફતાબ જેવો ચેહરો ખુલ્લો કરી નાખ્યો

તે દુન્યાનાં આવાં કામોથી અજબ રહ્યો-અને દિલગીર બની પોતાના હોથ દાતમાં પકડયા

પછી તેણે તેણીઓને એમ કહ્યું કે "થોડાક દિવસ તો-તમો બન્ને જણીઓ તમારા હોથ બંદ રાખજો

કારણકે હું અહીં લડાઇને માટે આવ્યો છું-તેમજ રંજ ખેચીને નામના મેળવવા આવ્યો છું

જેની દીકરીઓ કે પાણી ભરનારી બની હોય-તેના બાપને જેહાનમાં મીઠી ઊઘ તે કયાંથી આવે?

એવીઓનો બાપ આસ્માન બનજો અને ઝમીન માતા થજો!-તેવાં નસીબ ઉપર હું દુઆ કરી શકતો નથી"

પછી તે જવાન મરદ પેલી દુકાનમાંથી નીકળી-ઉતાવળે અર્જાસ્પની નઝદીક આવ્યો.

અને એમ બોલ્યો કે "એ શાહ તું મુબારક રહેજો!-દેશની સંભાળ કરનાર જાવેદાન સૂધી જીવતો રહેજો!

ચકી અઝ્ દર્યા દર્ આન્ રાહ્ બૂદ
કે બાઝારૂગાન્ ઝાન્ ન આગાહ્ બૂદ
ઝે દર્યા બર્ આમદ્ ચકી અઝ્દહાદ
કે મલ્લાહ્ ગોફ્ત આન્ નદારમ્ બયાદ
બકશ્તી હમહ્ ઝારો ગેર્યાન્ શુદીમ
ઝે જાનો તને ખીશ્ બેર્યાન્ શુદીમ
પઝીરોફ્તમ્ અઝ્ દાદ્ગર્ યક્ ખોદાય
કે ગર્ મન્ રસમ્ ઝેન્દહ્ ઝીદર્ બજાય
ચકી બઝ્મ સાઝમ બહર્ કેશ્વરી
કે બાશદ્ બરાન્ કેશ્વર્ અન્દર્ સરી
હમહ્ શાદ્ ખાનમ્ બમેહમાને ખીશ્
હજીનહ્ કુનમ્ નઝ્દ્ શાન્ જાને ખીશ્
બખાહન્દહ્ બખ્શમ્ કમો બીશ્ રા
ગેરામી કુનમ્ મર્દે દર્વીશ્ રા
કુનૂન્ શાહ્ મારા ગેરામી કુનદ્
બદીન્ ખાહેશ્ એમ્રૂઝ્ નામી કુનદ્
ઝે લશ્કર્ સરફ્રાઝ્ ચન્દાન કે અન્દ્
બનઝ્દીકે શાહે જહાન્ અર્જમન્દ્
ચુનીન્ ખાહમ્ અક્નૂન્ કે મેહમાન્ કુનમ્
વઝીન્ ખાહેશ્ આરામેરો જાન્ કુનમ્
ચુ અર્જાસ્પ બેશ્નીદ્ અઝ્ શાદ્ ગશ્ત
સરે મર્દે નાદાન્ પુર્ અઝ્ બાદ્ ગશ્ત
બેફ્રમૂદ્ કાન્ કૂ ગેરામી તરસ્ત
બદીન્ લશ્કર્ એમ્રૂઝ્ નામી તરસ્ત
બઅયવાને ખરૂરાદ્ મેહમાન્ શવીદ્
વગર્ મય દેહદ્ પાક્ મસ્તાન્ શવીદ્
બદ્ ગોફ્ત શાહા ગવા બેદાદા
જહાન્દારો બર્ મૂબેદાન્ સુબદા
મરા ખાનહ્ તન્ગસ્તો કાખે બલન્દ્
બરીન્ બારએ દેઝ્ શવીમ અર્જમન્દ્

દરે માહે દય આમદ્ આતશ્ કુનમ્
દેલે નામ્દારાન્ બમય ખશ્ કુનમ્
બદ્ ગોફ્ત અઝાન્ રાહ્ રવ કત હવાસ્ત
બકાખ્ અન્દરૂન્ મીઝ્બાન્ પાદ્શાસ્ત
બેયામદ્ દમાન્ પહ્લવાન્ શાદ્કામ
બર્ આવર્દ્ હીઝમ્ ફેરાવાન્ બબામ
બકોશતન્દ્ અસ્પાનો ચન્દી બરહ્
કશીદન્દ્ બર્ બામે દેઝ્ યક્સરહ્
ઝે હીઝમ્ કે બર્ બારએ દેઝ્ કશીદ્
શુદ્ અઝ્ દૂદ્ રૂએ હવા નાપદીદ્
મય આવર્દ્ ચૂન્ અન્દકી ખુર્દહ્ શુદ્
ગુસારન્દએ મય વરા બન્દહ્ શુદ્
હમહ્ નામ્દારાન્ બેરફ્તન્દ્ મસ્ત
ઝે મસ્તી હમહ્ શાખે નરૂગેસ્ બદસ્ત

શબ્ આમદ્ ચકી આતેશી બર્ ફેરૂખ્ત
કે તફ્ફશ હમી આસ્માનરા બેસૂખ્ત

મારી મુસાફરી દરમેયાન મને એક ઊંડો દર્યો મળ્યો-કે જેથી કોઇ પણ વેપારી વાકેફ ન હતો

તે દર્યામાંથી એક વંટોળિયો નીકળી આવ્યો-કે જે જોઇ નાખોદો બોલ્યો કે 'એવું તોફાન જોયલાની મને યાદ પણ નથી.'

અમો સઘળા વહાણમાં ઝારી કરવા અને રડવા લાગ્યા-અને પોતાના જાન અને તનનો બળાપો કરવા લાગ્યા

તેજ વખત મેં એકલા એક દાદગર ખોદાતાલા આગળ કબૂલાત લીધી-કે 'જો હું અહીંથી બચી જીવતો કોઇ પણ જગ્યાએ પુગીશ,

તો કોઇ પણ પાદશાહના રાજઅમલના કોઈ પણ મુલકમાં સલામત પુગી જઈશ, ત્યાં એક મોટી ઝેયાફત આપીશ.

સઘળાને ખુશહાલી સાથ મારા મેહમાન તરીકે તેડીશ-અને તેઓ આગળ મારો જાન પણ કુર્બાન કરીશ.

દરેક હાજતમંદોને વધતું ઓછુ બક્ષેશ કરીશ-અને ગરીબ માણસોને તવંગર બનાવીશ.'

હવે તું પાદશાહ મને એટલી આબરૂ આપે-અને આ મારી માગણી આજ દીને કબૂલ રાખે.

-વળી તારાં લશ્કરમાંના કેટલાક સરફરાઝો કે જેઓ તું જેહાનના ૩૨૭
પાદશાહની નઝદીક ઘણા માન પામેલા છે,

તેઓને પણ મારા મેહમાન બનાઉ એવી હવડાં મારી ખાહેશ છે-અને એ ખાહેશ પાર પાડીને મારા જીવને ખુશહાલ બનાઉં."

જ્યારે અર્જાસ્પે એવું સાંભળ્યું ત્યારે તે તેનાથી ખુશી થયો-અને તે બેવકૂફ મર્દનું સર મગરૂરીથી ભરાઈ ગયું.

અને હોકમ કીધો કે "જે કોઈ ઊંચી પદવી ધરાવતો હોય-અને આપણાં લશ્કરમાં આજે જેણે વધારે મોટું નામ મેળવેલું હોય,

તેઓ સઘળા ખરરાદનાં મકાને મેહમાન તરીકે જાય-અને જો તે મય પીવા આપે તો તે પીને ખૂબ મસ્ત બની જાય,"

અસ્ફંદિયારે તેને કહ્યુ કે "ઓ દાનેશમંદ પાદશાહ!-ઓ દુન્યાના રક્ષક અને સર્વથી ડાહ્યા અને અકલમંદ સરદાર!

મારા ઉતારાની જગ્યા નાની છે અને તારો મેહલ ઘણો બુલંદ છે (એટલે નહીં મારી જગ્યાએ ઝેયાફત અપાય કે નહીં તારા બુલંદ મેહલમાં મારા જેવા ગરીબથી અપાય)-માટે આ કિલ્લાની અગાસી ઉપર ઝેયાફત આપવાની પર્વાનગીની મેહરબાની કર

દય મહિનો બેસી ચૂકયો છે માટે આતશ સળગાવીશ-અને નામદારોના જીવને મય આપી ખુશ કરીશ"

અર્જાસ્પે તેને કહ્યું કે "જેમ તને ગમે તેમ કર-મારા મેહલમાં તું મેઝબાન પાદશાહ જેટલી સત્તા ધરાવે છે."

હવે તે પેહલવાન ખુશહાલ થતો દોડતો પાછો આવ્યો-અને પેલા કિલ્લાની અગાસી ઉપર પુષ્કળ લાકડાં ભેગાં કર્યાં,

અને ઘોડા તેમજ થોડાંક ગોસપદોને ઝબેહ કરાવીને-તે પણ કિલ્લાની ૩૨૮
અગાસી ઉપર લઈ જવામાં આવ્યાં

જે બળતણુ કે દેઝની અગાસી ઉપર લઇ જવામાં આવ્યાં તેના ધૂમાડાથી હવા કાળી પડી ગઈ

તે દારૂ લાવ્યો અને જ્યારે થોડોક પીવાયો-કે તે પીનારાઓ તેના (અસ્ફંદિયારના) ગોલામ જેવા બની ગયા.

સઘળા નામદારો દારૂ પીને મસ્ત બની ગયા-અને તે મસ્તીમાં નર્ગેસના ફૂલની એકેક ડાંખલી હાથમાં લીધી (એટલે ભયને વખતે હાથમાં તલવાર પકડવાને બદલે ફૂલ પકડયાં હતાં).

હવે રાત પડી અને એક મઝબૂત આતશ સળગાવ્યો-કે જેની ગર્મીથી આસ્માન પણ બળી જવા લાગ્યું.

## ગેરેફ્તને એસ્ફન્દેયાર્ રૂઈન્દેઝ્રા વ કોશતને અર્જાસ્પ્.

——:૦:——

ચુ અઝ્ દીદ્ગહ્ દીદહ્બાન્ બેન્ગરીદ
બશાબ્ આતેશો રૂઝ્ ધુરૂ દુદ દીદ
જે બ્યાઈ કે ખુદ શાહ્માન્ બાઝ્ ગશ્ત
તો ગોફ્તી કે બા બાદ અમ્બાઝ્ ગશ્ત
ચુ અઝ્ રાહ્ નઝ્દે પેશૂતન્ રસીદ
બેગોફ્ત આન્ચે અઝ્ આતેશો દુદ દીદ
પેશૂતન્ ચુનીન્ ગોફ્ત કઝ્ પીલો શીરૂ
બમર્દી ફેઝૂનસ્ત ગોર્દે દલીરૂ
કે ચશ્મે બદાન્ અઝ્ તનશ દૂર બાદ
હમહ્ રૂઝ્ગારાન્ અઝૂ સૂર બાદ
૩૨૯ બેઝદ નાએ સર્ઘીનો રૂઇનહ્ ખુમ
બરૂ આમદ જે દરૂ નાલએ ગાવદુમ
જે હામૂન બરૂ આમદ ઝુએ હેઝ્ સેપાહ્
શુદ અઝ્ ગરૂદ ખુરશીદે તાબાન્ સેયાહ્
હમહ્ ઝીરે ખફ્તાનો ખૂદ અન્દરૂન્
હમી અઝ્ જેગરૂ શાન્ બેજૂશીદ ખૂન્
બદેઝ્ ચૂન્ ખબરૂ શુદ કે આમદ સેપાહ્
જહાન્ નીસ્ત પયદા જે ગર્દે સેયાહ્
હમહ્ દેઝ્ પુરૂ અઝ્ નામે એસ્ફન્દેયારૂ
દેરખ્તે બલા હન્ઝલ આવરૂદ બારૂ
બેપૂશીદ અર્જાસ્પ ખફ્તાને જન્ગ્
બેમાલીદ બરૂ ચન્ગ્ બેસ્યારૂ ચન્ગ્
બેફરૂમૂદ તા કોહ્રમે શીરગીરૂ
બરદ લશ્કરો ગોર્ઝો શમ્શીરો તીરૂ
બતર્ખાન ચુનીન્ ગોફ્ત કય સરૂફરાઝ્
બેરવ્ તીઝ્ બા લશ્કરે રઝ્મ સાઝ્
બેબરૂ નામદારાને દેઝ્ દહ્ હઝારૂ
હમહ્ રઝ્મ જૂયાનો ખન્જરૂ ગુઝારૂ
નેગહ્ કુન કે ઈન્ જન્ગજૂયાન્ કે અન્દ
વઝીન્ તાખ્તન્ સાખ્તન્ બરૂ ચે અન્દ
૩૩૦ સરફરાઝ્ તર્ખાન્ બેયામદ દવાન્
બદીન્ રૂએ દેઝ્ બા યકી તર્જુમાન્
સેપહ્ દીદ બા જઉશનો સાઝે જન્ગ્
દેરફ્શી સેયહ્ પયકરે ઊ પલન્ગ્
સેપહ્કશ પેશૂતન્ બકલ્બ્ અન્દરૂન્
સેપાહશ હમહ્ દસ્ત શુસ્તહ્ બખૂન્
બચન્ગ્ અન્દરૂન્ ગોર્ઝે એસ્ફન્દેયારૂ
બઝીરૂ અન્દરૂન્ બારએ નામદારૂ
બોઝ્ એસ્ફન્દેયારે તહમશ નમાન્દ
કસ ઊરા બોઝ્ અઝ્ શાહે ઇરાન્ નખાન્દ
સેપહ્ મયમનહ્ મયસરહ્ બરૂ કશીદ
ચુનાન્ શુદ કે કસ રૂઝે રઉશન્ નદીદ
જે ઝખ્મે સનાન્હાએ અલ્માસ ચૂન્
તો ગોફ્તી હમી બાદ અઝ્ અબ્ર ખૂન્

## અસ્ફંદિયારનું રૂઈનદેઝ જીતી લેવું અને અર્જાસ્પને મારી નાખવું.

——:૦:——

જ્યારે ટેકડી ઉપરથી ચોકીબાને દિવસને વખતે ધુમાડો જોયો અને રાતને વખતે આતશ સળગેલો જોયો,

ત્યારે જે જગ્યાએ કે પોતે હતો ત્યાંથી ખુશહાલ પાછો ફર્યો-તું કહે ગોયા તે પવનનોજ ભાગ્યો બન્યો

જ્યારે તે પેશૂતનની નઝદીક આવી પુગ્યો-ત્યારે તેણે તે આતશ અને ધુમાડા માટે જે કાંઇ જોયું હતું તે કહ્યું

જેથી પેશૂતન એ પ્રમાણે બોલ્યો કે "હાથી અને સિંહ કરતાં પણ-બહાદુર પેહલવાન અસ્ફંદિયાર મર્દીમાં વધારે છે

તેનાં તન ઉપરથી બૂરાઓની નઝર દૂર હોજો!-તેના સઘળા દિવસો ખુશહાલી ભર્યા પસાર થજો!"

પછી તેણે કરનાય, સરનાઇ અને કાંસાંનું નગારૂં વગડાવ્યું-તેની છાવણીમાંથી રણસીંગડાંના પોકાર નીકળ્યા

તે મયદાનમાંથી તેનું લશ્કર પેલા કિલ્લા તરફ ચાલ્યું-જેની ધુળથી ઝળકાટ ભરેલો આફતાબ પણ ઢંકાઈ ગયો

સઘળાઓ બખ્તર અને લોઢાંની ટોપીમાં સજ થયલા હતા-તેઓનાં જીગરમાથી લોહી ઉકળતું હતું.

જ્યારે કિલ્લામાં ખબર થઇ કે "એક લશ્કર આવી લાગ્યું છે-અને તેની સીઆહ ધુળથી જેહાન પણ દેખાતી બંદ પડી ગઇ છે,

અને સઘળો કિલ્લો અસ્ફંદિયારના નામથીજ ભરાઇ ગયો છે-અને આફતનાં ઝાડે કડવાં ફળ આપ્યાં છે,"

ત્યારે અર્જાસ્પે લડાઇનું બખ્તર પેહેર્યું-અને હાથ ઉપર હાથ ઘસવા લાગ્યો.

તેણે હોકમ કીધો કે "સિંહ પકડનારો કોહરમ-ગોર્ઝ, તલવાર અને તીરો સાથનું લશ્કર તેની સામે લઇ જાય"

પછી તેણે તરખાનને એમ કહ્યું કે "ઓ સરફરાઝ!-તું એક લડાઈ કરનારાં લશ્કર સાથ ઉતાબી કરતો જા.

તું આ કિલ્લામાના દશ હઝાર નામદારો જે લડાઇ શોધનારા અને ખંજર મારનારા છે તેઓને લઇને જા.

અને જો કે એ લડાયકો કોણ છે?-અને આ ચઢાઇ લાવવામાં તેઓની મતલબ શું છે?"

ત્યારે સરફરાઝ તરખાન એક ભોમિયા સાથ કિલ્લાની પેલી તરફ દોડતો કે ગયો.

તેણે બખ્તર અને લડાઈના અસબાબ સાથનું એક લશ્કર જોયું-તેમજ એક ચિત્તાની સુરતનો કાળો ઝુંડો જોયો

લશ્કરનો સરદાર પેશૂતન કલ્બગાહમાં હતો-તેનાં તમામ લશ્કરે લોહી થીજ પોતાના હાથ ધોયલા હતા.

તેના હાથમાં અસ્ફંદિયારનો ગુર્ઝ હતો-અને તેની રાન નીચે તેજ નામદારનો ઘોડો હતો

જેથી તે તેહમ્તન અસ્ફંદિયાર જેવોજ લાગતો હતો-અને કોઈ તેને ઈરાનના શાહ સિવાય બીજી રીતે બોલાવતું નહીં હતું.

હવે બન્ને લશ્કરે ડાબા જમણી સફ ખેંચી-જેથી એવો દેખાવ થયો કે કોઇયે રોશન રોઝ પણ જોયો નહીં.

અલ્માસને રંગના ભાલાઓના ઝખ્મથી-એવું લાગતું કે જાણે વાદળ માંથી લોહી વરસે છે.

બજન્ગ્ અન્દર્ આમદ્ સેપાહ્ અઝ્ દો રૂય
હરાન્ કસ્ કે બુદ્ ગોર્દે પર્ખાશજૂય
બેશુદ્ તીઝ્ નૂશઆઝરે તીઘ્ઝન્
હમી ખાસ્ત્ પર્ખાશ્ અઝાન્ અન્જુમન્
બેયામદ્ સર્ફરાઝ્ તર્ખાન્ બરશ્
કે અઝ્ તન્ બખાક્ અન્દર્ આરદ્ સરશ્
ચુ નૂશઆઝર્ ઊરા બહામૂન્ બેદીદ્
બેઝદ્ દસ્તો તીઘ્ અઝ્ મેયાન્ બર્ કશીદ્
કમર્ગાહે તર્ખાન્ બદૂ નીમ કરદ્
દેલે કોહરમ અઝ્ દરદ્ પુર્ બીમ કરદ્
ચુનીન્ હમ બકલ્બે સેપહ્ હમ્લહ્ બોર્દ્
બુઝોર્ગશ્ ચકી બૂદ્ બા મર્દે ખોર્દ્
બદાન્ સાન્ દો લશ્કર્ બહમ બર્ શેકસ્ત
ઝે ગર્દે સેપહ્ બર્ હવા અબ્ર્ બસ્ત
સર્ફરાઝ્ કોહરમ સુએ દેઝ્ બેરફ્ત
ગુરીઝાન્ ઝે લશ્કર્ હમી રફ્ત તફ્ત
ચુનીન્ ગોફ્ત કોહરમ બપીશે પેદર્
કે અય નામવર્ શાહે ખુર્શીદ્ ફર્
અઝ્ ઈરાન્ બેયામદ્ સેપાહી બુઝોર્ગ્
બપીશ્ અન્દરૂન્ નામદારી સુતોર્ગ્
બબાલાએ એસ્ફન્દેયારસ્તો બસ
બદીન્ દેઝ્ નેયામદ્ ચુનૂ નીઝ્ કસ
હમાન્ નીઝહ્ દર્ જન્ગ્ દારદ્ બચન્ગ્
કે દર્ ગુમ્બદાન્ દેઝ્ તો દીદી બજન્ગ્
ઘમી શુદ્ દેલ્ અર્જાસ્પરા ઝાન્ સોખન્
કે નવ્ શુદ્ દેગર્ બારહ્ કીને કોહન્
બતુર્કાન્ હમી ગોફ્ત બીરૂન્ શવીદ્
ઝે દેઝ્ ચકુસરહ્ સૂએ હામૂન્ શવીદ્
હમહ્ લશ્કર્ અન્દર્ મેયાન્ આવરીદ્
ખોરૂશે હેઝબ્રે ઝેયાન્ આવરીદ્
ચકી ઝેન્દહ્ ઝીશાન્ મમાનીદ્ નીઝ્
કસી નામે ઈરાન્ મખાનીદ્ નીઝ્
હમહ્ લશ્કરે દેઝ્ બરાહ્ આમદન્દ્
જેગર્ ખસ્તહો કીનહ્ખાહ્ આમદન્દ્
ચુ તારીક્ તર્ શુદ્ શબ્ એસ્ફન્દેયાર્
બેપૂશીદ્ નવ્ જામએ કાર્ઝાર્
સરે બન્દે સન્દૂક્હા બર્ કુશાદ્
ચકી તા બશાન્ બસ્તગાન્ જસ્ત બાદ્
કબાબો ખુરેશ દાદો નૂશીદની
હમાન્ આલતે જન્ગો પૂશીદની
ચુ નાન્ ખુર્દહ્ શુદ્ હર્ ચકીરા સે જામ
મય આવર્દ ગશ્તન્દ્ અઝાન્ શાદ્કામ
હમી ગોફ્ત કેમ્ શબ્ શબી પુર્ બલાસ્ત
અગર્ નામ ગીરીમ અઝ્ ઈદર્ સઝાસ્ત
બકૂશીદો કેર્દારે મર્દાન્ કુનીદ્
પનાહ્ અઝ્ બલાહા બયઝ્દાન્ કુનીદ્
અઝાન્ પસ્ ચલાન્રા બસેહ્ બહરહ્ કર્દ્
હરાન્ કસ્ કે બોસ્તન્દ્ નન્ગો નબર્દ્
ચકી બહરહ્ ઝીશાન્ મેયાને હેસાર્
કે બાયન્દ્ બા હર્ કસી કાર્ઝાર્

બન્ને તરફનાં લશ્કર લડાઈમાં ઉતર્યાં-તેમજ જે કોઈ કે લડાયક પેહલ-
વાનો હતા તેઓ પણ લડાઇમાં ઉતર્યાં.
પહેલો તલવારનો મારનાર નૂશઆઝર શેતાબ બાહેર પડયો-અને તે
લશ્કરમાંથી કોઈ સાથ પણ લડાઇ માંગવા લાગ્યો.
તેજ વખત સરફરાઝ તરખાન તેની સામે આવ્યો-કે "નૂશઆઝરનાં
બદન ઉપરથી તેનું સર ખાકમાં નાખે."
જ્યારે નૂશઆઝરે તેને મયદાનમાં જોયો-ત્યારે તેણે તલવાર ઉપર ૩૩૧
હાથ નાખી મેયાનમાંથી બાહેર કાઢી,
તરખાનની કમરગાહના બે ટૂકડા કરી નાખ્યા-અને તેમ કરી કોહ
રમનું દિલ દુઃખથી ધાસ્તી ભરેલું કીધું.
તેજ પ્રમાણે તેણે તૂરાની લશ્કરના વચલા ભાગ ઉપર હમ્લો કીધો-
તેને મનથી નાનો કે મોટો લડવૈયો સરખોજ હતો.
એવી રીતે બન્ને લશ્કરો એકમેક સાથે લડવા લાગ્યાં-જેની ધૂળથી
હવા ઉપર એક વાદળ બધાયું.
હવે સરફરાઝ કોહરમ લશ્કરમાંથી નાસવા લાગ્યો અને કિલ્લા
તરફ ગયો
અને બાપની આગળ એ પ્રમાણે બોલ્યો-કે "ઓ ખોરશેદ જેવા
દબદબાના નામવર પાદશાહ!
ઈરાનથી એક મોટું લશ્કર આવ્યું છે-જેઓનો સરદાર એક નામદારી
ભરેલો બહાદુર છે.
કદમાં તો બસ અસ્ફંદિયારજ છે-એવો તો કોઈ પણ શખ્સ આ
કિલ્લામાં આવ્યો નથી
તેમજ જે નેઝો કે દેઝે ગુમ્બદાનની લડાઇમાં તેં તેના હાથમાં જોયો
હતો તેજ નેઝો આ લડાઇમાં તેના હાથમાં છે."
આ વાત સાંભળી અર્જાસ્પનું દિલ ગમગીન બન્યું-કે "બીજી મર
તબે જૂનો કીનો પાછો નવો થયો"
પછી તેણે તુર્કીઓને હોકમ આપ્યો કે "તમો સઘળાઓ આ કિલ્લા- ૩૩૨
માંથી બાહેર પડી મયદાનમાં જાઓ.
અને દુશ્મનનું સઘળુ લશ્કર તમારી વચ્ચે ઘેરી લેઓ-અને મસ્ત
ચિત્તાની મિસાલ પોકાર ઉઠાવો.
તેઓમાંથી એક જણને પણ જીવતો રાખતા-અને ફરીથી કોઈ ઈરા-
નનું નામ પણ લેતા ના"
તે ઉપરથી રૂઈનદેઝમાંનું સઘળું લશ્કર રસ્તે પડયું-અને ઝખ્મી
જીગરે કીનો લેવા આવ્યુ
જ્યારે રાત વધારે અંધારી થઈ ત્યારે અસ્ફંદિયારે-નવેસરથી લડાઇનો
પોશાક પેહેર્યો
તેણે પેટીઓનાં ફાળકાં ઉઘાડી નાખ્યાં-કે જેથી તે પેટીઓમાં બંધ
કીધેલા લડવૈયાઓને જરા હવા ખાવાનો વખત મળે.
તેઓને ભુંજેલું ગોશ્ત તેમજ ખાવાનું અને પાણી આપ્યું-વળી
લઢાઈમાં પેહેરવાનાં કપડાં અને હથિયાર પણ લાવી આપ્યાં.
જ્યારે તેઓ ખાણું ખાઈ રહ્યા ત્યારે દરેક જણા માટે ત્રણ ત્રણ
જામ-મયની લાવવામાં આવી તેથી સઘળાઓ ખુશહાલ બન્યા.
હવે અસ્ફંદિયાર એમ બોલવા લાગ્યો કે "આજની રાત એક આફત
ભરેલી રાત છે-તેથી અગરજો આપણે અહીં નામ કાઢયે તો તે લાયક ગણાશે.
તમો કોશેશ કરજો અને બહાદુર લોકોની માફક લડાઇ કરજો-અને
આ આફતમાં તમો પાક યઝદાનની પનાહ માંગજો."
ત્યાર પછી જે કોઇ પેહલવાનો કે પોતાની કીર્તિ વધારવા તૈયાર ૩૩૩
થયા હતા તેઓના ત્રણ ભાગ કર્યા.
તેઓમાંથી એક ભાગને તે કિલ્લાની વચ્ચે રાખ્યો-કે "ત્યાં જે કોઇ
હોય તેની સાથે લડાઈ કરે."

હોશુમ બહુરહુ તા બરૂ દરે હેશૂ શવન્દ
કે પયકારો ખૂન રીખ્તન નથનવન્દ
સેવુમ બહુરહુરા ગોફ્ત અઝાન્ સરૂકશાન્
નબાયદ કે યાબમ અઝીશાન્ નશાન્
કે બૂદન્દ બા મન્ બમય દુશ મસ્ત
સરાનશાન્ બખન્જરૂ બેબુરૂરીદ પસ્ત
ખુદો બીસ્ત મરૂદ અઝ દેલીશાને ગોરૂદ
બેશુદ તીઝ દીગરૂ બરીશાન્ સેપોરૂદ
બદરૂગાહે અર્જાસ્પ આમદ દેલીરૂ
ગેરેહુદારો ધુરૂશાન્ બકેર્દારે શીરૂ
ચુ બાન્ગો ખોરૂશ આમદશ દરૂ સરાય
દવાન્ પીશે શહઝાદહ આમદ હોમાય
અબા ખાહરે ખીશ બેહઆફ્રીદ
બખૂને મેઝેહ હરૂદો રોખ નાપદીદ
ચુ આમદ બતન્ગ્ અન્દરૂ એસ્ફન્દેયારૂ
દો પૂશીદહરા દીદ હમચૂન બહારૂ
૩૩૪ ચુનીન્ ગોફ્ત બા ખાહરાન્ શીરૂ મરૂદ
કઝ ઈદરૂ બેપૂઈદ બરૂસાને ગરૂદ
બદાન્ જા કે બાઝારૂગાહે મનસ્ત
બસી ઝરૂરો સીમસ્તો રાહે મનસ્ત
બેબાશીદ તા મન્ બદીન્ રઝમગાહ
અગરૂ સરૂ દેહમ ગરૂ સેતાનમ કોલાહ
બેગોફ્ત ઇનો ઝીશાન્ બેતાબીદ રૂય
બદરૂગાહે અર્જાસ્પ શુદ કીનહજૂય
બેયામદ યકી તીઘે હેન્દી બમોશ્ત
કસીરા કે દીદ અઝ બુઝોર્ગાન્ બેકોશ્ત
હમહ બારૂગાહશ ચુનાન્ શુદ કે રાહ
નયૂદ અન્દરાન્ નામવરૂ જાયગાહ
ઝે બસ કોશ્તહો ખસ્તહો ફ્કૂતહ
ઝમીન્ હમચુ દર્યા શુદ આશૂફ્તહ
ચુ અર્જાસ્પ અઝ ખાબ્ બીદારૂ શુદ
ઝે ધુલગુલ દેલશ પુરૂ ઝે તીમારૂ શુદ
બેજૂશીદો બરૂખાસ્ત અઝ ખાબ્ગાહ
બેપૂશીદ ખફ્તાનો રૂમી કોલાહ
બચન્ગ્ અન્દરૂન્ ખન્જરે આબ્ગૂન્
દહન્ પુરૂ ઝે આવાઝો દેલ પુરૂ ઝે ખૂન
૩૩૫ બરૂ આવીખ્ત બા ઊ ગવ્ એસ્ફન્દેયારૂ
બદસ્ત અન્દરૂન્ ખન્જરે આબ્દારૂ
બદૂ ગોફ્ત કઝ મર્દે બાઝારૂગાન્
બેયાબી કુનૂન્ તીઘે દીનારૂગાન્
યકી હદય બખ્શમત લોહરાસ્પી
નેહાદહ બરૂ ઊ મોહરે ગુશ્તાસ્પી
ચુ આનરા સેતાની શવદ ખૂન દેલત
બુવદ ઝીરે ખાકે સેયહ મન્ઝેલત
બરૂ આવીખ્ત અર્જાસ્પો એસ્ફન્દેયારૂ
અઝ અન્દાઝહ બુગ્ઝશ્ત શાન્ કાર્ઝારૂ
પયાપય હમી તીઘો ખન્જરૂ ઝદન્દ
ગહી બરૂ મેયાન્ ગાહ બરૂ સરૂ ઝદન્દ
બઝખ્મ અન્દરૂ અર્જાસ્પરા કરૂદ સોસ્ત
નમુદ હીચ બરૂ તનશ જાય દુરોસ્ત

બીજા ભાગને કિલ્લાના દરવાઝા ઉપર જવાને ફરમાવ્યું-કે જેઓ લડાઇ કરવાથી અને ખૂન રેડવાથી અચકાય નહીં.

ત્રીજા ભાગને પેલાજ સરકશ પેહલવાનો માટે તેણે કહ્યું કે "તેઓ માંથી કોઇને પણ હું હસ્તી ભોગવતો જોઉં એવું બનવું નહીં જોઇયે,

કે જેઓ મારી સાથ ગઇ રાતે મય પીને મસ્ત થયા હતા-પણ તમો તેઓનાં સર તમારી તલારે કરી કાપી નીચે નાખો."

પોતે અસ્ફંદિયાર વીસ બહાદુર લડવૈયાઓને લઇને તુરત ચાલી ગયો બાકીનું કામ બીજાઓને સોપી ગયો

તે બખ્તર સાથનો બહાદુર પેહલવાન સિંહની માફક પોકાર મારતો અર્જાસ્પની દરગાહમાં આવી પહોંચ્યો.

જ્યારે તેની બાંગ અને પોકાર મેહલમાં ગયા-ત્યારે તે શાહઝાદા આગળ હોમાય દોડતી કે આવી.

પોતાની બહેન બેહઆફ્રીદ સાથ આવી-તેણીઓના ગાલ આંસુ નીચે ઢકાઈ ગયા હતા

જ્યારે અસ્ફંદિયાર નઝદીક આવી લાગ્યો-ત્યારે તેણે પોતાની બન્ને પરદેપોશ બહેનોને બહારની માફક ખીલેલી જોઈ

તે શેરમર્દે બહેનોને એ પ્રમાણે કહ્યુ-કે "તમો અહીંથી ધૂળ માફક શિતાબીથી દોડો,

અને જ્યાં મારી દુકાન છે અને જ્યાં મારી મોટી દઉલત દુન્યા છે તેમજ જ્યાથી મારો જવાનો રસ્તો છે (ત્યાં દોડી જાઓ)

ત્યાં તમો જ્યા સૂધી હુ આ લડાઇગાહમા મારૂં સર ખોહુ અથવા તો દુશ્મનની કોલાહ છીનવી લઉં ત્યાં સૂધી થોભજો"

તે એટલું બોલ્યો અને તેણીઓ આગળથી પોતાનુ મોં ફેરવી-કીનો શોધનાર તરીકે અર્જાસ્પની દરગાહમાં ગયો

તે પોતાના હાથમાં એક હિંદી તલવાર લઇને આવ્યો-અને દુશ્મનના સરદારોમાંથી જે કોઇને કે તે જોતો તેને કાપી નાખતો.

જેથી અર્જાસ્પની સઘળી દરગાહ એવી રીતની બની રહી કે તે જગ્યાએ તે નામદારને પણ ચાલવાને રસ્તો મળ્યો નહીં

પુષ્કળ માર્યા ગયલા, ઝખ્મી થયલા અને છુંદાઈ ગયલા શખ્સોથી-ત્યાંની ઝમીન જાણે જોશ મારતા દર્યા મિસાલની બની

જ્યારે અર્જાસ્પ ઊંઘમાથી જાગી ઉઠયો-ત્યારે આ સઘળી ગડબડથી તેનું દિલ ગભરાટ ભરેલું બન્યુ

તે ઉસકેરાઈ ગયો અને ખાબગાહથી ઉઠીને પોતાનું બખ્તર પેહેર્યું અને રૂમી કોલાહ સર ઉપર મેલી

તેના હાથમા તેઝ તલવાર હતી તેનું મોઢું લડાઈના આવાઝથી ભરેલું હતું અને તેનુ દિલ ખૂન ભરેલું થયું હતું.

હવે પેહલવાન અસ્ફંદિયાર અર્જાસ્પ સાથ લડાઇ કરવા લાગ્યો-તેના હાથમાં ઝેહરી પાણી પાયલી તલવાર હતી

તે બોલ્યો કે "હવે પેલા વેપારી પાસેથી આ માલ અને તલવારના ફટકા લે

હું તને એક લોહરાસ્પની તરફથી હદયો બક્ષેશ કરૂં છું-જેની ઉપર ગુશ્તાસ્પે મોહર કીધેલી છે

જ્યારે તું તે હદયાને હાથમા લેશે ત્યારે તારૂ સઘળું દિલ લોહીથી ખરડાયલું બનશે-અને પછી તારૂં મુકામ સીઆહ ખાક નીચે થશે."

પછી અર્જાસ્પ અને અસ્ફંદિયાર બન્ને વળગ્યા-અને તેઓની લડાઈ હદથી ઝેયાદા સખ્ત બની

તેઓ એકેક પછી તલવાર અને ખંજરના ફટકા લગાવ્યા જતા હતા-કદી તેઓ કમર ઉપર તો કદી સર ઉપર ફટકા મારતા હતા.

તેણે પુષ્કળ ઝખ્મો લગાવીને અર્જાસ્પને નબળો કરી નાખ્યો-અને ઝખ્મ વગરનો તેનાં શરીરનો કોઇ પણ ભાગ દુરોસ્ત રહ્યો નહીં.

કે પાય અન્દર્ આમદ્ તને પીલ્વાર્
જુદા કર્દશ્ અઝ્ તન્ સર્ એસ્ફન્દેયાર્
ચુ કોશ્તહ્ શુદ્ અર્જાસ્પ્ હમ્ દર્ ઝમાન્
ખોરૂશી બર્ આમદ્ ઝે કાખે ઝનાન્
ચુનીનસ્ત્ કેર્દારે ગર્દન્દહ્ દહર્
ગહી નૂશ્ યાબી અઝ્ ગાહ્ ઝહર્
ચે બન્દી દેલ્ અન્દર્ સરાએ સેપન્જ્
ચુ દાની કે ઇદર્ નમાની મરન્જ્
અગર્ શહર્યારસ્ત્ અગર્ હસ્ત્ ગોર્દ
બદીન્સાન્ નુમાયદ્ જહાન્ દસ્તબોર્દ
બેપર્દાખ્ત્ અઝ્ અર્જાસ્પ્ એસ્ફન્દેયાર્
બકયવાન્ બર્ આવર્દ અઝ્ અયવાન્ દમાર્
બેફરૂમૂદ્ તા શમ્અ બેફ્રૂખ્તન્દ્
બદર્ સૂએ અયવાન્ હમી સૂખ્તન્દ્
શબેસ્તાને ઊરા બખાદમ્ સેપોર્દ
વઝાન્ જાયગહ્ રઉશનાઇ બેબોર્દ
દરે ગન્જો દીનારે ઊ મોહર્ કર્દ
બદાન્જા નમાન્દશ્ કસી હમ્નબર્દ
બેયામદ્ સુએ આખુરે બર્ નેશસ્ત
યકી તીઘે હેન્દી ગેરેફ્તહ્ બદસ્ત
અઝાન્ તાઝી અસ્પાન્ કશ્ આમદ્ ગુઝીન્
બેફરૂમૂદ્ તા બર્ નેહાદન્દ ઝીન્
બેરફ્તન્દ્ અઝાન્ જા સદો શસ્ત્ મર્દ
ગુઝીદહ્ સવારાને રૂઝે નબર્દ
હમાન્ ખાહરાન્રા બર્ અસ્પાન્ નેશાન્દ
ઝે દર્ગાહે અર્જાસ્પ્ લશ્કર્ બેરાન્દ
વઝ્ ઈરાનેયાન્ નામવર્ મર્દ ચન્દ
બદેઝ્ માન્દ બા સાવએ અર્જમન્દ
ચુ મા ગોફ્ત અઝીન્ બારહ્ બીરૂન્ શવીમ
ખુદો નામદારાન્ બહામૂન્ શવીમ
બતુર્કાન્ દરે દેઝ્ બેબન્દીદ્ સખ્ત
મગર્ યાર્ બાશદ્ મરા નીક્ બખ્ત
હર્ અન્ગહ્ કે આયદ્ ગુમાન્ તા કે મન્
રસીદમ્ બદાન્ નામવર્ અન્જુમન્
ધવે દીદહ્બાન્ બાયદ્ અઝ્ દીદહ્ગાહ્
કે નૂશહ્ સરો તાજે ગુશતાસ્પ્ શાહ્
ચુ અન્બૂહ્ ગર્દદ્ બરે દેઝ્ સેપાહ્
ગુરીઝાનો બર્ગશ્તહ્ અઝ્ રઝ્મગાહ્
સરે શાહે તુર્કાન્ અઝાન્ દીદ્ગાહ્
બેયન્દાખ્ત્ બાયદ્ બપીશે સેપાહ્
વઝાન્ જા બેફરૂમૂદ્ તા પાસ્બાન્
બર્ આરદ્ ઝે બાલાએ બારહ્ ફેઘાન્
કે પીરૂઝ્ શુદ્ ફરૂખ એસ્ફન્દેયાર્
સરે શાહે તુર્કાન્ બેબુરીદ્ ઝાર્
બખાક્ અન્દર્ અફ્ગન્દ્ અર્જાસ્પરા
બર્ અફ્રાખ્ત્ ઊ નામે ગુશતાસ્પરા
વઝાન્ જા દેલાવર્ બહામૂન્ શેતાફ્ત
બેકોશ્ત્ અઝ્ દેલીરાન્ કસીરા કે યાફ્ત
બેયામદ્ ઝે દેઝ્ બા સદો શસ્ત્ મર્દ
ખોરૂશાનો જૂશાન્ બદશ્તે નબર્દ

જેથી તેનું હાથીની માફકનું તન નીચે પડયું-તેવુંજ અસ્ફંદિયારે તેનું સર તનથી જુદું કીધું.

જ્યારે અર્જાસ્પ માર્યો ગયો ત્યારે તેજ વખતે-તેનાં ઝનાનખાનામાંથી રૂદનના પોકારો નીકળ્યા.

આ ફરતા ઝમાનાની ચાલ એજ રીતની છે-ઘડીકમાં તેનાથી તને મીઠું મધ મળે છે તો ઘડીકમાં ઝેહર મળે છે.

આ મુસાફરખાનારૂપી દુન્યામાં તું શા માટે તારૂં દિલ લગાડે છે?- ૩૩૬
જ્યારે તું જાણે છે કે અહીં કાયમ રહેવાનો નથી ત્યારે એટલી બધી રંજ ના ખેડ

અગરજો એક પાદશાહ હોય કે અગર એક મોટો પેહલવાન હોય-તો પણ આ દુન્યા તો તેઓને પોતાનું કૌવત એવીજ રીતે દેખડાવશે.

હવે અસ્ફંદિર અર્જાસ્પથી પરવારીને-તેના મેહલનો ધૂમાડો શનિશ્વર સેતારા સૂધી ઉડાડવા માંડયો.

તેણે હોકમ કીધો જેથી મશાલ સળગાવીને ચો તરફથી મેહલને આગ લગાડવા માંડી

તેનું ઝનાનખાનું હલકા નોકરોને સોંપી આપ્યું-તે જગ્યામાથી સઘળી રોશની બુઝાવી નાખી

તેના ખઝાનાના દરવાઝા ઉપર તેમજ દીનારની કોથળીઓ ઉપર પોતાનું સીલ કીધું.

ત્યાર પછી તે ઘોડાના તબેલા આગળ આવી બેઠો-અને એક હિન્દી તલવાર હાથમાં લઇને,

તે અરબી ઘોડાઓમાંનો જે તેને પસંદ આવ્યો-તે ઉપર ઝીન મેલાવી સવાર થયો

એવી રીતે તે જગ્યાએથી લડાઇને દહાડેના પસંદ કરેલા એકસોને સાઠ બહાદુરો બાહેર પડયા

પેલી પોતાની બહેનોને પણ ઘોડાઓ ઉપર બેસાડી લીધી-અને અર્જાસ્પની દરગાહમાથી લશ્કર આગળ ચલાવ્યું.

અને ઈરાનીઓમાંથી થોડાક નામવર મર્દોને-સરદાર સાવે સાથ તે ૩૩૭
કિલ્લામાજ રાખ્યા.

અને તે બોલ્યો કે "જ્યારે અમો આ કિલ્લામાંથી બાહેર જઇયે-અને હું તેમજ બીજા નામદારો મયદાનમા પુગ્યે,

ત્યારે તમો તુર્કીઓ સામે આ કિલ્લાનો દરવાઝો મઝબૂત બંદ કરજો-ખોદા કરેને મારો નેક સીતારો મને મદદગાર થાય,

અને જે વખતે કે તમો એમ સમજો કે હું આપણા નામીચાં લશ્કરને મળ્યો છું,

ત્યારે બુર્જ ઉપરથી પેહેરેગીરે પોકાર કરી કહેવું જોઇયે-કે 'પાદશાહ ગુશ્તાસ્પ ઘણુ જીવો! ગુશ્તાસ્પ પાદશાહનું રાજ અમર તપો!'

પછી જ્યારે લડાઈગાહમાંથી નાસતું અને પાછું ફરતું લશ્કર કિલ્લા આગળ ભેગું થાય,

ત્યારે તે બુર્જ ઉપરથી તુર્કીઓના પાદશાહ અર્જાસ્પનું માથું-લશ્કરની આગળ નખાવવું જોઇયે.

અને તે જગ્યાએથી હોકમ આપવો જોઇયે કે ચોકીદાર-કિલ્લાની સફીલ ઉપરથી પોકાર મારે,

કે 'મુબારક અસ્ફંદિયાર ફતેહમંદ થયો છે-અને તુર્કી પાદશાહનું સર ખુવારીથી કાપ્યું છે.

તેણે અર્જાસ્પને ખાકમાં નાખ્યો છે-અને ગુસ્તાસ્પનુ નામ રોશન કીધું છે"

પછી ત્યાંથી દિલાવર અસ્ફંદિયાર મયદાન તરફ શિતાબી કરતો ગયો- ૩૩૮
રાહમાં દુશ્મનના બહાદુરોમાંથી જે કોઇ કે તેને મળ્યા તેઓને માર્યા.

એવી રીતે એકસોને સાઠ મર્દો સાથે કિલ્લામાંથી પોકારતો અને જોશ કરતો-લડાઈનાં મયદાનમાં આવ્યો.

ચુ નઝદે સેપાહે પેશૂતન્ રસીદ
બરૂ હરૂ કે દીદ આફ્રીન્ ગુસ્તરીદ
સેપાહશ હમહ માન્દહ અન્દરૂ શેગેફ્ત
કે મર્દે જવાન્ આન્ દેલેરી ગેરેફ્ત
ચુ માહ અઝ બરે તખ્તે સીમીન્ નેશસ્ત
સે પાસ અઝ શબે તીરહ અન્દરૂ ગુઝશ્ત
હમી પાસ્બાન્ બરૂ ખેરૂશીદ સખ્ત
કે ગુશ્તાસ્પ શાહસ્ત ફીરૂઝ બખ્ત
હમીશહ જવાન્ બાદ એસ્ફન્દેયારૂ
વરા બાદ ચર્ખો મહો બખ્ત યારૂ
કે બરૂ કીને લોહરાસ્પ ઝરૂજાસ્પ સરૂ
બેબુરૂરીદો બેકૂફ્ત આઇનો ફરૂ
બખાક અન્દરૂ અફગન્દ શાહરા ઝે તખ્ત
બરૂ અફ્રૂખ્ત ગુશ્તાસ્પરા નામો બખ્ત
ચુ તુર્કાન્ શનીદન્દ અઝાન્ સાન્ ખેરૂશ
નેહાદન્દ ચકૂસરૂ બઆવાઝ ગૂશ
૩૩૯ દેલે કોહરમ અઝ દીદહબાન્ તીરહ ગશ્ત
રવાનશ ઝે આવાઝે ઊ ખીરહ ગશ્ત
ચુ બેશનીદ બા અન્દરીમાન્ બેગોફ્ત
કે તીરહ શબ્ આવાઝ નત્વાન્ નેહોફ્ત
ચે ગૂઈ કે એમશબ્ ચે શાયદ બદન્
બેબાયદ હમહ દાસ્તાનહા ઝદન્
કે યારદ કુશાયદ બદીન્ ગૂનહ લબ્
બબાલીને શાહી ચુનીન્ તીરહ શબ્
ચે બાઝી કુનદ પાસ્બાન્ રૂઝે જન્ગ્
બદીન્ નામદારાન્ શવદ કારૂ તન્ગ્
બેબાયદ ફેરેસ્તાદ તા હરૂ કે હસ્ત
સરાન્ શાન્ બખન્જરૂ બેબુરૂરીદ પસ્ત
અગરૂ દુશ્મને મા બુવદ ખાનગી
બેજૂયદ હમી રૂઝે બીગાનગી
બઆવાઝે બદ ગોફ્તનો ફાલે બદ
બેકૂબીમ મગ્ઝશ બગૂપાલે બદ
ચુ ઝીન્ ગૂનહ આવાઝ પયવસ્તહ શુદ
દેલે કોહરમ અઝ પાસ્બાન્ ખસ્તહ શુદ
ઝે બસ નઅરહ અઝ હરૂ સુએ ઝીન્ નશાન્
પુરૂ આવાઝ શુદ ગૂશે ગર્દનકશાન્
૩૪૦ સેપહ ગોફ્ત આવાઝ બેસ્યારૂ ગશ્ત
અઝ અન્દાઝએ પાસ્બાન્ દરૂ ગુઝશ્ત
કુનૂન દુશ્મન્ અઝ ખાનહ બીરૂન કુનીમ
વઝીન્ પસ બરીન્ લશ્કરૂ અફ્સૂન કુનીમ
દેલે કોહરમ અઝ પાસ્બાન્ તન્ગ્ શુદ
બેપીચીદો રૂયશ પુરૂ આઝન્ગ્ શુદ
બલશ્કરૂ ચુનીન્ ગોફ્ત કઝ કારે શાહ
દેલે મા પુરૂ અઝ દરૂદ શુદ ઝીન્ સેપાહ
કુનૂન બીગુમાન્ બાઝ બાયદ શુદન્
નદાનમ કઝીન્ પસ ચે શાયદ બુદન્
બબાઝીગરી માનદ ઈન્ ચરૂખ મસ્ત
કે બાઝી બરૂઆરદ બહફ્તાદ દસ્ત
બગીતી કે દાનદ બજોઝ કેર્દેગારૂ
કે ફર્દા ચે બાઝી કુનદ રૂઝગારૂ

જ્યારે તે પેશૂતનનાં લશ્કરની નઝદીક પહોંચ્યો-ત્યારે જે કોઈ કે તેને જોતું તે તેની ઉપર આફ્રીન કરતું હતું.

તેનું તમામ લશ્કર અજબ રહ્યું-કે "તે જવાન મર્દે આવી રીતની બહાદુરી કીધી"

જ્યારે માહતાબ સોનેરી તખ્ત ઉપર બેઠો-અને સીઆહ રાતના ત્રણ પોહોર ગુઝર્યા,

ત્યારે પેલો ચોકીબાન મોટેથી પોકાર્યો-કે "પાદશાહ ગુશ્તાસ્પ ફતેહમંદ થયો છે

અસ્ફંદિયાર હમેશે જવાન રહેજો!-આસ્માન, માહતાબ અને બુલંદ બખ્ત તેના મદદગાર હોજો!

કે તેણે લોહરાસ્પના કીનામાં અર્જાસ્પનુ સર-કાપ્યું અને ઈરાનીઓની રીતભાત અને દબદબો રોશન કર્યો.

પાદશાહ અર્જાસ્પને તખ્ત ઉપરથી ખાકમાં નાખ્યો-અને ગુશ્તાસ્પનું નામ અને બખ્ત પ્રકાશિત કર્યું"

જ્યારે તુર્કીઓએ એવી રીતના પોકાર સાંભળ્યા-ત્યારે સઘળાઓએ તે પોકાર ઉપર પોતાના કાન ધર્યા.

કોહરમનું દિલ પેલા ચોકીબાનથી સીઆહ બન્યું-અને તેના આવાઝથી તેનો જીવ ગાભરો પડયો

જ્યારે તેણે એવું સાંભળ્યું ત્યારે અંદરીમાનને કહ્યું-કે "સીઆહ રાતને વખતે આવાઝ પરગટ સમજાય છે

હવે તું શું કહે છે? આજ રાતે શું બનાવ બનશે?-હવે આપણે કઈ મસ્લહત કરી રાખવી જોઇયે?

આવી અંધારી રાતે પાદશાહના બિછાના આગળ-આવી રીતનું બોલવાની કોણ હિમ્મત કરી શકે છે?

ચોકીબાન લડાઇને દહાડે એવી શું બાઝી ખેલે છે કે જેથી આ નામદારો ઉપરનું કામ મુશ્કેલ થઈ પડશે?

માટે કોઇને મોકલવો જોઇયે કે ત્યા જે પણ કોઈ હોય-તેઓનાં સર તલવારથી કાપીને નીચે નાખવાં જાઇયે.

અગર ઘરનોજ માણસ આપણો દુશ્મન થયો હોય-અને એમ કરી વેર લેતો હોય,

તો આવું બૂરૂં બોલવાને માટે તેમજ બૂરી આગાહી કરવા માટે-તેનાં મગઝને આપણે ભારી ગોર્ઝે કરી છુંદી નાખીશુ"

જ્યારે એવી રીતનો પોકાર ચાલુજ રહ્યા કીધો-ત્યારે કોહરમનું દિલ પેલા ચોકીબાનથી ઝખ્મી થયું.

ચો તરફથી એવીજ રીતના નીકળતા પુષ્કળ આવાઝથી-તે સઘળા બહાદુરોના કાન તેવાજ સાદથી ભરાઈ ગયા.

લશ્કર બોલવા લાગ્યું કે "આવાઝો ઘણાજ આવે છે-પેહેરેગીરોના આવાઝો કરતા પણ આ આવાઝો ઘણા વધી ગયા છે

માટે પહેલે ચાલો દુશ્મનને ઘરમાથી બાહેર કાઢયે-અને પછી આ લશ્કરને મારવાની તજવીજ કરીશુ"

હવે કોહરમનુ દિલ પેલા પેહેરેગીરથી તંગ બન્યું-તે પોતા ઉપર મરોડાયો અને તેનો ચેહરો કરચલી ભરેલો થયો.

તેણે લશ્કરને એ પ્રમાણે કહ્યું કે "પાદશાહને માટે-પેલા લશ્કરથી માંરૂ દિલ દર્દ ભરેલું થયું છે.

માટે હવે આપણને ઝરૂર (કિલ્લા તરફ) પાછા ફરવું જોઇયે-હું જાણતો નથી કે હવે પછી શું થશે?

આ આસ્માન તો ખેલ કરવામાંજ મસ્ત રહેલું છે-કે જે સિત્તેર હાથે પોતાના ખેલ કર્યો જાય છે.

આવતી કાલે ઝમાનો શું ખેલ કરશે તે ખોદાતાલા સિવાય દુન્યામાં બીજું કોણ જાણે છે?"

ખુઝોર્ગાન્ ચુનીન્ પોશ્ત બરૂકાશ્તન્દ
બશબ્ દશ્તે પયકાર્ બુગ્ઝાશ્તન્દ
પસ્ અન્દર્ હમી આમદ્ એસ્ફન્દેયાર્
ઝેરેહ્દાર્ બા ગોર્ઝએ ગાવ્સાર્
ચુ કોહ્રમ બદર્વાઝએ દેઝ્ રસીદ્
પસે લશ્કર્ ઈરાનેયાન્રા બદીદ્
ચુનીન્ ગોફ્ત કફનૂન્ જોઝ્ અઝ્ રઝ્મ કાર્
ચે માન્દહ્સ્ત બા ગોર્દે એસ્ફન્દેયાર્
હમહ્ તીગ્હા બર્ કશીદ્ અઝ્ નેયામ
બખન્જર્ ફેરેસ્તાદ્ બાયદ્ પયામ
બયેહ્રહ્ ચુ તાબ્ અન્દર્ આવર્દ્ બખ્ત
બરાન્ નામદારાન્ બેશુદ્ કાર્ સખ્ત
દો લશ્કર્ બહાન્ સાન્ બર્ આશૂફ્તન્દ
હમહ્ બર્ સરે યક્ દેગર્ કૂફ્તન્દ
ચુનીન્ તા બર્ આમદ્ સપીદહ્ દમાન્
ખુઝોર્ગાને ચીન્રા સર્ આમદ્ ઝમાન્
બેરફ્તન્દ ગોર્દાને એસ્ફન્દેયાર્
બરાન્ નામવર્ બારએ શહ્રયાર્
બુરીદહ્ સરે ગોર્દે અર્જાસ્પરા
જહાન્દાર્ ખૂન્રીઝે લોહ્રાસ્પરા
બપીશે સેપાહ્ અન્દર્ અન્દાખ્તન્દ
ઝે પયકાર્ તુર્કાન્ બેપર્દાખ્તન્દ
ખોરૂશી બર્ આમદ્ ઝે તૂરાન્ સેપાહ્
ઝે સર્ બર્ ગેરેફ્તન્દ યક્સર્ કોલાહ્
દો ફર્ઝન્દે અર્જાસ્પ ગેર્યાન્ શુદન્દ
ચુ બર્ આતેશે તીઝ્ બેર્યાન્ શુદન્દ
બેદાનેસ્ત લશ્કર્ કે આન્ કાર્ ચીસ્ત
વઝાન્ રઝ્મે બદ્ બર્ કે બાયદ્ ગેરીસ્ત
બેગોફ્તન્દ ઝારા દેલીરા સરા
સેપહ્દાર્ શીરા ગવા મેહ્તરા
કે કોશ્તત્ કે બર્ દશ્તે કીન્ કશ્તહ્ બાદ્
બદ્ જાવેદાન્ રૂઝ્ બર્ગશ્તહ્ બાદ્
કેરા બાયદ્ અકૂનૂન્ સેપોર્દન્ બનહ્
દેરફૂશી કે દારીમ બર્ મયમનહ્
ચુ અઝ્ શાહ્ પર્દાખ્તહ્ શુદ્ તખ્તગાહ્
મબાદા કોલાહો મબાદા સેપાહ્
સેપહ્રા બમર્ગ્ અન્દર્ આમદ્ નેયાઝ્
ઝે ખલ્લુખ પુર્ અઝ્ દર્દ શુદ્ તા તરાઝ્
વઝાન્ પસ્ હમહ્ પીશે મર્ગ્ આમદન્દ
ઝેરેહ્દાર્ બા ખૂદો તર્ગ્ આમદન્દ
દેહો દાર્ બર્ખાસ્ત અઝ્ રઝ્મગાહ્
હવા શુદ્ બકેર્દારે અબ્રે સેયાહ્
બહર્ જાય બર્ તૂદએ કશ્તહ્ બૂદ્
કસીરા કુજા રૂઝ્ બર્ગશ્તહ્ બૂદ્
હમહ દશ્ત બી તન્ સરો યાલ્ બૂદ્
બજાએ દેગર્ દસ્તો ગૂપાલ્ બૂદ્
ઝે ખૂન્ બર્ દરે દેઝ્ હમી મઉજ્ ખાસ્ત
કે દાનેસ્ત દસ્તે ચપ્ અઝ્ દસ્તે રાસ્ત

એ પ્રમાણે સઘળા બુઝોર્ગોએ પોતાની પીઠ ફેરવી-અને રાતોરાત લડાઈનું મયદાન છોડી ગયા.

હવે તેઓની પછાડી બખ્તર પેહેરેલો અસ્ફંદિયાર ગાયની સૂરતના ગોર્ઝ સાથ આવી લાગ્યો.

જ્યારે કોહરમ કિલ્લાના દરવાઝા આગળ જઈ પહોંચ્યો-અને પછાડીથી ઈરાની લશ્કરને આવતું જોયું,

૩૪૧ ત્યારે તે એમ બોલ્યો કે "હવે પેહલવાન અસ્ફંદિયાર સાથ લડાઇ કરવા સિવાય બીજો કાંઈ એલાજ રહ્યો નથી,

માટે તમો સઘળાઓ મેયાનમાંથી તલવાર બાહેર કાઢો-હવે તો તેઓને તલવારથીજ પયગામ પુગાડવો જોઇયે"

જ્યારે નસીબજ તેઓનો દુશ્મન થઈ લાગ્યું-એટલે તુરાની સરદારોનું કામ મુશ્કેલ થઈ પડયું.

બન્ને લશ્કર એક બીજાં ઉપર છેડાઈ પડયાં-અને સઘળાઓ એક બીજાનાં સર ઉપર ગોર્ઝ કૂટવા લાગ્યા.

એમ કરતાં સવારનું પોહોર પડતાં સુધીમાં તારતરી સરદારોની આખેરી આવી.

હવે અસ્ફંદિયારના પેહલવાનો પાદશાહ અર્જાસ્પના પેલા નામીચા કિલ્લા ઉપર ચઢી ગયા

અને લોહરાસ્પનું ખૂન કરનાર બહાદુર પાદશાહ-અર્જાસ્પનું કાપેલું સર,

પેલાં લશ્કરની વચ્ચે ફેંકયું-જે જોઈ તુર્કીઓ લડાઈ કરવાથી અટકી ગયા.

તુરાની લશ્કરમાંથી રૂદનનો પોકાર નીકળ્યો-અને સઘળાઓએ સર ઉપરથી લડાઈની કોલાહ ફેંકી દીધી.

અર્જાસ્પના બન્ને છોકરાઓ રડવા પડયા-અને ધગધગતા આતશ ઉપર ભુંજાય તેમ ભુંજાવા લાગ્યા.

૩૪૨ શુ બનાવ બન્યો છે તે હવે તુરાની લશ્કર સમજી ગયું-તે બદબખ્ની ભરેલી લડાઇથી હવે કોણને રડવાનું તે લશ્કર સમજી ગયું.

તેઓ બોલ્યા કે "અફસોસ ઓ બહાદુર! ઓ સરદાર!-ઓ લશ્કરના સેપહસાલાર સિંહ! ઓ પેહલવાન! ઓ બુઝોર્ગ!

તને કોણે માર્યો? તે શખ્સ કીનાનાં મયદાનમાં માર્યો જજો!-તેનો દહાડો હમેશનો બરગશ્તે થજો!

હવે અમો આ સઘળો લશ્કરી અસ્બાબ અને જે ગુરૂ કે અમો લશ્કરના જમણા હાથ તરફ રાખતા હતા તે કોણને સોંપીશુ?

જ્યારે પાદશાહથીજ તખ્ત ખાલી થયું છે-ત્યારે આ કોલાહ અને લશ્કર હોતુંજ ના!"

ખલ્લુખથી તરાઝ શેહર સુધી તમામ લોક દર્દથી ભરેલું બન્યું-સઘળા લશ્કરીઓ જીવ ઉપર આવી ગયા

શેવટે તેઓ સઘળા બખ્તર, કોલાહ અને લડાઈની ટોપી સાથે મોતની સામે ધસી ગયા.

તે લડાઈગાહમાંથી ધરપકડના આવાઝ ઉઠયા-અને હવા સીઆહ વાદળની માફક કાળી થઈ ગઇ

જેઓનો દહાડો બરગશ્તે બેઠો હતો તેવા મૂવેલાઓના જગેજગ ઢગલા થયા.

તમામ મયદાનમાં માથાં અને ગર્દન શરીર વગર પડેલાં હતાં-બીજી કેટલીક જગ્યાએ ગોર્ઝ સાથના હાથો કપાયલા પડેલા હતા

૩૪૩ કિલ્લાના દરવાઝા ઉપર લોહીના મોજા ઉઠવા લાગ્યા-ડાબો કે જમણો હાથ કોઇ પારખી શકતું નહીં હતું.

## ગેરેફ્તને એસ્ફન્દેયાર્ કોહ્રમ્ પેસરે અર્જાસ્પરા વ બર્ દાર્ કશીદનશ્.

ચુ એસ્ફન્દેયારૂ અન્દરૂ આમદ્દ જે જાય
સેપહ્દારૂ કોહ્રમ બેયફ્શુરદ્ પાય
દો જન્ગી બદાન્ શાન્ બરૂ આવીખ્તન્દ
કે ગોફ્તી બહમ શાન્ બરૂ આમીખ્તન્દ
તહમ્તન્ કમરગાહે કોહ્રમ્ ગેરેફ્ત
શેગુફ્તી કે ફુએ ઝમીન્ અય શેગેફ્ત
બરૂઆવર્દશ અઝ જાયો ઝદ્દ બરૂ ઝમીન્
હમહ્ લશકરશ ખાન્દન્દ આફ્રીન્
દો દસ્તશ બેબસ્તન્દો બોર્દન્દ ખારૂ
પરાગન્દહ્ શુદ્દ લશકરે નામદારૂ
હમી ગોરૂઝ બારીદ્દ હમચૂન તગરગ્
ઝમીન્ પુરૂ જે તુર્કો હવા પુરૂ જે મરગ્
સરૂ અઝ તીઘ બારાન્ ચુ બર્ગે દેરખ્ત
યકી રીખ્ત રખ્તો યકી યાફ્ત તખ્ત

હમી મઉજ ઝદ્દ ખૂન્ દરાન્ રઝમગાહ્
સરી ઝીરે નઅલો સરી બા કોલાહ્

નદાનદ્દ કસી આરૂઝુએ જહાન્
નખાહદ્દ બમા બરૂ કુશાદન્ મેયાન્
૩૪૪ કસી કશ સરફૂરાઝ બુદ્દ બારગી
ગુરીઝાન્ હમી રાન્દ્દ યક્બારગી
હરાન્ કસ કે શુદ્દ દરૂ દમે અઝ્દહા
બેકૂશીદો ઝૂ હમ નેયામદ્દ રહા
ઝે તુર્કાનો ચીની ફેરાવાન્ નમાન્દ
વગરૂ માન્દ કસ નામે ઈશાન્ નખાન્દ
હમી તર્ગો ખફ્તાન્ ફેરૂ રીખ્તન્દ
હમહ્ દીદહ્ બા ખૂન બરૂ આમીખ્તન્દ
દવાન્ પીશે એસ્ફન્દેયારૂ આમદન્દ
હમહ્ દીદહ્ ચૂન્ નવ બહારૂ આમદન્દ
સેપહ્દારૂ ખૂન્રીઝ બીદાદ્દ બૂદ્દ
સેપાહશ બબીદાદે ઊ શાદ્દ બૂદ્દ
કસીરા નદાદ્દ અઝ યલાન્ ઝીનહારૂ
બેકોશતન્દ અઝાન્ ખસ્તગાન્ બી શુમારૂ
ઝે ગોર્દાને ચીન્ નામદારી નમાન્દ
બતૂરાન્ ઝમીન્ શહ્રયારી નમાન્દ
સરાપર્દહો ખીમહ્ બરૂદાશ્તન્દ
બરૂ આન્ કોશ્તગાન્ જાય બુગ્ઝાશ્તન્દ
બેઝદ્દ બરૂ દરે દેઝ દો દારે બલન્દ
ફેરૂહેશ્ત અઝ દારૂ પીચાન્ કમન્દ
૩૪૫ સરે અન્દરીમાન્ નેગૂનસારૂ કરૂદ
બેરાદરૂશરા ઝેન્દહ્ બરૂ દારૂ કરૂદ

## અસ્ફંદિયારનું અર્જાસ્પના બેટા કોહરમને પકડવું અને તેને ફાંસીએ ચઢાવવું.

જ્યારે અસ્ફંદિયાર પોતાની જગ્યાથી આગળ વધ્યો-ત્યારે સરદાર કોહરમે પોતાના ઘોડાને તેઝ કીધો

અને બન્ને લડાયકો એવા તો વળગી પડયા-કે ગોયા તેઓ સાથે ભેળાઈ એકજ થઈ ગયા

પછી તેહમ્તન અસ્ફંદિયારે કોહરમનો કમરબંદ પકડીને-ઓ અજબ થયલા શખ્સ! તેને ઝમીનની સપાટી ઉપરથી ઊંચકી લીધો.

તેને તે જગ્યાએથી ઉઠાવી લઇ ઝમીન ઉપર પટકયો-જે જોઇ તેનાં તમામ લશ્કરે આફ્રીન કીધી.

પછી તેના બન્ને હાથ બાંધીને ખુવારી સાથ ઘસડી ગયા જેથી તેનું નામીચુ લશ્કર પણ વીખરાઇ ગયું

હવે કરાંની માફક ગોર્ઝનો વરસાદ વરસવા લાગ્યો-ઝમીન તુર્કીઓથી અને હવા તેઓનાં મોતથી ભરેલી થઈ

તલવારના ફટકાથી લડવૈયાઓનાં માથાં ઝાડનાં પાદડાંની માફક પડતાં હતાં- એક બાજૂ લડાઈની સામગ્રી ખોહતી જતી હતી અને બીજી બાજૂ રાજપાટની સત્તા મેળવતી જતી હતી

તે લડાઇનાં મયદાનમાં જેમ દર્યાના મઉજા ઉછળે તેમ લોહીના મઉજ ઉછળતા હતા-કોઈનું માથું ઘોડાના પગ તળે તો બીજાનું માથું કોલાહ સાથનું હતું.

ઝમાનાની ખાહેશ શું હતી તે કોઈ જાણતું હતું નહીં-ઇન્સાનની સાથે તે કમર છોડીને સલાહ અને ખયર આફીયત સાથ બેસ્તો નથી

જેની પાસે કે સારા ઘોડા હતા તેઓ ત્યાથી એક મરતબે નાસવા લાગ્યા.

જેઓ કે અઝદહાના દમમાં સપડાઈ ગયા હતા-તેઓએ ઘણા ફાંફાં માર્યાં પણ તેમાંથી છુટી શકયા નહીં

તારતરી અને તુરાનીઓમાથી ઘણો ભાગ બચ્યો નહીં-અને જે બચ્યા તેઓ કોઈ પણ રીતે જાણીતા હતા નહીં.

તે સઘળાઓ પોતાની કોલાહ અને બખ્તર કાઢી નાખીને-પોતાની આખો આસુ ભરી કરીને,

દોડતા અસ્ફંદિયારની આગળ આવ્યા- અને સઘળાઓ નવા બહારની મોસમ વરસે તે માફકની આંખ લઇને આવ્યા

પણ તે સરદાર દુશ્મનનું લોહી લગાર ક્રૂર બનીને રેડતો રહ્યો-અને તેનુ લશ્કર તેનાં એવા કામથી ખુશી થતુ રહ્યુ

તે નામદારે તે પેહલવાનોમાથી કોઇને પણ જીવતદાન આપ્યું નહીં-અને તે ઝખ્મી થયલાઓમાથી ઘણા જણને મારી નાખ્યા.

હવે તારતરી પેહલવાનોમાંથી એક પણ નામદારી ભરેલો રહ્યો નહીં-અને તુરાન ઝમીનમાં કોઈ પણ પાદશાહ રહ્યો નહીં.

નાના મોટા સર્વ તમ્બુઓ ઊચકી નાખીને-ત્યાં મુવેલાંને મેલવા માટે જગ્યા કરતા હતા.

તે કિલ્લાના દરવાઝા ઉપર બે ઊચી ફાંસીઓ ઉભી કીધી-અને તે ફાંસી ઉપરથી પેચદાર કમંદ નીચે લટકાવી

એકની ઉપર અન્દરીમાનનું સર ઊંધું ટાંગ્યું-અને બીજી ઉપર તેના ભાઇ કોહરમને જીવતો ફાંસી ચઢાવ્યો.

સેપાહી બીરૂન્ કરદ અઝ હર્ સવી.
ઝે જાઈ કે આમદ નેશાન્ અઝ્ ગવી
બેફરૂખ્તન્ તા આતેશ અન્દર્ ઝદન્દ
હમહ શહ્રે તૂરાન્ બહમ બર્ ઝદન્દ
બજાઈ ચીન્ નામદારી નમાન્દ
બચીનો બતૂરાન્ સવારી નમાન્દ
તો ગોફતી કે અબ્રી બર્ આમદ સેયાહ
બેબારીદ આતેશ બરાન્ રઝમગાહ
જહાનજૂય ચૂન્ કાર્ ઝાન્ ગૂનહ દીદ
યલાન્રા બેયાવર્દ મય દર્ કશીદ

ચો તરફ જ્યાંથી પણ કોઈ ઝોરાવર લડવૈયાનો પત્તો મળી આવતો ત્યાં લશ્કરની ટુકડી તેને પકડીને મારવા માટે મોકલતો હતો.

તેણે હોકમ કીધો જેથી સઘળે આગ લગાડી-અને એ પ્રમાણે આખું તુરાન ધૂળધાણી કરી નાખ્યું.

કોઈ પણ ઠેકાણે એક પણ નામદાર બચ્યો નહીં-શું ચીન કે તુરાનમાં એક પણ સવાર રહ્યો નહીં.

તું કહે ગોયા એક કાળું વાદળ ચઢી આવ્યું-અને તે લડાઈગાહ ઉપર આતશનો વરસાદ વરસાવ્યો.

હવે જ્યારે જેહાન જીતનાર અસ્ફંદિયારે એવી રીતે કામ પાર પડેલું જોયું-ત્યારે સઘળા સરદારોને બોલાવી મય પીવા લાગ્યો.

## નામહ્ નેવેશતને એસ્ફન્દેયાર્ બ-ગુશ્તાસ્પ્ દર્ બારએ ફીરૂઝી.

દબીરે નવીસન્દહ્રા પીશ ખાન્દ
વઝાન્ ચારહો જન્ગ્ લખ્તી બેરાન્દ
બરે તખ્ત બેન્શસ્ત ફરૂરોખ દબીર્
કલમ ખાસ્ત વઝ્ તુર્કી ચીની હરીર્
નુખોસ્તીન્ કે નઉકે કલમ શુદ સેયાહ
ગેરેફ્ત આફ્રીન્ બર્ ખોદાવન્દે માહ
ખોદાવન્દે કયવાનો નાહીદો હુર્
ખોદાવન્દે પીલો ખોદાવન્દે મૂર્
ખોદાવન્દે ફીરૂઝીઓ ફરૂરહી
ખોદાવન્દે દીહીમે શાહન્શહી
ખોદાવન્દે નીકીદેહો રહ્નુમાય
ખોદાવન્દે જાયો ખોદાવન્દે રાય
અઝ્ જાવેદાન્ નામે ગુશ્તાસ્પ્ બાદ
બમીનૂ હમહ કામે લોહરાસ્પ્ બાદ
રસીદમ બરાહી બતૂરાન્ ઝમીન્
કે હર્ગેઝ નખાનમ બર્ ઊ આફ્રીન્
અગર્ બર્ કુશાયમ સરાસર્ સોખન્
સરે મર્દે નવ ગર્દદ અઝ્ ઘમ કોહન્
ચુ દસ્તૂર્ બાશદ મરા શહ્રયાર્
બેખાનમ બર્ ઊ ચારએ કાર્ઝાર્
બદીદારે ઊ શાદો બીઘમ શવમ
વઝીન્ રન્જે દીરીનહ્ ખોરૂરમ શવમ
વઝાન્ ચારહાઈ કે મન્ સાખ્તમ
કે તા કેલ ઝે કીનહ્ બેપર્દાખ્તમ
બફરૂનહેઝ્ અર્જાસ્પ્ કોહરમ નમાન્દ
જોઝ્ અઝ્ મૂયહો દર્દો માતમ નમાન્દ
કસીરા નદાદમ બજાન્ ઝીનહાર્
ગેયા દર્ બેયાબાન્ સર્ આવરદ બાર્

હમહ મયઝે મર્દુમ ખુરદ શીરો ગોરૂગ્
જોઝ્ અઝ્ હેલ નજૂયદ પલન્ગો સુતોરૂગ્

## અસ્ફંદિયારનું ગુશ્તાસ્પ ઉપર ફતેહમંદીની બાબતનુ નામુ લખવું.

પછી તેણે નામુ લખનાર મુન્શીને પોતાની આગળ બોલાવ્યો-અને પોતે કીધેલી યુક્તિ અને લડાઈ માટેની થોડીક વાતો કીધી

મુબારક મુન્શીએ તેનાં તખ્તની નઝદીક પોતાની જગ્યા કીધી-અને કલમ તેમજ ચીનાઇ રેશમ જેવું લીસું સુંદર સફાઈદાર કાગઝ હાથમાં લીધું

પછી કલમની અણી સીઆહીમાં બોળી કે તેણે પ્રથમ-માહતાબના પયદા કરનાર સાહેબની દોઆ કરવા માંડી,

કે "જે શનિ અને શુક્ર સેતારાનો તેમજ આફતાબનો સાહેબ છે-જે એક મોટા હાથીનો તેમજ નાની કીડીનો પયદા કરનાર સાહેબ છે

જે ફતેહમદી અને ઝળકાટનો સાહેબ છે-જે શેહન્શાહી તાજનો ૩૪૬
માલેક છે.

જે નેકી પહોંચાડનારો અને રેહનુમાઈ કરનારો સાહેબ છે-જે આ જગતનો સાહેબ તેમજ ડહાપણનો પયદા કરનારો છે

તે સાહેબની મદદથી ગુશ્તાસ્પનું નામ હમેશે કાયમ રહેજો! અને મીનોઈ જેહાનમાં લોહરાસ્પની સઘળી ખાહેશ બર આવજો!

હું એક એવે માર્ગે તુરાન ઝમીનમા જઈ પુગ્યો-કે જે શહની હું કદી પણ વખાણ કરીશ નહીં

અગરજો હું તે સઘળી વાતનું બેયાન કરૂં-તો તેના ગમથી એક જવાન મર્દનું સર પણ બુઢ્ઢું થઇ જાય

જ્યારે પણ પાદશાહનો મને હોકમ થશે-ત્યારે તે સઘળી લડાઇની યુક્તિઓનું વર્ણન તેની આગળ કરીશ

અને તેના દીનાર જોવાથી હું ખુશહાલ અને ગમ વગરનો બનીશ-અને આ સઘળી લામ્બા વખતની લીધેલી મેહનતથી શાદમાન થઇશ

મારાં દિલમાં જે વેર હતું તે પુરેપુરૂં લેવાય તેટલા માટે જે જે યુક્તિઓ મને લડાઇમાં કરવી પડી,

તેથી રૂઇનદેઝમાં અર્જાસ્પ અને કોહરમ જીવતા રહ્યા નથી-ત્યાં રૂદન, ગમ અને માતમ સિવાય બીજું કાંઇ રહ્યું નથી.

મેં કોઇને પણ જીવતદાન બક્ષ્યું નથી-ગોયા લડવૈયાઓનાં માથાં એટલાં તો પડયાં છે કે જાણે મયદાનમાં ઘાસ ઉપર માથાંનાં ફળ લાગ્યાં હોય એમ દેખાય છે.

સિંહ અને વરૂ માણસોનાં ભેજાં ખાઇને પેટ ભરે છે-અને મસ્ત ૩૪૭
ચિત્તાઓ મૂવેલાંઓનાં કલેજાં ખાઇને પેટ ભરે છે

ફલક રઉશન અઝ તાજે ગુશતાસ્પ બાદ
ઝમીન ગુલશન અઝ શાહે લોહુરાસ્પ બાદ
ચુ બર્ નામહ બર્ મોહરે એસ્ફન્દેયાર્
નેહાદન્દો જોસ્તન્દ ચન્દી સવાર્
હયૂનાને કફ્ અફ્ગને તીઝ્રવ
બઈરાન્ ફેરેસ્તાદ સાલારે નવ
બેમાન્દ અઝ પયે પાસોખે નામહુરા
બેકાશ્ત આતેશો મર્દે ખુદ કામહુરા

ગુશતાસ્પનાં તાજથી ફરતું આસ્માન રઉશન રહેજો!-પાદશાહ લોહ-રાસ્પની દુઆથી આપણો દેશ આબાદ થજો!"

જ્યારે તે નામા ઉપર અસ્ફંદિયારનું સીલ-મારવામાં આવ્યું ત્યારે કેટલાક સવારો ચુંટી કાઢયા.

અને તે જવાન સરદારે શેતાબ ચાલની કફ નાખનારી સાંઢણીઓ-ઉપર તેઓને ઈરાન તરફ મોકલી આપ્યા

તે નામાના જવાબ માટે થોભ્યો-હવે તે સ્વઅભિમાની બહાદુર મર્દના કીનાનો આતશ બુઝાયો.

## પાસોખે નામએ એસ્ફન્દેયાર્ વ બાઝ્ ગશ્તનશ્ બઇરાન્.

બસી બર્ નેયામદ કે પાસોખ રસીદ
યકી નામહ્ ખુદ બન્દે ઊરા કલીદ
સરે પાસોખે નામહ્ બૂદ અઝ નુખોસ્ત
કે પાયન્દહ્ બાદ આન્ કે નીકી બેજોસ્ત
ખેરદ યાકૂતહ્ મર્દે નીકી શેનાસ
બનીકી શેનાસદ ઝે યઝ્દાન્ સેપાસ
દેગર્ ગોફ્ત કઝ્ દાદગર્ યક્ ખોદાય
બેખાહમ કે ઊ બાશદત રહ્નુમાય
દેરખ્તી બેકેશ્તમ બબાઘે બેહેશ્ત
કઝાન્ બારૂવર્ તર્ ફરીદૂન્ નકેશ્ત
૩૪૮ બરશ્ સોરૂખ યાકૂતો ઝર્ આમદહ્ અસ્ત
હમહ્ બર્ગે ઊ ઝીબો ફર્ આમદહ્ અસ્ત
સરશ્ બી,બેસાયદ બચર્ખે બલન્દ
હમીદૂન્ ખુદ બીખે ઊ અરૂજમન્દ
બેમાનાદ તા જાવેદાન્ ઈન્ દેરખ્ત
તન્ આબાદો શાદાન્ દેલો નીકબખ્ત
રસીદ આન્ નેવેશ્તહ્ બનઝ્દીકે મન્
કે રઉશન શુદ ઈન્ જાને તારીકે મન્
નેવેશ્તહ્ દર્ ઊ આન્ચે પીશ્ આમદત
હોનરહા ઝે પયવન્દ બીશ્ આમદત
યકી આન્ કે ગોફ્તી કે કીને નેયા
બેજોસ્તમ મન્ અઝ ચારહો કીમેયા
દેગર્ આન્ કે ગોફ્તી ઝે ખૂન્ રીખ્તન્
બતન્હા બરઝમ અન્દર્ આવીખ્તન્
તને શહ્રયારાન્ ગેરામી બુવદ
હમ અઝ કૂશેશો જન્ગ્ નામી બુવદ
નેગહ્દારે તન્ બાશો આને ખરદ
કે જાન્રા બદાનેશ્ ખેરદ પર્વરદ
સે દીગર્ કે ગોફ્તી ઝે ચન્દીન્ હઝાર્
નદાદમ કસીરા બજાન્ ઝીનહાર્
૩૪૯ હમીશહ્ દેલત મેહરૂબાન્ બાદો ગરમ
પુર્ અઝ શરમ જાન લબ્ પુર્ આવાએ નરમ
મબાદા તોરા પીશહ્ ખૂન રીખ્તન્
ન બી કીનહ્ બા મેહતર્ આવીખ્તન્

## અસ્ફંદિયારનાં નામાનો જવાબ અને તેનું ઇરાન પાછું ફરવું.

ઘણોક વખત નહીં ગયો કે તેને પાછો જવાબ પણ મળ્યો-તે તેની ખાહેશ પ્રમાણેનુજ એક નામુ હતું.

તે નામાના જવાબની શુરૂઆત પહેલવહેલી એમ હતી-કે "જે કોઇયે સારા કામો કર્યાં હોય તે હમેશે કાયમ રહેજો!

સુખની કદર જાણનારો ડાહ્યો મર્દ-સુખ માટે ખોદાના શુક્રાના ગુઝારે છે"

બીજું લખ્યું હતું કે "દાદગર એકલા એક ખોદા પાસેથી-હું એવું ચાહું છું કે તે સાહેબ તારો રેહનુમા બને.

બેહેશ્તનાં બાગમાં મેં એક એવુ ઝાડ રોપ્યું છે-કે જેવું ફળફુપ ઝાડ ફરીદૂને પણ રોપ્યું ન હતું.

તેના ફળ લાલ યાકૂત અને ખાલેસ સોનાનાં આવ્યા છે-તેનાં સઘળાં પાદડાં સણગાર અને ઝળકાટ ભરેલાંજ આવ્યાં છે

તેનું સર બુલંદ આસ્માન સાથે ઘસાય છે-તેમજ તેની જડ પણ ઘણી કીમતી છે.

આ ઝાડ આબાદ તનનુ, ખુશહાલ દિલનું અને નેકબખ્તી ભરેલું જાવેદાન સૂધી કાયમ રહેજો!

તારૂં નામુ મને પુગ્યું-કે જેથી આ મારો સીઆહ જીવ પાછો રોશન થયો.

તે કાગઝમાં જે જે બનાવો બન્યા તે સઘળા તેં લખ્યા છે-તારી કુનેહ કુશળ તારી બુન્યાદ કરતાં પણ વધારે શ્રેષ્ટ છે.

પહેલાં તું લખે છે કે 'બપાવાનો કીનો-મેં યુક્તિ અને ફનફરેબથી લીધો છે'

પછી તું એકલો લડાઈમાં ઉતરી ખૂન રેડવા માટે લખે છે,

તેનુ જાણવું એ જે પાદશાહોનો જીવ ઘણો કીમતી હોય છે-તેઓનાં કામો અને તેઓની લડાઇઓ કરતાં વધારે ઉત્તમ હોય છે.

માટે તારા જીવની પહેલી સંભાળ રાખ અને અકલ ઠેકાણે રાખ-કારણકે અકલ પોતાના અનુભવથી જીવને સંભાળે છે

ત્રીજું તું લખે છે કે 'હઝારો તુર્કીઓમાંથી-તેં કોઇને પણ જીવત-દાન આપ્યું નથી.'

હમેશે તારૂં દિલ માયાળુ અને દયાળુ રહેજો!-તારો જીવ શરમાળ રહેજો અને તારા સખુનો બોલતી વખતે નર્માસ ભરેલા રહેજો!

લોકોનાં ખૂન રેડવાનું અને કાંઈ પણ કીના વગર સરદારો સાથ લડવાનું તારૂં કામ ના હોતું.

ચુ કીને બેરાદરૂત ખુદ સીઓ હશ્ત
અઝ અન્દાઝહ ખૂન્ રીખ્તન્ દર્ ગુઝશ્ત
વદીગર્ કઝાન્ પીર્ ગશ્તહ નેયા
કે દેલ દૂર્ કર્દી બદ્ કીમેયા
ચુ ખૂન્ રીખ્તન્દશ તો ખૂન્ રીખ્તી
ચુ શીરાને જન્ગી બર્ આવીખ્તી
હમીશહ બેઝી શાદો બેહ રૂઝગાર્
રવાનો ખેરદ બાદત આમૂઝગાર્
નેયાઝસ્ત મારા બદીદારે તૂ
બદાન્ પુર્ હોનર્ જાને બીદારે તૂ
ચુ નામહ બેખાની સેપહ બર્ નશાન્
બદીન્ બારૂગાહ આય બા સરૂકશાન્
હયૂને તગાવર્ કે દર્ બાઝ ગશ્ત
હમહ શહરે ઈરાન્ પુર્ આવાઝ ગશ્ત
સવારે હયૂનાન્ ચુ બાઝ આમદન્દ
બનઝદે તહમ્તન્ ફરાઝ આમદન્દ
ચુ આન્ નામહ બર્ ખાન્દ એસ્ફન્દેયાર્
બેબખ્શીદ દીનારો બર્ સાખ્ત કાર્
જોઝ અઝ ગન્જે અર્જાસ્પ્ ચીઝી નમાન્દ
હમહ ગન્જે પીશીને ઊ બર્ ફેશાન્દ
સેપાહશ હમહ ઝૂ તવન્ગર્ શુદન્દ
અઝ અન્દાઝએ કાર્ બરતર્ શુદન્દ
શુતુર્ બૂદો અસ્પાન્ બદશ્તો બકૂહ
બદાઘે સેપહદારે તૂરાન્ ગોરૂહ
હયૂન ખાસ્ત અઝ હર્ સુએ દહ હઝાર્
પરાગન્દહ દર્ દશ્તો દર્ કૂહસાર્
હમહ ગન્જે અર્જાસ્પ દર્ બાઝ કરદ
નેગહબાન્ દેરમ સુખ્તી આગાઝ કરદ
હઝાર્ ઉશ્તુર્ અઝ ગન્જો દીનારે શાહ
ચુ સીસદ કે દીબાઓ તખ્તો કોલાહ
સદ અઝ મુશ્કૂ વઝ અમ્બરો ગઉહરાન્
સદ અઝ તાજો વઝ નામવર્ અફ્સરાન્
અઝ અફ્ગન્દનીહાઓ દીબા હઝાર્
બેફરમૂદ તા બર્ નેહાદન્દ બાર્
ચુ સીસદ શુતુર્ જામએ ચીનેયાન્
કે મખ્ફૂતો મદહૂનો અઝ પરૂનેયાન્
અમારી બેસીચીદો દીબા જલીલ
કનીઝક બેઓર્દન્દ ચીની દો ખીલ
બરોખ્ ચૂન્ બહારો બબાલાએ સરૂવ
મેયાનહા ચુ ઘર્વો બગશ્તન્ તઝરૂવ
અબા ખાહરાને યલ એસ્ફન્દેયાર્
બેરફ્તન્દ બુત રૂય સદ નામદાર્
કે પૂશીદહ રૂયાને અર્જાસ્પ પન્જ
બેરફ્તન્દ બા મૂયહો દર્દો રન્જ
દો ખાહર્ દો દોખ્તર્ યકી માદરશ
પુર્ અઝ દર્દો બા સૂગો ખસ્તહ બરશ
પસ આતેશ બરૂનદેઝ અન્દર્ ફેગન્દ
ઝબાનહ બર્ આમદ બચર્ખે બલન્દ
હમહ બારએ દેઝ બેઝદ બર્ ઝમીન્
બર્ આવરૂદ ગરૂદ અઝ બરો બૂમે ચીન્

જ્યારે તને તો તારા આડત્રીસ ભાઇઓનોજ કીનો લેવાનો હતો-ત્યારે તું તો ખૂન રેડવામાં અંદાઝાથી પણ બાહેર ગયો.

વળી બીજું એ કે બુઢ્ઢા બાપાવાનુ વેર દુશ્મનને યુક્તિથી મારીને તારાં દિલમાંથી કાઢી નાખ્યુ.

જ્યારે તેણે લોહરાસ્પનું ખૂન કીધું ત્યારે તેં પણ તેનું ખૂન રેડયું અને લડાયક સિંહની માફક લડાઈ કીધી.

તું હમેશે ખુશહાલ અને ભાગ્યશાળી જીવતો રહેજે-ખુશી અને સુખ સાથે લામ્બી ઝિંદગી ભોગવજે અને તારૂં અંતઃકરણ અને ડહાપણ તારા રાહબર થજો!

હવે મને તારા દીદાર જોવાની તેમજ તારા હોનર ભરેલા ચાલાક જાનની ખાહેશ થઈ છે,

માટે જ્યારે તું આ નામુ વાંચે ત્યારે લશ્કરને સવાર કરી-આ દરબારમાં તારા સરદારો સાથ આવી લાગજે."

હવે તેઝ દોડનારી સાંઢણી તે દરબારમાંથી પાછી ફરી-અને આખા ઇરાન દેશમાં એ વાત ફેલાઈ ચૂકી

જ્યારે પેલા સાંઢણી સવારો પાછા ફર્યા-ત્યારે તેઓ તેહમ્તન અસ્ફંદિયારની નઝદીક આવ્યા.

જ્યારે અસ્ફદિયારે તે નામુ વાંચ્યું-ત્યારે તેણે લશ્કરને દીનારો બક્ષેશ ૩૫૦
કરવા માંડયા અને પોતાનું કામ પુરૂં કર્યું.

ફક્ત અર્જાસ્પના ખઝાના સિવાય બીજું કાંઇ પણ રહેવા દીધું નહીં-તેના ખેશીઓનો સઘળો ખઝાનો લૂટાવી દીધો

તે ખઝાનાથી તેનું તમામ લશ્કર તવંગર બન્યું-અને તેઓનું કામ હદથી ઝેયાદા બુલંદ થયું.

તૂરાની લશ્કરના સરદારની છાપવાળાં ઊટો તેમજ ઘોડાઓ કે જે તે મયદાનમાં પહાડ ઉપર હતા,

જેઓ તે જગલમાં અને પહાડી જગ્યામાં વીખરાઇ ગયલા હતા-તેમાથી દશ હઝાર સાઢણીઓ ચો તરફથી પકડાવી મંગાવી

અર્જાસ્પના ખઝાનાનો દરવાઝો ખુલ્યો-અને ખઝાનચી ખઝાનો કાઢવા લાગ્યો

પાદશાહના ખઝાનામાંથી અને દીનારમાંથી એક હઝાર ઊટ ભરયાં-તેમજ ત્રણસો ઊટ રેશમી કપડાં, તખ્ત અને કોલાહનાં ભર્યાં

સો ઊટ કસ્તુરી, અમ્બર અને ગોહરોથી ભર્યાં સો ઊંટ તાજ અને કીમતી કોલાહોથી ભર્યાં

બિછાના અને રેશમી કપડાંના તાકાના હઝાર ઊંટ ઉપર લાધવા તેણે ફર્માવ્યું

ત્રણસો ઊંટ સાફ કીધેલાં ચામડાંના અને રંગીન ચામડાંનાં તેમજ રેશમી કપડાનાં સીવેલા તુર્કી લેબાસોનાં ભર્યાં

રેશમી ઝીનપોશ સાથની એક અમારી તેયાર કીધી-બે ટોળી ચીનાઇ ૩૫૧
દાસીઓની લઇ ગયા

જેણીઓ ચેહરામાં ગોલાબ જેવી અને કદમાં સરોવરનાં ઝાડ જેવી હતી-તેઓની કમર બરૂ જેવી પાતળી અને તેઓની ચાલ તુર્કી શની મરઘા જેવી હતી.

તે પૂતળાં જેવી ખૂબસૂરત સો નામીચી બાનૂઓ અસ્ફંદિયારની બહેનો સાથે ચાલવા લાગી.

અર્જાસ્પના ઝનાનખાનાની પાંચ બાનૂઓ પણ-રડતી કૂટતી અને દુઃખ દર્દ સાથ ચાલવા લાગી

જેઓમાં અર્જાસ્પની દુઃખ ભરેલી, સોગ સાથની અને ઝખ્મી છાતીની બે બહેનો, બે બેટીઓ અને તેની મા હતી.

પછી તેઓએ રૂઇનદેઝમાં આગ સળગાવી મૂકી-જેનાં ભડકાં બુલંદ આસ્માન ઉપર ગયાં.

કિલ્લાની સઘળી દીવાર ઝમીન દોસ્ત કરી નાખી-અને તે તારતરના મુલકની ગર્દ કાઢી નાખી

સે પૂરે જવાન્શ સેપહ્ દાદો ગોફૂત
પરાગન્દહ્ બાશીદો બા બખ્ત જોફૂત
બરાહ્ અર્ કસી સર્ બેપીચદ્ જે દાદ્
સરાન્ શાન્ બખન્જર્ બેબુરીદ્ શાદ્
શુમા રાહ્ સૂએ બેયાબાન્ બરીદ્
સનાનહા બખુરશીદે તાબાન્ બરીદ્
૩૫૨ સુએ હફ્તખાન્ મન્ બનખ્ચીરે શીર્
બેયાયમ્ શુમા રહ્ મકૂબીદ્ દીર્
બેપૂયમ્ બેગીરમ્ સરે રાહ્રા
બેબીનમ્ શુમારા સરે માહ્રા
સુએ હફ્તખાન્ આમદ્ એસ્ફન્દેયાર્
બનખ્ચીર્ બા લશ્કરી નામદાર્
ચુ નઝદીકે આન્ જાએ સરમા રસીદ્
હમહ્ ખાસ્તહ્ ગેર્દ બર્ જાય દીદ્
હવા ખુશગુવારો ઝમીન્ પુર્ નેગાર્
તો ગોફૂતી બદય અન્દર્ આમદ્ બહાર્
અઝાન્ જાયગહ્ ખાસ્તહ્ બર્ ગેરેફૂત
હમી માન્દ્ અઝાન્ અખ્તર્ અન્દર્ શેગેફૂત
ચુ નઝદીકીએ શહ્રે ઈરાન્ રસીદ્
બજાએ દેલીરાનો શીરાન્ રસીદ્
દો હફ્તહ્ હમી ગશ્ત બા યૂઝો બાઝ્
ધમી બૂદ્ અઝાન્ રન્જો રાહે દરાઝ્
સે ફર્ઝન્દે પુર્ માયહ્રા ચશ્મ દાશ્ત
ઝે દીર્ આમદન્ શાન્ બદેલ્ ખશ્મ દાશ્ત
બેયામદ્ સેપાહો બેયામદ્ પેસર્
બેખન્દીદ્ બા હર્ યકી તાજવર્
૩૫૩ બેગોફૂતા કે રાહ્ ઈન્ કે મન્ ફૂફૂતમ્
ઝે દીર્ આમદમ્ તીન્ બર્ આશૂફૂતમ્
ઝમીન્ બૂસહ્ દાદન્દ્ હર્ સેહ્ પેસર્
કે ચૂન તૂ કે દારદ્ બગીતી પેદર્
વઝાન્ જાયગહ્ સૂએ ઈરાન્ કશીદ્
હમી ગન્જ સૂએ દેલીરાન્ કશીદ્
હમહ્ શહ્રે ઈરાન્ બેયારાસ્તન્દ્
મયો રૂદો રામેશગરાન્ ખાસ્તન્દ્
ઝે દીવારહા જામહ્ આવીખ્તન્દ્
ઝે બર્ મુશ્કો અમ્બર્ હમી રીખ્તન્દ્
હવા પુર્ ઝે આવાઝે રામેશગરાન્
ઝમીન્ પુર્ સવારાનો નીઝહ્વરાન્
ચુ ગુશ્તાસ્પ્ બેશનીદ્ રામેશ ગુઝીદ્
બઆવાઝે ઊ જામે મય દર્ કશીદ્
બલશ્કર્ બેફરમૂદ્ તા હર્ કે બૂદ્
ઝે કેશ્વર્ કસી કૂ બુઝોર્ગી નમૂદ્
હમહ્ બર્ દરશ બા તબીરહ્ શુદન્દ્
બુઝોર્ગાને લશ્કર્ પઝીરહ્ શુદન્દ્
પેદર્ નીઝ બા નામવર્ મૂબદાન્
બુઝોર્ગાને ફર્ઝાનહો બેખ્રદાન્
૩૫૪ બેયામદ્ બપીશે પેસર્ તાઝહ્ રૂય
હમહ્ શાહ્ર્ પર્ સર્ પુર્ અઝ્ ગોફૂતગૂય
ચુ રૂએ પેદર્ દીદ્ શાહે જવાન્
દેલશ ગશ્ત શાદાનો રૌશન્ રવાન્

પછી તેણે પોતાના ત્રણે જવાન બેટાઓને લશ્કર સોંપી આપી કહ્યું-કે "તમો રવાના થાઓ સારૂં નસીબ તમારી સાથે રહેજો!

તમારા માર્ગમાં અગર કોઇ શખ્સ ઇન્સાફની રાહથી વેગળો જાય-તો તેનાં માથાં તમો તલવારે કરી ખુશહાલ રીતે કાપી નાખજો.

તમો જંગલ તરફનો માર્ગ લેજો-અને પ્રકાશતા ખુરશેદ સૂધી તમારા ભાલાઓ ઊંચા ચઢાવજો

હુ હફતેખાનને રસ્તે સિંહનો શેકાર કરતો કરતો આવી લાગું છું-તમો ધીલ કરતા કરતા રસ્તો કાપશો નહીં.

હું પણ ઝડપ કરીશ અને રાહના નાકા ઉપર તમોને પકડી પાડીશ-આ મહિનાની આખેરીએ તો હું તમોને મળીશ"

પછી અસ્ફંદિયાર થોડાક નામીચા સેપાહો સાથ શિકાર માટે હફતખાન તરફ ચાલ્યો

જ્યારે તે પેલી બર્ફવાળી જગ્યાએ આવી પુગ્યો-ત્યારે તે જગ્યા ઉપર સઘળો અસ્બાબ એકઠો પડી રહેલોજ જોયો.

ત્યાની હવા ખુશનુમા અને ઝમીન ઝાડ પાનોથી સણગાર ભરેલી હતી-તું કહેશે દય મહિનામાં (શિયાળામાં) વસંત રૂતુ બેઠી છે

ત્યાથી પોતાનો સઘળો સર સામાન ઉઠાવી આગળ ચાલ્યો-તે પોતાનાં આવાં નસીબ માટે અજબ થતો હતો

જ્યારે તે ઇરાન શેહરની નઝદીક દિલાવરો અને સિંહ જેવા બહાદુરોની જગ્યાએ આવી પહોચ્યો,

ત્યારે તે ચિત્તા અને બાજ પક્ષીઓ સાથે બે હફતા સૂધી શિકાર કરવા લાગ્યો-કારણકે તે આટલી બધી રંજ અને લામ્બી મઝલથી કંટાળી ગયો હતો

તે પોતાના બુન્યાદી ત્રણે બેટાઓની રાહ જોતો હતો-અને તેઓને આવતાં વાર લાગ્યાથી પોતાના દિલમા ગુસ્સો પકડતો હતો

પણ જ્યારે લશ્કર અને છોકરાઓ આવી લાગ્યા-ત્યારે તે તાજને લાયકનો શાહઝાદો દરેક જણ સાથ હસીને

બોલ્યો કે "મારી મુસાફરી પુરી થઇ રહી અને તમોને આવતાં વાર લાગવાથી હું ગુસ્સો કરતો હતો

ત્યારે તેના ત્રણે છોકરાઓ ઝમીન ચૂમીને-બોલ્યા કે "દુન્યામાં તારા જેવો બાપ કોણ ધરાવે છે?"

પછી ત્યાથી તે ઇરાન તરફ ચાલ્યો-અને તમામ ખઝાનો પણ તે બહાદુર લોકોના શેહર તરફ ઘસડી ગયો

લોકોએ આખુ ઈરાન શેહર સણગાર્યું-તેમજ મય તમ્બૂરા અને રામેશગરોના દફર ચાલી રહ્યો

ઘરની દીવારો ઉપર વાવટાઓ લટકાવ્યા-અને સઘળે ઠેકાણે કસ્તુરી અને અમ્બરનો છટકાવ કર્યો

સઘળી હવા રામેશગરોના આવાઝથીજ ભરેલી થઈ ગઇ-અને સઘળી ઝમીન નેઝા ધરાવનારા સવારોથી ભરપુર બની.

જ્યારે ગુશતાસ્પે એ વધાઇ સાંભળી ત્યારે તેણે પણ ખુશહાલી એખ્તયાર કીધી-અને અસ્ફંદિયારની યાદમાં મયની જામ ઉઠાવવા લાગ્યો

પછી તેણે હોકમ કીધો જેથી જે કાંઈ લશ્કર હતું તે તેમજ ઇરાન દેશના જે કોઇ બુઝોર્ગો હતા,

તે સઘળા નગારાં સાથ તેની દરગાહ આગળ ગયા-અને ત્યાંથી સઘળા લશ્કરના સરદારો તેને લેવા માટે ગયા.

તેનો બાપ પણ નામવર મોબેદો, દાના બુઝોર્ગો અને ડહાપણવાળા શખ્સો સાથ,

ખીલેલા ચેહરાએ પોતાનાં બેટાની નઝદીક આવ્યો-સઘળું શેહર તેનીજ વાતથી હળીમળી રહ્યું

જ્યારે તે જવાન શાહઝાદાએ પોતાના બાપનો ચેહરો જોયો-ત્યારે તેનુ દિલ ખુશહાલ બન્યુ અને તેનો જીવ રોશન થયો.

બરૂ અન્ગીખ્ત અઝ જાય શબ્રન્ગ્રરા
ફોરૂઝન્દહએ આતેશે જન્ગ્રરા
પેયાદહ્ પેદરૂશ બબરૂ દરૂ ગેરેફૂત
પેદરૂ માન્દહ્ અઝ કારે ઊ દરૂ શેગેફૂત
હમી ખાન્દ બરૂ વય બસી આફ્રીન્
કે બી તૂ મબાદા ઝમાનો ઝમીન્
વઝાન્ જા બઅયવાને શાહ્ આમદન્દ
જહાની વરા નીકૂખાહ્ આમદન્દ
બેયારાસ્ત ગુશ્તાસ્પ અયવાનો તખ્ત
દેલશ ગશ્તહ્ ખોરૂરમ અઝાન્ નીકૂબખ્ત
બઅયવાન્હા દરૂ નેહાદન્દ ખાન્
બસાલારૂ ગોફૂતા મેહાનરા બેખાન્
બેયામદ કે હરૂ ગૂશએ મયગુસારૂ
બનઝદીકે આન્ ખુસ્રવે શહ્રૂયારૂ
મયે ખુસ્રવાની બજામે બુલૂરૂ
ગુસારન્દહ્રા દાદ રખ્શાન્ ચુ હૂરૂ
ઝે મય ગૂનઇ રૂય શાન્ બરૂ ફેરૂખ્ત
દેલે બદસેગાલાન્ બેમુર્દો બેસૂખ્ત
પેસરૂ ખુરૂદ બાદહ્ બરૂએ પેદરૂ
પેદરૂ હમચુનાન્ હમ બરૂએ પેસરૂ
બેપુર્સીદ ગુશ્તાસ્પ અઝ હફ્તખાન્
અઝાન્ નામવરૂ પૂરે ફરૂરોખ જવાન્
બગુશ્તાસ્પ ગોફૂત આન્ ગહ્ એસ્ફન્દેયારૂ
કે દરૂ બઝ્મગહ્ ઈન મકુન ખાસ્તારૂ
બેગૂયમ બપીશે તો ફર્દા હમહ્
અયા પુરૂ ખેરદ શહ્રૂયારે રમહ્
સુખુન્હાએ દીરીનહ્ બાઝ આવરીમ
બગોફૂતારૂ લબ્રરા નેયાઝ આવરીમ
ચુ ફર્દા બહોશ્યારી ઈન્ બેશનવી
બપીરૂઝીએ દાદગરૂ બેગ્રવી
બેરફૂતન્દ હરૂ યકૂ કે ગશ્તન્દ મસ્ત
ગેરેફૂતહ્ યકી માહ્ રોખરા બદસ્ત
સરૂ આમદ ફુનૂન્ કેસ્સએ હફ્તખાન્
બનામે જહાન્દારૂ ઈન્રા બેખાન્
કે ઊ દાદ બરૂ નીકો બદ દસ્તગાહ્
ખોદાવન્દે ખુરૂશીદો રખ્શન્દહ્ માહ્
અગરૂ શાહે પીરૂઝ બેપસન્દદ ઈન્
નેહાદીમ બરૂ ચર્ખે ગર્દન્દહ્ ઝીન્
હમીશહ્ ઝે દાદારે દાદ આફ્રીન્
બરીન્ નામવરૂ શાહ્ બાદ આફ્રીન્
જહાન્દારે પીરૂઝ યારે તો બાદ
સરે અખ્તરૂ અન્દરૂ કેનારે તો બાદ
કુનૂન ખુરૂદ બાયદ મયે ખુશગુવારૂ
કે મી બૂએ મુશ્કૂ આયદ અઝ કૂહ્સારૂ
હવા પુરૂ ખોરૂશો ઝમીન્ પુરૂ ઝે જૂશ
ખુનુકૂ આન્ કે દેલ શાદ દારદ બનૂશ
હેરમ દારહો નુકૂલો નાનો નબીદ
સરે ગૂસ્ફન્દી તવાનદ બુરીદ
મશ નીસ્ત બારી મરૂ આનરા કે હસ્ત
બેબખ્શાય જૂ બરૂ મને તન્ઝહસ્ત

તેણે લડાઇને આતશ રોશન કરનારા શબરંગ નામના ઘોડાને ડપટાવ્યો

અને પેયાદો થઇ બાપની સાથ બગલગીરી કીધી-તેના બાપે પણ તેનાં કામથી અજબ રહીને

તેની ઉપર ઘણીક દુઆ કરવા લાગ્યો-કે "તારા વગર ઝમાનો અને ઝમીન હોતીજ ના !"

ત્યાંથી તેઓ પાદશાહી મેહલમાં આવ્યા-સઘળી રૈયત પણ તેની ખયરખાહ બનીને તેની સાથ આવી

ગુશ્તાસ્પે પોતાનો મેહલ અને તખ્ત આરાસ્તા કરાવ્યાં-તેનુ દિલ તે નેકબખ્ત શાહઝાદાથી ખુશહાલ બન્યું હતું.

અયવાનોમાં ખાણાના ખુમચા મૂકવામા આવ્યા-અને દરબારના વડાને કહ્યું કે "સઘળા સરદારોને અહીં બોલાવ"

જેથી શેહરના દરેક ભાગમાંથી મયના શોકીનો તે પાદશાહોના પાદશાહ ગુશ્તાસ્પની નઝદીક આવી લાગ્યા

પછી બિલોરની જામમાં આફ્તાબ જેવો ચળકટો પાદશાહી મય તે પીનારા શખ્સોને આપવા માંડયો

મયે કરીને તેઓના ચેહરાનો રંગ ચળકાટ ભરેલો બન્યો હતો-ત્યારે ૩૫૫
તેના દુશ્મનોના દિલ નાશ પામતા અને બળી મરતા હતાં.

બેટા અસ્ફંદિયારે પોતાના બાપની સલામતી લઇ શરાબ નોશ કીધો-ત્યારે બાપે પણ તેજ પ્રમાણે પોતાના બેટાની સલામતી લીધી

પછી ગુશ્તાસ્પે પોતાના નામવર કીર્ત્તિમાન જવાન બેટાને હફતખાનની વાત પૂછી.

તુરત અસ્ફંદિયારે જવાબ દીધો કે "તુ આવી ખુશીની મજલેસમાં એ વાત મને ના પૂછ

ઓ રૈયતના ડહાપણવાળા પાદશાહ !-હુ કાલે તારી આગળ એ સઘળું દાસ્તાન કહીશ.

ગુઝરેલી વાતને પાછી કહીશ-મારા હોઠને તે વર્ણન આપવા આતુર બનાવીશ.

આવતી કાલે જ્યારે તુ મયની કેફ વગર હુશ્યારીમા એ વર્ણન સાંભળશે-ત્યારે તું માનશે કે આ લડાઇમાં મને ખોદાએજ ફતેહ આપી છે"

હવે જે લોકો કે મસ્ત બન્યા હતા-તેઓ એકેક ખૂબસૂરત ગોલામનો હાથ પકડીને ઘર જવા લાગ્યા.

હવે અસ્ફંદિયારની હફતખાનની સફરનુ બેયાન પુરૂ થયું છે-એ બેયાનને ખોદાના નામથી વાંચવાનું શુરૂ કરજે.

નેકી અને બદી ઉપર આપણને તે સાહેબે કાબૂ બક્ષ્યો છે-તે આફતાબ અને માહતાબનો પયદા કરનાર સાહેબ છે

જો ફતેહમંદ શાહ મહમૂદને આ વર્ણન પસંદ પડશે-તો ગોયા ફરતા ૩૫૬
આસ્માન ઉપર સવાર થયલો હું પોતાને જાણીશ

બક્ષેશને હસ્તીમાં લાવનાર દાદારના આશીષ આ નામવર પાદશાહ ઉપર સદા ઉતરજે

ફતેહમદીનો બક્ષનાર જેહાનને નીભાવનાર ખોદા તારો મદદગાર થજે !-અને નેક સેતારાનુ માથું તારી ગોદમા રહેજે !

હવે લેહઝતદાર મય આપણને પીવો જોઇયે-કારણકે વસંતની લેહેરોથી પહાડો તરફથી કસ્તુરીની ખુશબો આવવા લાગી છે

હવામા પક્ષીઓ મધુર ગાયન ગાઇ રહ્યા છે અને ઝમીન ઉપર ધામધૂમ ચાલી રહી છે-ભાગ્યશાળી તે માણસ કે મયનૂશીમા પોતાનું દિલ ખુશ રાખે.

જે માણસ પાસે પૈસા હોય, મીઠાઈ હોય, રોટી હોય અને શરાબ હોય-તે માણસ એક ગોસ્પંદ કપાવી શકે.

પણ મારી પાસે તો પૈસો નથી જેની પાસે હોય-તેને મેહેરબાની કરીને કહે કે મુજ ગરીબની દયા ખા

હમહ્ બૂસ્તાન્ ઝીરે બર્ગે ગુલસ્ત
હમહ્ કૂહ્ પુર્ લાલહો સોમ્બુલસ્ત
બપાલીઝ્ બુલ્બુલ્ બેનાલદ્ હમી
ગુલ્ અઝ્ નાલએ ઊ બેબાલદ્ હમી
શબે તીરહ્ બુલ્બુલ્ નખોસ્પદ્ હમી
ગુલ્ અઝ્ બાદો બારાન્ બેચોસ્પદ્ હમી
૩૫૭ મન્ અઝ્ અબ્ર્ બીનમ્ હમી બાદો નમ્
નદાનમ્ કે નર્ગેસ ચેરા શુદ્ દેઝમ્
બેખન્દદ્ હમી બુલ્બુલ્ અઝ્ હર્દુવાન્
ચુ બર્ ગુલ્ નેશીનદ્ કુશાયદ્ ઝબાન્
નદાનમ્ કે આતેશ ગુલ્ આમદ્ કે અબ્ર્
કે અઝ્ અબ્ર્ બીનમ્ ખોરૂશે હેઝબર્
બેદર્રદ્ હમી પીશ પીરાહનશ
દેરફ્શાન્ શવદ્ આતેશ અન્દર્ તનશ
સેરેશ્કે હવા બર્ ઝમીન્ શુદ્ ગવા
બનઝ્દીકે ખુર્શેદે ફર્માનરવા
કે દાનદ્ કે બુલ્બુલ્ ચે ગૂયદ્ હમી
બઝીરે ગુલ્ અન્દર્ ચે બૂયદ્ હમી
નેગહ્ કુન્ સહર્ગાહ્ તા બેશનવી
ઝે બુલ્બુલ્ સખુન ગોફ્તને પહ્લવી
હમી નાલદ્ અઝ્ મર્ગે એસ્ફન્દેયાર્
નદારદ્ બજોઝ્ નાલહ્ ઝૂ યાદ્ગાર્
ઝે આવાઝે રોસ્તમ્ શબે તીરહ્ અબ્ર્
બેદર્રદ્ દેલે પીલો ચન્ગે હેઝબ્ર્

ફૂલનો બાગ ફૂલની પાંદડીઓથી ભરાઈ ગયો છે-અને પહાડો લાલા અને સોમ્બુલનાં ફૂલથી ભરાઇ ગયા છે.

ફૂલના ક્યારામાં બુલબુલ પક્ષી ગાઈ રહ્યાં છે-ગોલાબનાં ફૂલ તેઓનાં મધુર ગાયનથી ખીલી રહ્યાં છે

અંધારી રાતે બુલબુલ પક્ષી ઊંઘાતાં નથી-પવનની લેહેકી અને વરસાદથી ફૂલો બાઝતાં જાય છે.

આસ્માન ઉપરથી હવા આવતી જાય છે અને પાણીની વૃષ્ટિ થતી દેખાય છે-છતાં નર્ગેસ શા માટે ઉદાસ રહે છે? તે મને સમજ પડતી નથી.

તે બન્ને (ગોલાબ અને નર્ગેસ) થી બુલબુલ પક્ષી હસે છે-અને ગોલાબનાં ઝાડ ઉપર જ્યારે બેસે છે ત્યારે ગાવાનું શુરૂ કરે છે

હુ નહીં જાણુતો કે ગોલાબ આશેક બન્યો છે કે વાદળાં?-કારણકે નર સિંહ મિસાલ વાદળા પણ ગરજના કરી રહ્યાં છે.

વાદળાં પહેલાં પોતાનું પેહેરણ ફાડે છે-અને તેથી તેનાં ભિતરનો આતશ ચમકી રહે છે.

હવાનાં આસુ ઝમીન ઉપર પડે છે તેજ શેહન્શાહ ખુરશેદની આગળ ગવાહી પુરે છે,

કે બુલબુલ શુ બોલે છે તે તે સમજે છે-અને ગોલાબનાં ફૂલમાં શાની સુગંધ આવે છે તે પણ તે જાણે છે

બામદાદમા જોજે કે બુલબુલનું ફાર્સી ગાયન તુ સાભળશે

બુલબુલ અસ્ફંદિયારનાં મોતનું રૂદન કરે છે-અસ્ફંદિયારનાં રૂદન સિવાય તેનું હવે કાંઈ બીજું બાકી રહ્યુ નથી

રૂસ્તમના પોકારથી કાળા વાદળાવાળી રાતે હાથીનુ જીગર અને નર સિંહના પંજા ફાટી જાય છે

# આધાઝે દાસ્તાને એસ્ફન્દેયાર્ વ રોસ્તમ્.

—:૦.—

ઝે દેહ્કાન્ શનીદમ્ યકી દાસ્તાન્
કે બર્ ખાન્દ્ અઝ્ ગોફ્તએ બાસ્તાન્
૩૫૮ કે ચૂન્ મસ્ત બાઝ્ આમદ્ એસ્ફન્દેયાર્
દેઝમ્ ગશ્તહ્ અઝ્ ખાનએ શહ્રયાર્
કતાયૂને કયસર્ કે બુદ્ માદરશ
ગેરેફ્તહ્ શબે તીરહ્ અન્દર્ બરશ
ચુ અઝ્ ખાબ્ બીદાર્ શુદ્ નીમ શબ્
યકી જામે મય ખોસ્તો બુક્શાદ્ લબ્
ચુનીન્ ગોફ્ત બા માદર્ એસ્ફન્દેયાર્
કે બા મન્ હમી બદ્ કુનદ્ શહ્રયાર્
મરા ગોફ્ત ચૂન્ કીને લોહ્રાસ્પ્ શાહ્
બેખાહી બમર્દી ઝે અર્જાસ્પ્ શાહ્
બેયારી તો મર્ ખાહરાન્રા ઝે બન્દ્
કુની નામે મારા બગીતી બલન્દ્
જહાન્ અઝ્ બદાન્ પાકો બીખવ્ કુની
બેકૂશીઓ આરાયેશે નવ્ કુની
હમહ્ પાદ્શાહીઓ લશ્કર્ તોરાસ્ત
હમાન્ ગન્જ્ બા તખ્તો અફ્સર્ તોરાસ્ત

# અસ્ફંદિયાર અને રૂસ્તમની દાસ્તાનની શુરૂઆત.

—:૦:—

દાનેશવર દેહકાનથી મેં આ દાસ્તાન સાંભળ્યુ છે-જે જૂનાં નામામાથી તેણે કહ્યું છે.

કે જ્યારે અસ્ફંદિયાર દારૂની કેફમાં પાછો આવ્યો-ત્યારે તે પોતાના બાપના મેહલથી કંટાળી ગયો હતો.

રૂમના કયસરની છોકરી કતાયૂન જે તેની મા હતી-તેણીએ તેને તે રાતે પોતાની આગળ રહેવા બોલાવ્યો હતો

જ્યારે મધ રાતે તે ખાબમાંથી બીદાર થયો-ત્યારે તેણે એક શરાબની જામ માંગી અને બોલવા લાગ્યો.

અસ્ફંદિયારે પોતાની માને એ પ્રમાણે કહ્યુ કે "પાદશાહ હજુ મારી સાથે બૂડાઈજ કરે છે.

તેણે મને કહ્યું હતું કે 'જ્યારે તુ પાદશાહ લોહરાસ્પનો કીનો-બહાદુરીથી પાદશાહ અર્જાસ્પ ઉપર લેશે,

તેમજ તારી બહેનોને કયદમાંથી છોડવી લાવશે-અને દુન્યામાં આપણું નામ બુલંદ કરશે,

અને જેહાન બૂરા લોકોથી સાફ અને પાક કરશે-તું ફેરોશ કરશે અને દુન્યાને નવેસરથી સણગાર આપશે,

ત્યારે તમામ પાદશાહી અને લશ્કર તારૂંજ થશે-તેમજ તખ્ત અને તાજ સાથનો ખઝાનો તનેજ મળશે.'

કુનૂન્ ચૂન્ બરૂ આરદ્ સેપહ્રૂ આફ્તાબ્
સરે શાહે બીદારૂ ગર્દદ્ ઝે ખાબ્
બેગુયમ્ બદૂ આન્ સુખુનહા કે ગોફ્ત
ઝે મન્ રાસ્તીહા નબાયદ્ નેહોફ્ત
અગરૂ તાજે શાહી સેપારદ્ બમન્
પરસ્તેશ કુનમ્ ચૂન્ બુતાન્રા શમન્
વગરૂ ઈચ તાબ્ અન્દરૂ આરદ્ બચેહ્રૂ
બયઝ્દાન્ કે બરૂ પાય દારદ્ સેપેહ્રૂ
બમર્દી મન્ આન્ તાજ બરૂ સરૂ નેહમ
બઈરાનેયાન્ ગન્જો કેશ્વરૂ દેહમ
તોરા બાનૂએ શહ્રે ઈરાન્ કુનમ
બઝૂરો બહેલ્ કારે શીરાન્ કુનમ
ઘમી શુદ્ ઝે ઓફ્તારે ઊ માદરશ
હમહ્ પરૂનેયાન્ ખારૂ શુદ્ દરૂ બરશ
બેદાનેસ્ત કાન્ ગન્જો તખ્તો કોલાહ્
નબખ્શદ્ બદૂ નામબરૂદારૂ શાહ્
બદુ ગોફ્ત કય રન્જ દીદહ્ પેસરૂ
ઝે ગીતી ચે જૂયદ્ દેલે તાજવરૂ
હમહ્ ગન્જો ફર્માનો રાએ સેપાહ્
તો દારી બરીન્ બરૂ ફેઝૂની મખાહ્
યકી તાજ દારદ્ પેદરૂત અય પેસરૂ
તો દાદી હમહ્ લશ્કરો બૂમો બરૂ
ચે નીકૂ તરૂ અઝ્ નરૂરહ્ શીરે ઝેયાન્
બપીશે પેદરૂ બરૂ કમરૂ બરૂ મેયાન્
ચુ ઊ બુગ્ઝરદ્ તાજો તખ્તશ તોરાસ્ત
બુઝોર્ગીઓ અઉરન્ગો બખ્તશ તોરાસ્ત
ચુનીન્ ગોફ્ત બા માદરૂ એસ્ફન્દેયારૂ
કે નીકૂ ઝદ્ ઈન્ દાસ્તાન્ હુશ્યારૂ
કે પીશે ઝનાન્ રાઝ હરૂગેઝ્ મગૂય
ચુ ગૂઈ સખુન્ બાઝ યાબી બકૂય
અગરૂ લબ્ બેબન્દી ઝે બહ્રે ગઝન્દ્
નગૂઇ ઝનાન્રા બુવદ્ સૂદમન્દ્
બકારી મકુન્ નીઝ્ ફર્માને ઝન્
કે હરૂગેઝ્ નબીની ઝની રાએઝન્
ઝની ગરૂ જહાન્ શુદ્ બફર્માને ઊય
બરે ઊ નબાશદ્ ગેરામી ચુ શૂય
પુરૂ આઝન્ગો તસ્વીરૂ શુદ્ માદરશ
ઝે ગોફ્તન્ પશીમાની આમદ્ બરશ
નશુદ્ પીશે ગુશ્તાસ્પ્ એસ્ફન્દેયારૂ
હમી બૂદ્ બા રામેશો મયગોસારૂ

તેથી હવે જ્યારે આસ્માન આફ્તાબને ઊંચો લાવશે-અને પાદશાહ ખાબથી બેદાર થશે,

ત્યારે તેણે જે સખુનો કહ્યા હતા તે હું તેને કહી સમજાવીશ-મારાથી સચ્ચાઇ છૂપી રહેવી નહીં જોઇયે.

અગરજો પાદશાહી તાજ મને સોંપે-તો જેમ મૂર્ત્તિ પૂજક મૂર્ત્તિની ૩૫૯
સેવા કરે તેમ હું તેની સેવા કરીશ.

પણ જો તે મારા કહેવાનો કાંઇ પોતાના ચેહરા ઉપર ગુસ્સો લાવશે-તો યઝદાન કે જે ફરતું આસ્માન પાયદાર રાખી શકે છે તેના કસમ લઇ કહું છું,

કે હું તે તાજ બહાદુરીથી મેળવી મારાં સર ઉપર મૂકીશ-તેનો ખઝાનો અને મુલક બીજા ઈરાનીઓને આપીશ.

તને ઇરાન શેહરની રાણી બનાવીશ-તેમજ મારાં ઝોર અને હિમ્મતથી સિંહોનાં કામ કરી દેખાડીશ"

તેની મા તેની આવી વાતથી ગમગીન થઈ ગઈ-અને તેણીનાં આંગમાંનાં રેશમી કપડાં તેણીને મનસે ખુવાર થઇ પડયાં.

તેણી જાણતી હતી કે નામદાર પાદશાહ કાઇ પોતાનો ખઝાનો, તખ્ત અને તાજ તેને બક્ષેશ કરવાનો નથી

તેથી તેણી બોલી કે "ઓ મારા દુઃખી થયલા બેટા! આ તારૂં પાદશાહી દિલ હજું દુન્યામાં બીજું તે શું ચાહે છે?

ખઝાનો હકૂમત અને લશ્કરની સરદારી-તો તનેજ મળેલી છે-માટે હવે એથી વધુની ઇચ્છા ના કર.

ઓ બેટા! તારો બાપ તો માત્ર એક તાજજ ધરાવે છે-જ્યારે તમામ લશ્કર અને સર ઝમીન તો તારાજ તાબામાં છે

એક મસ્ત નરશેર કમર ઉપર કમરબંદ બાંધીને બાપની સેવામાં ઉભો રહે તેનાં કરતાં બીજું વધારે સારૂં શું હોય?

જ્યારે તે ગુઝર પામશે ત્યારે તેનું તાજ અને તખ્ત તો તારૂંજ છે- ૩૬૦
તેમજ તેની મોટાઈ, દબદબો અને તેનુ ફતેહમંદ નસીબ તે તારૂંજ થશે."

ત્યારે અસ્ફંદિયારે માને એ પ્રમાણે કહ્યુ-કે "એક દાના શખ્સે આ વાત સાચીજ કહી છે

કે બૈરાઓ આગળ તારી ખાનગી વાત કદી પણ ના કહેતો-જો તું કહેશે તો તેજ વાત બીજા મોહલ્લામાથી તુ સાંભળશે

જો તને નુકસાન નહીં થાય તે માટે તારૂં મોં બંદ રાખે-અને અઉરતની આગળ કાઇ ભરમ કહે નહીં તો તેમાં ઘણો ફાયદો છે

કોઈ પણ કામમાં અઉરત કહે તેમ ચાલતો ના-કારણકે કદી પણ અઉરત સારી સલાહ આપનારી નહીં હોય

એક અઉરતની ખાહેશ મૂજબ જો દુન્યા ચાલતી હોય-તો પણ તે દુન્યા તેણીના ખાવંદ જેટલી પ્યારી તેણીને લાગતી નથી."§

આવા સખુનો સાંભળીને અસ્ફંદિયારની માને ખીજવાટ લાગ્યો-અને પોતાના બોલવાનો તેણીને પસ્તાવો આવ્યો

હવે અસ્ફંદિયાર ગુશ્તાસ્પની આગળ ગયોજ નહીં-પણ ગાનારા અને મય પીનારા સાથ ત્યાજ રહ્યો હતો.

---

§ આ બયતોમાં બાનૂઓ વિષેના જે વિચારો ફિર્દોસી જણાવે છે તે ઈસ્લામી તરીકા મૂજબ જણાવે છે કારણકે એ વિચારો કદીમ ઈરાની બાનૂઓને લાગુ પડતા છેજ નહીં. ઈરાની બાનૂઓ વિષે અવસ્તામાં ઘણા સારા વિચારો જણાવેલા છે. ફિર્દોસીના બાનૂઓ વિષેના વિચારો ઘણા સાંકડા હતા એ તો ખુલ્લું જણાઈ આવે છે. કારણકે શાહનામાની તવારીખમાં જ્યાં પણ બાનૂઓ માટે કાંઈ એવી બાબતો આવે છે, એટલે પોતાના વિચારો દર્શાવે છે. ગોયા બાનૂઓએ કોઇ પણ કામમાં ભાગ લેવોજ નહીં, પણ ઘરમાં બેસી નરેશેર જેવા બેટાઓને જન્મ આપ્યા કરવો.

ઝનાન્રા હમીનસ્ત બસ યકુ હોનરૂ
નેશીનન્દો ઝાયન્દ્ શીરાને નરૂ

એવીજ જાતના વિચારો શયખ સઅદીના પણ હતા જે આપણને બૂસ્તાન વાંચતા માલૂમ પડી આવે છે

હો રૂઝો દો શબ્ બાદહ્ અઝ્ જામ ખરૂદ
બરે માહ્રૂયાન્શ આરામ કરૂદ
સેઉમ રૂઝ્ ગુશતાસ્પ્ આગાહ્ શુદ
કે ફર્ઝન્દ જૂયન્દએ ગાહ્ શુદ
૩૬૧ હમી બરૂ દેલ અન્દીશાહ્ બેફ્ઝાયદશ
હમી તાજો તખ્તે કઈ બાયદશ
બેખાન્દ આન્ ઝમાન્ શાહ્ જામાસ્પરા
હમાન્ ફાલગૂયાને લોહ્રાસ્પરા
બેરફ્તન્દ બા ઝીચહા દરૂ કેનારૂ
બેપુર્સીદ શાહ્ અઝ્ ગવ્ એસ્ફન્દેયારૂ
કે ઊરા બુવદ ઝેન્દગાની દરાઝ્
નેશીન્દ બખૂબીઓ આરામો નાઝ્
બસરૂ બરૂ નેહદ તાજે શાહન્શેહી
બરૂ ઊ પાયદારદ બેહીઓ મેહી
ચુ બેશનીદ દાનાએ ઈરાન્ સોખન્
નેગહ્ કરૂદ બા ઝીચહાએ કોહન્
ઝે તીમારૂ મેઝ્ગાન્ પુરૂ અઝ્ આબ્ કરૂદ
ઝે દાનેશ બરૂહા પુરૂ અઝ્ તાબ્ કરૂદ
હમી ગોફ્ત બદ રૂઝો બદ અખ્તરમ્
બદ અઝ્ દાનેશ આયદ હમી બરૂ સરમ્
બદસ્તે બુઝોર્ગી બરૂ આયદશ હુશ
વગરૂ ઓફ્તદ્ બરૂ તખ્ત બીનદ સોરૂશ
મરા કાશકી પીશે ફરૂરોખ્ ઝરીરૂ
ઝમાનહ્ ફેગન્દી બચન્ગાલે શીરૂ
૩૬૨ વરા મન્ નદીદી પુરૂ અઝ્ ખાકો ખૂન્
ફેગન્દહ્ બદાન્ સાન્ બખાક્ અન્દરૂન્
વયા ખુદ બેકોશતી પેદરૂ મરૂ મરા
નગશતી બજામાસ્પ્ શૂમ અખ્તરા
ચુ એસ્ફન્દેયારૂ આન્ કે દરૂ ચન્ગે ઊય
બેદરૂરદ દેલે શીરૂ અઝ્ આહન્ગે ઊય
ઝે દુશ્મન્ જહાન્ સરૂબસરૂ કરૂદ પાક્
બરઝ્મ અન્દરૂન્ નીસ્તશ તર્સો બાક્
જહાન્ અઝ્ બદઅન્દીશ બી બીમ્ કરૂદ
તને અઝ્દહારા બદ્ નીમ્ કરૂદ
અઝીન્ પસ ઘમે વય બેબાયદ કશીદ
બસી શૂરો તલ્ખી બેબાયદ ચશીદ
બદ્ ગોફ્ત શાહ્ અય પસન્દીદહ્ મરૂદ
સખુન્ ગૂયો વઝ્ રાહે દાનેશ મગરૂદ
ગરૂ ઊ ચૂન્ ઝરીરે સેપહ્બદ બુવદ
મરા ઝીસ્તન્ ઝીન્ સેપસ બદ બુવદ
હલા ઝૂદ બેશતાબો બા મન્ બેગૂય
કઝીન્ પુર્સેશમ્ તલ્ખી આમદ બરૂય
વરા દરૂ જહાન્ હુશ બરૂ દસ્તે કીસ્ત
કઝાન્ દરૂદ મારા બેબાયદ ગેરીસ્ત
૩૬૩ બદ્ ગોફ્ત જામાસ્પ્ કય શહ્રૂયારૂ
બમન્ બરૂ નગર્દદ બદે રૂઝગારૂ
વરા હુશ દરૂ ઝાબુલસ્તાન્ બુવદ
બચન્ગે યલે પૂરે દસ્તાન્ બુવદ
બઝાબુલ ઝમાનશ સરૂ આયદ હમી
ચુ બા પૂરે દસ્તાન્ બરૂ આયદ હમી

તેણે બે દિવસ અને બે રાત પેલીજ માહતાબને ચેહરેની પોતાની મા બહેનો આગળ શરાબની જામ પીયા કીધી અને ત્યાંજ આરામ કર્યો.

ત્રીજે દિવસે ગુશતાસ્પને ખબર પડી-કે "તારો બેટો તારાં તખ્તનો તલબગાર બન્યો છે

તેના દિલમાં મોટાઈના વિચારો વધ્યા જાય છે-અને તેને ક્યાની તાજ અને તખ્ત જોઇયે છે"

તેજ વખત પાદશાહે જામાસ્પને તેમજ લોહરાસ્પના ફાલ જોનારા નુજૂમીઓને બોલાવી મગાવ્યા

જેથી તેઓ બગલમાં ગ્રહકુંડળીઓ લઇને ગયા-પાદશાહે તેઓને બહાદુર અસ્ફંદિયાર માટે પૂછ્યુ,

કે "શું તેની ઝિંદગાની લામ્બી છે-શું તે ખૂબી સાથ તેમજ આરામ અને ખુશહાલી સાથ તખ્તે બેસી શકશે?

શું તેના સર ઉપર શેહન્શાહી તાજ મૂકાશે-અને સઘળી ભલાઇ અને મોટાઈ તેની ઉપર કાયમ રહી શકશે?"

જ્યારે પેલા ઈરાન સર ઝમીનના દાના શખ્સ જામાસ્પે આ વાત સાંભળી-ત્યારે પોતાની પુરાણી ગ્રહ કુંડળીઓ જોવા લાગ્યો

દુઃખથી તેની આખમાં આસુ ભરાઇ આવ્યા-અને ગભીર વિચારથી તેના કપાળ ઉપર કરચલી વળવા લાગી

તે કહેવા લાગ્યો કે "હુ ખરા દહાડાનો અને ખરાબ સેતારાનો માણુસ છું-અને મારાં જ્ઞાનને લીધે મારી ઉપર આ બદી આવે છે"

પછી બોલ્યો કે "એક મહાન પુરૂષના હાથ ઉપર તેનું મોત આવશે-સરોશ ફરેશ્તો તેને તખ્ત ઉપર સુતેલો સભાળતો હશે (તો પણ તેનુ મોત આવશે).

અરે ખોદા! જો ઝમાનાએ મને મુબારક ઝરીરની આગમચ સિહની ચુન્ગાલમા નાખી દીધો હતે તો કેવુ સારૂ થને?

તો હું તેને (અસ્ફંદિયારને) ખાક અને લોહીથી ભરેલો એવી રીતે ખાકમાં પડેલો જોતે નહીં.

અથવા તો મને મારો બાપ બચપણમાજ મારી નાખતે-કે જેથી બદબખ્તીનો સેતારો મુજ જામાસ્પ ઉપર આવતેજ નહીં

જો કે અસ્ફંદિયારના પોકારથી લડાઈના મયદાનમા સિહનું જીગર પણ ફાટી જાય છે

તેણે દુશ્મનોથી તમામ જેહાન પાક કીધી છે-તે લડાઈ વખતે ધાસ્તી કે બીક જેવુ કશુ જાણુતોજ નથી

બૂરા લોકોથી આ જેહાન ધાસ્તી વગરની બનાવી છે-અને અઝદહાનાં તનના પણ બે ટૂકડા કર્યા છે,

છતા હવે પછીથી તેનો ગમ ખાવો પડશે-અને ઘણુક અણગમતું અને કડવુ ઝેહર જેવુ ચાખવુ પડશે"

પાદશાહે તેને કહ્યુ કે "ઓ પસદ કીધેલા મર્દ!-જે કાંઈ સખુન બોલવા ઘટતા હોય, તે બોલ અને દાનાઈના માર્ગથી પાછો ના ફર

જો તેનો પણ સરદાર ઝરીરના જેવોજ હાલ થવાનો હોય-તો પછી મને જીવવુજ દુઃખ ભરેલુ થઈ પડશે

ચાલ વેગ, જલદી કર અને મને કહે-કારણકે આ મારા સવાલથી મારા મોઢામા કડવાસજ આવ્યો છે

તેનુ મોત આ દુન્યામા કોણના હાથ ઉપર છે કે જે દુઃખથી આપણને રડવું પડશે?"

જામાસ્પે તેને કહ્યુ કે "ઓ પાદશાહ!-ખોદા મારી ઉપર ખરાબ વખત ના લાવતો

તેનુ મોત ઝાબુલેસ્તાનમાં-ઝાલના પેહલવાન બેટાને હાથે આવશે

જ્યારે તે ઝાલના બેટા રૂસ્તમ સાથ લડાઈ કરશે ત્યારે ઝાબુલમાંજ તેનો ઝમાનો આખેર થશે"

બજામાસ્પ ગોફ્તા આન્ ઝમાન્ શહુરૂયાર્
કે ઈન્ કારૂરા ખાર્ માયહ્ મદાર્
અગર્ મન્ સરે તખ્તે શાહન્શોહી
સેપારમ્ બદુ ગન્જો તાજે મેહી
ન બીનદ્ બરો બૂમે ઝાબુલસેતાન્
નદાનદ્ કસ્ ઊરા બકાબુલસેતાન્
શવદ્ અયમન્ અઝ્ ગર્દેશે રૂઝગાર્
બુવદ્ અખ્તરે નીકશ આમૂઝગાર્
ચુનીન્ દાદ્ પાસોખ્ સેતારહ્ શુમર્
કે અઝ્ ચર્ખે ગર્દાન્ કે યાબદ્ ગુઝર્
અઝીન્ બર્ શુદહ્ તીઝ્ ચન્ગ્ અઝ્દહા
બઝૂરો બમર્દી નેયાબદ્ રહા
કઝા ચૂન્ ઝે ગર્દુન્ ફેરૂહેશ્ત પર્
હમહ્ આકેલાન્ કૂર્ ગર્દન્દો કર્
બેબાશદ્ હમહ્ બૂદની બી ગુમાન્
નજસ્તસ્ત અઝ્ મર્દે દાના ઝમાન્
દેલે શાહે ઈરાન્ પુર્ અન્દીશહ્ શુદ્
રવાનશ ઝે અન્દીશહ્ ચૂન્ બીશહ્ શુદ્
પુર્ અન્દીશહ્ અઝ્ ગર્દેશે રૂઝગાર્
હમી બર્ બદી બૂદશ આમૂઝગાર્

ત્યારે તેજ વખત પાદશાહે જામાસ્પને કહ્યું-કે "તું આ વાતને કાંઇ હલકી ના ગણુતો.

જો હું શેહન્શાહી તખ્ત, ખઝાનો અને બુઝોર્ગીનું તાજ તેને આપું,

તો તે ઝાબુલેસ્તાનનો મુલક જોશે પણ નહીં-અને તેને કાબુલેસ્તાનમાં કોઈ ઓળખશે પણ નહીં.

પછી તે ઝમાનાની ગર્દેશથી નચિન્ત રહેશે-અને નેક સેતારો તેનો શીખવનાર થશે"

ત્યારે સેતારેશેનાસ જામાસ્પે એવો જવાબ દીધો-કે "આ ફરતાં આસ્માનથી કોણ છટકી શકયું છે?

આ તેઝ ચુન્ગાલનાં આસ્માનના હાથમાંથી-કોઇ પણ પોતાનાં ઝોરથી કે મર્દાનગીથી છટકી શકે નહીં.

જ્યારે કઝા આસ્માન ઉપરથી ઉતરે છે-ત્યારે અકલમંદ માણસો પણ આંધળા અને બેહેરા બની જાય છે

બેશક કે જે બનવાનું હશે તે બન્યા વગર રહેવાનું નથી-ઝમાનાનો ૩૬૪
સર્વથી મોટો દાનેશમંદ માણસ પણ કઝાના પંજામાંથી છટકતો નથી."

ઈરાનના પાદશાહનું દિલ બીવા લાગ્યું-અને તે ધાસ્તીથી તેનો જીવ જંગલ મિસાલ ગૂચવાઈ ગયો.

તે ઝમાનાની ગર્દેશથી અંદેશા ભરેલો થયો-અને તેજ ગર્દેશ બદી ઉપર ચલાવવા તેની શીખવનાર બની હતી

## ખાસ્તને એસ્ફન્દેયાર્ પાદ્શાહીરા અઝ્ પેદર્.

ચુ બરૂગશ્ત શબ્ ગેરૂદ્ કર્દહ્ અનાન્
સપીદહ્ બર્ આવરૂદ્ રખ્શાન્ સનાન્
નેશસ્ત અઝ્ બરે તખ્તે ઝર્ શહુરૂયાર્
બેશુદ્ પીશે ઊ ફરૂરોખ્ એસ્ફન્દેયાર્
હમી બૂદ્ પીશશ પરસ્તાર્ ફશ
પુર્ અન્દીશહો દસ્ત કર્દહ્ બકશ
ચુ દર્ પીશે શાહ્ અન્જુમન્ શુદ્ સેપાહ્
ઝે નામ્આવરાનો ઝે ગોર્દાને શાહ્
હમહ્ મૂબેદાન્ પીશે તખ્તશ રદહ્
હમ્ એસ્પહ્બુદાન્ પીશે ઊ સફ ઝદહ્
પસ્ એસ્ફન્દેયાર્ આન્ ગવે પીલતન્
બર્ આવરૂદ્ અઝ્ દરૂદ્ આનગહ્ સુખન્
બદુ ગોફ્ત શાહા અનૂશહ્ બદી
તોરા બર્ ઝમીન્ ફરરૂએ ઈઝદી
સરે દાદો મેહ્ર્ અઝ્ તો પયદા શુદહ્સ્ત
હમાન્ તાજો તખ્ત અઝ્ તો ઝીબા શુદહ્સ્ત
તોરા અય પેદર્ મન્ યકી બન્દહ્ અમ્
હમહ્ બારૂઝૂએ તો પૂયન્દહ્ અમ્
તો દાની કે અર્જાસ્પ અઝ્ બહરે દીન્
બેયામદ્ ચુનાન્ બા સવારાને ચીન્
બેખુર્દમ મન્ આન્ સખ્ત સઉગન્દહા
ચુ પેચીદહ્ તમ્ આન્ ઈઝદી પન્દહા

## અસ્ફંદિયારનું પોતાના બાપ પાસેથી પાદશાહીનું માંગવું.

જ્યારે રાતે પોતાની સફર પુરી કીધી-અને બામદાદે પોતાનો ઝળકાટ ભરેલો ભાલો ઉઠાવ્યો,

ત્યારે પાદશાહ સોનેરી તખ્ત ઉપર આવી બેઠા-અને મુબારક અસ્ફંદિયાર તેની આગળ ગયો

તે તેની આગળ એક ગોલામની માફક અંદેશા ભરેલો અદબ વાળીને ઉભો

જ્યારે પાદશાહની નઝદીક લશ્કરીઓ તેમજ પાદશાહના નામદારી ભરેલા પેહલવાનો અને બહાદુરો એકઠા થયા.

સઘળા મોબેદોએ તેનાં તખ્ત આગળ સફ ખેંચી-તેમજ સરદારો પણ તેની આગળ હારબંદ ઉભા રહ્યા,

ત્યારે તે વખતે પીલતન પેહલવાન અસ્ફંદિયારે દુઃખ સાથ બોલવા માંડયું

તે બોલ્યો કે "ઓ પાદશાહ! તું ઘણું જીવજો!-આ ઝમીન ઉપર ખોદાઇ ખોરેહ તને મળેલું છે

ઈન્સાફ અને દયાની શુરૂઆત તારાથી થયલી છે-તેમજ તાજ અને ૩૬૫
તખ્ત તનેજ શોભાવે છે.

ઓ બાપ! હું તારો એક બંદો છું-અને તારી સઘળી ખાહેશ મૂજબજ ચાલનારો છું

તું જાણે છે કે જ્યારે અર્જાસ્પ દીનને માટે-તુર્કી સવારો સાથે ચઢી આવ્યો

હવે જ્યારથી મે ખોદાઈ દીન કબૂલ રાખી-ત્યારથી મેં સખ્ત સઉગન્દ લીધા છે,

કે હરૂકસ કે આરદ્દ બદીન્ દીન્ શેકસ્ત
દેલશ તાબ્ ગીરદ્દ સુએ બુત્ પરસ્ત
મેયાનશ બખન્જરૂ કુનમ્ બરૂ દુ નીમ્
નબાશદ્દ મરા અઝ્ કસી તર્સો બીમ્
વઝાન્ પસ કે અર્જાસ્પ્ આમદ્દ બજન્ગ્
ન બરૂગશતમ્ અઝ્ જન્ગે જન્ગી પલન્ગ્
મરા ખારૂ કર્દી બગોફ્તે ગુરઝમ
ચુ જામે કઈ દાશતી રૂઝે બઝ્મ
બેબસ્તી તને મન્ બબન્દે ગરાન્
બઝન્જીરો મેસ્મારે આહનગરાન્
સુએ ગુમ્બદાન્ દેઝ્ ફેરેસ્તાદી અમ્
ઝે ખારી બબીગાનગાન્ દાદી અમ્
૩૬૬ બઝાબુલ્ શુદી બલ્ખ્ બુગ્ઝાશતી
હમહુ રઝમરા બઝ્મ પેન્દાશતી
નદીદી હમાન્ તીઘે અર્જાસ્પરા
ફેગન્દી બખૂન્ શાહે લોહરાસ્પરા
ચુ જામાસ્પ્ આમદ્દ મરા બસ્તહુ દીદ
વઝાન્ બસ્તગીહા મરા ખસ્તહુ દીદ
મરા પાદ્દશાહી પઝીરોફ્તો તખ્ત
બરીન્ નીઝ્ ચન્દી બેકૂશીદ્દ સખ્ત
બદૂ ગોફ્તમ્ ઈન્ બન્દહાએ ગરાન્
સુતૂન્હાઓ મેસ્મારે આહનગરાન્
બયઝદાન્ નુમાયમ્ બરૂઝે શુમારૂ
બેનાલમ્ ઝે બદકુન બપર્વર્દેગારૂ
મરા ગોફ્ત કઝ્ ખૂને ચન્દીન્ સરાન્
સરફ્રાઝ્ બા ગોરૂઝહાએ ગરાન્
દરાન્ રઝ્મગહુ ખસ્તહુ તન્હા બતીરૂ
હમાન્ ખાહરાન્રા કે બોર્દન્દ અસીરૂ
દેગરૂ ગોર્દે આઝાદહુ ફર્શીદ્દવરૂદ્દ
ફેગન્દહુસ્ત ખસ્તહુ બદશ્તે નબરૂદ્દ
ઝે તુર્કાન્ ગુરીઝાન્ તને શહરૂયારૂ
હમી પીચદ્દ અઝ્ બન્દે એસ્ફન્દેયારૂ
૩૬૭ નસૂઝદ્દ દેલત બરૂ ચુનીન કારૂહા
બદીન્ દર્દો તીમારો આઝારૂહા
સુખુન્હા જોઝ્ ઈન્ નીઝ્ બેસ્યારૂ ગોફ્ત
કે ગોફ્તારૂ બા દર્દો ઘમ બૂદ્દ જોફ્ત
બેયાવરૂદ્દ ચન્દાન્ ઝે આહનગરાન્
કે સાયન્દ્દ આન્ બન્દહાએ ગરાન્
હમહુ કારે આહનગરાન્ દીરૂ બૂદ્દ
દેલે મન્ પુરૂ આહન્ગે શમ્શીરૂ બૂદ્દ
ધુલો બન્દ્દ બરૂહમ્ શેકસ્તમ્ હમહુ
દવાન્ આમદમ્ પીશે શાહે રમહુ
અઝીશાન્ બેકોશતમ્ ફેઝૂન્ અઝ્ શુમારૂ
ઝે કેર્દારે મન્ શાદ્દ શુદ્દ શહરૂયારૂ
ગરૂ અઝ્ હફ્તખાન્ અન્દરૂ આરમ્ સખુન્
હમાના કે હરૂગેઝ્ નેયાયદ્દ બબુન્
ઝે તન્ બાઝ્ કર્દમ્ સરૂ અર્જાસ્પરા
બરૂ અફ્રાખ્તમ્ નામે ગુસ્તાશ્પરા
ઝનો ફૂદકાન્ શાન્ બદીન્ બારૂગાહુ
બેયાવર્દમો તખ્તો ગન્જો કોલાહુ

કે 'જે કોઈ કે આ દીનનો ઝવાલ લાવવાની કોશેશ કરશે-અને જેનું દિલ આ દીન ઉપરથી ફરી જઇને મૂર્ત્તિપૂજક બનશે,

તેની કમરના મારી તલવારે કરી બે ટૂકડા કરીશ-મને કોઈની પણ બીક કે ધાસ્તી રહેશે નહીં'

ત્યાર પછી જ્યારે અર્જાસ્પ લડાઈમાં ઉતર્યો-ત્યારે હું તે જંગી ચિત્તાની લડાઈથી પાછો હઠ્યો નહીં

પછી જ્યારે મેઝબાનીને દિવસે પાદશાહી જામોનો દઉર ચાલતો હતો ત્યારે ગુરઝમના કહ્યાથી તે મને ખુવાર કીધો

અને લૂવારોની સાકળ અને ખીલાથી તેં મારા બદનને ભારી બંદમાં બધાવી,

મને દેઝે ગુબદાનમાં મોકલાવી દીધો-અને ધિક્કાર સાથે મને બેગાના-ઓના હાથમાં સોંપ્યો

તું બલ્ખ છોડીને ઝાબુલ ગયો-અને સઘળી લડાઇને તે ખુશીની મજલેસ ગણી.

તે અર્જાસ્પની તલવાર જોઇ નહીં-અને પાદશાહ લોહરાસ્પને ખૂનમા સોંપી આપ્યો

જ્યારે જામાસ્પ આવ્યો અને મને બાંધેલો જોયો-અને તે બદોથી મને ઝખ્મી થયલો જોયો,

ત્યારે મને રાજપાટ અને તખ્ત આપવાના સઉગદ લીધા હતા અને તે બાબત મારા મન ઉપર ઠસાવવાની ભારે કોશેશ તેણે કીધી હતી.

મે તેને કહ્યુ કે 'આ ભારી બેડીઓ-તેમજ લૂવારોના ખીલા અને થાંભલા,

હુ કયામતને દહાડે યઝદાનને બતાવીશ-અને મારી સાથ બૂરાઇ કરનાર માટે તેની આગળ રડીને ફર્યાદ કરીશ'

ત્યારે તેણે મને કહ્યું કે 'આપણા આટલાબધા શાહઝાદા-કે જેઓ સઘળા સરફરાઝ અને ભારી ગોર્ઝ ધરાવનારા હતા તેઓના ખૂનથી,

તે લડાઇગાહમા તેઓના શરીર તીરે કરી ઝખ્મી થયાથી-તેમજ તારી બહેનો કે જેઓને કયદ પકડી ગયા તેથી,

વળી નામીચો પેહલવાન ફર્શીદવર્દ-લડાઇનાં મયદાનમાં ઝખ્મી થઇ પડેલો છે તેથી,

અને પાદશાહ તુર્કોને હાથ નાસતો ફરે છે-અને અસ્ફંદિયારને કયદ કરવાનો હવે તે પસ્તાવો કરે છે,

તેથી શુ તારૂં દિલ આવા આવા બનાવો ઉપર-આવા આવા દુઃખ અને ગમ ઉપર અને આવી રીતના કાલાવાલા ઉપર બળતું નથી?'

એ સિવાય તેણે બીજી પણ પુષ્કળ વાતો કહી-કે જે વાતો દુઃખ અને ગમ ભરેલીજ હતી

ત્યાર પછી તે કેટલાક લૂહારોને લઈ આવ્યો કે જેઓ મારા તે બંદને ઘસી કાઢે

લૂહારોને એમ કરતાં ઘણો વખત લાગ્યો-અને મારૂં દિલ તો શમ્શેર-નાજ એરાદાથી ભરપુર હતુ,

તેથી મે તમામ સાકળ અને બેડીઓ તોડી નાખી-અને તું રૈયતના શાહની નઝદીક દોડતો આવી લાગ્યો.

અને બેશુમાર દુશ્મનોને મારી નાખ્યા-મારાં કામથી તું પાદશાહનું દિલ ખુશહાલ થયુ

હવે જો હું હફતખાનનું બેયાન કહેવા બેસુ-તો ખચીત કે તેનો છેડો કદી પણ આવે નહીં.

મેં અર્જાસ્પનું સર તનથી જુદું કરીને-ગુસ્તાસ્પનું નામ બુલંદ કર્યું

તેઓનો કબીલો, તખ્ત, ખઝાનો અને તાજ આ દરબારમાં લઇ આવ્યો

હમહુ નીકુઈહા નેહાદી બગન્જ
મરા માયહુ ખૂન્ આમદો સૂદ રન્જ
ઝે બસ્ પન્દો સઉગન્દો પયમાને તૂ
દેલમ ગરૂમ તરૂ શુદ બફર્માને તૂ
હમી ગોફ્તી અરૂ બાઝ બીનમ તોરા
ઝે રઉશનરવાન્ બરૂ ગુઝીનમ તોરા
સેપારમ તોરા અફૂસરો તખ્તે આજ
કે હસ્તી બમર્દી સઝાવારે તાજ
મરા અઝ ખુઝોર્ગાન્ હમી શરૂમ ખાસ્ત
કે ગૂયન્દ ગન્જો સેપાહત કુજાસ્ત
બહાનહુ કુનૂન ચીસ્ત મન્ બરૂ ચે અમ
પુરૂ અઝ રન્જ પૂયાન્ ઝે બહ્રે કે અમ
શહાન્ ગોફ્તએ ખુદ બજાય આવરન્દ
ઝે અહ્દો ઝે પયમાને ખુદ નુગ્ઝરન્દ
પેસરૂરા બેનેહ તાજ અફૂનૂન બસરૂ
ચુનાન્ ચૂન નેહાદત બસરૂ બરૂ પેદરૂ

તે સઘળી સારી સારી ચીઝો તેં તારા ખઝાનામાં ભરી છે-પણ મારી થાપણમાં તો લોહી અને મારા નફામાં દુઃખ અને રંજ.

તારી ઘણીક શીખામણોથી તેમજ તારા સઉગન્દ અને વચનથી-મારૂં ૩૬૮
દિલ તારો હોકમ બજાવવા ઉપર ઉલટ ભરેલું બન્યું.

તે એમ કહ્યું હતું કે 'અગરજો હું તને લડાઇથી પાછો ફરેલો જોઈશ-તો મારા રોશન જીવ કરતાં પણ તને વધારે પસંદ કરીશ

અને તને હુ મારૂં તાજ અને હાથી દાંતનું તખ્ત સોંપી આપીશ-કારણકે તું મર્દાનગીમા તાજ ધરાવવાનેજ લાયક છે.'

હવે મને બુઝોર્ગો આગળ શર્માવવુ પડે છે તેઓ કહે છે કે 'તારો ખઝનો અને લશ્કર કયાં છે?'

હવે તારી પાસે પાદશાહી નહીં આપવાનું બહાનુ શું છે? હું આ સઘળું શા માટે કરૂં?-કોણને માટે દુઃખમાં દોડતો ફરૂં?

પાદશાહો તો પોતાનુ બોલેલું પાળે છે-તેઓ પોતાના કોલ અને વચનથી ફરતા નથી.

માટે જેવી રીતે તારા બાપે તારા સર ઉપર તાજ મૂકયું-તેવીજ રીતે હવે તું પોતાના બેટાના સર ઉપર તાજ મૂક"

## પાસોખે ગુશ્તાસ્પ્ બએસ્ફન્દેયાર્.

બફર્ઝન્દ પાસોખ ચુનીન્ દાદ શાહ
કે અઝ રાસ્તી બુગ્ઝરી નીસ્ત રાહ
અઝીન્ બીશ કર્દી કે ગોફ્તી તો કારૂ
કે યારે તો બાદા જહાન્ કેર્દેગારૂ
નબીનમ કુનૂન દુશ્મની દરૂ જેહાન્
ન દરૂ આશકરા ન અન્દરૂ નેહાન્
કે નામે તો યાબદ ન પીચાન્ શવદ
ન પીચાન્ હમાના કે બીજાન્ શવદ
બગીતી નદારી કસીરા હમાલ્
મગરૂ પુરૂ હોનરૂ નામવરૂ પૂરે ઝાલ્
કે ઊરાસ્ત તા હસ્ત્ ઝાબુલસેતાન્
હમાન્ બોસ્તો ઘઝ્નીનો કાબુલસેતાન્
બમર્દી હમી ઝાસ્માન્ બુગ્ઝરદ
હમી ખીશતન્ કેહતરી નશ્મરદ
બેપીચદ ઝે રાયો ઝે ફર્માને મન્
સરૂ અન્દરૂ નેયારદ બપયમાને મન્
હમાન્ પીશે કાઊસે કય બન્દહ બૂદ
ઝે કયખુસ્રવ્ અન્દરૂ જહાન્ ઝન્દહ બૂદ
બશાહી ઝે ગુશ્તાસ્પ્ રાનદ સોખન્
કે ઊ તાજે નવ્ દારદો મન્ કોહન્

બગીતી નદાનદ કસી હમનબરૂદ
ઝે રૂમીઓ તૂરીઓ આઝાદ મરૂદ
હમાના શનીદી કે લોહરાસ્પ્ શાહ
ચુ કયખુસ્રવશ્ દાદ તખ્તો કોલાહ
હમહુ ઝરૂ ફેશાન્દન્દ બરૂ તખ્તે આજ
બરૂ આફૂશાન્દ ઊ ખાકૂ બરૂ તખ્તો તાજ

## ગુશ્તાસ્પનો અસ્ફંદિયારને જવાબ.

પાદશાહે પોતાના બેટાને એ પ્રમાણે જવાબ આપ્યો-કે "સચ્ચાઇથી વેગળા જવું એ સારૂ નથી

તે જે કાંઈ કહ્યું તે કરતાં પણ તેં વધારે કામ બજાવ્યું છે-દુન્યાનો પયદા કરનાર સાહેબ તારો મદદગાર હોજો!

હવે હું દુન્યાની અંદર શું ઝાહેરમાં કે શું બાતેનમાં એક પણ દુશ્મન એવો જોતો નથી,

કે જે તારૂં નામ સાંભળી તેને દુઃખ નહીં ચઢે-દુઃખ નહીં ચઢે ૩૬૯
એટલુજ નહીં પણ મરે નહીં (એવો દુશ્મન હું જોતો નથી)

એક ઝાલના હુનર ભરેલા નામવર બેટા સિવાય-દુન્યામાં કોઈ તારો જોડયો રહ્યો નથી.

કે જે જીવતો છે ત્યાં સૂધી ઝાબુલેસ્તાનનો મુલક તેમજ બોસ્ત, ગઝની અને કાબુલેસ્તાનનો મુલક તેનો છે.

મર્દાનગીમા તે આસ્માનથી પણ ચઢિયાતો છે-અને તે પોતાને કોઇનો પણ તાબેદાર ગણતો નથી.

તે મારા વિચાર અને ફર્માનની દરકાર કરતો નથી-અને મારી તાબે·દારી સ્વિકારતો નથી

જો કે તે કયકાઊસની નઝદીક તો ગોલામ તરીકે રહેતો હતો-અને કયખુસરૂથી તો જાણે દુન્યામા તે જીવતોજ હતો.

પણ તે સાહેબી કરતો ગુશ્તાસ્પની વાતો કરે છે-કે 'એ તો આજ કાલનો નવો પાદશાહ થયો છે, પણ હુ તો કદીમ ઝમાનાથી તાજ તખ્ત વાપરતો આવ્યો છું.

દુન્યામાં તે રૂમીઓ, તુર્કીઓ અને બીજા માન પામેલા બહાદુરો·માંથી કોઇને પણ પોતાનો બરોબરિયો સમજતો નથી.

ખચીત તે સાંભળ્યું તો હશે કે જ્યારે કયખુસરૂએ પાદશાહ લોહરા·સ્પને તખ્ત અને તાજ સોંપ્યું,

ત્યારે સઘળાઓએ તે હાથી દાંતનાં તખ્ત ઉપર સોનાનો વધાવો કીધો હતો-પણ રૂસ્તમે તો તખ્ત અને તાજ ઉપર ધૂળ છાંટી હતી.

૩૭૦ બઆવાઝ ગોફ્તૂ આન્ બહે બદ નશાન્
બનઝદીકે આન્ શાહે ગર્દનકશાન્
બરાન્ કસ હમી ખાક્ બાયદ ફેશાન્દ
કે લોહ્રાસ્પરા બાયદશ શાહ્ ખાન્દ
ચુ રોસ્તમ્ અઝીનગૂનહ્ ગૂયદ હમી
બફર્માનો રાયમ્ નપૂયદ હમી
નેહાની બદેલ્ કીનહ્ દારદ બમા
શુદહ્ પીશે ખુદ શાહે ફર્માનરવા
નદીદી ચુ અર્જાસ્પ આમદ બબલ્ખ
બમા બર્ હમહ્ કામહા કરદ તલ્ખ
ઝે રહ્ બાઝ ગર્દીદો નામદ બજન્ગ
તો ગોફ્તી કે અઝ્ મન્ વરા બૂદ નન્ગ
ઝે દુશ્મન્ ચે આયદ જોઝ ઈનહા બેગૂય
ચુ ઈનસ્ત આઇનો પૈન્દારે ઊય
સુએ સીસ્તાન્ રફ્તૂ બાયદ કુનૂન્
બકારૂ આવરી જન્ગો રન્ગો ફેસૂન્
બરહનહ્ કુની તીઘો ગૂપાલરા
બબન્દ આવરી રોસ્તમે ઝાલરા
ઝવારહ્ ફરામરૂઝરા હમચુનીન્
નમાની કે કસ બર્ નેશીનદ બઝીન્
૩૭૧ બદાદારે ગીતી કે ઊ દાદ નૂર્
ફેરૂઝન્દએ અખ્તરો માહો હૂર્
બઝન્દો બઝરૂદુશ્તો દીને બેહી
બનૂશઆઝરો આઝરો ફરૂરેહી

કે ચૂન્ ઈન સુખુનહા બજાય આવરી
ઝે મન્ નશનવી ઝાન્ સેપસ દાવરી
સેપારમ્ તોરા ગન્જો તખ્તો કોલાહ્
નેશાનમત્ બા તાજ દર્ પીશગાહ્
ચુનીન્ પાસોખ આવર્દશ એસ્ફન્દેયાર્
કે અય પુર્ હોનર્ નામવર્ શહ્રયાર્
હમી દૂર માની ઝે રસ્મે કોહન્
બર્ અન્દાઝહ્ બાયદ કે રાની સોખન્
તો બા શાહે ચીન્ જૂય નન્ગો નબર્દ
ઝે ચીનો ઝે ખલ્લુખ બરઅન્ગીઝ ગર્દ
ચે જૂઈ નબર્દે યકી મર્દે પીર્
કે કાઊસ ખાન્દી વરા શીરગીર્
ઝે ગાહે મેનૂચેહ્ર્ તા કયકોબાદ
હમહ્ શહ્રે ઈરાન્ બદૂ બૂદ શાદ
હમી ખાન્દન્દશ ખોદાવન્દે રખ્શ
જહાન્ગીરો શીરઅવઝનો તાજબખ્શ
૩૭૨ ન ઊ દર્ જહાન્ નામદારે નવસ્ત
બુઝોર્ગસ્તો બા અહ્દે કયખુસ્રવસ્ત
અગર્ અહ્દે શાહાન્ નબાશદ દુરોસ્ત
નબાયદ ઝે ગુશ્તાસ્પ મન્શૂર્ જોસ્ત
ચુનીન્ દાદ પાસોખ બએસ્ફન્દેયાર્
કે અય પૂરે ગર્દનકશે નામદાર્
હરાન્ કસ કે અઝ્ રાહે યઝદાન્ બેગશ્ત
હમાન્ અહ્દે ઊયો હમાન્ બાદે દશ્ત

પછી તે બૂરી બુન્યાદનો બૂરો શખ્સ તે બહાદુર લોકોના પાદશાહની હુઝૂરમા બુલંદ આવાઝે બોલ્યો હતો,

કે 'જે શખ્સ લોહરાસ્પને પાદશાહ તરીકે ગણે તે શખ્સ ઉપર ધૂળ ફેંકવી જોઇયે'

જ્યારે રૂસ્તમ એવી રીતે બોલે-અને મારા ફર્માન અને મરજી પ્રમાણે નહીં ચાલે,

ત્યારે તે પોતાના દિલમા આપણે માટે છૂપો કીનો ધરાવે છે-તે પોતે પોતાની મેળેજ પાદશાહ થઇ બેઠો છે

શું તું નથી જાણતો કે "જ્યારે અર્જાસ્પ બલ્ખ ઉપર ચઢી આવ્યો-અને આપણી સઘળી મુરાદોને કચડી નાખી?

ત્યારે તે મને વળાવીને રસ્તામાથીજ પાછો ફર્યો પણ મારી સાથ લડવા આવ્યો નહીં-ગોયા તેને મારી સાથ આવતાં શર્મ લાગતી હતી

હવે તુંજ કહે કે એક દુશ્મનથી એ સિવાય બીજુ શુ ઝાહેર આવે?-જ્યારે તેની રીતભાત અને વિચાર એવીજ રીતના છે,

ત્યારે હવે તને સીસ્તાન તરફ જવું જોઇયે-અને ત્યાં લડાઈ કે ફન ફરેબ કામે લગાડવાં જોઇયે.

તને પોતાની શમ્શીર અને ગોર્ઝ બાહેર કાઢવા જોઇયે-અને કોઈ પણ રીતે ઝાલના રૂસ્તમને બાધી લાવવો જોઇયે

તેવીજ રીતે ઝવારેહ અને ફરામર્ઝને પણ-એવી રીતે નહી રહેવા દીયે કે કોઈ ઘોડા ઉપર સવાર થઈ શકે

તો જેહાનનો પયદા કરનાર ખોદાતાલા કે જેણે આપણને કૌવત બક્ષેશ કર્યું છે તેમજ જે સેતારા, માહતાબ અને આફતાબને રોશન કરનારો છે તેના કસમથી,

ઝરતોશ્ત પયગમ્બરના, તેના ઝંદ અવસ્તાના, તેની ભલી દીનના કસમથી-નૂશઆઝર અને આઝરફોરૂઝ આતશ કદેહના તેમજ ઈઝદી ખોરેહના કસમથી કહુ છુ,

કે જ્યારે તું આ કામ બજા લાવશે-તો તે પછી મારી તરફથી કાઇ પણ વરવાધો સમજશે નહી

હું તને ખઝાનો, તખ્ત અને તાજ આપીશ-અને તને તાજ પેહેરાવી દરબારમાં બેસાડીશ"

અસ્ફંદિયારે તેને એવો જવાબ આપ્યો-કે "ઓ હુનર ભરેલા નામવર પાદશાહ!

તુ જૂની ચાલતી આવેલી રાહ રસ્મથી દૂર જાય છે-તારે તો અંદાઝાસર વાત કરવી જોઇયે.

તુ તારતરના પાદશાહ સાથ ગમે એટલી લડાઈ શોધ-અને તેનાં તારતર અને ખલ્લુખ શેહરની ગમે એટલી ગર્દ કાધી નાખ,

પણ આ એક બુઢ્ઢો મર્દ કે જેને પાદશાહ કાઊસ 'સિંહ પકડનાર'ના એલ્કાબથી બોલાવતો હતો તેવા સાથ તુ શા માટે લડાઇ શોધે છે?

મિનૂચેહરના વખતથી તે કયકોબાદના વખત સૂધી-તમામ ઈરાન શેહર તેનાથી ખુશખુશહાલ રહ્યું હતું

જેને સઘળાઓ રખ્શનો સાહેબ, દુન્યાનો જીતનાર, સિંહને મારનાર અને તાજ બક્ષેશ કરનાર (King maker) કરી કહે છે

તે કાંઇ દુન્યામાં નવોસવો નામદારી ભરેલો પેહલવાન નથી-પણ તે એક બુઝોર્ગ મર્દ છે અને કયખુસરૂ તરફનુ તહનામુ ધરાવે છે

અગરજો આગળા પાદશાહોના તહનામા વાજબી નહીં ગણાય-તો પછી ગુશ્તાસ્પ પાસેથી પણ કોઇયે તહનામુ મેળવવુ નહીં જોઇયે"

ગુશ્તાસ્પે અસ્ફંદિયારને એવો જવાબ આપ્યો-કે "ઓ નામદાર બહાદુરી ભરેલા બેટા!

જે કોઈ ખોદાના રસ્તાથી ઉલટો ચાલે-તેવા માણસનું આપેલું તહનામુ ગોયા મયદાનમા ફુકાતા પવન જેવું કહેવાય (એટલે તે કાંઇ વઝન દાર નહીં કહેવાય).

બેપુર્સમ્ ઝે બીદાદ્ શાહે બલન્દ્
કે રુસ્તમ્ ચેરા કરૂદ્ બાયદ્ બબન્દ્
હમહ્ હરૂચે ગોફૂતમ્ ફુનૂન્ યાદ્ દાર્
બેગૂ પીશે પુરૂમાયહ્ એસ્ફન્દેયાર્

પછી હું તે બુલંદ મરતબાના ગયર ઈન્સાફી પાદશાહ પાસેથી ખુલાસો માગીશ-કે આ મારા હાથમાં બેડી નખાવવાનું શું કામ પડયું ?'

આ મેં જે કહ્યું છે તે સઘળું બોલેબોલ યાદ રાખજે-અને તે દબદબા ભરેલા અસ્ફંદિયારને કહેજે."

## રફ્તને રોસ્તમ્ તા લબે હીરમન્દ્ બરાએ દીદારે એસ્ફન્દેયાર્.

ચો રોસ્તમ્ શુ બેશ્નીદ્ બહુમન્ બેરફ્ત
હમી રાન્દ્ બા મૂબેદે પાક્ તફ્ત
તહમ્તન્ જમાની બરહ્ બર્ બેમાન્દ્
ઝવારહ્ ફ્રામરૂઝરા પીશ ખાન્દ્
કઝ્ ઈદર્ બનઝ્દીકે દસ્તાન્ શવીદ્
બનઝ્દે મેહે ઝાબુલસ્તાન્ શવીદ્
બેગૂઈદ્ કેસ્ફન્દેયાર્ આમદસ્ત
જહાન્રા યકી ખાસ્તાર્ આમદસ્ત
બએયવાન્હા તખ્તે ઝરૂરીન્ નેહીદ્
બવય જામએ ખુસ્રવ આઈન્ નેહીદ્
ચુનાન્ હમ્ ચુ હન્ગામે કાઊસ શાહ્
વઝ્ નીઝ્ પુરૂમાયહ્ .તર્ બારૂગાહ્
બેસાઝીદ્ ચીઝી કે શાયદ્ ખરેશ
નબાયદ્ કે કમ્ બાશદ્ અઝ્ પર્વરેશ
કે નઝ્દીકે મા પૂરે શાહ્ આમદસ્ત
પુર્ અઝ્ કીનહો રઝ્મખાહ્ આમદસ્ત
ગવી નામદારસ્તો શાહી દેલીર્
ન અન્દીશદ્ અઝ્ જન્ગે યક્ દશ્ત શીર્
શવમ્ પીશે ઊ ગર્ પઝીરદ્ નુવીદ્
બનીકી બુવદ્ હર્ કસીરા ઉમીદ્
અગર્ નીકૂઇ બીનમ્ અન્દર્ સરશ
ઝે યાકૂતે સુરૂખ આવરમ્ અફ્સરશ
નદારમ્ અઝ્ ગન્જો ગઉહર્ દેરીઘ્
ન બર્ગુસ્તુવાનો ન ગૂપાલો તીઘ્
વગર્ બાઝ્ ગર્દાનદમ્ નાઉમીદ્
નબાશદ્ મરા રૂઝ્ બા ઊ સફીદ્
તો દાની કે ઈન્ તાબ્ દાદહ્ કમન્દ્
સરે ઝન્દહ્ પીલાન્ દર્ આરદ્ બબન્દ્
ઝવારહ્ બદ્ ગોફ્ત મન્દીશ અઝીન્
નજૂયદ્ કસી રઝ્મ કશ નીસ્ત કીન્
નદાનમ્ બગીતી યકી શહરૂયાર્
બરાયો બમર્દી ચુ એસ્ફન્દેયાર્
નેયાયદ્ ઝે મર્દે ખેરદ્ કારે બદ્
નદીદ્ ઊ ઝે મા હીચ્ કેર્દારે બદ્
ઝવારહ્ બેયામદ્ બનઝ્દીકે ઝાલ્
વઝાન્ રૂએ રોસ્તમ્ બર્ અફ્રાખ્ત યાલ્
બેયામદ્ દમાન્ તા લબે હીરમન્દ્
સરશ ગશ્તહ્ ખીરહ્ ઝે બીમે ગઝન્દ્

## રૂસ્તમનું અસ્ફંદિયારને જોવા માટે હીરમંદ નદીના કિનારા સુધી જવું.

બહમને જ્યારે રૂસ્તમનું કહેલું સાંભળ્યું ત્યારે પેલા પરહેઝગાર મોબેદો સાથ પાછો ફર્યો.

પછી રૂસ્તમ થોડોક વખત તેજ રાહમાં થોભ્યો-અને ઝવારેહ તેમજ ફરામર્ઝને બોલાવીને કહ્યું.

કે "તમો અહીંથી ઝાબુલેસ્તાનના સરદાર ઝાલની નઝદીક જાઓ.

અને કહો કે દેશનો જીતનાર અસ્ફંદિયાર આવ્યો છે

માટે આપણા મેહલમાં સોનેરી તખ્ત ગોઠવો-અને તેને માટે પાદશાહોની રીતભાતનાં કપડાં તૈયાર કરો.

જેવી રીતે કે શાહ કાઊસની વખતે કીધું હતું તેવીજ રીતે કરો- ૪૦૬
બલ્કે તે કરતાં પણ વધારે કીમતી સણગાર દરબાર ઉપર કરજો

વળી તેને લાયકનું ખાણું પણ તૈયાર કરાવજો-એવું બનવું નહીં જોઇયે કે તેની મેહમાનદારીમાં કાઇ ઓછું પડે

કારણકે આપણે ત્યાં પાદશાહનો બેટો આવ્યો છે-તે કીનાથી ભરેલો લડાઈ શોધવા આવ્યો છે.

તે એક નામદારી ભરેલો પેહલવાન અને બહાદુર શાહઝાદો છે-તે સિંહથી ભરેલાં એક મયદાનની લડાઈથી જરા પણ વિચાર કરતો નથી

હું તેની આગળ જાઉં છું અને જો તે મારૂં મેહમાનદારીનું એઝન કબૂલ કરશે-તો દરેક જણને ભલાઇની આશા છે.

અગરજો તેનાં સરમાં હું ભલાઇજ જોઈશ-તો લાલ યાકૂતનું તાજ તેનાં સર ઉપર મેલીશ.

અને તેને ખઝાનો, ગોહર, પાખર સાથના ઘોડા, ગોર્ઝ તલવાર વગેરે આપવાની બખીલાઈ કરીશ નહીં

પણ જો તે મને નાઉમેદ કરી પાછો ફેરવશે-તો તેની સાથે મારો દિવસ રોશન રહી શકશે નહીં.

પછી તું જાણે છે કે આ પેચદાર કમંદ-મસ્ત હાથીઓનાં સર ફાંદામાં લાવે છે."

ઝવારેહે તેને કહ્યું કે "તું એનો વિચાર ના કર-કારણકે કોઈ કીનો ધરાવ્યા વગર લડાઈ કરતુંજ નથી.

દુન્યામાં અસ્ફંદિયાર જેવો વિચારવંત અને બહાદુર કોઇ બીજો ૪૦૭
શાહ હોય એવું હું જાણુતો નથી.

ડહાપણવાળા માણસથી બૂરૂં કામ થતુંજ નથી-તેણે આપણી તરફથી કાંઈ પણ ખરાબ વર્તણુક જોઈ નથી"

પછી ઝવારેહ ઝાલની નઝદીક આવ્યો-અને પેલી તરફ રૂસ્તમ આગળ વધ્યો.

તે દોડતો હીરમંદ નદીના કિનારા સૂધી આવ્યો-તેનું સર આગળ આવનારી આફતની ધાસ્તીથી ગૂચવાડા ભર્યું થયું હતું.

એનાન્રા ગેરાન્ કરૂદ દર્ પીશે રૂદ
હમી બૂદ તા બહુમન્ આરદ હેરૂદ
ચુ બહુમન્ બેયામદ બપરદહુસરાય
હમી બૂદ પીશે પેદર્ બર્ બપાય
બેપુર્સીદ અઝ્ ફરૂરોખ્ એસ્ફન્દેયાર્
કે પાસોખ્ ચે દાદત્ ગવે નામદાર્
ચુ બેશનીદ બેન્શસ્ત પીશે પેદર્
બેગોફૂત્ આન્ચે બેશનીદ અઝ્ દર્ બદર્
નુખોસ્તીન્ દોરૂદશ્ ઝે રોસ્તમ્ બેદાદ
ઝે પયઘામો પાસોખ્ હમી કરૂદ યાદ
હમહુ દીદહુ પીશે પેદર્ બાઝ્ ગોફૂત
હમાન્ નીઝ્ નાદીદહુ અન્દર્ નેહોફૂત
૪૦૮ બદૂ ગોફૂત ચૂન્ રોસ્તમે પીલ્તન્
નબીનમ્ કસી નીઝ્ દર્ અન્જુમન્
દેલે શીર્ દારદ તને ઝન્દહુ પીલ્
નેહન્ગાન્ બર્ આરદ ઝે દર્યાએ નીલ્
બેયામદ ફુનૂન્ તા લબે હીરૂમન્દ
ન જઉશાન્ ન ખૂદો ન ગોર્ઝો કમન્દ
બદીદારે શાહુ આમદસ્તશ્ નેયાઝ્
નદાનમ્ ચે દારદ બદેલ્ બા તો રાઝ્
ઝે બહુમન્ બર્ આશોફૂત એસ્ફન્દેયાર્
વરા બર્ સરે અન્જુમન્ કરૂદ ખાર્
બદૂ ગોફૂત કઝ્ મર્દુમે સરૂફરાઝ્
ન ઝીબદ કે બા ઝન્ નેશીનદ બરાઝ્

વગર્ કૂદકાન્રા બકારી બુઝોરૂગ્
ફેરેસ્તદ નબાશદ દેલીરો સુતોરૂગ્
તો ગર્દન્કશાન્રા કુજા દીદઈ
કે બાન્ગે પયે અસ્પ્ નશ્નીદઈ
કે રોસ્તમ્ હમી પીલે જન્ગી કની
દેલે નામવર્ અન્જુમન્ બેશકની
ચુનીન્ ગોફૂત પસ બા પેશૂતન્ બરાઝ્
૪૦૯ કે આન્ શીરે જન્ગ્આવરે સરૂફરાઝ્
જવાની હમી સાઝદ અઝ્ ખીશતન્
ઝે સાલશ્ નેયાયદ હમાના શેકન્

તેણે નદીની આગળ ઘોડાને થોભાડયો-અને બહમન ખુશ ખબર લઈ આવે ત્યાં સૂથી તે વાત જોતો ઉભો.

એની ગમ જ્યારે બહમન છાવણીમાં પુગ્યો-અને બાપની નઝદીક જઈ ઉભો,

ત્યારે મુબારક અસ્ફંદિયારે તેને પૂછ્યું-કે "તે નામદાર પેહલવાને શું જવાબ આપ્યો?"

એ સાંભળી બહમન બાપની આગળ બેઠો-અને જે કાંઈ રૂસ્તમથી સાંભળ્યું હતું તે બોલેબોલ સઘળું કહ્યું

પહેલા તેને રૂસ્તમ તરફથી સલામ પહોંચાડી-પછી પયગામ પુગાડયો તે તેમજ તેનો જવાબ આપ્યો તે સઘળું કહ્યું.

તેણે જે કાંઇ જોયું હતુ તે સઘળું બાપને કહ્યું-જે નહીં જોયું હતું પણ જે છૂપી વિગત સાંભળી હતી તે પણ કહી.

તે બોલ્યો કે "પીલતન રૂસ્તમના જેવો હું કાઇ પણ અન્જુમનમાં કોઇને જોતો નથી.

તે સિંહ જેવું દિલ અને મસ્ત હાથી જેવું તન ધરાવે છે-અને નાઈલના દર્યામાથી મગરમચ્છો બાહેર ખેચી કાઢે છે

હમણા તે હીરમદ નદીના કિનારા ઉપર-બખ્તર, કોલાહ, ગોર્ઝ કે કમંદ વગર આવી ઉભો છે

તેને તું પાદશાહના દીદાર જોવાની ખાહેશ થઈ છે-તે તારે માટેનો ભેદ પોતાના દિલમા શું રાખે છે તે હું જાણતો નથી"

એ સાંભળી અસ્ફદિયાર બહમન ઉપર ગુસ્સે થયો-અને તેને ભર મજલેસમા ધમકાવી કાઢયો.

તે બોલ્યો કે "બહાદુર મર્દોને-નહીં ઘટે કે ઓરતો સાથ બેસીને છૂપી વાતો કરે (યાને રૂસ્તમને ઘરડો જાણી અસ્ફદિયાર ગરૂરીથી કહે છે કે તે એક બાયલા જેવો છે માટે તેની સાથ વાતો કરવા શા માટે બેઠો?)

તેમજ જો નાદાન છોકરાઓને એક મોટાં કામ ઉપર-મોકલે તે બહાદુર અને મોટો માણસ નહીં હોય

તેં બહાદુરોને કયા જોયા છે?-બલ્કે તેઓનાં ઘોડાના પગલાંનો આવાઝ પણ સાભળ્યો નથી.

કે તું રૂસ્તમને લડાયક હાથી બનાવે છે-અને આ નામવર લશ્કરનું દિલ તોડી નાખે છે"

પછી તેણે પેશૂતનને ખાનગીમાં કહ્યું-કે "તે લડાયક સરફરાઝ સિંહ,

કે જેનો આટલી બધી ઉમર છતા બાઘો તુટો નથી-કારણકે હજી તે પોતાને જવાનમા ખપાવે છે

## પઝીરહ્ શુદને એસ્ફન્દેયાર્ રોસ્તમ્રા વ બાઝ્ ગશતને રોસ્તમ્ અઝ્ પીશે ઊ નઝ્દે ઝાલ્.

બેફરૂમૂદ કસ્પે સેયહુ ઝીન્ કુનન્દ
બબાલાશ્ બર્ ઝીને ઝરૂરીન્ કુનન્દ
પસ અઝ્ લશ્કરે નામવર્ સદ સવાર્
બેરફૂતન્દ બા ફરૂરોખ્ એસ્ફન્દેયાર્
બેયામદ દમાન્ તા લબે હીર્મન્દ
બફેત્રાક્ બર્ કર્દહુ પીચાન્ કમન્દ

## અસ્ફંદિયારનું રૂસ્તમને એસ્તેકબાલ જવું અને રૂસ્તમનું તેની આગળથી ઝાલની નઝદીક પાછું ફરવું.

પછી તેણે હોકમ કીધો કે "કાળા ઘોડાને તૈયાર કરે-અને તે ઘોડા ઉપર સોનેરી ઝીન મૂકે"

પછી તે નામવર લશ્કરમાંથી સો સવારો-મુબારક અસ્ફંદિયારની સાથે ગયા

તે ફેત્રાક ઉપર પેચદાર કમંદ નાખીને-ઉતાવળ કરતો હીરમદ નદીને કિનારે આવી લાગ્યો.

અઝાનસૂ ખોરૂશી બર્ આવરૂદ રખ્શ
વઝીન્ સૂએ અસ્પે ચલે તાજબખ્શ
તહમ્તન્ ઝે રખ્શ અન્દર્ આમદ ફેરૂદ
પેયાદહ્ હમી દાદ્ ચન્દ્રા દોરૂદ
પસ અઝ આફ્રીન ગોફ્ત કઝ ચર્ક ખોદાય
હમી ખાસ્તમ્ તા બુવદ રહ્નુમાય
કે તૂ બા બુઝોર્ગાન બદીન્ જાયગાહ્
ચુનીન્ તન્દુરોસ્ત આમદી બા સેપાહ્
નેશીનીમો ગોફ્તારે ફર્રૂખ નેહીમ
અઝાન્ પસ ચકી ખૂબ્ પાસોખ દેહીમ
ચુનીન્ દાન્ કે યઝ્દાન્ ગવાએ મનસ્ત
ખેરદ ઝીન્ સખુન્ રહ્નુમાએ મનસ્ત
કે મન્ ઝીન્ સુખુનહા નગીરમ્ ફોરૂઘ
નગર્દમ બહર્ જાય ગેર્દે દોરૂઘ
કે રૂએ સેયાવુશ અગર્ દીદમી
બદીન્ તાઝહ્ રૂઈ નગરૂદીદમી
નમાની હમી જોઝ સેયાવખ્શરા
મરાન્ તાજદારે જહાન્બખ્શરા
ખુનુક્ શાહ્ કુ ચૂન્ તો દારદ પેસર્
બબાલાઓ ચેહ્રત બેનાઝદ પેદર્
ખુનુક્ શહ્રે ઈરાન્ કે તખ્તે તોરા
પરસ્તન્દો બીદાર્ બખ્તે તોરા
દેઝમ બખ્ત આન્ કઝ તો જૂયદ નબર્દ
ઝે બખ્તો ઝે તખ્ત અન્દર્ આયદ બગર્દ
હમહ્ દુશ્મનાન્ અઝ તો પુર્ બીમ બાદ
દેલે બદસેગાલત બદૂ નીમ બાદ
હમહ્ સાલહ્ બખ્તે તો ફીરૂઝ બાદ
શબાને સેયહ્ બર્ તો ચૂન્ રૂઝ બાદ
ચુ બેશ્નીદ ગોફ્તારશ એસ્ફન્દેયાર્
ફેરૂદ આમદ અઝ બારએ શાહ્વાર્
તને પીલવારશ બબર્ દર્ ગેરેફ્ત
ફેરાવાન્ બદૂ આફ્રીન્ બર્ ગેરેફ્ત
કે યઝ્દાન્ સેપાસ અય જહાન્ પહ્લવાન્
કે દીદમ્ તોરા શાદો રઉશનરવાન્
સઝાવાર્ બાશદ સેતૂદન તોરા
યલાને જહાન્ ખાક બૂદન્ તોરા
ખુનુક્ આન્ કે ચૂન્ તૂ પેસર્ બાશદશ
યકી શાખ બીનદ કે બર્ બાશદશ
ખુનુક્ આન્ કે બાશદ વરા ચૂન્ તો પોશ્ત
બુવદ ઇમન્ અઝ રૂઝગારે દુરોશ્ત
ચુ દીદમ તોરા યાદમ આમદ ઝરીર્
સેપહ્દારે અસ્પ અફ્ગનો નરરહ્ શીર્
બદૂ ગોફ્ત રોસ્તમ કે અય પહ્લવાન્
જહાન્દારો બીદારો રઉશનરવાન્
યકી આરૂઝૂ દારમ અય શહ્રયાર્
કે બાશમ બદાન્ આરઝૂ કામગાર્
કે આઈ ખરામાન્ સુએ ખાને મન્
બદીદાર્ રઉશન્ કુની જાને મન્
સઝાએ તો ગર્ નીસ્ત ચીઝી કે હસ્ત
બકૂશીમો બા આન્ બેસાઈમ દસ્ત

એ જોઈ પેલી તરફથી રૂસ્તમના રખ્શે ખંખાર માર્યો-ત્યારે આ તરફથી તાજબક્ષ અસ્ફંદિયારના ઘોડાએ પણ પોકાર કીધો

તેહમ્તન રખ્શ ઉપરથી નીચે ઉતર્યો-અને પેયાદો થઈ તે પેહલવાનને દુઆ કરવા લાગ્યો.

દુઆ કર્યા પછી તે બોલ્યો કે "એકલા એક ખોદાતાલા પાસેથી-હું એવી દુઆ માગતો હતો કે તે સાહેબ તારો રેહનુમાએ થાય,

તું આ જગ્યાએ પોતાના બુઝોર્ગો અને લશ્કર સાથ સહીસલામત આવી પુગ્યો છે.

હવે આપણે બેસીને સબકતી વાતો કર્યે-અને ત્યાર બાદ (ગુશ્તાસ્પને) એક સારોજ જવાબ આપ્યે

યાદ રાખજે કે હું જે વાત કહું છું તેમાં યઝદાન મારો ગવાહ છે અને ડહાપણ મારો રેહનુમા છે.

કે આ વાતથી મારી કીર્ત્તિમા વધારો થવાનો નથી-અને હું કાંઈ ૪૧૦
પણ જગ્યાએ જૂઠું બોલવાનો નથી

કે જેટલો તારૂં મોં જોઇ ખુશી થયો છું તેટલો જો સિયાવક્ષને જીવતો થયલો જોતે તો પણ ખુશી થતે નહીં.

સિયાવક્ષ સિવાય તારો ચેહરો કોઇને મળતો નથી દેશની હકૂમત બક્ષનારા પાદશાહનેજ મળતો તારો ચેહરો છે.

ભાગ્યશાળી તેજ પાદશાહ કે જેને તારા જેવો બેટો હોય-ખરેજ તારો બાપ તારા કદ અને ચેહરા ઉપર લાડ કરે છે.

ભાગ્યશાળી તે ઇરાન દેશ કે જે તારા તખ્તની અને તારાં રોશન બખ્તની સેવા કરે છે.

હીન ભાગ્યનો તેજ શખ્સ કહેવાય કે જે તારી સાથે લડાઈ કરીને-પોતાનાં ચઢતાં નસીબથી અને તખ્તો તાજથી ખાકમાં ગબડી પડે

તારા તમામ દુશ્મનો તારાથી દેહશત ભરેલા બનજો!-અને તારા મુદ્દઈનું દિલ બે ટૂકડા થજો!

તારી આખી ઉમર સુધી તારૂં નસીબ ફતેહમંદ હોજો!-અને અંધારી રાત પણ તારી ઉપર દહાડાની માફક રોશન થજો!"

જ્યારે અસ્ફંદિયારે તેની વાત સાંભળી-ત્યારે તે પોતાના પાદશાહી ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો.

અને તેનું હાથી જેવું બદન બગલમા લીધું-અને તેની ઉપર ઘણીક દુઆ કીધી,

કે "ઓ જહાનના પેહલવાન! હું પાક યઝદાનનાં શુક્રાના કરૂં છું- ૪૧૧
કે મેં તને ખુશહાલ અને રોશન જીવનો જોયો

તારી તો તારીફ કરવીજ સઝાવાર છે-અને દુન્યાના પેહલવાનો તારા પગની ખાક થઈ રહેવાનેજ લાયક છે.

ભાગ્યશાળી તેજ કે જેને તારા જેવો બેટો હોય-કારણ તે એક ફળદ્રુપ ડાળી જુવે છે.

ભાગ્યશાળી તેજ કે જેને તું જેવા પેહલવાનની મદદ હોય-કારણ તે પોતાના આફત ભર્યા વખતથી નચિન્ત રહે છે.

જ્યારે મે તને જોયો ત્યારે મને બહાદુર સવારોને પટકી નાખનાર નરેશેરની મિસાલનો સેપહસાલાર ઝરીર યાદ આવ્યો."

રૂસ્તમે તેને કહ્યું કે "ઓ દેશની સંભાળ કરનાર-બાહોશી ભરેલા અને રોશન જીવના પેહલવાન!

ઓ શાહઝાદા! હું તારીથી એક ખાહેશ રાખુ છું-જે ખાહેશ પાર પાડયાથી હું ખુશી થઇશ.

તે એ કે તું દબદબા સાથ મારે મકાને આવે-અને તારા ચેહરાથી મારા જીવને રોશન કરે.

મારી પાસે જે કાંઇ છે તે તારે લાયકનું નહીં હશે-તો કોશેશ કરીને તે તારે લાયકનું મેળવા લાવીશુ"

ચુનીન્ પાસોખ્ આવર્દશ એસ્ફન્દેયારૂ
કે અય અઝ્ યલાને જહાન્ યાદગારૂ
૪૧૨ હરાન્ કસ કે ઊ ચૂન્ તો બાશદ બનામ
બદૂ શાહરે ઇરાન્ બુવદ શાદકામ
નશાયદ ગુઝરૂ કર્દન્ અઝ્ રાએ ઊય
ગુઝશ્ત્ અઝ્ બરો બૂમ વઝ્ જાએ ઊય
વલીકેન્ ઝે ફર્માને શાહે જેહાન્
ન પીચમ્ રવાન્ આશ્કારો નેહાન્
બઝાબુલ નફરૂમૂદ મારા દેરન્ગ્
ન બા નામદારાને ઇન્ બૂમે જન્ગ્
તો આન્ કુન્ કે બરૂ યાબી અઝ્ રૂઝ્ગારૂ
બરાન્ રવ કે ફર્માન દેહદ શહ્‌રૂયારૂ
તો ખુદ બન્દ બરૂ પાય નેહ બી દેરન્ગ્
નબાશદ ઝે બન્દે શહન્શાહ નન્ગ્
તોરા ચૂન્ બરમ્ બસ્તહ નઝ્દીકે શાહ
સરાસરૂ બદૂ બાઝ્ ગર્દદ ગુનાહ
અઝીન્ બસ્તનત મન્ રવાન્ ખસ્તહ અમ્
બપીશે તો અન્દરૂ કમરૂ બસ્તહ અમ્
નમાનમ્ કે તા શબ્ બેમાની બબન્દ
ન બરૂ જાનત્ આયદ ઝે ચીઝી ગઝન્દ
હમી બદ ગુમાની તો અય પહલવાન્
બદી નાયદ અઝ્ શાહ ખુદ બી ગુમાન્
૪૧૩ મરા શાહ ગોફ્તસ્ત કીન્ તખ્તે આજ
તોરા દાદ ખાહમ અબા ગન્જો તાજ
અઝાન્ પસ ચુ મન્ તાજ બરૂ સરૂ નેહમ
જહાન્રા બદસ્તે તો અન્દરૂ નેહમ
ન નઝ્દીકે દાદારૂ બાશદ ગુનાહ
ન શરૂમ આયદમ નીઝ્ અઝ્ રૂએ શાહ
વગરૂ બાઝ્ ગર્દી બઝાબુલસેતાન્
બહન્ગામે બેશ્ગૂફએ ગુલસેતાન્
બેયાબી તો યન્દાન્ ઝે મન્ ખાસ્તહ
કે ગર્દદ બરો બૂમત આરાસ્તહ
બદૂ ગોફ્ત રોસ્તમ કે અય નામદારૂ
હમી જોસ્તમ અઝ્ દાવરે કેર્દેગારૂ
કે ખોરૂરમ કુનમ દેલ બદીદારે તૂ
કુનૂન ચૂન્ શનીદીમ ગોફ્તારે તૂ
દો ગર્દનફરાઝીમ પીરો જવાન્
ખેરદમન્દો બીદારો દૂ પહલવાન્
બેતર્સમ કે ચશ્મે બદ આયદ હમી
સરૂ અઝ્ ખાબે ખુશ બરૂ ગેરાયદ હમી
હમી યાબદ અન્દરૂ મેયાન્ દીવ રાહ
દેલત કઝ્ કુનદ અઝ્ પયે તાજો ગાહ
૪૧૪ યકી નન્ગ્ બાશદ મરા ઝીન્ સોખન્
કે તા જાવેદાન્ આન્ નગર્દદ કોહન્
કે ચૂન તૂ સેપહ્બુદ નેઝાદી સરી
સરફરાઝ્ શીરીઓ કુન્દાવરી
નેયાઈ ઝમાની તો દરૂ ખાને મન્
નબાશી બરૂ ઈન્ મરૂઝ્ મેહમાને મન્
ગરૂ ઈન્ કીનહ અઝ્ મગ્ઝ્ બીરૂન કુની
બેફ્રશીઓ બરૂ દીવ અફ્સૂન કુની

ત્યારે અસ્ફંદિયારે એવો જવાબ દીધો-કે "ઓ જેહાનના પેહલવાનો વચ્ચે યાદગાર થઈ રહેલા શખ્સ!

જે શખ્સ કે તારા જેવું બુલંદ નામ ધરાવતો હોય-અને જે શખ્સથી આખો ઇરાન દેશ ખુશહાલ રહેતો હોય,

તેવા શખ્સના વિચારથી કદી પણ ફરવું નહીં જોઇયે-અને તેના મુલક અને મકાનથી પાછું ફરવું નહીં જોઈયે

પણ શું કરૂં, જેહાનના પાદશાહનાં ફર્માનથી-છૂપી કે ઝાહેર રીતે મારીથી ફરી શકાતું નથી

તેણે મને ઝાબુલમાં કે આ લડાયક મુલકના સરદારો સાથે રહેવા કે થોભવાનો હોકમ કીધો નથી

તુ તેજ કામ કર કે ઝમાનાથી ફળ મેળવે-પાદશાહ જેમ હોકમ કરે છે તેમજ તું ચાલ

તું પોતેજ કશી પણ ઢીલ વગર તારા પગમાં બેડી પોઈ લે-કારણકે પાદશાહ તરફની બેડીથી કાંઈ શર્મ લાગતી નથી.

જો હું તને બાંધીને શાહ આગળ લઇ જાઉં-તો વાક પછી બધો પાદશાહનોજ કહેવાશે

તને બાધીને લઈ જવાને ખરેજ દિલગીર છુ-પણ હું તારી આગળજ ઉભો રહીશ

હું તને રાત પડે એટલો વખત પણ બંદમા નહીં રહેવા દઈશ-અને તારા જાનને જરાક પણ ઈજા થવા દઈશ નહીં

ઓ પેહલવાન! મારા બોલતા ઉપર હજી તું બદગુમાન થાય છે-પણ હું ખરૂ કહુ છું કે ખુદ પાદશાહ તરફથી તને કાઈ પણ ઈજા થશે નહીં

એ માટે પાદશાહે મને કહ્યુ છે કે 'હાથીદાંતનું તખ્ત-સઘળા ખઝાના અને તાજ સાથે હું તને સોપી આપીશ.

તો પછી જ્યારે હું સર ઉપર તાજ મેલીશ-ત્યારે સઘળો મુલક હું તારાજ હાથમાં મેલીશ

એમ કરવામા ખોદાતાલાનો મેં ગુનાહ કીધેલો નહીં કહેવાશે-અને પાદશાહની હુઝૂર મને શર્મ પણ નહીં લાગશે

વળી જ્યારે વસંત રૂતુ આવતાં તું પાછો ઝાબુલેસ્તાન જશે,

ત્યારે તું મારી પાસેથી એટલો બધો તો માલ અસ્બાબ મેળવશે-કે જેથી તારો સઘળો મુલક આરાસ્તા બની જશે."

રૂસ્તમે તેને કહ્યું કે ઓ નામદાર!-હું દાદગર દાદારથી એવુંજ માગતો હતો,

કે તારા દીદાર જોઇને મારૂં દિલ ખુશી કરૂં-પણ હવે જ્યારે તારી આ વાત મેં સાભળી,

ત્યારે મારે કહેવું જોઇયે કે આપણે બન્ને વડાઓ (એક ઘરડો અને બીજો જવાન) ડહાપણ ધરાવ્યે છિયે, હોશ્યાર છિયે અને બન્ને બહાદુર છિયે.

પણ મને ધારતી લાગે છે કે કોઈની નઝર લાગશે-અને તેથી ટંટો ઉભો થશે

આપણ બન્નેની વચ્ચે શયતાન આવશે-અને તાજ તેમજ તખ્તનો લોભ આપી તને ભમાવશે

તું ના કહે છે તેથી મને મોટી શર્મ લાગશે-અને તે વાત જાવેદાન સૂધી વીસરાશે નહીં.

કે તારા જેવો એક સેપેહસાલારની બુન્યાદનો સરદાર-સરફરાઝ સિંહ અને બહાદુર પેહલવાન,

થોડા વખતને માટે પણ મારા ઘરમાં નહીં આવે-અને આ સરઝમીનમાં મારો મેહમાન નહીં થાય.

માટે જો તુ પોતાનાં મનમાંથી આ કીનો કાઢી નાખે-અને ફોરેશ કરી નાપાક દેવને ઊંઘો નાખે,

ઞે મન્ હરૂયે ખાહી તો ફર્માન્ કુનમ્
ઞે હીદારત્ આરાયેશે જાન્ કુનમ્
મગર્ બન્દ્ કઞ્ બન્દ્ આરી બુવદ્
શેકસ્તી બુવદ્ ઞેશ્ત્ કારી બુવદ્
ન બીનદ્ મરા ઞેન્દહુ બા બન્દ્ કસ
કે રઉશન્ રવાનમ્ બરીનસ્તો બસ
મરા સર્ નેહાન્ ગર્ શવદ્ ઝીરે સન્ગ્
અઞાન્ બેહ કે નામમ્ બર્ આયદ્ બનન્ગ્
બપાસોખ્ ચુનીન્ ગોફ્ત એસ્ફન્દેયાર્
કે અય દર્ જહાન્ અઞ્ ગવાન્ યાદગાર્
હમહ રાસ્ત્ ગોફ્તી નગોફ્તી દોરૂઘ્
ઞે કઞ્ઝી નગીરન્દ્ મર્દાન્ ફોરૂઘ્
વલીકેન્ પેશૂતન્ શેનાસદ્ કે શાહ
ચે ફરમૂદ્ ચૂન્ મન્ બેરફ્તમ્ બરાહ
મરા ગોફ્ત્ બર્ કારે રોસ્તમ્ બસીચ્
બઞોઞ્ બન્દો રઞ્મશ્ નખાહી તો હીચ્
ગર્ અકૂનૂન્ બેયાયમ્ સુએ ખાને તૂ
બુવમ્ શાદો ફીરૂઞ્ મેહમાને તૂ
ચુ ગર્દન્ બેપીચી ઞે ફર્માને શાહ
મરા તાબેશે રૂઞ્ ગર્દદ્ સેયાહ
યકી આન્ કે મન્ બા તો જન્ગ્ આવરમ્
બપર્ખાશ્ ખૂએ પલન્ગ્ આવરમ્
ફરામુશ્ કુનમ્ હક્કે નાનો નમક્
ઞે પાકી નેઞાદ્ અન્દર્ આરમ્ બશક્
વગર્ સર્ બેપીચમ્ ઞે ફર્માને શાહ
બદાન્ ગીતી આતેશ્ બુવદ્ જાયગાહ
તોરા આરઞૂ ગર્ ચુનીન્ આમદસ્ત્
યક્ એમરૂઞ્ બા મય બેસાઈમ્ દસ્ત્
કે દાનદ્ કે ફર્દા ચે ખાહદ્ બદન્
બરીન્ દાસ્તાનહા નબાયદ્ ઞદન્
બદ્ ગોફ્ત્ રોસ્તમ્ કે અયદૂન્ કુનમ્
શવમ્ જામએ રાહ બીરૂન્ કુનમ્
બયક્ હફ્ત્ નખ્ચીર્ કર્દમ્ હમી
બજાએ બરહ ગૂર્ ખર્દમ્ હમી
બહન્ગામે ખુર્દન્ મરા બાઞ્ ખાન્
તો બા દૂદએ ખીશ્ બેન્શીન્ બખાન્
વઞાન્ જાયગહ રખ્શરા બર્ નેશસ્ત્
દેલે ખસ્તહરા અન્દર્ અન્દીશહ બસ્ત્
બેયામદ્ દમાન્ તા બઅયવાન્ રસીદ્
રોખે ઞાલે સામે નરીમાન્ બદીદ્
બદ્ ગોફ્ત્ કય મેહતરે નામદાર્
રસીદમ્ બનઞ્દીકે એસ્ફન્દેયાર્
સવારીશ્ દીદમ્ ચુ સર્વે સહી
ખેરદમન્દો બા ઝીબો બા ફરરહી
તો ગૂઈ કે શાહ આફરીદૂને ગોરૂદ્
બુઞોર્ગીઓ દાનાઈ ઊરા સેપોરૂદ્
બદીદન્ ફેઞૂન્ આમદ્ અઞ્ આગહી
હમી તાફ્ત્ ઞૂ ફરરે શાહન્શાહી

તો તું મારી તરફથી જે ચીઝ ચાહે તે હું બજા લાઉં-અને તારો ચેહરો જોઇ પોતાનો જીવ ખુશ કરૂં

કારણકે આ બેડીથી મને ઘણીજ નામોસી પુગશે-મારી શિકસ્ત ગણાશે અને મને ખરાબ લાગશે.

જીવતાં જીવત કોઈ પણ શખ્સ મને બાંધેલો જોશે નહીં-મારાં પાક દિલનો ઠરાવ આજ છે

મારૂં નામ શર્મિંદગીમાં આવી પડે તેનાં કરતાં જો મારૂં સર એક પત્થર તળે છૂપું થાય તેજ બેહતર"

અસ્ફદિયારે એવો જવાબ દીધો-કે "ઓ જેહાનના પેહલવાનોમાંથી યાદગાર રહેલા શખ્સ!

તેં જે કહ્યું છે, તે બોલેબોલ ખરૂં છે જરાએ જૂઠું નથી જૂઠાંથી માણસોને પ્રકાશ મળતો નથી

પણ પેશુતન જાણે છે કે જ્યારે હું રવાના થયો ત્યારે પાદશાહે શું ૪૧૫
ફર્માવ્યું હતું?

મને કહ્યું કે 'રૂસ્તમનાં કામ માટે ઉપડી જા-તેને બાંધવા અને લડાઈ કરવા સિવાય તું બીજું કાંઈ પણ માગતો ના

જો હું તારે ઘર આઉં-તો ખુશખુશહાલ તારો મેહમાન થયલો કહેવાઉં

જો પછી તું પાદશાહના હોકમ મૂજબ ચાલે નહીં તો મારો રોશન દહાડો સીઆહ બની જશે

વળી એકતો એ કે હું તારી સાથે લડવાનો-અને તે લડાઈમાં જો હું ચિત્તા વાઘનો ખવાસ દેખાડું,

તો પછી તને નમક હરામ થયલો કહેવાઉં-અને લોકોને મારી બુન્યાદ સંબંધી શકમા નાખું

જો તેમ નહીં કરૂં તો પાદશાહનું ફર્માન તોડું-અને તે દુન્યામાં મને દૂઝખમાં જગ્યા મળે

છતાં જો તારી એમજ ખાહેશ થઇ છે-તો એક આજનો દહાડો આપણે મય લઈ સાથે બેસ્યે

કોણ જાણે છે કે આવતી કાલે શું બનવાનું છે?-તેથી એવી વાતો કરવીજ નહીં જોઇયે"

રૂસ્તમ બોલ્યો કે "વારૂ એમજ કરીશ હું જઇને સફરના કપડાં કાઢી આઉં

કેમકે એક અઠવાડિયું થયુ મેં શેકાર કીધો છે-અને હલવાનની ૪૧૬
જગ્યાએ ગોરખર ખાધાં છે

પછી ખાણું ખાવાની વખતે મને તું પાછો તેડાવજે-અને તું પોતાના ખેશીઓ સાથ ખાણા ઉપર બેસજે"

એમ કહી તે જગ્યાએથી રખ્શ ઉપર સવાર થયો-તેનું દુઃખી થયલું દિલ વિચારમાં પડયું હતું.

તે ઉતાવળે આવી મેહલમાં પહોચ્યો-અને સામ નરીમાનના બેટા ઝાલની મુલાકાત લીધી

તેને કહ્યુ કે "ઓ નામદાર સરદાર!-હું અસ્ફંદિયારની નઝદીક ગયો હતો.

મેં તેને એક સીધાં સરોવરની માફકનો, ડહાપણવાળો, દબદબા અને દમામ સાથનો સવાર જોયો.

તું કહે ગોયા બહાદુર પાદશાહ ફરીદૂને-પોતાની બુઝોર્ગી અને દાનાઈ તેનેજ સોપી આપી છે.

સાંભળ્યા કરતાં પણ નઝરે જોવામાં તે વધારે ચઢિયાતો નીકળ્યો-તેની ઉપર શેહન્શાહી ઝળકાત ચળકતો હતો."

## સખુન્ ગોફ્તને એસ્ફન્દેયાર્ બા પેશૂતન્ દર્ બારએ રોસ્તમ્ વ નખાન્દનશ્ બમેહ્માની.

——:o:——

ચુ રોસ્તમ બેરફ્ત અઝ્ લબે હીરૂમન્દ
પુર્ અન્દીશહ્ શુદ નામદારે બલન્દ
પેશૂતન્ કે બુદ શાહ્‌રા રેહ્‌નુમાય
હમાન્‌ગહ્ બેયામદ બપર્દહ્ સરાય
૪૧૭ ચુનીન્ ગોફ્ત બા વય યલ્ એસ્ફન્દેયાર્
કે કારી ગેરેફ્તીમ દુશ્વાર્ ખાર્
બઆયવાને રોસ્તમ મરા કાર્ નીસ્ત
વરા નઝ્દે મન્ રાહે દીદાર્ નીસ્ત
હમાન્ ગર્ નેયાયદ નખાનમશ્ નીઝ્
ગર્ અઝ્ મા યકીશ પર્ આયદ કફીઝ્
દેલે ઝેન્દહ્ અઝ્ કોશ્તહ્ બેર્યાન્ શવદ
સર્ અઝ્ આશ્નાઈશ ગેર્યાન્ શવદ
પેશૂતન્ બદ્દૂ ગોફ્ત કય નામદાર્
બેરાદર્ કે દારદ ચુ એસ્ફન્દેયાર્
બયઝ્દાન્ કે દીદમ શુમારા નુખોસ્ત
કે યક્ નામવર્ બા દેગર્ કીન્ નજોસ્ત
દેલમ ગશ્ત અઝાન્ કાર્ ચૂન્ નવ બહાર્
હમ અઝ્ રોસ્તમો હમ ઝે એસ્ફન્દેયાર્
ચુ દર્ કાર્ તાન્ ઝર્ફ કર્દમ નેગાહ્
બેબન્દદ હમી બર્ ખેરદ દીવ રાહ્
તો આગાહી અઝ્ કારે દીનો હોનર્
ઝે ફર્માને યઝ્દાનો રાએ પેદર્
બેપર્હીઝો બા જાન્ સેતીઝહ્ મકુન્
નેયૂશન્દહ્ બાશ અઝ્ બેરાદર્ સખુન્
૪૧૮ શનીદમ્ હમહ્ હર્ચે રોસ્તમ બેગોફ્ત
બુઝોર્ગીશ બા મર્દુમી બૂદ જોફ્ત
નસાયદ દો પાએ વરા બન્દે તૂ
ન અન્દીશદ અઝ્ ફરો અઉરન્દે તૂ
સવારે જહાન્ પૂરે દસ્તાને સામ
બબાઝી સર્ અન્દર્ નેયારદ બદામ
બેતર્સમ કે ઈન્ કાર્ ગર્દદ દરાઝ્
બઝેશ્તી મેયાને દો ગર્દનફરાઝ્
બુઝોર્ગીઓ અઝ્ શાહ્ દાના તરી
બજન્ગો બમર્દી તવાના તરી
યકી બઝ્મ જૂયદ દેગર્ રઝ્મો કીનો
નેગહ્ કુન્ કે તા કીસ્ત બા આફ્રીન્
ચુનીન દાદ પાસોખ બદ્દૂ નામદાર્
કે ગર્ સર્ બેપીચમ મન્ અઝ્ શહ્‌રૂયાર્
મરા ખુદ બગીતી નેકૂહેશ બુવદ
હમાન્ પીશે યઝ્દાન્ પેજૂહેશ બુવદ
દો ગીતી બરોસ્તમ નખાહમ ફેરૂખ્ત
કસી ચશ્મો દેલરા બસૂઝન નદૂખ્ત

## અસ્ફંદિયારે પેશૂતન સાથ રૂસ્તમ માટે મસ્લહત કરવી અને તેને મેહમાનદારી માટે નહીં બોલાવવું.

——:o:——

જ્યારે રૂસ્તમ હીરમંદનો કિયારો છોડી ગયો-ત્યારે બુલંદ મરતબાનો નામદાર અસ્ફંદિયાર અંદેશા ભરેલો થયો.

પેશૂતન કે જે પાદશાહનો રેહનુમા હતો-તે તુરત તમ્બુમાં આવ્યો.

પેહલવાન અસ્ફંદિયારે તેને એમ કહ્યું-કે "આપણે એક મુશ્કેલ કામને નજીવું ગણ્યું હતું.

પણ મને રૂસ્તમનાં ઘરમાં જવાનું કામ.નથી-તેમજ તેને મને મળવા આવવાની પણ ઝરૂર નથી.

તેથી જો તે પોતેજ અહીં નહીં આવશે તો હું તેને બોલાવવાનો પણ નથી-કારણકે જો અમો બન્નેમાંથી એકુ જણની આખેરી આવે,

તો પેલા જીવતા રહેલાનું દિલ તે મરી ગયલા ઉપર બળ્યા કરશે-અને તેની દોસ્તીને લીધે રડયા કરવુ પડશે"

પેશૂતને તેને કહ્યું કે "ઓ નામદાર! અસ્ફંદિયાર જેવો ભાઇ કોણ ધરાવી શકે છે?

હું યઝદાનના કસમથી કહું છું કે જ્યારે પહેલાં મેં તમો બન્નેને એક બીજા ઉપર કીનો નહીં ધરાવતા જોયા,

ત્યારે રૂસ્તમ તરફથી તેમજ તું અસ્ફંદિયાર તરફથી-તે કામ માટે મારૂં દિલ નવાં બહારની મોસમ માફક ખીલ્યું હતું.

પણ હવે જ્યારે તારાં કામમાં મેં ઊંડો વિચાર કરી જોયો-ત્યારે જણાયું કે દેવ ડહાપણનો માર્ગ બંદ કરે છે.

દીનનાં કામથી અને હોનરમંદીનાં કામથી તેમજ યઝદાનના ફર્માનથી અને તારા બાપના વિચારથી તો તું વાકેફગાર છે

માટે તું તારા ભાઇનો સખુન માન્ય કરીને-એ કામથી દૂર રહે અને જીવને જોખમમાં ના નાખ.

રૂસ્તમે જે કાંઇ કહ્યુ તે સઘળુ મેં સાંભળ્યું-મોટાઈ સાથ માણસાઈપણું તેનામાં હતું

તારી બેડી તેના પગે ઘસાવાની નથી-તારો ઝળકાટ અને તારી રાજગાદીનો તે કાંઈ અંદેશો કરવાનો નથી

સામના દસ્તાનનો બેટો જેહાનનો નામીચો સવાર-તારી ગમે એવી બાઝીથી પોતાનું સર ફાંદામા નાખી શકવાનો નથી

મને ડર લાગે છે કે તમો બન્ને ગરદન ફરાઝોની વચ્ચેની બૂરાઇએ કરી આ કામ ઘણુ લમ્બાશે

તું બુઝોર્ગી ભરેલો છે તેમજ પાદશાહ કરતાં પણ વધુ સમજદાર છે-લડાઈમાં અને મર્દાનગીમાં પણ તું વધુ શક્તિમાન છે.

જ્યારે એક સલાહ સંપ ચાહે છે ત્યારે બીજો લડાઈ અને કીનો શોધે છે-તુંજ વિચાર કે બેઉમાં તારીફ લાયક કોણ છે?"

નામદાર અસ્ફંદિયારે તેને જવાબ આપ્યો-કે "જો હું પાદશાહના હોકમથી મારૂં સર ફેરવુ છું,

તો મને આ દુન્યામા હીનપસ્તી લાગશે-અને ખોદા આગળ મને શર્મિંદગી લાગશે.

માટે હું રૂસ્તમને ખાતેર બેઉ દુન્યા ખોવા માગતો નથી-કોઇ પોતાને હાથે પોતાની આંખ અને દિલ સોઈયાથી વિંધતુ નથી."

બદૂ ગોફ્તા હરૂ ચીઝ કાયદ કે પન્દ
તને પાકો જાને તોરા સૂદમન્દ
હમહ ગોફ્તમ અકૂનૂન્ બેહી બરૂ ગુઝીન્
દેલે શહર્યારાન્ નેયાઝદ બકીન્
સેપહબુદ કે ખાલીગરાન્ ખાસ્ત ખાન્
કસીરા નગોફ્તશ કે રોસ્તમ બેખાન્
ચુ નાન્ ખુર્દહ શુદ જામે મય દરૂ ગેરેફ્ત
કે કૂઈન્ દેઝ્ અન્દાઝહ અન્દરૂ ગેરેફ્ત
વઝાન્ મર્દુમી ખુદ હમી યાદ કરૂદ
બયાદે શાહન્શાહ હમી બાદહ ખરૂદ

પેશુતન બોલ્યો કે "જે નસીહતથી કે તારાં પાક તનને અને જાનને ફાયદો થાય,

તે સઘળી મેં તને કહી છે હવે તને જે બેહતર લાગે તે એખ્તયાર કર-પાદશાહોનાં દિલ કીના ઉપર લાગવાં નહીં જોઇયે." ૪૧૯

પછી અસ્ફંદિયારે બાવરચીઓ પાસ ખાણું માગ્યું-પણ તેણે રૂસ્તમને બોલાવવા માટે કોઇને કહ્યું નહીં.

જ્યારે ખાણું ખાઈ રહ્યા ત્યારે શરાબની જામ ઉઠાવી-અને રૂઇન-દેઝની લડાઇ સાથ રૂસ્તમની લડાઇ સરખાવીને તેને તુચ્છકારી કાઢતો બેઠો.

અને ત્યાંની પોતાની મર્દાનગીની વાતો કરવા લાગ્યો-અને શેહન્શાહની સલામતીમા શરાબ નોશ કરવા લાગ્યો.

## બાઝ્ રફ્તને રોસ્તમ્ નઝ્દે એ-સ્ફન્દેયાર્ બગેલએ નાખાન્દનશ્ બમેહ્માની વ પૂઝેશે એસ્ફન્દેયાર્.

હમી બૂદ રોસ્તમ બઅયવાને ખીશ
કે ખુર્દન્ નેગહ્દાશ્ત પયમાને ખીશ
ચુ દીરી બરૂ આમદ નેયામદ કસી
નેગહ કરૂદ રોસ્તમ બરહ બરૂ બસી
ચુ હન્ગામે નાન્ ખુર્દન્ અન્દરૂ ગુઝશ્ત
કે મગ્ઝે દેલીરૂ આબ્ બરૂ તરૂ ગુઝશ્ત
બખન્દીદો ગોફ્ત અય બેરાદરૂ તો ખાન્
બેયારાયો આઝાદગાન્રા બેખાન્
ગરૂ ઈનસ્ત આઇને એસ્ફન્દેયારૂ
કે ઈન્ કારે મારા ગેરેફ્તસ્ત ખારૂ
કે મેહ્માન્ કુનદ માન્ નેયારદ નુવીદ
બનીકી મદારીદ અઝ્ વય ઉમીદ
બગોફ્ત ઇનો પસ ખાન્ બેયારાસ્તન્દ
બેખુર્દન્દ નાન્શાઓ બરૂખાસ્તન્દ
ચુ બરૂખાસ્ત અઝ્ જા ગવે પહ્લવાન્
ફરામર્ઝરા ગોફ્ત અન્દરૂ ઝમાન્
બેફર્માય તા રખ્શરા ઝીન્ કુનન્દ
હમાન્ ઝીન્ બઆરાયેશે ચીન્ કુનન્દ
શવમ બાઝ્ ગૂયમ બએસ્ફન્દેયારૂ
કે ગરૂ શાહ્ઝાદી સખુન્ યાદ દારૂ
કે હરૂ કૂ કે ગોફ્તે ખુદ અન્દરૂ ગુઝશ્ત
રહે શાહો મર્દી કે ખુદ નવશ્ત
નેશસ્ત અઝ્ બરે રખ્શ બરૂસાને પીલ
ખોરૂશીદને અસ્પ્ શુદ બરૂ દો મીલ
બેયામદ દમાન્ તા બનઝ્દીકે આબ્
સેપહ્રા બદીદારે ઊ બુદ શેતાબ્
હરાન્ કસ કે અઝ્ લશ્કરૂ ઊરા બેદીદ
દેલશ મેહ્રે પયવન્દે ઊ બરૂ ગુઝીદ

## રૂસ્તમનું પોતાને મેહમાનીમાં નહીં બોલાવવા માટેની ફર્યાદ કરવા અસ્ફંદિયારની નઝદીક ફરીથી જવું અને અસ્ફંદિયારે માફી માગવી.

એણીગમ રૂસ્તમ પોતે ખાવા માટે આપેલાં વચનની વાત જોતો પોતાના મેહલમાં ખોટી રહ્યો.

જ્યારે ઘણું મોડું થઇ ગયું અને કોઈ તેડવા ન આવ્યું-ત્યારે રૂસ્તમે તેની ઘણીક રાહ જોઈ

અને એમ કરતાં જ્યારે ખાણાંનો વખત થઈ ગયો-ત્યારે રૂસ્તમની મોટાઇ એ વાત વધુ સહન કરી શકી નહીં

તે હસ્યો અને બોલ્યો કે "ઓ ભાઇ! તું ખાણાની-તૈયારી કર અને સઘળા ગ્રહસ્થોને બોલાવ.

જો અસ્ફંદિયારે આપણને ધિક્કારવાનીજ રીત એખ્તયાર કીધી છે,

કે આપણને પરોણા તરીકે બોલાવવા કહી, બોલાવવાને કોઇને મોકલે નહીં-તો તેનાથી ભલાઈની આશા રાખી શકયે નહીં"

તે એટલું બોલ્યો અને પછી ખાણાની તૈયારી થઈ-તેઓએ ખાણું ખાધું અને પછી ઉઠયા. ૪૨૦

જ્યારે પેહલવાન રૂસ્તમ ખાણાં ઉપરથી ઉઠયો-ત્યારે તુરત ફરામર્ઝને કહ્યું,

કે "રખ્શ ઉપર ચીન દેશની રાહરવેશ મૂજબ ઝીન બાંધવા ફર્માવ.

હું પાછો જઈ અસ્ફંદિયારને કહું છું-કે તું ગમે એવો શાહઝાદો હોય પણ આ વાત યાદ રાખજે.

કે જે કોઇ પોતાનો બોલ પાળે નહીં-તે માણસ પોતા ઉપર અકલ અને મર્દાનગીનો રસ્તો હમેશનો બંદ કરે છે."

એમ કહી તે હાથીની માફક રખ્શ ઉપર સવાર થયો-તેના ઘોડાનો ખંખાર બે માઈલ સૂધી સંભળાતો હતો.

તે દોડતો પેલી નદી નઝદીક સૂધી આવી પહોંચ્યો-જ્યાં ઈરાની લશ્કર તેને જોવા માટે આતુરજ બન્યું હતું

લશ્કરમાંથી જે કોઇ કે તેને જોતું-તેનું દિલ તેની મોહબત અને જોડાણ પસંદ કરતું હતું.

હમી ગોફ્તૂ હર્ કસ કે ઊ નામદાર્
નમાનદ્ બકસ જોઝ્ બસામે સવાર્
બશાન્ કૂહકે ઝીન્ કુહે આહનસ્ત
હમાન્ રખ્શ ગૂઈ કે અહરીમનસ્ત
૪૨૧ અગર્ હમનબર્દશ બુવદ્ જન્દે પીલ
બર્ અફ્શાન્ તો બર્ તારકે પીલ નીલ
બેરદ્ નીસ્ત અન્દર્ સરે શહરયાર્
કે બા ફર્રો ગોર્દી ચુ એસ્ફન્દેયાર્
બદીન્ સાન્ હમી અઝ્ પયે તાજો ગાહ્
બકોશતન્ દેહદ્ નામદારી ચુ માહ્
બપીરી સુએ ગન્જ તાઝાન્ તરસ્ત
બમોહરો બદીહીમ નાઝાન્ તરસ્ત
ચુ આમદ્ બનઝ્દીકે એસ્ફન્દેયાર્
હમાન્ગહ્ પઝીરહ્ શુદશ નામદાર્
બદૂ ગોફ્ત રોસ્તમ કે અય પહલવાન્
નવ આઇનો નવ સાઝો ફર્રોખ જવાન્
ચેરા મી નેયર્ઝમ બમેહમાને તૂ
ચુનીન્ બૂદ્ તા બૂદ્ પયમાને તૂ
સખુન્ હર્ચે ગૂયમ ઝે મન્ યાદ્ ગીર્
મશવ તીઝ્ બા પીર્ બર્ ખીરહ્ ખીર્
હમી ખીશતન્ બસ બુઝોર્ગ્ આયદત
વઝીન્ નામદારાન્ સુતોર્ગ્ આયદત
હમાના બમર્દી સબુક્ દારી અમ્
બરાયો બદાનેશ તુનુક્ દારી અમ્
૪૨૨ બગીતી ચુનાન્ દાન્ કે રોસ્તમ મનમ્
ફોરૂઝન્દએ તોખ્મે નયરમ મનમ્
બખાયદ્ ઝે મન્ દસ્ત દીવે સેયાહ્
સરે જાદુઆન્ અન્દર્ આરમ બચાહ્
બુઝોર્ગાન્ કે દીદન્દ્ બબ્રે મરા
હમાન્ રખ્શે ધુરરાન્ હેઝબ્રે મરા
હમહ્ જન્ગ્ ના કર્દહ્ બુગ્રીખ્તન્દ
હમહ્ દસ્ત તીરો કમાન્ રીખ્તન્દ
ચુ કામૂસે જન્ગીઓ ખાકાને ચીન્
સવારાને જન્ગીઓ મર્દાને કીન્
કે અઝ્ પોશ્તે ઝીન્ શાન્ બખમ્મે કમન્દ્
રોબૂદમ સરો પાય કર્દમ બબન્દ્
નેગહ્દારે શાહાને ઈરાન્ મનમ્
બહર્ જાય પોશ્તે દેલીરાન્ મનમ્
અઝીન્ ખાહેશે મન્ મશવ દર્ ગમાન્
મદાન્ ખીશતન્ બરૂતર્ અઝ્ આસ્માન્
મન્ અઝ્ બહરે ઈન્ ફર્રો અવરન્દે તૂ
બેજૂયમ હમી રાયો પયવન્દે તૂ
નખાહમ કે ચૂન્ તો યકી શહરયાર્
તબહ્ ગર્દદ્ અઝ્ ચન્ગે મન્ ઝ્રગાર્
૪૨૩ કે મન્ સામે યલરા બખાનમ દેલીર્
કઝૂ બીશહ્ બુગ્ઝાશ્તી નર્રહ્ શીર્
બગીતી મનમ્ ઝૂ કુનૂન્ યાદ્ગાર્
અયા શાહઝાદહ્ યલ એસ્ફન્દેયાર્
બસી પહલવાને જહાન્ બૂદહ્ અમ્
બબદ્ દસ્ત હર્ગેઝ્ ન પયમૂદહ્ અમ્

દરેક શખ્સ એમ બોલતો હતો કે "આ નામદાર-સામે સવાર સિવાય કોઈ બીજાને મળતો આવતો નથી

ઝીન ઉપર જાણે તે એક લોખંડનો પહાડ છે-તેમજ તેનો રખ્શ ગોયા એહરેમન પોતેજ છે.

અગરજો એનો હરીફ એક મસ્ત હાથી પણ હોય-તો પણ તારે તે હાથીના માથાં ઉપર (મોતની ઇધાની દાખેલ) ગુલી છાંટવી જોઇયે.

પાદશાહનાં ભેજાંમા અકલજ નથી-કે અસ્ફંદિયાર જેવા એક દબ દબા અને બહાદુરી સાથના પેહલવાનને,

અને માહતાબ જેવા એક નામદારને તાજ અને તખ્ત માટે એવી રીતે મારી નાખવા આપે છે

બૂઢાપામા તેને તાજ, તખ્ત, મોહર અને ખઝાના તરફ પ્રીતિ વધતી જાય છે"

જ્યારે રૂસ્તમ અસ્ફંદિયારની નઝદીક આવી લાગ્યો-એટલે તેજ વખત તે નામદાર તેને એસ્તેકબાલ ગયો

રૂસ્તમે તેને કહ્યું કે "ઓ નવી રીતવાળા નવી રસ્મવાળા કીર્ત્તિવંતા જવાન પેહલવાન!

શા સબબથી તું મને તારા મેહમાનને લાયકનો ગણતો નથી?-મને પરોણા તરીકે બોલાવવાનો કોલ આ રીતે પાળે છે?

હુ જે કાંઈ કહું છું તે ધ્યાનથી સાંભળ-મારા જેવા પીર મર્દ સાથ વગર ફોકટનો ખફા ના થા

તું પોતાને ઘણોજ મોટો ગણે છે-અને આ તારા નામદારો પણ તને મોટા લાગે છે

તેમજ મર્દાનગીમા તું મને હલકો ગણે છે-અકલ અને અનુભવમાં તું મને ઓછો ગણે છે

પણ તું જાણ કે દુન્યામા નરીમાનના ખાન્દાનને રોશન કરનારો રૂસ્તમ તે હું છું

મારીથી સીઆહ દેવ પણ આજેઝ બને છે-હું જાદૂગરોના સર ઊંધાં નાખું છું.

જે મહાન નરોએ કે મારૂં બબ્રેબેયાન જોયું છે-તેમજ મારા સિંહની ગરજના કરનારા રખ્શને જોયો છે,

તેઓ સઘળા પોતાના તીર કમાન મયદાનમાજ પડતા મેલી લડાઇ કર્યા વગરજ નાસી ગયા છે

જેવાકે જંગી કામૂસ અને ખાકાને ચીન-તેમજ બીજા લડાયક સવારો અને કીનો લેનારા બહાદુરો,

કે જેઓને કમંદના પેચમાં લઈ ઝીન ઉપરથી-ઉઠાવી લઈ તેઓના હાથ પગ બાંધ્યા હતા

ઇરાનના પાદશાહોની સંભાળ રાખનારો તે હુ છું-તેમજ દરેક ઠેકાણે ઇરાની બહાદુરોની પોશ્તપનાહ કરનારો પણ હું છું.

આ મારી માંગણીથી તું કાંઈ ગુમાન ના ધરાવ-અને તને પોતાને આસ્માન કરતાં પણ ચઢિયાતો ના ગણ

તારી કીર્ત્તિ અને તારા તખ્તને ખાતેર તારૂં મન જીતવા માગું છું-અને તારી સાથ દોસ્તીમા મળી જવા માગું છુ

હું નથી ચાહતો કે તારા જેવા એક શાહઝાદાનું ખીલતું નસીબ મારા હાથથી ખરાબ થાય

કારણકે હું પેહલવાન સામ કે જેના ધાકથી નરસિંહો વઢિક જંગલ છોડી જતા હતા તેનેજ બહાદુર ગણું છું.

અને ઓ શાહઝાદા પેહલવાન અસ્ફંદિયાર!-હાલ દુન્યામાં હું તેનીજ એક યાદગારી તરીકે રહેલો છું

ઝમાનાઓ થયા હુ જેહાનનો પેહલવાન ગણાયો છું-છતાં એક દહાડો પણ મેં કશું બૂરૂં કામ કીધું નથી

કે દુશમન્ જહાન્ પાકૂ મન્ કર્દેહ્ અમ
બસી રન્જો સખ્તી કે મન્ ખર્દેહ્ અમ
સેપાસમ્ ઝે યઝ્દાન્ કે ખુઝસ્ત સાલ
બેદીદમ્ યકી શાખે ફ્રૂરોખ્ હમાલ
કે કીન્ ખાહદ અઝ્ અર્દે નાપાકૂ દીન્
જહાની બરૂ ઊ બરૂ કુનન્દ આફ્રીન્
બેખન્દીદ બરૂ રોસ્તમ્ એસ્ફન્દેયારૂ
ચુનીન્ ગોફ્ત કય પૂરે સામે સવારૂ
શુદી તન્ગ્ દેલ ચૂન્ નેયામદ ખરામ્
બેજુસ્તમ્ હમી ઝીન્ સખુન્ કામો નામ્
ચુનીન્ ગરૂમ્ બુદ રૂઝે રાહી દરાઝ
નકર્દેમ્ તોરા રન્જહ્ તુન્દી મસાઝ
હમી ગોફ્તમ્ અઝ્ બામદાદે પગાહ
બપૂઝેશ્ બેયાયમ્ બરે તૂ બરાહ
બદીદારે દસ્તાન્ શવમ્ શાદમાન્
હમી શાદ દારમ્ રવાન્ યકઝમાન્
કુનૂન્ ખુદ તો ઈન્ રન્જ બર્દાશ્તી
બદશ્ત આમદી ખાનહ્ બુગ્ઝાશ્તી
બેયારામો બેન્શીનો બર્દારૂ જામ
કે તુન્દીઓ તીઝી મબરૂ હીચ નામ
બદસ્તે ચપે ખીશ્ બરૂ જાય કરૂદ
કે રોસ્તમ્ હમી મજ્લેસ આરાય કરૂદ
જહાનદીદહ્ ગોફ્ત ઈન્ ન જાએ મનસ્ત
બજાઈ નેશીનમ્ કે રાએ મનસ્ત
બબહ્મન્ ચુનીન્ ગોફ્ત બરૂ દસ્તે રાસ્ત
બેયારાએ જાયશ્ બદાન્ સાન્ કે ખાસ્ત
બપા ખાસ્ત અન્ગાહ બહ્મન્ દેઝમ્
બરૂ અબ્રૂ બરૂઆવર્દહ્ અઝ્ કીનહ્ ખમ્
ચુ રોસ્તમ્ વરા દીદ ઝાન્ ગૂનહ્ તીઝ
બરૂ આશોફ્ત ઝાન્ પસ્ બખેશ્મો સેતીઝ
ચુનીન્ ગોફ્ત બા શાહ્ઝાદહ્ બખશ્મ્
તો નીકૂ મરા બીનો બુકુશાય ચશ્મ્
નદાની તો અય પૂરે શાહે ગવાન્
કે મન્ રોસ્તમમ્ દરૂ જહાન્ પહ્લવાન્
હોનરૂ બીનો ઈન્ નામ્વરૂ ગઊહરમ્
કે અઝ્ તોખ્મએ સામે કુન્દાવરમ્
હમાન્ સામ્ અઝ્ તોખ્મે જમ્શીદ બૂદ
નુમાયન્દહ્ ચૂન્ માહો ખુરૂશીદ બૂદ
સઝાવારે મન્ ગરૂ તોરા નીસ્ત જાય
મરા હસ્ત પીરૂઝીઓ ફ્રૂરો રાય
કોબાદો સેયાવૂશો કાઊસે કય
જહાન્ગીરૂ કયખુસ્રવે નીકૂપય
મરા બીનેશાન્દન્દ પહ્લૂએ ખદ
ચુનાન્ ચૂન્ જહાન્ પહ્લવાન્રા સઝદ
અઝાન્ પસ્ બફર્ઝન્દ ફરૂમૂદ શાહ
કે કુર્સીએ ઝરૂરીન્ નેહદ પીશ્ગાહ
બદૂ ગોફ્ત બેન્શીન્ બદેલ શાદકામ્
સઝાવારૂ જાએ તો બાદા મુદામ્
બેયામદ બરાન્ કુર્સીએ ઝરૂ નેશસ્ત
પુરૂ અઝ્ ખેશ્મો બૂયા તુરન્જી બદસ્ત

મેં દુશ્મનોથી તમામ જેહાન પાક કીધી છે-અને પુષ્કળ મેહનત અને સખ્તી વેઠી છે.

પણ ખોદાના શુકાના કરૂં છું કે ભૂંડો ઝમાનો હવે વહી ગયો છે-અને ઈરાન દેશમાં મારી બરાબરના મુબારક જવાનને મેં જોયો છે.

કે જેણે બૂરી દીનના નાપાક મર્દ (અર્જાસ્પ) ઉપર કીનો લીધો છે-અને તમામ જહાન તેની ઉપર આફ્રીનના શબ્દો બોલે છે"

ત્યારે અસ્ફંદિયાર રૂસ્તમ ઉપર હસવા લાગ્યો-અને પછી એમ બોલ્યો કે "ઓ સામે સવારના બેટા!

જ્યારે તને કોઈ તેડવા ન આવ્યું ત્યારે તને માઠું લાગ્યું-પણ તને નહીં બોલાવવામાં મારી એક મતલબ હતી અને તેમાંજ મારી શોભા હતી.

આજનો દિવસ આવો ગર્મ હતો અને તારી સફર લામ્બી હતી-તે ઉપરથી મેં તને તકલીફ આપી નહીં માટે તું ગુસ્સે ના થા.

મેં વિચાર્યુંજ હતું કે કાલે સવારના પોહોરમાં તારી પાસે માફી માગવા માટે જઇશ

તેમજ ઝાલના દીદાર જોઈ ખુશહાલ થઈશ-અને થોડોક વખત મારા ૪૨૪
જીવને આનંદમાં રાખીશ.

પણ હવે જ્યારે તેં પોતેજ પોતાનું મકાન છોડી આ મયદાનમાં આવવાની તકલીફ ઉઠાવી છે,

ત્યારે તો જરા આરામ લે, બેસ અને શરાબની જામ ઉઠાવ-હવે તુંદી કે ગુસ્સાનું નામ પણ ના લે."

પછી તેણે રૂસ્તમ માટે એક મજલેસ બનાવી-અને તેની જગ્યા પોતાના ડાબા હાથ ઉપર કીધી

અનુભવી રૂસ્તમે તેને કહ્યું કે "આ કાંઈ મારી જગ્યા નથી-હું જે જગ્યાએ કે મારો હક છે ત્યાજ બેસીશ."

ત્યારે અસ્ફંદિયારે બહમનને કહ્યું કે "જમણા હાથ ઉપર-એણે જેમ જગ્યા માગી તેમ તૈયાર કર"

તેજ વખત બહમન ગુસ્સા ભરેલો ઉઠયો-તેણે ગુસ્સાથી ભવાં ચઢાવ્યાં હતાં

જ્યારે રૂસ્તમે તેને એમ ભવાં ચઢાવતો જોયો-ત્યારે પોતે ગુસ્સામાં આવી ચીડાયો

અને ગુસ્સાથી શાહઝાદાને એમ કહ્યુ-કે 'તું તારી આંખ ઉઘાડી જરા મને સારી પઘે જો

ઓ બહાદુર લોકોના શાહઝાદા! શું તું જાણતો નથી-કે હું જહાન પેહલવાન રૂસ્તમ છુ?

તું મારા હોનરો અને મારા નામીચાં ખાન્દાન તરફ નેગાહ કર-કે ૪૨૫
હુ બહાદુરી ભરેલા સામની અઉલાદનો છું.

તેજ સામ જમશીદની અઉલાદનો હતો-કે જે માહતાબ અને આફતાબની માફક દેખાવડો હતો.

અગરજો મારે લાયકની જગ્યા તારી પાસે નથી-તો મારી પાસ ફતેહમદી, દબદબો અને દાનાઇ તો છે

કયકોબાદ, સિવાવક્ષ, કયકાઊસ-અને દેશ જીતનારો નેક કદમનો કયખુસરૂ,

મને પોતાની પાસે જેમ જેહાન પેહલવાનને બેસાડવો જોઇયે તેમજ બેસાડતા હતા"

પછી અસ્ફંદિયારે પોતાના છોકરાને સોનેરી ખુરસી પોતાની આગળ મૂકવા કહી.

અને રૂસ્તમને કહ્યું કે "ખુશહાલ દિલે તું અહીં બિરાજ-તારી બેઠક તો હમેશે લાયક જગ્યાએજ થજો!"

રૂસ્તમ આવ્યો અને પેલી સોનેરી ખુરસી ઉપર બેઠો-હાથમાં શકરટેટીનું ફળ હતું અને ગુસ્સામાંજ આવી બેઠો.

## નકૂહેશ્ કર્દને એસ્ફન્દેયાર્ નેઝાદે રોસ્તમ્રા વ સેતાયેશે ખુદ્.

ચુનીન્ ગોફ્ત બા રોસ્તમ એસ્ફન્દેયાર્
કે અય શીર્ દેલ્ મેહ્તરે નામદાર્
મન્ અયદૂન્ શનીદસ્તમ્ અઝ્ મૂબદાન્
બુઝોર્ગાનો બીદાર્ દેલ્ બેખ્રદાન્
૪૨૬ કે દસ્તાન્ બુદ અઝ્ ગઉહરે દીવ્ ઝાદ
બગીતી ફેઝૂન્ ઝીન્ નદારદ નેઝાદ
ચુ ઝાદ ઊ ઝે સામશ નેહાન્ દાશ્તન્દ
વરા રસ્તખીઝે જહાન્ દાશ્તન્દ
તનશ તીરહો રૂયો મૂયશ સફીદ
ચુ દીદશ દેલે સામ શુદ નાઉમીદ
બેફ્રમૂદ તા પીશે દર્યા બરન્દ
મગર્ મુર્ઘો માહી વરા બેશ્કરન્દ
બેયામદ બેગુસ્તર્દ સીમોર્ઘ પર્
નદીદ અન્દરૂ હીચ આઇનો ફર્
બેબોર્દશ બજાઈ કે બૂદશ કુનામ
ઝે બોર્દન્ મર્ ઊરા ખુરેશ બૂદ કામ
બરે બચ્ચગાનશ બેયન્દાખ્ત ખાર્
કે ગાહે ખુરેશ ઝૂ ગુઝારન્દ કાર્
બખુર્દન્ ચુ કર્દન્દ સૂયશ બેસીચ
રમીદન્દ અઝ્ વય નખુર્દન્દ હીચ
મર્ ઊરા ચુનાન્ ખાર્ બુગ્ઝાશ્તન્દ
વઝૂ રૂય યક્બારહ્ બર્ કાશ્તન્દ
અગર્ ચન્દ સીમોર્ઘ્ નાહાર્ બૂદ
તને ઝાલ્ પીશ અન્દરશ ખાર્ બૂદ
૪૨૭ રહા કર્દ વયરા બપીશે કુનામ
બદીદારે ઊ કસ નબુદ શાહકામ
હમી ખુર્દ અફ્ગન્દહ્ મુર્દારે ઊય
ઝે જામહ્ બરહ્નહ્ તને ખારે ઊય
બર્ અફ્ગન્દ સીમોર્ઘ્ બર્ ઝાલ્ મેહ્ર્
બર્ ઊ ગશ્ત્ અઝીનગૂનહ્ ચન્દી સેપેહ્ર્
અઝાન્ પસ કે મુર્દાર્ ચન્દી ચશીદ
બરહ્નહ્ સુએ સીસ્તાનશ કશીદ
પઝીરોફ્ત સામશ ઝે બી બચ્ચગી
ઝે નાદાનીઓ પીરીઓ દર્ચગી
બેજસ્તહ્ બુઝોર્ગાનો શાહાને મન્
નેયાએ મનો નીકૂખાહાને મન્
વરા બર્ કશીદન્દો દાદન્દ ચીઝ
ફેરાવાન્ બરૂ સાલ્ બુગ્ઝશ્ત નીઝ
યકી સર્વ્ બુદ નાબસૂદહ્ સરશ
ચુ બા શાખ શુદ રોસ્તમ આમદ બરશ
ઝે મર્દીઓ ફર્હંગો દીદારે ઊય
બગર્દૂન્ બર્ આમદ ચુનીન્ કારે ઊય
બરીન્ ગૂનહ્ બર્ પાદ્શાહી ગેરેફ્ત
બેબાલીદો નાપાસઈ ગેરેફ્ત

## અસ્ફંદિયારનું રૂસ્તમની બુન્યાદને અપમાન કરવું અને પોતાની બુન્યાદની તારીફ કરવી.

પછી અસ્ફંદિયારે રૂસ્તમને એ પ્રમાણે કહ્યું-કે "ઓ સિંહની હિમ્મતના નામદાર સરદાર!

મેં મોબેદો, બુઝોર્ગો અને હુશ્યાર દિલના દાનાઓથી એમ સાંભળ્યું છે,

કે ઝાલ તો દેવની અઉલાદથી જન્મ્યો હતો-અને દુન્યામાં એથી વધારે બુન્યાદ ધરાવતો નથી.

જ્યારે તે જન્મ્યો ત્યારે લોકોએ તેને સામથી છુપાવી રાખ્યો-કારણકે તેને દુન્યામાં કોઇ બલા પયદા થઈ હોય એમ સમજવા લાગ્યા.

તેનું શરીર કાળું તેમજ ચેહરો અને બાલ સફેદ હતા-તેને જોઇને સામ નિરાશ થયો

તેણે ફર્માવ્યુ કે 'એને દર્યાની નઝદીક લઇ જાએ-કે પક્ષીઓ અને માછલીઓ તેનો શેકાર કરી ખાય'

પછી સીમુર્ગે આવી તેને આસરો આપ્યો-પણ તેનામાં કાંઇ ઝળકાટ કે ઝોર તેને માલૂમ પડયું નહીં.

તેથી તે તેને પોતાના માળામાં લઈ ગયુ-એમ લઈ જવાની મતલબ તેને ખાઇ જવાનીજ હતી.

લાવીને તેને પોતાના બચ્ચાઓની પાસે ખુવારીથી નાખ્યો-કે ખાવાની વખતે તેનાથીજ કામ ચલાવે.

પણ જ્યારે તેઓ તેને ખાવા માટે તેની તરફ ગયાં-ત્યારે તેઓ બીહને નાસી ગયા અને કાઇ પણ ખાધું નહીં

તેને એમનો એમ ખુવાર પડતોજ નાખીને-તેની આગળથી એકદમ જતાં રહ્યા.

હવે પેલુ સીમુર્ગ પણ જો કે ઘણુ ભૂખ્યુ થયું હતુ-તો પણ ઝાલનું શરીર તેની નઝરમા ઘણુ હલકું માલૂમ પડયું.

જેથી તેને પોતાના માળા આગળ છોડી મૂકયો તેને જોવાથી કોઇ પણ ખુશી થતું નહીં હતું.

પેલા સીમુર્ગના મુર્દાર ખોરાકમાથી જે કાઈ પડતું ખડતું તે ઝાલ ખાતો હતો-પણ તેનુ કંગાળ શરીર તો કપડા વગર નાગુજ રહેતું હતું.

એવી રીતે સીમુર્ગે ઝાલ ઉપર દયા કીધી-અને એમ કેટલોક વખત નીકળી ગયો

અને કેટલીક મુદ્દત સૂધી મુરદાર ખોરાક ખાધા બાદ-પેલું સીમોર્ગ ઝાલને નાગોને નાગોજ સીસ્તાન તરફ લઈ ગયું.

સામે પોતાને ત્યાં છોકરાં ન હોવાને લીધે તેમજ પોતાની નાદાનીને લીધે, બૂઢાપાને લીધે અને બેવુકૂફીને લીધે ઝાલને કબૂલ રાખ્યો.

મારા મુબારક બુઝોર્ગોએ અને પાદશાહોએ-તેમજ મારા નેયાગાનોએ અને મારા નેકખાહોએ,

કે તેને ઊચકી લીધો અને નવાઝયો-અને એ પ્રમાણે તેની ઉપર ઘણુંક વર્ષ પસાર થયાં.

એક સરોવરના ઝાડ જેવી કુમારી છોકરી હતી-તેની સાથ જ્યારે તેને પરણાવ્યો ત્યારે રૂસ્તમ પયદા થયો.

જેની મર્દાનગી, ડહાપણ અને દેખાવને લીધે તેનાં કામો આસ્માન સૂધી પુગ્યાં.

અને તેમ કરીને આપ એખ્તયાર સત્તા મેળવી પછી તે મગરૂરીથી ફૂલી ગયો અને અધર્મી બની ગયો

ઝે ફર્માને શાહાન્ કુનૂન્ ખુગ્ઝરદ
હમી રાહે ફર્ઝાનગી નેસ્પરદ
નેયારીદ અઝ્ મોર્ઘો મોર્દારૂ યાદ
ચે ગૂયમ્ ઝે ચશ્દાન્ બતાન્ શરૂમ બાદ

હવે તો તે પાદશાહોના હુકમનો અનાદર કરે છે-અને દાનાઇનો ૪૨૮
માર્ગ એખ્તયાર કરતો નથી.

સીમોર્ગની અને ત્યાં ખાધેલાં મૂવેલાં માસની વાત તમો લોકો ભૂલી
ગયા છે-વધારે શું કહું? ખોદાની લઅનત તમો ઉપર પડજો!"

## પાસોખે રોસ્તમ્ બએસ્ફન્દેયાર્ વ સેતાયેશે નેઝાદ્ વ કેર્દારે ખુદ્.

બદ્દૂગોફૂત રોસ્તમ્ કે આરામ ગીરૂ
ચે ગૂઈ સુખુનહાએ નાદેલ્ પઝીરૂ
દેલત્ સૂએ કજ્ઝી બેબાલદ હમી
રવાનત ઝે દીવાન્ બેનાલદ હમી
તો આન્ ગૂય કઝ્ પાદ્શાહાન્ સઝાસ્ત
નગૂયદ સખુન શાહ્ જોઝ્ રાહે રાસ્ત
જહાન્દારૂ દાનદ કે દસ્તાને સામ
ખુઝોર્ગસ્તો બા દાનેશો નીકુનામ
નેઝાદે વય અઝ્ તોખ્મે સામો જમ્ અસ્ત
કે ચૂન્ ઊ નબર્દહ્ બગીતી કમ્ અસ્ત
હમાન્ સામ પૂરે નરીમાન્ બુવદ
નરીમાને ગોરૂદ અઝ્ કરીમાન્ બુવદ
ચુ ગર્શાસ્પો હુશન્ગ્ બૂદશ પેદરૂ
બગીતી કુનૂન્ બૂદી આન્ તાજવરૂ
નેયાગાન્તરા પાદ્શાહી ઝે માસ્ત
વગરૂનહ કસી નામે ઈશાન્ નખાસ્ત
કોબાદે ગુઝીન્રા ઝે અલ્બોરૂઝ કૂહ
મન્ આવર્દમ્ અન્દરૂ મેયાને ગોરૂહ
વગરૂનહ ચકી બુદ પરસ્તેન્દહ મરૂદ
ન બા ગન્જો લશ્કરૂ ન બા દારો બરૂદ
હમાના શનીદસ્તી આવાએ સામ્
નબુદ દરૂ ઝમાનહ ચુનૂ નીકુનામ
નુખોસ્તીન્ બતૂસ અન્દરૂન્ અઝ્દહા
કે અઝ્ ચન્ગે ઊ કસ્ નગશ્તી રહા
બદર્યા નેહન્ગો બસહ્રા પલન્ગ્
દમશ નરૂમ કર્દી બકુહ ખારહ સન્ગ્
બદર્યા સરે માહીઆન્ બરૂ ફેરૂખ્ત
વઝ્ બરૂ હવા પરૂરે કર્ગસ્ બેસૂખ્ત
હમી પીલરા દરૂ કશીદી બદમ્
દેલે ખોરૂરમ્ અઝ્ યાદે ઊ શુદ દેઝમ્
બદર્યા દરૂન્ બૂદ ઊ જાયગીરૂ
ઝે ઝહરશ શુદી આબે દર્યા ચુ કીરૂ
બેકોશ્ત આન્ ચુનાન્ અઝ્દહારા બગોરૂઝ
જહાન્ ગોફૂત ઊરા ઝેહી ફરૂરો બોરૂઝ
દેગરૂ સહમગીન્ દીવ બુદ બદગમાન્
તનશ બરૂ ઝમીનો સરશ બાસ્માન્
કે દર્યાએ ચીન્ તા મેયાનશ બુદી
ઝે તાબીદને ખુરૂ ઝેયાનશ બુદી

## રૂસ્તમનો અસ્ફંદિયારને જવાબ અને પોતાની બુન્યાદ અને કામની તારીફ.

રૂસ્તમે તેને જવાબ આપ્યો કે "મૂગો રહે-તું શા માટે એવા દિલ
દુઃખાવનારા સખુનો બોલે છે?

તારૂં મન પાપી બની ગયું છે-અને તારો આત્મા એહરેમનને
બોલાવે છે.

જેમ પાદશાહોને બોલવું ઘટારત હોય તેમજ તું બોલ-પાદશાહ
રાસ્તીના માર્ગ વગર કાંઇ પણ બીજો સખુન બોલતો નથી

ખોદાતાલાને રોશન છે કે સામનો બેટો ઝાલ બુઝોર્ગી ભરેલો, ડહા-
પણવાળો અને નેકનામીવાળો છે.

તેની બુન્યાદ સામે સવાર અને જમશીદથી છે-કે જેના જેવા લડા
યકો દુન્યામાં ઘણાજ થોડા પયદા થાય છે

તેજ સામ, નરીમાનનો બેટો થાય છે-અને તે પેહલવાન નરીમાન,
કરીમાનનો બેટો થાય છે

તેના (ઝાલના) વડવાઓ કેર્શાસ્પ અને હુશગ જેવા થઈ ગયલા છે-
એટલે હાલ આ દુન્યામા ઝાલ પાદશાહ થયો હતે

પણ અમોએજ તારા નેયાગાનોને પાદશાહી અપાવી છે-નહીં તો
આજે કોઇ તેઓનું નામ પણ નહીં લેતે

પસદ કીધેલા કોબાદને પણ અલબુર્ઝ પહાડ ઉપરથી-લોકોની વચ્ચે ૪૨૯
હુંજ લઇ આવ્યો હતો

નહીં તો કે તે એક બદગી કરનારો માણુસ હતો-કાઇ તેની પાસે
ખઝાનો કે લશ્કર તેમજ જાહોજલાલી હતી નહીં

ખચીત તેં સામની તારીફ તો સાંભળીજ હશે-કે તેના ઝમાનામાં
તેના જેવો કીર્ત્તિ મેળવેલો બીજો કોઇ હતો નહીં

પહેલા તો તૂસ શેહરમાં એક અઝદહા હતો-કે જેની ચુગાલમાંથી
કોઇ પણ છૂટકારો પામી શકતું ન હતું

શું દર્યાના મગરમચ્છ કે શુ જગલના ચિત્તાઓ તેનીથી છૂટી શકતા
નહીં હતા-પત્થરને તે પોતાના ફુંફાડાથી નર્મ કરી નાખતો હતો

તેનો ફુફારો દર્યામાં માછલીઓનાં ડોકાને બાળી નાખતો હતો-અને
હવામાં ઉડતા ગીધ પક્ષીઓની પાખને સળગાવી દેતો હતો

તે હાથીને પોતાના દમમા ખેચી લેતો હતો-તેની યાદ થતાંજ ગમે
એવું ખુશહાલ બનેલુ દિલ ગમગીન થઇ જતુ હતું

તેનું રહેઠાણુ દર્યામાં હતુ-જેના ઝેહરથી તે દર્યાનું પાણી ડામર
જેવું કાળું થતું હતું.

એવા મોટા અઝદહાને સામે ગુર્ઝના ફટકાથી મારી નાખ્યો-જેથી
દુન્યાના લોકો બોલવા લાગ્યા કે 'આફ્રીન તારી કીર્ત્તિ ઉપર.'

વળી બીજો એક ઇન્સાન સાથ દુશ્મની ધરાવનાર ભયકર દેવ હતો-જેનું
શરીર જ્યારે ઝમીન ઉપર રહેતું ત્યારે તેનું માથું આસ્માને લાગતું હતું.

ચીનાઈ તારતરીમાં વહેતી નદીનાં પાણી તેની કમર સૂધી આવતાં- ૪૩૦
ખુરશેદની રોશનીથી તેને પીડા થતી હતી.

હમી માહી અઝ આબ્ બર્દાશ્તી
પસ અઝ ગુમ્બદે માહ બુગ્ઝાશ્તી
બખુરૂશીદ માહીશ બેર્યાન્ શુદી
અઝૂ ચર્ખે ગર્દન્દહ ગેર્યાન્ શુદી
કમરૂગાહે ઊરા બદૂ નીમ કરૂદ
જહાન્‌રા અઝાન્ દીવ્ બી બીમ કરૂદ
દુ પત્યારહ્ ઝીન્ ગૂનહ્ પીચાન્ શુદન્દ
ઝે તીઘે ચલે સામ બીજાન્ શુદન્દ
હમાન્ માદરમ્ દોખ્તે મેહરાબ્ બૂદ
કઝૂ કેશ્વરે સેન્દ શાદાબ્ બૂદ
કે ઝહુહાક્ બૂદશ બપન્જુમ પેદરૂ
ઝે શાહાને ગીતી બરૂ આવરૂદ સરૂ
નેઝાદી અઝીન્ નામવરૂ તરૂ કેરાસ્ત
ખેરદ્‌મન્દ ગર્દન્ ન પીચદ ઝે રાસ્ત
હોનરૂ આન્ કે અન્દરૂ જહાન્ સરૂબસરૂ
ચલાન્‌રા ઝે મન્ જોસ્ત બાયદ હોનરૂ
હમાન્ અહ્‌દે કાઊસ દારમ્ નુખોસ્ત
કે બરૂ મન્ બહાનહ્ નબાયદૂત જોસ્ત
૪૩૧ હમાન્ અહ્‌દે કયખુસ્રવે દાદ્‌ગરૂ
કે ચૂન્ ઊ ન બસ્ત અઝ કયાન્ કસ કમરૂ
ઝમીન્‌રા હમહ્ સરૂબસરૂ ગશ્તહ્ અમ
બસી શાહે બીદાદ્‌ગરૂ કશ્તહ્ અમ
ચુ મન્ બરૂ ગુઝશ્તમ ઝે જયહૂન્ બરૂ આબ્
ઝે તૂરાન્ બચીન્ રફ્તૂ અફ્રાસેયાબ્
ચુ કાઊસે કય શુદ બમાઝન્દરાન્
સખુન્ ગોફ્તૂ દસ્તાન્ બસી અન્દરાન્
શનીદી કે બરૂ વય ચે આમદ ઝે દીવ્
બફૂરી ઝે જાનશ બરૂ આમદ ઘેરીવ્
બેરફ્તૂમ્ બતન્‌હા બમાઝન્દરાન્
શબે તારો ફરૂસન્ગહાએ ગરાન્
ન અર્ઝન્ગ્ માન્દમ ન દીવે સપીદ
ન સન્જહ્ ન અઊલાદે ઘન્દી ન બીદ
હમાન્ અઝ પયે શાહ્ ફર્ઝન્દરા
બેકોશ્તમ્ દેલીરે ખેરદ્‌મન્દરા
કે ગોર્દી ચુ સોહ્‌રાબ્ દીગરૂ નબૂદ
બઝૂરો બમર્દીઓ રઝ્મ આઝ્મૂદ
ઝે શશ સદ હમાના ફેઝૂનસ્ત સાલ્
કે તા મન્ જુદા ગશ્તમ અઝ પોશ્તે ઝાલ્
૪૩૨ હમી પહ્‌લવાન્ બૂદમ અન્દરૂ જેહાન્
ચકી બૂદ બા આશ્કારમ નેહાન્

બસાને ફરીદૂને ફરૂરોખ નેઝાદ
કે તાજે બુઝોર્ગી બસરૂ બરૂ નેહાદ
ઝે તખ્ત અન્દરૂ આવરૂદ ઝહ્‌હાક્‌રા
સેપોર્દશ સરો તાજે ઊ ખાક્‌રા

દેગરૂ સામ ફ્ બૂદ માશ નેયા
બેઓરૂદ અઝ જહાન્ દાનેશો કીમેયા
સે દીગરૂ કે ચૂન્ મન્ બેબસ્તમ કમરૂ
તન્ આસાન્ શુદ અઝ રન્જહા તાજ્‌વરૂ

તે દર્યામાંથી માછલી પકડીને-માહતાબનાં આસ્માન ઉપર લઈ જતો.

જ્યાં તે માછલી ખુરશેદની ગરમીથી ભુંજાતી-તેનાથી ફરતો આસ્માન પણ દુઃખી થતો હતો.

તેવા દેવની કમરના તેણે બે ટૂકડા કીધા હતા-અને દુન્યાને તે દેવની ધાસ્તીથી છોડવી હતી

એવી રીતની બે બલાઓ નાશ પામી-અને પેહલવાન સામની તલ-વારથી તે બેજાન થઈ ગઈ.

વળી મેહરાબ પાદશાહ કે જેનાથી સિંધનો મુલક આબાદ થયો છે તેની બેટી તે મારી મા થયલી છે.

તેની પાંચમી પેઢીએ ઝહહાક હતો-જેણે આગળા પાદશાહોમાં મોટું નામ મેળવ્યું હતું.

એથી ઊચી બુન્યાદ કોણ ધરાવે છે?-ડહાપણ ભરેલો શખ્સ રાસ્ત બોલવાથી પોતાની ગર્દન ફેરવતો નથી

ખરૂં પૂછે તો એક છેડાથી બીજા છેડા સૂધી દુન્યામાં સઘળા પેહલ વાનોને હોનર અને ખૂબી મારાથી મેળવવી જોઇયે

વળી મારૂ પહેલું તહનામુ કાઊસ તરફનું છે કે જે માટે તુ કાંઇજ બહાનું કાઢી શકવાનો નથી.

તેમજ દાદગર પાદશાહ કયખુસરૂ કે જેની માફક કયાનીઓમાંથી કોઇયે પણ પોતાની કમર બાધી હતી નહીં તેનું તહનામુ પણ હુ ધરાઉં છું.

હું સઘળા દેશોમા ફરી વળ્યો છુ-અને મેં ઘણાક ઝુલ્મગાર પાદ શાહોને મારી નાખ્યા છે

જ્યારે હું જેહૂન નદી પસાર કરી ગયો-ત્યારે તુરત અફ્રાસિયાબ તુરાનમાથી ચીન તરફ નાસી ગયો.

જ્યારે કયકાઊસ માઝંદરાન ગયો-ત્યારે તે બાબતમા ઝાલે તેને ઘણો સમજાવ્યો

પછી ત્યાંના દેવો તરફથી તેની ઉપર શુ શું વીત્યું હતું તે તો તેં સાંભળ્યુ છે-તે ત્યા અધારામા પોતાના જાન માટે રૂદન કરતો હતો.

તે વખતે હું એકલો માઝદરાન ગયો-જ્યારે રાતો અંધારી અને ઘણાક ફર્સંગોની રાહ હતી.

ત્યા મેં અરઝંગ કે સફેદ દેવ તેમજ સનજહ, ગદીનો અઉલાદ કે બીદ નામના દેવોને જીવતા રાખ્યા નહીં

તેમજ મે પાદશાહનેજ ખાતેર-મારા બહાદુર અને ડહાપણવાળા બેટાને માર્યો

કે સોહરાબ જેવો બીજો કોઇબી પેહલવાન કૌવતમાં મર્દાનગીમાં અને લડાઈ કરવામા પયદા થયો નથી

તુ જાણ કે ઝાલને પેટે મને જન્મ લીધાને છસોથી વધારે વર્ષ ગુઝર્યાં છે.

એ લામ્બા વખત દરમેયાન દેશમાં હુજ પેહલવાન ગણાયો છું-મારૂં ઝાહેર અને બાતેન એક સરખુજ હતુ (એટલે હું જેમ બોલતો હતો તેમજ કરતો હતો કોઇ પણ પાદશાહ સાથ મેં દગો કર્યો નથી)

મુબારક બુન્યાદના ફરીદૂન મિસાલ-કે જેણે મોટાઇનું તાજ સર ઉપર મેલ્યુ હતુ.

અને જેણે ઝહહાકને તખ્ત ઉપરથી ઉઠાડી મેલ્યો હતો-તેમજ તેનાં સર અને તાજને ખાકમાં લોટતા કર્યાં હતા તેની મિસાલ હું ઇન્સાફવાળો અને સાચો રહ્યો છુ

વળી બીજું એ કે પેહલવાન સામ મારો બપાવો થાય-જેણે દુન્યામાં દાનેશમંદી અને વિદ્યા હોનરમાં નામના મેળવી હતી,

વળી ત્રીજુ એ કે જ્યારથી મે પેહલવાન તરીકે કમર બાંધી છે-ત્યારથી ઈરાનના પાદશાહો રંજથી ફારેગ રહ્યા હતા.

બહાન્ ખુર્‌રમી રૂઝ હરૂગેઝ નબૂદ
પયે મર્દે બી શાહ બર્ રેઝ નબૂદ
કે મન્ બૂદમ અન્દર્ જહાન્ કામરાન્
મરા બૂદ શમ્શીરો ગોર્ઝે ગરાન્
બહાન્ ગોફ્તમ ઈન્ તા બેદાની હમહ
તો શાહીઓ ગર્દનકશાન્ ચૂન્ રમહ
તો અન્દર્ ઝમાનહ રસીદહ નવી
અગર્ ચન્દ બા ફ્રરે કયખુસ્રવી
તને ખીશ બીની હમી દર્ જેહાન્
ન આગહી અઝ કારહાએ નેહાન્
ચુ બેસ્યાર્ શુદ ગોફ્તહા મય ખુરીમ
બમય જાને અન્દૂહરા બેશકરીમ

તે ઝમાના જેવો સુખી ઝમાનો થયોજ નથી-ઈરાનની પાદશાહી દરબારમાં બેગાના મર્દોનું પગલું આવ્યુંજ નથી.

કારણકે દુન્યામાં મોટો ફતેહમંદ પેહલવાન હુંજ હતો-શમ્શીર અને ભારી ગોર્ઝનો રાખનારો હુંજ હતો.

હું આ સઘળું એટલા માટેજ બોલ્યો છું, કે તું તે સઘળું જાણે-કારણ તુ પાદશાહ છે અને આ પેહલવાનો તો તારા હાથ નીચેના છે.

તું ગમે એટલો પણ કયખુસરૂના જેવા દબદબાવાળો હોય-તો પણ તું આ દુન્યામાં હજુ નવોસવોજ આવ્યો છે.

અને તેથીજ તું દુન્યામાં બસ પોતાને ને પોતાનેજ સમજે છે-પણ બીજાં છૂપાં કામોથી તુ વાકેફગાર નથી.

જ્યારે વાતો ઘણીજ થઈ છે ત્યારે હવે ચાલો આપણે મય પીએ- ૪૩૩
અને મય પીને આપણા જીવની ગમગીનીનો શેકાર કર્યે"

## સેતાયેશ્ કર્દને એસ્ફન્દેયાર્ પહ્‌લ-વાની વ નેઝાદે ખુદ્‌રા દર્ પીશે રોસ્તમ્.

ઝે રોસ્તમ ચુ બેશનીદ એસ્ફન્દેયાર્
બેખન્દીદ શાદાન્ ચુ ખુર્‌રમ બહાર્
ઝે ગોફ્તારે રોસ્તમ્ દેલશ્ બર્ દમીદ
ચુ ઝાન્ ગૂનહ ગોફ્તારે રોસ્તમ શનીદ
બદ્ ગોફ્ત કઝ રન્જો પયકારે તૂ
શનીદમ હમહ દર્દો તીમારે તૂ
શનવ્ કારહાઈ કે મન્ કર્દહ અમ
ઝે ગર્દનકશાન્ સર્ બર્આવર્દહ અમ
નુખોસ્તીન્ કમર્ બસ્તમ અઝ બહ્‌રે દીન્
તેહી કર્દમ અઝ બુતપરસ્તાન્ ઝમીન્
કસ અઝ જન્ગજૂયાને ગીતી નદીદ
કે અઝ કોશ્તગાન્ ખાક્ શુદ નાપદીદ
નેઝાદે મન્ અઝ પોશ્તે ગુશ્તાસ્પસ્ત
કે ગુશ્તાસ્પ્ અઝ પોશ્તે લોહ્‌રાસ્પસ્ત
કે લોહ્‌રાસ્પ્ બુદ પૂરે અવરન્દ શાહ
કે ઊરા બુદી આન્ ઝમાન્ આબો જાહ
હમ્ અવરન્દ અઝ તોખ્મએ કયપશીન્
કે કર્દી પશીન્ બર્ પેદર્ આફ્રીન્
પશીન્ બૂદ અઝ તોખ્મએ કયકોબાદ
ખેરદ્‌મન્દ શાહીઓ દેલ્ પુર્ ઝે દાદ
હમા રહ્ ચુનીન્ તા ફરીદૂન્ શાહ
કે અસ્લે કયાન્ બૂદો ઝીબાએ ગાહ
હમાન્ માદરમ દોખ્તરે કયસરસ્ત
કે ઊ બર્ સરે રૂમેયાન અફસરસ્ત
હમાન્ કયસર્ અઝ સલ્મ દારદ નેઝાદ
નેઝાદી બઆઇનો બા ફ્રરો દાદ
હમાન્ સલ્મ પૂરે ફરીદૂને ગોરદ
કે અઝ ખુસ્રવાન્ બૂએ મર્દી બેબોરદ

## અસ્ફંદિયારે રૂસ્તમની નઝદીક પોતાની પેહલવાની અને બુન્યાદની તારીફ કરવી.

જ્યારે અસ્ફંદિયારે રૂસ્તમની એવી વાતો સાભળી-ત્યારે તે ખુશી ભરેલા બહારની માફક ખુશહાલ બની હસ્યો.

જ્યારે તેણે રૂસ્તમની એવી રીતની વાતો સાંભળી ત્યારે તે રૂસ્તમની વાતથી તેનું દિલ ઉસ્કેરાયું.

અને તેને કહ્યું કે "મેં તારી રંજ, લડાઇ, દુઃખ અને ગમ માટે સઘળું સાંભળ્યું.

હવે મેં જે કાંઈ કામો કીધાં છે તે તું સાંભળ-કે જે કીધાથી પેહલવાનોમાં મેં નામના મેળવી છે.

પહેલાં મેં દીનને માટે કમર બાંધી-અને બુતપરસ્તોથી દુન્યા ખાલી કરી નાખી

દુન્યાના કોઇ પણ પેહલવાને જોયું નહીં હશે-કે મારા મારી નાખેલાઓથી ઝમીનની સપાટી પણ ઢકાઇ ગઈ હતી

મારી બુન્યાદ ગુસ્તાસ્પની પીઠથી ઉતરી છે-કે જે ગુસ્તાસ્પ પોતે લોહરાસ્પની અઉલાદથી ઉતર્યો છે.

લોહરાસ્પ અવરદશાહનો બેટો થતો હતો-કે જે તે વખતે આબરૂ અને મરતબો ધરાવતો હતો.

અવરંદશાહ પણ કયપશીનની અઉલાદનો હતો-કે જે કયપશીન પોતાના બાપ ઉપર દુઆ કરતો હતો

કયપશીન કયકોબાદની બુન્યાદથી હતો-કે જે એક ડહાપણવાળો અને ૪૩૪
ઈન્સાફથી ભરેલા દિલનો પાદશાહ હતો.

એ પ્રમાણે તુ પાદશાહ ફરીદૂન સૂધી ચાલ્યો જા-કે જે ઈરાની પાદશાહોમાં મોટો આગેવાન હતો અને તખ્તને શોભાવનારો હતો

તેમજ મારી મા પણ કયસરની બેટી છે-કે જે રૂમીઓનાં સરનુ તાજ છે

તે કયસર (ફરીદૂનના છોકરા) સલ્મથી બુન્યાદ ધરાવે છે-કે જે બુન્યાદ રીત રેવાજ સાથની તેમજ દબદબા અને ઇન્સાફ સાથની છે.

તેમજ સલ્મ બહાદુર ફરીદૂનનો બેટો હતો-કે જે સઘળા પાદશાહોમાથી મર્દાનગીની દડી જીતી ગયો હતો.

બગૂયમ મનો કસ નગૂયદ કે નીસ્ત
કે બી રહ્ે ફ્રેશવાનો રાહ્ે અન્દરીસ્ત
તો આની કે પીશે નેયાગાને મન
બુઝોર્ગાંનો ફ્રરૂખોન્દહ્ે પાકાને મન
પરસ્તન્દહ્ે બૂદી તો ખુદ બા નેયા
નજૂયમ હમી ઝીન સખુન કીમેયા
તો શાહી ઝે શાહાને જાન યાફ્તી
ચુ દર બન્દગી તીઝ બેશતાફ્તી
બેમાન તા બગૂયમ હમહ્ે હરૂચે હસ્ત
યકી ગરૂ દોરૂધસ્ત બેન્માય દસ્ત
૪૩૫ કે તા શાહ્ે ગુશ્તારેપરા દાદ તખ્ત
મેયાન બસ્તહ્ે દારમ બમર્દીઓ બખ્ત
હરાન કસ કે બરૂગશ્ત અઝ રાહે દીન
બેકોશ્તમ બમયદાને તૂરાનો ચીન
વઝાન પસ કે મારા બગોફ્તે ગુરઝમ
બેબસ્તો મરા દૂર કરૂદ ઊ ઝે બઝમ
બલોહ્રાસ્પ અઝ બન્દે મન બદ રસીદ
શુદ અઝ તુરૂક રૂએ ઝમીન નાપદીદ
સુએ ગુમ્બદાન દેઝ બપયઘમ્બરી
જહાનદીદહ્ે જામાસ્પ શુદ લશ્કરી
બેયામદ ચુ ઝાન ગૂનહ્ે અમ બસ્તહ્ે દીદ
અઝ અન્દીશહ્ે જાનો દેલમ ખસ્તહ્ે દીદ
બેયાવરૂદ ચન્દી ઝે આહનગરાન
કે મારા કુશાયદ ઝે બન્દે ગરાન
હમી કારે આહનગરાન દીરૂ બૂદ
દેલે મન બરૂ આહન્ગે શમ્શીરૂ બૂદ
દેલમ તન્ગ શુદ બાન્ગ શાન બરૂ ઝદમ
તન અઝ દસ્તે આહનગરાન બેસ્તદમ
બરૂ અફ્રાખ્તમ સરૂ ઝે જાએ નેશાસ્ત
હમહ્ે બન્દ બરૂહમ શેકસ્તમ બદસ્ત
૪૩૬ બેરફ્તમ અઝાન જા બદાન રઝમગાહ્ે
કે ગુશ્તાસ્પરા બખ્ત ગુમ કરૂદ રાહ્ે
ગુરીઝાન શુદ અર્જાસ્પ અઝ પીશે મન
બદાન સાન યકી નામદારૂ અન્જુમન
બમર્દી બેબસ્તમ કમરૂ બરૂ મેયાન
હમી રફ્તમ અઝ પસ ચુ શીરે ઝેયાન
શનીદી કે દરૂ હફ્તખાન પીશે મન
ચે આમદ ઝે શીરાને આન અન્જુમન
બચારહ્ે બરૂઈનદેઝ અન્દરૂ શુદમ
જહાની બરીનગૂનહ્ે બરૂહમ ઝદમ
બખૂને બુઝોર્ગાન બેબસ્તમ મેયાન
બેજોસ્તમ હમહ્ે કીને ઈરાનેયાન
બતૂરાન ઝમીન આન્ચે મન કર્દહ્ે અમ
હમાન રન્જો સખ્તી કે મન બર્દહ્ે અમ
હમાના નદીદસ્ત ગૂરૂ અઝ પલન્ગ
ન અઝ શસ્તે મલ્લાહ્ે કામે નેહ્ન્ગ
યકી દેઝ હમાન બરૂ સરે કૂહ્ે બૂદ
કે અઝ બરૂતરી દૂરૂ અઝ અન્બૂહ્ે બૂદ
ચુ રફ્તમ હમહ્ે બુતપરસ્તાન બુદન્દ
સરાસીમહ્ે બરૂ સાને મસ્તાન બુદન્દ

આ મારી બુન્યાદની વાત તને કહું છું અને તેને કોઇ ખોટી પાડી શકનાર નથી-બાકી ખોટી વાતો હમેશે ઘણી હોય છે અને ખરી થોડી હોય છે.

તુ તે શખ્સ છે કે જે મારા નેયાગાનો, બુઝોર્ગો અને કીર્ત્તિવંતા પાક પાદશાહોની આગળ,

તારા નેયાગાનો સાથ તુ પોતે નોકરી બજાવતો હતો-આ વાતથી હું કાંઇ મતલબ શોધતો નથી

જ્યારે તે મારા નેયાગાનોની ચાકરીમાં તુ ખરે પગે ઊભો રહ્યો ત્યારેજ તેઓ તરફથી તને પાદશાહી મળી.

જે કાંઈ કહેવાનુ છે તે સઘળું હુ કહું ત્યાં સૂધી તું થોભ-અને તેમાં જો કાઇ જૂઠુ હોય તો તે મને બતાવ.

કે જ્યારથી પાદશાહ ગુશ્તાસ્પને પાદશાહી મળી-ત્યારથી મેં મર્દાનગી સાથ અને ફતેહમદી સાથ કમર બાંધેલી રાખેલી છે.

જે લોકો કે ઝરતોશ્તી દીનની રાહથી ઉલટા ગયા-તેઓને મેં તૂરાન અને ચીનના મયદાનમા મારી નાખ્યા.

પછી જ્યારે કે મને ગુરઝમના કહેવાથી કયદમાં નાખ્યો અને મજલેસની ખુશાહાલીથી દૂર કીધો,

ત્યારે મારા કયદ પડવાથી લોહરાસ્પને હાનિ પુગી અને તુર્કીઓથી સઘળો મુલક ભરાઇ ગયો

ગુમ્બદાન દેઝ તરફ જ્યા હુ કેદ હતો ત્યાં દાનેશમદ જામાસ્પ સિપાહીના વેશમાં ઉપર લખેલી ખરાબીનો પયગામ લઈ આવ્યો.

જ્યારે તે આવ્યો અને મને એવી રીતે કયદ પડેલો જોયો-અને અંદેશાથી મારો જાન અને દિલ ઝખમી થયલુ જોયું,

ત્યારે તે કેટલાક લૂહારોને લઈ આવ્યો-કે તેઓ મને ભારી બદમાંથી છોડવે

પણ તે લૂહારોનું કામ બહુજ ધીરૂ હતુ-અને મારૂં દિલ શમ્શીર પકડવા ઉપર તલપી રહ્યુ હતું

હું કંટાળી ગયો મે તેઓ ઉપર પોકાર માર્યો-અને લૂહારોના હાથમાથી મારૂ બદન ખસાડી નાખ્યુ

અને મારી બેઠક આગળથી ઉભો થયો અને મારે હાથે સઘળી બેડીઓ તોડી નાખી

ત્યાર બાદ ત્યાથી હુ પેલી લડાઇગાહમા ગયો કે જ્યા ગુશ્તાસ્પનાં નસીબે પોતાની રાહ ગુમ કીધી હતી

હવે મારી આગળથી અર્જાસ્પ નાસી ગયો-તેવીજ રીતે તેનું નામીચું લશ્કર પણ નાસી ગયુ

ત્યારે મે મર્દાનગીથી મારી કમર ઉપર કમરબદ બાધી-મસ્ત સિહની માફક તેની પાછળ ચાલતો થયો

તે તો સાંભળ્યું હશે કે હફતખાનમાં-ત્યાંના સિંહો અને બીજાઓથી મારે માથે શુ વીટ્યુ હતું ?

હું યુક્તિ કરીને રૂઇનદેઝમાં દાખેલ થયો-અને ત્યાની તમામ વસ્તીનો નાશ કરી નાખ્યો

મારા બુઝોર્ગોના થયલાં ખૂન ઉપર મે કમર બાધી-ઇરાનીઓ તરફનો સઘળો કીનો તેઓ ઉપર લીધો.

તૂરાન દેશમા મેં જે કાઇ કીધુ છે-તેમજ જે રંજ અને વેદના કે મેં ખમી છે,

તેવી વેદના તો એક ગોરખરે ચિત્તા વાઘથી પણ કોઇ વેળા જોઇ હશે નહી-અથવા તો સોસવાટને માછીની ઝાળથી ખમવી પડી નહીં હશે

પહાડને મથાળે રૂઈનદેઝ બધાયલો હતો-અને ઘણી ઊંચાઇને લીધે લોકોની વસ્તીથી તે દૂર હતો

જ્યારે હું ત્યાં ગયો ત્યારે ત્યા સઘળા બુતપરસ્તોજ હતા-અને છાકટ માણસોની માફક ગાંડા બનેલા હતા

ઝે હન્ગામે તૂરે ફરીદૂને ગોરૂદ
કસ અન્દર્ જહાન્ નામે આન્ દેઝ્ નબોરૂદ
બમર્દી મન્ આન્ બારહ્રા બેસ્તદમ
બુતાન્રા હમહ્ બર્ ઝમીન્ બર્ ઝદમ
ચઝી ત્રુર્કુ નુગ્ઝાશ્તમ્ દર્ જેહાન્
નબાશદ્ ખુદ અઝ પહ્લવાન્ ઈન્ નેહાન્
બર્અફ્રાખ્તમ્ આતેશે ઝર્દુહેશ્ત
કે બા ઝન્દ આવર્દહ્ ખુદ અઝ બેહેશ્ત
બપીરૂઝીએ દાદગર્ યકુ ખોદાય
બઈરાન્ ચુનીન્ આમદમ બાઝ્ જાય
કે મારા બહર્ જાએ દુશ્મન્ નમાન્દ
બબુતખાનહા દર્ બરહ્મન્ નમાન્દ
બતનહા તને ખીશ જોસ્તમ્ નબરૂદ
બપખાંશ તીમારે મન્ કસ નબરૂદ
સુખુનહા કુનૂન્ ગશ્ત બર્ મન્ દરાઝ
અગર્ તેશ્નઈ જામે મય બર્ ફરાઝ

૪૩૭ બહાદુર ફરીદૂનના છોકરા તૂરના વખતથી-દુન્યામાં કોઇયે તે કિલ્લાનું નામ પણ નહીં લીધું હતું.

તે કિલ્લો મેં મારી બહાદુરીથી લીધો-અને સઘળી મૂર્ત્તિઓ ઝમીન દોસ્ત કીધી.

અને કેથે એક પણ તૂરાની રહેવા દીધો નહીં-આ વાત તુંજ પેહલ-વાનથી કાંઈ છૂપી તો રહી ન હશે

અને ત્યાં મેં ઝરતોશ્તનો આતશ કે જે ઝંદ અવસ્તાની સાથે બેહે-શ્તમાંથી લાવ્યો હતો તે રોશન કીધો.

અને દાદગર એકલા એક ખોદાની ફતેહમંદીએ કરીને-એવી રીતે હું ઈરાનમાં પાછો આવ્યો

કે હવે કોઇ પણ જગ્યાએ અમારો દુશ્મન રહ્યો નહીં-અને મંદિરમાં મૂર્ત્તિપૂજક બ્રાહ્મણ પણ હવે રહ્યો નહીં.

મેં એકલાએજ એ સઘળી લડાઇઓ કીધી-લડાઈમાં કોઇયે પણ મારો ગમ ખાધો નહીં

હવે આ મારી વાત બહુ લામ્બી થઈ ગઈ-તેથી જો તું તરસો થયો હોય તો મયની જામ ઉઠાવ"

## સેતાયેશ્ કર્દને રોસ્તમ્ બપહ્લવાનીએ ખુદ્ દર્ પીશે એસ્ફન્દેયાર્.

ચુનીન્ ગોફ્ત રોસ્તમ્ બએસ્ફન્દેયાર્
કે કેર્દાર્ માનદ્ ઝે માન્ યાદગાર્
કુનૂન્ દાદ દેહ્ બાશો બેશ્નવ્ સોખન્
અઝીન્ નામ બર્દારે પીરે કોહન્
અગર્ મન્ નરફ્તી બમાઝન્દરાન્
બગર્દન બર્ આવર્દહ્ ગોર્ઝે ગરાન્
કુજા ફૂર્ ખુદ ગીવો ગૂદર્ઝો તૂસ
શહે નામવર્ હમ ઝે ઘમ પુર્ ફેસૂસ
કે કન્દી દેલો મગ્ઝે દીવે સફીદ
કેરા બુદ બબાઝૂએ ખીશ ઈન્ ઉમીદ
કે કાઊસે કયરા કુશૂદી ઝે બન્દ
કે આવર્દી ઊરા બતખ્તે બલન્દ
ઝે બન્દે ગેરાન્ બોર્દમશ સૂએ તખ્ત
શુદ ઈરાન્ બઊ શાદો ઊ નીકબખ્ત
સરે જાદુઆન્રા બેકન્દમ્ ઝે તન્
સતૂદાન્ નદીદન્દો ગૂરો કફન્
દરાન્ રઝ્મહા યારે મન્ રખ્શ બૂદ
હમાન્ તીઘે તીઝમ્ જહાન્બખ્શ બૂદ
વઝાન્ પસ કે શુદ સૂએ હામાવરાન્
બેબસ્તન્દ પાયશ બબન્દે ગરાન્
બેબોર્દમ્ અઝ ઈરાનેયાન્ લશ્કરી
બજાઇ કે બુદ મેહ્તરી યા સરી
બેકોશ્તમ્ બજન્ગ્ અન્દરૂન્ શાહ્ શાન્
તેહી કર્દમ આન્ નામવર્ ગાહ્ શાન્
જહાન્દાર્ કાઊસ બુદ બસ્તહ્ બૂદ
ઝે રન્જો ઝે તીમાર્ દેલ ખસ્તહ્ બૂદ

## રૂસ્તમે અસ્ફંદિયારની નઝદીક પોતાની પેહલવાનીની તારીફ કરવી.

રૂસ્તમે અસ્ફંદિયારને કહ્યું-કે "આપણી તરફથી આપણા કામોજ યાદગારી તરીકે રહે છે

હવે તુ આ ઝઇફ બુઢ્ઢા નામ ઉઠાવનારની વાત સાંભળ અને ઇન્સાફ આપનારો બન

૪૩૮ અગરજો હું ભારી ગોર્ઝ ગર્દન ઉપર ઉઠાવીને માઝંદરાન નહીં જતે,

કે જ્યા ગીવ, ગૂદર્ઝ અને તૂસ આંધળા બનેલા હતા-તેમજ નામવર પાદશાહ પણ ગમથી અફસોસ ભરેલો હતો,

તો સફેદ દેવનું દિલ અને મગઝ કોણ ચીરી નાખતે?-કોણને પોતાની બાઝૂ ઉપર એટલી ઉમેદ હતી?

કયકાઊસને બંદમાંથી કોણ છોડવતે?-કોણ તેને પાછો બુલંદ તખ્ત ઉપર લાવી બેસાડતે?

મે તેને ભારી બેડીઓમાથી છોડવીને ઇરાનનાં તખ્ત ઉપર બેસાડયો-જેથી સઘળો ઇરાન દેશ તેનાથી ખુશી થયો અને તે પોતે ભાગ્યશાળી થયો

મેં જાદુગરોના સર તનથી ઉખેડી નાખ્યાં-તેઓની લાશોએ અસ્તો-દાન અને ગોર કે કફન કાંઈજ જોયું નહીં

અને એવી લડાઇઓમાં મારો રખ્શ ઘોડોજ મારો સાથી હતો-તેમજ દેશો બખ્શેશ કરનારી મારી તેઝ તલવાર મારી મદદગાર હતી.

ત્યાર પછી જ્યારે કાઊસ હામાવરાન તરફ ગયો-અને તેઓએ તેના પગ ભારી બંદથી બાંધ્યા

ત્યારે ઈરાનીઓમાંથી જ્યા કેથે પણ મોટાઓ અને સરદારો હતા તેઓનું એક લશ્કર તૈયાર કરીને હું લઇ ગયો.

અને તેઓના પાદશાહને મેં લડાઈમાં મારી નાખી-તેઓનું તે નામીચું તખ્ત ખાલી પાડયું.

૪૩૯ જે વખતે પાદશાહ કાઊસ પોતે બંધાયલો હતો-અને તેનું દિલ રંજ અને ગમથી ઝાખી થયલું હતું.

બઈરાન્ બુદ અફ્રાસેયાબ્ આન્ ઝમાન્
અબા લશ્કરો નામવરૂ મેહુતરાન્
બેયાવરૂદમ અઝ બન્દ કાઊસરા
હમાન્ ગીવો ગૂદર્ઝો હમ તૂસરા
બઇરાન્ કશીદમ્ ઝે હામાવરાન્
હમાન્ પહ્‌લવાનાનો નામ આવરાન્
શબે તીરહ્ ચૂન્ મન્ બેરફૂતમ્ ઝે પીશ
હમહ્ નામ જોસ્તમ્ ન આરામે ખીશ
ચુ દીદ આન દેરફૂશાન્ દેરફૂશે મરા
બગૂશ આમદશ બાન્ગે રખ્શે મરા
બેપર્દાખ્ત ઈરાનો શુદ સૂએ ચીન્
જહાન્ શુદ પુરૂ અઝ દાદો આઇનો દીન્
ગરૂ અઝ ચાલે કાઊસ ખૂન્ આમદી
ઝે પોશતશ સેયાવૂશ ચૂન્ આમદી
ચુ કયખુસ્રવ્ અઝ પાકૂ માદરૂ ન ઝાદ
કે લોહુરાસ્પરા નામે શાહી નેહાદ
પેદરૂમ આન્ દેલીરે ગેરાન્માયહ્ મરૂદ
ઝે નન્ગ્ અન્દરૂ આન્ અન્જુમન્ ખાકૂ ખરૂદ
૪૪૦ કે લોહુરાસ્પરા શાહ્ બાયેસ્ત ખાન્દ
વઝૂ દરૂ જહાન્ નામે શાહી બેમાન્દ
ઝે મન્ બેશનવ્ અય ગોરૂદ એસ્ફન્દેયારૂ
મબાશ ઈમન્ અઝ ગર્દેશે રૂઝગારૂ
તો તકયહ્ ચુનીન્ બરૂ જવાની મકુન્
ઝે પીરે જહાનદીદહ્ બેશનવ્ સખુન્
મકુન્ આન્ચે ગુશ્તાસ્પ્ ગૂયદ હમી
કે ઊ રાહે દાનેશ નપૂયદ હમી
બખૂએ બદ ઊ બેસ્તદ અઝ બાબ્ બખ્ત
કે નફ્રીન્ બદૂ બાદો બરૂ તાજો તખ્ત
પેદરૂ ચૂન્ મરૂ ઊરા સબુકસારૂ દીદ
પરસ્તેશગહી અઝ જહાન્ બરૂ ગુઝીદ
ચુ દીદશ મરૂ ઊરા ચુનીન્ કીનહ્ જૂય
બઆતેશકદહ્ રફ્ત બા આબ્રૂય
બેયામદ બઝાબુલ્ પેદરૂરા બબલ્ખ
રહા કરૂદ તનહાશ બા કામે તલ્ખ
સરન્જામ અઝ ચીન્ બેરૂન્ તાખ્તન્દ
બખારી મરૂ ઊરા બખૂન્ આખ્તન્દ
કસી કૂ પેદરૂરા ચુનીન્ ખારૂ કરૂદ
પેસરૂરા નખાહદ ઘમે કારૂ કરૂદ
૪૪૧ સરૂ અઝ્બાને હીલત બદૂ કરૂદ બાઝ
બતુ બદખુઈ કરૂદ ગુશ્તાસ્પ્ સાઝ
બેખાહદ બદેલ્ મર્ગે એસ્ફન્દેયારૂ
કે ફરૂમૂદ બા રોસ્તમશ કાર્ઝારૂ
હમાના ઝે તૂ હસ્ત તર્સાન્ દેલશ
ફેરૂરફ્તહ્ પાએ દેલ અન્દરૂ ગેલશ

તે વખતે અફ્રાસિયાબ પોતાનાં લશ્કર અને નામવર સરદારો સાથ ઈરાનમાં હતો

હવે હું કાઊસને તેમજ ગીવ, ગૂદર્ઝ અને તૂસને બંદમાંથી છોડવી લાવ્યો

તેમજ હામાવરાનથી હું નામ ઉઠાવનારા સઘળા પેહલવાનોને ઈરાનમાં લઈ આવ્યો

કાઊસને છોડવવા રાતને વખતજ જ્યારે હું કુચ કરી ગયો-ત્યારે મારા મનમાં ભલાઈ કરવાનોજ વિચાર હતો. મારાં સુખનો વિચાર મેં કર્યો હતો નહીં.

ત્યાથી પાછુ આવતા જ્યારે અફ્રાસિયાબે મારો ઝળકાટ ભરેલો ઝુંડો જોયો-અને તેના કાનમા મારા રખ્શનો પોકાર પડયો,

ત્યારે તે ઈરાન ખાલી કરી ચીન તરફ નાસી ગયો-અને તમામ જહાન પાછી ઈન્સાફ ભરેલી અને દીનઆઈન ભરેલી થઇ

હવે જો કાઊસનું ખૂન થતે-તો તેની પીઠથી સિયાવક્ષ કેમ પયદા થતે?

પછી કયખુસરૂ કે જેણે લોહરાસ્પને પાદશાહ બનાવ્યો તેના જેવો પાદશાહ પોતાની પવિત્ર માતાથી જન્મ લેતેજ નહીં

પેલા ઊચી બુન્યાદના બહાદુર મર્દ મારા બાપે-તે અન્જુમનમા (કયખુસરૂની) શર્મને લીધેજ મોમાં ખાક નાખ્યા હતી,

કે 'હા લોહરાસ્પને સઘળાઓએ પાદશાહ તરીકે બોલાવવો જોઇયે'-અને તે મારા બાપથીજ દુન્યામાં તેનું નામ પાદશાહ તરીકે કાયમ રહ્યુ.*

ઓ પેહલવાન અસ્ફંદિયાર! હુ કહુ છું તે સાંભળ-તુ ઝમાનાની ગર્દેશથી નચિન્ત ના બન

તુ તારી જવાની ઉપર એટલો બધો મુસ્તાક ના રહે-અને આ અનુભવી બુઢ્ઢાની વાત બરાબર સાભળ

ગુશ્તાસ્પ જે કાઇ કહે છે તે તુ ના કર-કારણકે તે દાનાઇને માર્ગે ચાલતો નથી

તેણે પોતાની બૂડી ખાસીયતેજ બાપની પાસેથી તેનુ નસીબ છીનવી લીધુ-કે તેની ઉપર તેમજ તેનાં તાજ અને તખ્ત ઉપર લઅનત હોજો!

જ્યારે બાપે તેને એવો હલકાં મગઝનો જોયો-ત્યારે તેણે દુન્યા છોડી દઈ ખોદાની પરસ્તેશ કરવાની જગ્યા એખ્તયાર કીધી

જ્યારે તેણે છોકરાને એવો કીનાખોર જોયો-ત્યારે પોતાની આબરૂ જાળવવા તે આતશકદેહમાં જઇ બેઠો

પછી ગુશ્તાસ્પ પોતે તો ઝાબુલ આવ્યો અને બાપને બલ્ખમાં નામુરાદ એકલો છોડી દીધો

શેવટે તારતરના મુલકથી દુશ્મનો ધસી આવ્યા-અને ખુવારીથી તેનુ ખૂન કીધુ.

જે કોઈ પોતાના બાપને એવી રીતે ખુવાર કરે-તે પોતાના છોકરાની ખાહેશ પુરી કરવાની દરકાર કરે નહીં

તને તાજ નહીં આપવા માટે તેણે દાવપેચના કોથળાનું મો ઉઘાડયું છે-તારી સાથ કપટ રમવાની ગુશ્તાસ્પે તૈયારી કીધી છે.

તે પોતાનાં દિલમા તો તુ અસ્ફંદિયારનું મોતજ ચાહે છે-કારણકે તેથીજ તેણે રૂસ્તમ સાથ લડાઇ કરવા તને ફર્માવ્યુ

ખચીત કે તેનું દિલ તારીથી ધાસ્તી ભર્યું થયું છે-અને તેનાં દિલનો પાયોજ કિચડમાં ફસી પડયો છે

---

* બેશક કે આ રૂસ્તમ ખરૂજ કહે છે કારણકે પાદશાહ કયખુસરૂની ખાહેશને તાબે થઇનેજ ઝાલે લોહરાસ્પને પાદશાહ તરીક કબૂલ રાખ્યો હતો અને બીજા ઇરાનીઓ કે જેઓ લોહરાસ્પ પાદશાહ થાય તેની વિરૂધ હતા તેઓને પણ ઝાલે સમજાવી લીધા અગરજો ઝાલ અને રૂસ્તમ લોહરાસ્પને પાદશાહ તરીકે કબૂલ નહીં રાખતે તો કદી પણ ઇરાનીઓ તેને પોતાનો પાદશાહ ગણતે નહીં કયખુસરૂની મરજીને માન આપી ઝાલે અને રૂસ્તમે લોહરાસ્પને પાદશાહ તરીકે કબૂલ તો રાખ્યો પણ ત્યાર પછી તેના પાદશાહીમા કે ગુશ્તાસ્પની પાદશાહીમાં તેઓએ ઈરાનની પોશ્તપનાહ છોડી દીધી હતી

**ન બીનદ્ બખાબ્ ઊ કે બરૂ મન્ ગઝન્દ્
રસદ્ અઝ તોઓ મન્ શવમ્ પાય બન્દ્
મકુન્ અય પેસરૂ બેશ્નવ્ અઝ મન્ દુરોસ્ત
કે ગુશ્તાસ્પ્ ખુદ્ દુશ્મને જાને તોસ્ત
બતૂ તા નબાયદ્ વરા દાદ્ તખ્ત
બપયકારે મન્ મરૂ તોરા કરૂદ્ સખ્ત
બેમાન્ તા કે આન્ તાજો તખ્તો કોલાહ્
બદૂઝખ્ બરદ્ યા બઅબ્રે સેયાહ્
પેદરૂ ગરૂ ઝે ફર્ઝન્દ્ દારદ્ દેરીઘ્
સરે ઓહ્ અન્દરૂ સરશ્ બાદ્ તીઘ્
પેદરૂ ક્રૂ બદસ્તાન્ કુનદ્ ગુમ પેસરૂ
ચુ દરૂરન્દહ્ ગોર્ગી ન ચૂપાન્ પેદરૂ
બજાએ પેદરૂ મરૂ તોરા ઝાલ્ બસ
ઝે રોસ્તમ હમાન્ ગોર્ઝો ગૂપાલ્ બસ
બઈરાનો તૂરાન્ તોરા શાહ્ કુનમ્
ઝે તૂ દસ્તે બદ્ખાહ્ કૂતહ્ કુનમ્
વગરૂ બસ્તને મન્ હમી બાયદત્
અઝીન્ બસ્તગી હીચ્ નુકુશાયદત્
કે મન્ અઝ કુશાદે કમાન્ રૂઝે કીન્
બેદૂઝમ્ હમી આસ્માન્ બરૂ ઝમીન્
મરા બૂદ્ ઈન્ મર્દીઓ નામો કામ્
કે લોહ્રાસ્પ્ ખુદ્ યક્ સવારહ્ બશામ્
મરા બૂદ્ ઈન્ ગન્જો આબાદ્ બૂમ
કે ગુશ્તાસ્પ્ આહન્ગરી ખુદ્ બરૂમ
ચે નાઝી બદીન્ તાજે ગુશ્તાસ્પી
બદીન્ યારહો તખ્તે લોહ્રાસ્પી
મન્ અઝ કૂદકી તા શુદસ્તમ્ કોહન્
બદીન્ગૂનહ્ અઝ કસ નબોઈદમ્ સોખન્
કે ગૂયદ્ બેરવ્ દસ્તે રોસ્તમ્ બેબન્દ્
નબન્દદ્ મરા દસ્ત ચર્ખે બલન્દ્
મરા ખારી અઝ પૂઝેશો ખાહેશ્ અસ્ત
વઝીન્ નરૂમ્ ગોફતન્ મરા કાહેશ્ અસ્ત
ઝે તીઝીશ્ ખન્દાન્ શુદ્ એસ્ફન્દેયારૂ
બેયાઝીદો દસ્તશ્ ગેરેફ્ત ઉસ્તુવારૂ
બદૂ ગોફ્ત કય રોસ્તમે પીલતન્
ચુનાની કે બેશ્નીદમ્ અઝ અન્જુમન્
સેતબ્રસ્ત બાઝૂત ચૂન્ રાને શીરૂ
બરો યાલ્ ચૂન્ અઝ્દહાએ દેલીરૂ
મેયાન્ તન્ગો બારીક્ હમચૂન્ પલન્ગ્
ચુનાન્ ગોરૂદ્ કોહ્ બરૂ કશદ્ રૂઝે જન્ગ્
ખુજસ્તહ્ બરો બૂમે ઝાબુલ્ કે શીરૂ
હમી પર્વરાનદ્ ગવાને દેલીરૂ
ખુનક્ ઝાલ્ કશ્ બુગ્ઝરદ્ રૂઝગારૂ
બેમાનદ્ બગીતી ચુ તૂ યાદ્ગારૂ
બેયફ્શોરૂદ્ ચન્ગશ્ મેયાને સોખન્
ઝે બર્નાઈ બેખન્દીદ્ મર્દે કોહન્
ઝે નાખુન્ હમી રીખ્તશ્ આબે ઝરૂદ્
હમાના ન પીચીદ્ અઝાન્ દરૂદ્ મરૂદ્
ગેરેફ્ત આન્ઝમાન્ દસ્તે મેહ્તરૂ બદસ્ત
ચુનીન્ ગોફ્ત કય શાહે યઝ્દાન્ પરસ્ત**

ગુશ્તાસ્પ સ્વપ્નામાં પણ નહીં જોશે કે તું મને હાનિ પુગાડી શકે અને હું તારે હાથે કયદ પકડાઉં.

માટે ઓ બેટા! તું એવું ના કર, હું ખરૂં કહું છું તે સાંભળ-કે ગુશ્તાસ્પ પોતેજ તારા જીવનો દુશ્મન છે.

પોતાનું તખ્ત તને આપવું ન પડે તે માટે-તને ખાસ મારી લડાઇ માટે ઉસકેર્યો છે.

તું રાજપાટનો ખેયાલ છોડી દે કે તારો બાપ જોઇયે તો તાજ અને તખ્તને સાથે દૂઝખમાં લઇ જાય કે જોઇયે તો સીઆહ-વાદળ ઉપર લઈ જાય.

જે બાપ પોતાના છોકરાને રાજપાટ આપવાનો વિચાર નહીં રાખતો હોય તેનું માથું તલવારેજ કપાજો!

જે બાપ કાવતરૂં કરે અને પોતાના છોકારાને મરવા આપે-તે બાપને ભરવાડની ઉપમા નહીં પણ ફાડી ખાનાર વરૂની ઉપમા આપવી જોઇયે.

માટે બાપની જગ્યાએ તને ઝાલ બસ છે-તેમજ તને રૂસ્તમથી આ ગોર્ઝ પુરતો છે.

હું તને ઈરાન અને તુરાનનો પાદશાહ બનાઉં-અને દુશ્મનોના હાથ ૪૪૨
તારાથી દૂર રાખું.

પણ જો તું મને બેડી પેહેરાવવાજ માગતો હોય-તે તેમાં તું કાંઈ ફાવવાનો નથી.

કારણકે લડાઈના દિવસ ઉપર કમાનમાંથી તીર છોડીને-આસ્માનનં ઝમીન સાથે હું સીવી લઉં છું

જે વખતે કે લોહરાસ્પ સીર્યામાં એક હલકો જેવો સવાર ગણાતો હતો તે વખતે મારામા આ મર્દાનગી, નામવરી અને જાહોજલાલી હતી.

જે વખતે કે ગુશ્તાસ્પ રૂમમાં એક લૂહારનું કામ કરતો હતો-તે વખતે હું આ ખઝાના અને આબાદ સર ઝમીનનો માલેક હતો

તું આ ગુશ્તાસ્પનાં તાજ ઉપર તેમજ લોહરાસ્પનાં તખ્ત અને ખઝાના ઉપર શાનો અકડાઇ જાય છે?

મારાં બચપણથી તે બુઢઢો થયો ત્યાં સૂધી-મેં કોઈનું એવું રીતનું બોલેલું સાંખ્યું નથી.

કે તે તને એમ કહે કે 'જા, રૂસ્તમનો હાથ બાધ'-પણ મારા હાથ તો આસ્માનબી બાંધી શકશે નહીં.

તારી પાસ આજેઝી અને કાલાવાલા કરૂં છું તેજ મને હલકું લગાડે છે-અને નમનતાઇથી તારી સાથ વાત કરૂ છું તેથી મારો મરતબો ઘટે છે"

રૂસ્તમના ઉસકેરાઈ જવાથી અસ્ફંદિયાર હસવા લાગ્યો-અને પોતાનો હાથ લામ્બો કરી રૂસ્તમનો હાથ મઝમૂત પકડયો.

અને બોલ્યો કે "ઓ પીલતન રૂસ્તમ!-મેં સઘળા લોકોથી તારે ૪૪૩
માટે જેવું સાંભળ્યું હતું તેવોજ તું છે.

તારી બાઝૂ સિંહની રાન જેવી મઝબૂત છે-તારી છાતી અને ગર્દન દિલાવર અઝદહાના જેવી છે.

તારી કમર ચિત્તાની મિસાલ સાંકડી અને પાતળી છે-એવા બાંધાનો પેહલવાન તો ખરેખર લડાઇને દહાડે પહાડને પણ ઉખેડી નાખે.

ઝાબુલની સર ઝેમીન ખરેજ ભાગ્યશાળી છે કે જે સિંહ જેવા બહાદુર પેહલવાનોને ઉછેરે છે

ભાગ્યશાળી ઝાલ કે જ્યારે તેનો વખત પુરો થઇ જશે-ત્યારે દુન્યામાં તે તારા જેવો એક યાદગાર પેહલવાન છોડી જશે"

એમ કરતાં કરતાં તેણે રૂસ્તમનો હાથ ઝોરથી દાબ્યો-પણ તે જવાનથી પેલો બુઢઢો મર્દ હસવા લાગ્યો.

જો કે તેના નખમાથી પીળું પાણી નીકળ્યું ખરૂં-છતાં તે દુઃખથી જરા પણ તેને લાગ્યું નહીં.

પછી તેજ વખત રૂસ્તમે તે સરદારનો હાથ પોતાના હાથમાં લીધો-અને બોલ્યો કે "ઓ યઝદાન પરસ્ત શાહઝાદા!

ખુનુક શાહુ ગુશ્તાસ્પ આન્ નામદારૂ
કે ઊ પૂર્ દારદ્ ચુ એસ્ફન્દેયારૂ
ખુનુક આન્ કે ચૂન તૂ પેસરૂ ઝાયદશ
હમહુ ફરૂરે ગીતી બેયફ્ઝાયદશ
૪૪૪ હમી ગોફ્તો ચન્ગશ બચન્ગ્ અન્દફ્રન્
હમી દાશ્ત તા ચેહ્રે ઊ શુદ ચુ ખૂન
હમહુ નાખુનશ પુર્ ઝે ખૂનાબ્ કરૂદ
બરૂએ સેપહ્બુદ પુરૂ અઝ તાબ્ કરૂદ
બેખન્દીદ્ અઝાન્ ફરૂરોખ એસ્ફન્દેયારૂ
બદૂ ગોફ્ત કય રોસ્તમે નામદારૂ
તો એમરૂઝ મય ખુરૂ કે ફર્દા બરઝમ
બેપીચીઓ યાદત નેયાયદ ઝે બઝમ
ચુ મન્ બરૂ નેહમ ઝીન બ અસ્પે સેયાહ
બસરૂ બરૂ નેહમ ખુસ્રવાની કોલાહ
બનીઝહ ઝે અસ્પત નેહમ બરૂ ઝમીન્
અઝાન્ પસ ન પર્ખાશ જૂઈ ન કીન્
દો દસ્તત બેબન્દમ બરમ નઝદે શાહ
બેગૂયમ કઝ મન્ નદીદમ ગુનાહ
બેબાશમ બપીશશ બખાહેશગરી
બેસાઝમ ઝે હરગુનએ દાવરી
રહાનમ્ તોરા અઝ ધમો દર્દો રન્જ
બેયાબી પસ અઝ રન્જ ખૂબીઓ ગન્જ
બેખન્દીદ્ રોસ્તમ ઝે એસ્ફન્દેયારૂ
બદૂ ગોફ્ત સીરૂ આઈ અઝ કાર્ઝારૂ
૪૪૫ કુજા દીદઈ જન્ગે જન્ગ્આવરાન્
કુજા યાફ્તી બાદે ગોર્ઝે ગરાન્
અગરૂ બરૂ ચુનીન્ રૂએ ગર્દદ સેપેહરૂ
બેપૂશદ મયાને દો તન્ રૂએ મેહરૂ
બજાએ મયે સોરૂખ કીન્ આવરીમ
કમાનો કમન્દો કમીન્ આવરીમ
ધવે કૂસ ખાહીમ ઝાવાએ રૂદ
બતીઘો બગૂપાલ બાશદ દેરૂદ
બેબીની તો અય ફરૂરોખ એસ્ફન્દેયારૂ
ગેરાઈદનો જુસ્તને કાર્ઝારૂ
ચુ ફર્દા બેયાયમ બદશ્તે નબરૂદ
બઆવરૂદ મરૂદ અન્દરૂ આયદ બમરૂદ
ઝે ફૂહહુ બઆઘૂશ બરૂદારમત
બનઝદીકે ફરૂખેન્દહુ ઝાલ આરમત
નેશાનમત બરૂ નામવરૂ તખ્તે આજ
નેહમ બરૂ સરત બરૂ દેલઅફ્રૂઝ તાજ
કુજા યાફ્તસ્તમ મન્ અઝ કયકોબાદ
બમીનૂ હમી જાને ઊ શાદ બાદ
કુશાયમ દરે ગન્જે પુર્ ખાસ્તહુ
નેહમ પીશે તૂ યકસરૂ આરાસ્તહુ
૪૪૬ દેહમ બીનેયાઝી સેપાહે તોરા
બચરૂખ અન્દરૂ આરમ કોલાહે તોરા
વઝ ઈદરૂ બેયાયમ બનઝદીકે શાહ
ગોરાઝાનો તાઝાનો ખોરૂરમ બરાહ
બમર્દી તોરા તાજ બરૂ સરૂ નેહમ
સેપાસી બગુશ્તાસ્પ અઝાન્ બરૂ નેહમ

ભાગ્યશાળી છે તે નામદાર પાદશાહ ગુશ્તાસ્પ-કે જે અસ્ફંદિયાર જેવો બેટો ધરાવે છે.

ભાગ્યશાળી તે સ્ત્રી કે જે તારા જેવો બેટો જણે-અને દુન્યાનો સઘળો દબદબો વધારી મૂકે"

એમ વાત કરતાં કરતાં અસ્ફદિયારનો ચેહરો લોહી જેવો લાલ થયો ત્યાં સુધી તેનો હાથ પોતાના હાથમાં દાબી રાખ્યો.

તેનાં નખ લોહીથી ઝરઝરતાં થઇ ગયાં-અને તે સરદારનું મોં ગુસ્સા ભર્યું બનાવ્યું

તેમ છતાં તેથી મુબારક અસ્ફદિયાર હસી પડયો-અને તેને કહ્યું કે "ઓ નામદાર રૂસ્તમ!

તું આજે તો શરાબ પી કે આવતી કાલે લડાઇમાં-તું દુઃખી થશે અને તને મજલેસની યાદ નહીં આવશે

જ્યારે હું અસ્પેસીઆહ ઘોડા ઉપર ઝીન બાધી-સર ઉપર પાદશાહી કોલાહ મૂકીશ,

ત્યારે તને મારા નેઝા વડે ઘોડા ઉપરથી ઝમીન ઉપર મેલીશ-ત્યાર પછી તુ લડાઇ અને કીનો શોધશોજ નહીં

તારા બન્ને હાથ બાધી પાદશાહની નઝદીક લઇ જઈશ-અને કહીશ કે 'મે એનો કશો વાક જોયો નથી'

તારે માટે હુ તેની આગળ સિફારેશ કરીશ-અને દરેક યુક્તિ લગાડીશ

અને તને ગમ, દર્દ અને રજથી છોડવીશ-અને તે રંજ પછી તું મારી તરફથી ભલાઈ અને ગજ ખઝાનો મેળવશે"

અસ્ફદિયારની વાત સાભળી રૂસ્તમ હસી પડયો-અને બોલ્યો કે "તુજ લડાઈથી ધરાઇ જશે.

તે લડાયકોની લડાઈ કયા જોઇ છે?-તે ભારી ગોર્ઝના ઝપાટા કયાં મેળવ્યા છે?

પણ જો આસ્માન એવી રીતે ફરે-અને આપણુ બન્નેની ઉપરથી માયા કમ કરે,

તો પછી લાલ મય પીવાને બદલે આપણે લડિયે-કમાન અને કમંદ હાથમા ધરી એકબીજા ઉપર છાપો માર્યે

તમ્બુરાના આવાઝને બદલે નગારાના આવાઝ માગ્યે-તેમજ તલવાર તથા ગોર્ઝથીજ એકબીજાને સલામ કર્યે.

અને ત્યારે ઓ નેકબખ્ત અસ્ફદિયાર!-મારી હથિયાર ફેરવવાની અને લડાઈ કરવાની રીત તુ જોશે

આવતી કાલે જ્યારે હું મયદાનમાં આવીશ-અને લડાઈમા મર્દાને મર્દની સામે બહાદુર મર્દ આવશે,

ત્યારે હું તને ઝીન ઉપરથી બગલમા ઉઠાવી લઈશ-અને મુબારક ઝાલની નઝદીક લઈ જઈશ

પછી તને નામદારી ભરેલા હાથીદાતના તખ્ત ઉપર બેસાડીશ-અને તારાં સર ઉપર દિલને રોશન કરનારૂં તાજ મૂકીશ.

કે જે તાજ મે પાદશાહ કયકોબાદથી મેળવ્યુ છે-કે તેનો આત્મા મિનોઇ જેહાનમાં ખુશહાલ હોજો!

પછી હુ કીમતી ખઝાનાનો દરવાઝો ખુલીશ-અને તે સઘળો માલ અસ્બાબ તારી નઝદીક મૂકીશ

અને તારાં લશ્કરને પણ પુષ્કળ આપીશ-અને તારી કોલાહ આસ્માન સૂધી ઊચે ચઢાવીશ

અને પછી અહીંથી ખુશહાલી ભોગવતા રાહમા ચાલતા ચાલતા પાદશાહની નઝદીક આવીશું

અને હુ હિમ્મતથી તારાં સર ઉપર તાજ મેલીશ-અને તેમ કરી ગુશ્તાસ્પ ઉપર એહસાન કરીશ

બઝાન્ પસ બેબન્દમ્ કમર્ બરૂ મેયાન્
ચુનાન્ ચૂન્ બેબસ્તમ્ બપીશે કેયાન્
ઝે શાદી દેલે ખીશરા નવ્ કુનમ્
હમહ્ રૂએ પાલીઝ્ બીખવ્ કુનમ્
ચુ તો શાહ્ બાશીઓ મન્ પહ્‌લવાન્
કસીરા નમાનદ્ બતન્ દર્ રવાન્

પછી જેમ હું કયાની પાદશાહોની નઝદીક કમર બાંધી ઉભો હતો તેમ તારી આગળ કમર ઉપર કમરબંદ બાંધી ઉભો રહીશ.

ખુશીથી મારાં દિલને હું તાઝું કરીશ-અને દેશના બાગમાંથી જંગલી ઘાસ ઉખેડી કાઢીશ (એટલે દેશને બદકારોથી સાફ કરીશ).

તું જેવો પાદશાહ હોય અને મારા જેવો લડનારો હોય-તો દેશના કોઇ પણ દુશ્મનનાં બદનમાં જાન રહે નહીં"

## ખાન્ આરાસ્તને એસ્ફન્દેયાર્ વ મય ખુર્દન્ બા રોસ્તમ્ વ સખુન્ ગોફ્તન્ બા હમ્દીગર્.

———:૦:———

ચુનીન્ પાસોખ્ આવર્દશ એસ્ફન્દેયાર્
કે ગોફ્તારે બીશી નેયાદ્ બકાર્
શેકમ્ ગુર્સનહ્ રૂઝ્ નીમી ગુઝશ્ત
ઝે પયકાર્ ગોફ્તાર્ બેસ્યાર્ ગશ્ત
બેયારીદ્ ચીઝી કે દારીદ્ ખાન્
કસીરા કે બેસ્યાર્ ગૂયદ્ મખાન
ચુ બેન્હાદ્ રોસ્તમ્ બખુર્દન્ ગેરેફ્ત
બમાન્દન્દ્ અઝ્ ખુર્દને ઊ શેગેફ્ત
યલ્ એસ્ફન્દેયારો યલાન્ યકસરહ્
નેહાદન્દ્ હરૂસ્ બપીશશ બરહ્
હમી ખુરદ્ રોસ્તમ્ અઝાન્હા હમહ્
શેગેફ્ત ·અન્દર્ માન્દ્ શાહો રમહ્
બેફરૂમૂદ્ મેહતર્ કે જામ્ આવરીદ્
બદૂ દર્ મયે સુરૂખ્ ફામ આવરીદ્
બેબીનીમ્ તા રોસ્તમ્ અકનૂન્ બમય
ચે ગૂયદ્ ચે જૂયદ્ ઝે કાઊસે કય
બેયાવરદ્ પસ જામે મય મયગુસાર્
કે બુગ્ઝશ્ત બર્ વય બસી રૂઝગાર્
બયાદે શાહન્શાહ્ રોસ્તમ્ બેખરદ્
બર્ આવરદ્ અઝાન્ ચશમએ ઝરદ્ ગરદ્
હમાન્ જામરા કૂદકે મયગોસાર્
બેયાવરદ્ પુર્ બાદએ શાહ્‌વાર્
તહમ્તન્ ચુનીન્ ગોફ્ત બા ઊ બરાઝ્
કે બર્ ખાન્ બઆબત્ નેયાયદ્ નેયાઝ્
ચેરા આબ્ દર્ જામે મય અફગની
કે તીઝી નેબીદે કોહન્ બેશકની
પેશૂતન્ ચુનીન્ ગોફ્ત બા મયગોસાર્
કે બી આબ્ જામી પુર્ અઝ્ મય બેયાર્
મય આવર્દો રામેશગરાન્રા બેખાન્દ્
ઝે રોસ્તમ્ હમી દર્ શેગેફ્તી બેમાન્દ્

## અસ્ફંદિયારે ખાણાંની તૈયારી કરાવવી અને રૂસ્તમ સાથ મય પીવો અને એક બીજા સાથ વાતચિત્ત કરવી.

———:૦:———

અસ્ફંદિયારે તેને એવો જવાબ આપ્યો-કે "ઘણું બોલવું કામ નથી લાગતું

ભૂખે પેટેજ અડધો દિવસ પસાર પણ થઇ ગયો-અને લડાઈની વાતો તો પુષ્કળ થઇ ગઇ"

પછી તેણે હોકમ કર્યો કે "જે કાંઇ ખાણું તૈયાર હોય તે લાવો-અને જે કોઈ ઘણું બોલનારો હોય તેને અહીં બોલાવવો નહીં"

જ્યારે ખાણું મૂકયું અને રૂસ્તમ ખાવા લાગ્યો-ત્યારે તેનું ખાવાનું જોઈ સઘળાઓ અજબ થયા

પેહેલવાન અસ્ફદિયારે તેમજ બીજા સઘળા પેહલવાનોએ-સઘળી ૪૪૭
તરફથી તેની આગળ હલવાન મૂકવા માંડયાં

રૂસ્તમ તે સઘળામાંથી ખાવા લાગ્યો-જે જોઈ શાહઝાદો તથા બીજા લોકો અજબ રહ્યા.

પછી અસ્ફદિયારે 'ફર્માવ્યું' કે "જામ લાવો-તેની અંદર રેડવાનો લાલ રંગનો મય પણ લાવો

જોઉ કે હવે રૂસ્તમ મય પીને-શું બોલે છે અને કયકાઊસ પાદશાહ પાસેથી બીજું શુ માગી લે છે?"§

પછી શરાબ રેડનારો મયની જામ લઈ આવ્યો-કે જે ઘણોજ જૂનો મય હતો

રૂસ્તમે શેહન્શાહની સલામતી લીધી-અને તે સોનેરી ઝરાની ગર્દ કાઢી નાખી (યાને તે આખી જામ પી ગયો).

ત્યારે મય રેડનાર છોકરાએ પાછી તેજ જામ-પાદશાહી શરાબથી ભરીને રૂસ્તમ આગળ લઇ આવ્યો.

રૂસ્તમે પેલા છોકરાને અરૂસે કહ્યુ કે "આ ખાણાં ઉપર આવુ પાણી લાવવાની કાઈ જરૂર નથી

મયની જામમા પાણી શું કામ નામે છે?-એમ કીધાથી જૂના દારૂનુ ઝોર તોડી નાખે છે.'

ત્યારે પેશૂતને પેલા દારૂ પીરસનારને કહ્યું કે "પાણી ભેળ્યા વગરનો મય એક જામ ભરીને લાવ"

તે પ્રમાણે તે શરાબ રેડનારો લઈ આવ્યો અને ગવૈયાઓને પણ બોલા ૪૪૮
વ્યા-અને રૂસ્તમના પાણી ભેળ્યા વગરના દારૂ પીવાથી ઘણો અજબ થઇ ગયો.

---

§ અહીં અસ્ફદિયાર મસ્ખરીમાં રૂસ્તમને માટે કહે છે કે કયકાઊસને દારૂ પાઇને અને પોતે પાણી પીને મોટી મોટી વાતો કરીને અને ખોટું ખોટું સમજાવીને સીસ્તાનની પાદશા'હી લખાવી લીધી હતી તેમ હવે દારૂ પીને કાઊસ પાસે બીજું શું માગી લે છે તે જોઇયે

ચુ હન્ગામએ રફ્તન્ આમદ ફરાઝ
ઝે મય લઅલ્ શુદ રોસ્તમે સરફરાઝ
ચુનીન્ ગોફ્ત બા રોસ્તમ્ એસ્ફન્દેયાર્
કે શાદાન્ બેઝી તા બુવદ રૂઝગાર્
મયો હરચે ખુર્દી તોરા નૂશ બાદ
રવાને તોરા શસ્તી તૂશ બાદ
બદુ ગોફ્ત્ રોસ્તમ કે અય નામદાર્
હમીશહ· ખેરદ બાદત્ આમૂઝગાર્
હરાન્ મય કે બા તૂ ખુરમ્ નૂશ ગશ્ત
રવાને ખેરદમન્દરા તૂશ ગશ્ત
ગર્ ઈન્ કીનહ અઝ દેલત્ બીરૂન્ કુની
ખુઝોર્ગીઓ દાનેશ બઅફઝૂન્ કુની
ઝે દશ્ત અન્દર્ આઈ સુએ ખાને મન્
ખુવી શાદ યક્ ચન્દ મેહમાને મન્
કે·મન્ હરચે ગોફ્તમ્ બજાય આવરમ્
ખેરદ પીશે તૂ રહનુમાય આવરમ
બયાસાય એક્ ચન્દો બર્ બદ મકૂશ
સુએ મર્દુમી યાઝો બાઝ આર્ હુશ
૪૪૯ ચુનીન્ ગોફ્ત બા ઊ યલ્ એસ્ફન્દેયાર્
કે તોખ્મી કે હરગેઝ નરૂયદ મકાર્
તો ફર્દા બબીની ઝે મર્દાન્ હોનર્
ચુ મન્ તાખ્તન્રા બેબન્દમ કમર્
તને ખીશતન્ નીઝ મસ્તાય હીચ
બઅયવાન્ શવો કારે ફર્દા બેસીચ
બબીની કે મન્ દર્ સફે કાર્ઝાર્
ચુનાનમ્ કે બા બાદહો મયગોસાર્
નતાબી તો બા મન્ બદશ્તે નબર્દ
શનવ્ પન્દે મન્ ગેર્દે રઝ્મમ્ મગર્દ
હોનર્ બીશ્ ગીતી ઝે ગોફ્તારે મન્
મજૂય અન્દર્ ઈન્ કાર્ તીમારે મન્
હરાન્ચત બેગૂયમ્ તો બેપઝીર્ પન્દ!
બગોફ્તારે શાહ અન્દર્ આઈ બબન્દ
કે અઝ શહરે ઝાબુલ્ બઈરાન્ શવીમ
બનઝદીકે શાહે દેલીરાન્ શવીમ
દેલે રોસ્તમ્ અઝ ગમ્ પુર્ અન્દીશહ શુદ
જહાન્ પીશે ચશમશ ચુ યક્ બીશહ શુદ
કે ગર્ મન્ દેહમ્ દસ્ત બન્દે વરા
વગર્ સર્ ફરાઝમ્ ગઝન્દે વરા
૪૫૦ દો કારસ્ત હરદુ બનફ્રીનો બદ
ગઝાનીદહ રસ્મી બદ આઇનો બદ
હમ્ અઝ બન્દે ઊ બદ શવદ નામે મન્
હમ્ અઝ કોશતનશ બદ સરન્જામે મન્
ચે ચારહસ્તો ઈન્ કારરા રાહ ચીસ્ત
કે બર્ કર્દો ના કરદ બાયદ ગેરીસ્ત
બગેર્દે જહાન્ હર્ કે રાનદ સોખન્
નફ્રીદને મન્ નગર્દદ કોહન્
કે રોસ્તમ્ ઝે દસ્તે જવાની નરસ્ત
બઝાબુલ્ શુદો દસ્તે ઊરા બબસ્ત
હમહ નામે મન્ બાઝ ગર્દદ બનન્ગ્
નમાનદ ઝે મન્ દર્ જહાન બૂયો રન્ગ્

જ્યારે ઉઠવાનો વખત નઝદીક આવ્યો-અને સરફરાઝ રૂસ્તમ મયથી લાલ બન્યો,

ત્યારે અસ્ફંદિયારે તેને એ પ્રમાણે કહ્યું-કે "જ્યાં સૂધી ઝમાનો છે ત્યાં સૂધી તું ખુશહાલ જીવતો રહેજે!

મય તેમજ જે કાંઈ તેં ખાધું તે તને જરપત થજો!-તારા જીવને કૌવત હોજો!"

રૂસ્તમે તેને કહ્યું કે "ઓ નામદાર!-હમેશે ડહાપણ તારો સલાહ-કાર થજો!

જે મય કે મેં તારી સાથ પીધો તે જરપટ થયો છે-અને મારો દાનેશમન્દ જીવ કૌવતમંદ બન્યો છે

જો તું આ કીનો તારા દિલમાંથી કાઢી નાખે-અને તારી બુઝોર્ગી તેમજ દાનાઇનો વધારો કરે,

અને આ મયદાનમાથી મારે ઘર આવે-અને મારા મેહમાન તરીકે થોડોક વખત ખુશહાલ રહે,

તો હું જે કાંઈ બોલ્યો છું તે બજા લાવીશ-અને મારા ડહાપણને તારો રેહનુમા બનાવીશ.

તું થોડોક વખત આસાયેશ લે અને બદી કરવા ઉપર કોશેશ ના કર-તું માણસાઇપણા તરફ હાથ લમ્બાવ અને હોશ્યારી પકડ"

પેહલવાન અસ્ફંદિયારે તેને જવાબ દીધો-કે "જે બીજ કે કદી પણ ઉગી નીકળતા નથી તે રોપવાની તસ્દી ના લે

આવતી કાલે જ્યારે હુ લડાઇ માટે કમર બાધીશ ત્યારે તું મર્દાને મર્દ લોકોના હોનર જોશે.

તું પોતાનીને પોતાનીજ બડાઈ ના હાકયા કર ઘર જા અને આવતી કાલની લડાઇ માટે તૈયારી કર

જેમ હું મય અને મય પીરસનારની સાથે વગર ફિક્ર ચિન્તાએ બેઠો છુ તેમજ વગર ધારતીએ મને લડાઇનાં મયદાનમા તુ જોશે.

તું મારી સાથ લડાઇમાં ટકી શકશે નહી-માટે મારી શીખામણ માની મારી લડાઈમા ના ઉતર.

હું કહું છુ તેથી પણ તુ મારા હોનરો ઝેયાદા જોશે-આ કામમાં તું મને દિલગીર ના કર.

હું તને જે કાઈ કહું છું તે તુ કબૂલ કર-અને પાદશાહના હોકમ પ્રમાણે બદીવાન બન

કે જેથી પછી આપણ બન્ને ઝાબુલમાથી ઇરાન તરફ રવાના થઇ-બહાદુરોના પાદશાહ આગળ રવાના થઇયે"

એ સાભળી રૂસ્તમનુ દિલ ગમથી અંદેશા ભરેલું થયું-અને જેહાન તેની નઝર આગળ એક ઝાડી માફક ગૂચવણ ભરેલી બની

કે "જો હુ મારા હાથ પગ બાધવા દઉં-અથવા તો તેની સાથ લડવા ઉઠું,

તો તે બન્ને કામો લઅનત ભરેલા અને બૂરાં છે-અને વળી તે ઘણીજ બૂરી અને ભૂડી રીત કહેવાશે જે જૂની રસ્મને નાશ કરનારી છે

તેની બેડીથી પણ મારૂ નામ બૂરૂં થાય છે-અને તેને મારી નાખવાથી પણ મારૂ શેવટ તો બૂરૂજ આવે

હવે ત્યારે એનો એલાજ શું? આ કામનો કયો માર્ગ લઉં?-કરવામાં પણ અફસોસ અને નહીં કરવામાં પણ અફસોસ છે.

દુન્યામા દરેક જણ આ વાત કહેશે-અને મારી બદનામી વીસરશે નહીં.

કે રૂસ્તમ એક જવાનના· હાથથી છટકી શકયો નહીં-કે જે જવાને ઝાબુલમાં જઇને તેના હાથ બાંધ્યા.

મારી સઘળી કીર્ત્તિને ઝાંખ લાગશે-અને જેહાનમાં પંકાયલું મારૂં નામ શર્મમાં આવી પડશે

**વગર્ કોશ્તહ્ આયદ્ બદસ્તે નબર્દ
શવદ્ નઝ્દે શાહાન્ મરા રૂએ ઝર્દ
કે ઊ શહ્રયારે જવાન્શ બેકોશ્ત
બદાન્ કૂ સખુન્ ગોફ્ત બા ઊ દુરોશ્ત
બમન્ બર્ પસ અઝ મર્ગ્ નફ્રીન્ બુવદ્
હમાન્ નામે મન્ પીરે બી દીન્ બુવદ્
વગર્ મન્ શવમ્ કોશ્તહ્ બર્ દસ્તે ઊય
નમાનદ્ બઝાબુલસેતાન્ રન્ગો બૂય
ગુસસ્તહ્ શવદ્ તોખ્મે દસ્તાને સામ
ઝે ઝાબુલ નગીરદ્ કસી નીઝ્ નામ
વલીકેન્ હમી ખૂબ્ ગોફ્તારે મન્
પસ અઝ મન્ બેગૂયન્દ્ દર્ અન્જુમન્
અગર્ હીચ માનીદહ્ બૂદી ઝે મન્
ખોદા બીગુમાન્ જાન્ રોબૂદી ઝે તન્
ચુનીન્ ગોફ્ત પસ બા સરફ્રાઝ મર્દ
કે અન્દીશહ્ રૂએ મરા કર્દ ઝર્દ
કે ચન્દીન્ ચે ગૂઈ તો અઝ કારે બન્દ
બેતર્સમ કઝીન્ બન્દ્ યાબી ગઝન્દ
મગર્ આસ્માની સખુન્ દીગરસ્ત
કે ચર્ખે રવાન્ અઝ ગુમાન્ બર્તરસ્ત
હમહ્ પન્દે દીવાન્ પઝીરી હમી
બદાનેશ સખુન્ બર્ નગીરી હમી
તોરા સાલ બર્ નામદ્ અઝ રૂઝગાર્
નદાની ફેરીબો બદે શહ્રયાર્
તો યક્તા દેલીઓ નદીદહ્ જહાન્
ચુનાન્ દાન્ કે દર્દે તો જૂયદ્ નેહાન્
ગર્ અયદૂન્ કે ગુશ્તાસ્પ બા તાજો તખ્ત
નેયાબદ્ હમી સીરી અઝ રૂઝો બખ્ત
હમી ગેર્દે ગીતી દવાનદ્ તોરા
બહર્ સખ્તીએ બદ્ બેરાનદ્ તોરા
ઝે રૂએ ઝમીન્ યક્સર્ અન્દીશહ્ કર્દ
બેરદ્ ચૂન્ તબર્ હુશ ચૂન્ તીશહ્ કર્દ
કે તા કીસ્ત અન્દર્ જહાન્ નામદાર્
કે અઝ તૂ ન પીચદ્ સર્ અઝ કાર્ઝાર્
કઝાન્ નામવર્ બર્ તો આયદ્ ગઝન્દ્
બેમાનદ્ બદૂ તાજો તખ્તે બલન્દ
કે શાયદ્ કે બર્ તાજ નફ્રીન્ બુવદ્
વઝીન્ દાસ્તાન્ ખાક બાલીન્ બુવદ્
હમી જાને મન્ દર્ નેકૂહેશ નેહી
ચેરા દેલ ન અન્દર્ પેઝૂહેશ નેહી
બતન્ રન્જ દારી બદીન્ દસ્તે ખીશ
ગર્ અઝ બદગુમાન્ દેલ નેયાયદત રીશ
મકુન્ શહ્રયારા જવાની મકુન્
ચુનીન્ દર્ બલા કામરાની મકુન્
ઝે યઝદાનો અઝ રૂએ મન્ શર્મ દાર્
મખુર્ બર્ તને ખીશતન્ ઝીન્હાર્
તોરા બી નેયાઝીસ્ત અઝ જન્ગે મન્
વઝીન્ દૂરોરી રઝ્મો આહન્ગે મન્
ઝમાનહ્ હમી તાખ્તત બા સેપાહ્
કે બર્ દસ્તે મન્ ખુદ્ બેગર્દી તબાહ્**

વળી જો લડાઈમાં અસ્ફંદિયાર માર્યો જાય છે-તો પાદશાહોની નઝ-દીક મારો ચેહરો ફિકકો પડે છે.

તેઓ કહેશે કે 'સખ્ત રીતે સખુન બોલવાને ખાતેર રૂસ્તમે તે જવાન શાહઝાદાને મારી નાખ્યો.'

વળી મારા મૂવા પછી મારી ઉપર લઅનત પડે-તેમજ મારૂં નામ 'અધર્મી બુઢ્ઢો' પડે.

અને જો હું તેના હાથ ઉપર માર્યો જાઉં છું-તો ઝાબુલેસ્તાનની જાહોજલાલી નાશ પામશે.

સામે સવારના દસ્તાનની સઘળી અઉલાદ નાબૂદ થશે-અને ઝાબુલનું ૪૫૧
નામ નિશાન પણ રહેશે નહીં

તો પણ મારા મૂવા પછી મે એને કહેલા શબ્દો તો દરેક અન્જુ-મનમાં બોલાશેજ

જો થોડોક વખત પણ હાથમાં રહ્યો હતે-તો ખોદાતાલા બેશક મારો જીવ લઇ લે એમ હુ ઈચ્છતે"

પછી રૂસ્તમે તે સરફરાઝ મર્દને એ પ્રમાણે કહ્યું-કે "એ અન્દેશા એજ મારો ચેહરો ઝર્દ કીધો,

કે તુ મને બેડી પેહેરાવવા માટે આટલી બધી વાતો શા માટે કરે છે?-મને ડર લાગે છે કે આ બેડીની બાબતથી તને હાની પુગશે.

પછી તો કોણ જાણે આસ્માનની વાતોજ ન્યારી છે-કારણકે ફરતો આસ્માન આપણા ધારવા કરતાં પણ વધારે ચઢિયાતો છે.

તુ એહરેમન તરફની સઘળી શીખામણો સાંભળે છે-પણ ડહાપણની વાતો બિલ્કુલ સાભળતોજ નથી

તારી ઉમર કાંઇ હજી ઘણી નથી થઈ-તેથીજ તું પાદશાહના ફરેબ અને તેની બૂરાઈ સમજતો નથી.

તુ એકલો છે અને જેહાનનો તને અનુભવ નથી-પણ જાણજે કે છૂપી રીતે તારો બાપ તને ઈઝા કરવા માગે છે

કેમ કે તારો બાપ ગુશ્તાસ્પ રાજપાતથી તેમજ સારાં નસીબથી હજી ધરાયો નથી

તેથી દુન્યામા તને જગે જગે રખડાવ્યા કરે છે-અને દરેક મુસીબતમા ૪૫૨
નાખે છે.

પોતાની અક્કલ અને હુસ્યારીને કુહાડી અને વાંસલો બનાવી યુક્તિ રચી છે (યાને પોતાનો સ્વાર્થ સાધવાનો વિચાર કરીને એક યુક્તિ શોધી કાઢી છે),

કે તમામ જેહાનમાં એવો કોણ નામદાર શખ્સ છે?-કે જે તારી સાથ લડવા ના પાડે નહીં

તેની સાથ લડવા મોકલે કે જેથી તેના હાથે તારા જીવને નુકસાન થાય-અને પછી રાજપાત તેનીજ પાસે કાયમ રહે

એવા રાજપાત ઉપર લઅનત નાખવી ઘટે છે-અને એ યુક્તિથી આખેર તેને ધૂળમા બેસવુ પડશે.

તુ મારા જીવને નામોસીમાં નાખે છે-તુ શા માટે પોતાનાં દિલથી તપાસ નથી કરતો?

જો કે કોઈ દુશ્મનથી તારૂ દિલ ઝખ્મી થતું નથી-પણ તું તારે હાથેજ પોતાનુ તન દુઃખી બનાવે છે.

બલામા પડવાની આ રીતને મોજ સમાન ના ગણ-ઓ શાહઝાદા! એમ ના કર, તું જવાન છે એમ ના કર.

ખોદાતાલાની અને મારા ચેહરાની જરા શર્મ રાખ-અને બેવફા ના થા.

તને મારી સાથ લડવાનું કાંઇ કામ નથી-મેહનતમાં ઉતરવાની, લડાઇ ચલાવવાની અને હીનપસ્તીમાં આવવાની કાંઇ ઝરૂર નથી

તારો વખતજ તને લશ્કર સાથ અહીં દોડાવી લાવ્યો છે-કે તું પોતે ૪૫૩
મારા હાથ ઉપર માર્યો જાય.

બેમાનદ બગીતી કે મન્ નામે બદ
બગુશતારપ્ બાદા સરન્જામે બદ
ચુ બેશનીદ ગર્દનકશ એસ્ફન્દેયાર્
બદુ ગોફૂત કય રોસ્તમે નામદાર્
બદાનાએ પીશીન્ નેગર્ તા ચે ગોફૂત
બદાન્ગહ્ કે બા જાન્ ખેરદ કર્દ જોફૂત
કે પીરે ફેરીબન્દહ્ કાના બુવદ
અગર્ ચન્દ પીફ્રો દાના બુવદ
તો ચન્દીન્ હમી બા મન્ અફ્સૂન્ કુની
કે તા ચમ્બર્ અઝ્ યાલ્ બીરૂન્ કુની
તો ખાહી કે હર્ કસ કે ઈન્ બેશનવદ
બદીન્ ચરૂબ્ ગોફૂતારે તૂ બેગ્રવદ
બેગૂયદ કે બા ઊ ખરામો નુવીદ
બેયામદ વરા કર્દ ચન્દીન્ ઉમીદ
મરા નામ્ ખાનન્દ નાપાક્ રાય
તોરા મર્દે હોશ્યારો નીકી ફેઝાય
સેપહ્બુદ કે ગોફૂતારે ઊ સર્ બેતાફૂત
અઝાન્ પસ કે જોઝ્ જન્ગ્ ચીઝી નેયાફૂત
૪૫૪ હમહ્ ખાહશે ઊ હમી ખાર્ દાશ્ત
ઝબાની પુર્ અઝ્ તલ્ખ ગોફૂતાર્ દાશ્ત
હમી ગોફૂત મન્ સર્ ઝે ફર્માને શાહ્
ન પીચમ ન અઝ્ બહ્રે તાજો કોલાહ્
બદુ યાબમ અન્દર્ જહાન્ ખૂબો ઝેશ્ત
બદુયસ્ત દુઝખ્ બદુયમ બેહેશ્ત
તોરા હર્ચે ખુર્દી ફઝાયન્દહ્ બાદ
બદ્અન્દીશગાન્રા ગઝાયન્દહ્ બાદ
તો અકનૂન્ બખૂબી બઅયવાન્ બેપૂય
સખુન્ હર્ચે બેશનીદી આન્જા બેગૂય
બેયારાયો મર્ જન્ગ્રા સાઝ્ કુન્
વઝીન્ દર્ મપયમાય બા મન્ સખુન્
પગાહ્ આયો બર્ જન્ગ્ ચારહ્ બેસાઝ્
મકુન્ ઝીન્ સેપસ કાર્ બર્ મા દરાઝ્
તો ફર્દા બેબીની બઆવર્દગાહ્
કે ગીતી શવદ પીશે ચશમત્ સેયાહ્
બેદાની કે પયકારે મર્દાને મર્દ
ચે ગૂનહ્ બુવદ રૂઝે નન્ગો નબર્દ
બદુ ગોફૂત રોસ્તમ કે અય નામજૂય
તોરા ગર્ ચુનીન્ આમદહ્સ્ત આરૂઝૂય
૪૫૫ તનત્ બર્ તગે રખ્શ મેહ્માન્ કુનમ
બગોર્ઝો બગૂપાલ્ દર્માન્ કુનમ
તો અઝ્ પહ્લવે ખીશ બેશનીદઈ
બગોફૂતારે ઈશાન્ બેગર્વીદઈ
કે તીઘે દેલીરાન્ બએસ્ફન્દેયાર્
નેયાયદ બઆવર્દ હર્ગેઝ્ બકાર્
બેબીની તો ફર્દા સનાને મરા
હમાન્ ગેર્દ કર્દહ્ અનાને મરા
કઝાન્ પસ તો બા નામદારાને મર્દ
નજૂઈ બઆવર્દગહ્ દર્ નબર્દ
લબે મર્દે બર્ના પુર્ અઝ્ ખન્દહ્ શુદ
હમી રોસ્તમ આન્ ખન્દહ્રા બન્દહ્ શુદ

અને દુન્યામાં મારાથી ભૂંડું નામ રહી જાય-અરે! ગુશતાસ્પનો અંત પણ ભૂંડોજ હોજો!"

જ્યારે પેહલવાન અસ્ફંદિયારે એવું સાંભળ્યું-ત્યારે તેને કહ્યું કે "ઓ નામદાર રૂસ્તમ!

તું જો કે એક આગળા વખતના દાનેશમંદે જ્યારે પોતાના જીવ સાથ ડહાપણનું જોડાણ કર્યું ત્યારે શું સખુનો કહ્યા?

કે 'એક ફરેબ દેનાર બુઢ્ઢો ગમે એટલો ફતેહમંદી ભરેલો અને દાનાઈ ભરેલો હોય તો પણ તે (ફરેબ આપ્યાથી) મૂર્ખજ ઠરે છે'

તું મારી સાથે એટલા બધા ફરેબ એ માટેજ રમે છે-કે તારા ગળામાંની તઉક તું બાહેર કાઢી નાખે.

તું એવું કહેવા માગે છે કે તારી મીઠી મીઠી વાતોથી દરેક જણ તારી તરફદારી કરે,

અને કહે કે 'રૂસ્તમ તો અસ્ફંદિયારને પોતાને ઘર મેહમાન કરવા તેડવા આવ્યો અને ઘણી ઘણી રીતે તેને સમજાવ્યો'

અને મને મૂર્ખનું નામ આપે-અને તને અકલમંદ અને ભલો કહે."

જ્યારે સરદાર અસ્ફંદિયારે લડાઇ કરવા સિવાય કાંઇ છુટકો નહીં જોયો-ત્યારે રૂસ્તમની સઘળી વાતોથી પોતાનું સર ફેરવ્યું.

તેની સઘળી માંગણીઓ ધિક્કારી કાઢી અને તેની સાથે ઘણીજ કડવાસથી વાત કરવા લાગ્યો

તેણે કહ્યુ કે "હુ પાદશાહના હોકમનો અનાદર કરીશ નહીં-તાજ અને તખ્ત માટે પણ નહીં કહીશ.

ભલાઇ કે ભૂડાઈ દુન્યામા તાબેદારીથીજ મળશે-તાબેદારીથીજ મને બેહેશ્ત કે દુઝખ જે મળવાનુ હશે તે મળશે.

તેં જે કાંઈ મારે ત્યાં ખાધું તેથી તારા શરીરની સુખાકારી વધજો!-અને દુશ્મનોને દુઃખ થજો!

હવે તું સહીસલામત તારાં મકાન ઉપર જા-તે અહીં જે કાંઇ વાત સાભળી છે તે ત્યા કહેજે.

ચાલ હવે લડાઇની તૈયારી કર-અને આવી વાત મને કહેવાનું છોડી દે.

સવારના પોહોરમાં આવજે અને લડાઇને માટેનોજ ચારો કરજે-હવે પછી (લડાઈ સિવાય) બીજુ કાંઈ પણ કામ આપણી ઉપર લમ્બાવતો ના.

તું આવતી કાલે લડાઈના મયદાનમાં જોશે-કે દુન્યા તારી આખ આગળ કેવી સીઆહ થાય છે?

ત્યારેજ તુ જાણશે કે લડાઇને દહાડે મર્દાને મર્દોની લડાઈ કેવી રીતની હોય છે?"

રૂસ્તમે તેને કહ્યું કે "ઓ કીર્ત્તિ શોધનાર શાહઝાદા!-અગરજો તારી એવીજ મરજી છે,

તો તારા તનને મારા રખ્શની ઠોકરનું મેહમાન બનાવીશ-ગોર્ઝ અને કુહાડીથીજ તારો ઈલાજ કરીશ.

તેં પોતાનાજ પેહલવાનોથી એક તરફી સાંભળ્યું છે-અને તેઓની વાતથી તું દોરવાઇ ગયો છે.

જેઓ કહે છે કે 'ગમે એવા દિલાવરોની શમ્શીર અસ્ફંદિયાર ઉપર-લડાઈની અંદર કદી પણ કારગર લાગી શક્તિ નથી.'

પણ આવતી કાલે તું મારા નેઝાની લડાઇ જોશે-તેમજ વળી લડતાં મારા ઘોડાની લગામ કેમ ખેંચું છું તે પણ તુ જોશે.

કે તે પછીજ તું લડાઈગાહમાં નામદાર બહાદુર મર્દોની સાથ લડવા નહીં નીકળશે."

તે જવાન મર્દ અસ્ફંદિયાર હસી પડયો-પણ રૂસ્તમ તે મશ્કરી-ખમી ગયો અને કાંઈ બોલ્યો નહીં

બરોસ્તમ્ ચુનીન્ ગોફ્તૂ કય નામજૂય
સખુન્સારૂ ગશ્તી બદીન્ ગોફ્તગૂય
ચુ ફર્દા બેયાઈ બદશ્તે નબર્દ
શવી આગહ્ અઝ કારે મર્દાને મર્દ
ન મન્ કુહમો ઝીરમ્ અસ્પી ચુ કુહ્
યગાનહ્ યકી મર્દુમમ્ બી ગોરૂહ્
જોઝ્ અઝ નામે યઝદાન્ મરા દસ્તગીર્
નખાહદ્ બૂદ્ અઝ ઝખ્મે શમ્શીરો તીર્
ગર્ અઝ ગોર્ઝે મન્ બાઝ્ યાબદ્ સરત્
બગેર્યદ્ બદર્દે જેગર્ માદરત્
વગર્ કોશ્તહ્ નાઈ બઆવર્દ્ગાહ્
બેબન્દમ્ બબન્દત્ બરમ્ નઝ્દે શાહ્
બદાન્ તા ચુનીન્ બન્દહ્ બા શહ્રયાર્
નજૂયદ્ બઆવર્દ્ગહ્ કારઝાર્

અસ્ફંદિયારે રૂસ્તમને કહ્યું કે "એ નામદારી શોધનારા મર્દ!-તું આટલી વાતમાં આકળો પડી ગયો.

પણ જ્યારે તું આવતી કાલે લડાઈનાં મયદાનમાં આવશે-ત્યારે મર્દાને મર્દોની લડાઈથી વાકેફ થશે.

હું કાંઇ પહાડ નથી તેમજ મારી રાન હેઠળનો ઘોડો પણ કાંઈ પહાડ નથી-હું લશ્કર વગરનો એકલો એક શખ્સ છું.

પાક યઝદાનનાં નામ સિવાય તલવાર અને તીરના ઝખ્મથી મને બચાવનારો બીજો કોઈ નથી.

જો મારા ગોર્ઝથી તારૂં માથું ઝખ્મી થશે-તો તારી માતા જીગરનાં ૪૫૬
દુઃખથી રડતી થશે.

અને જો લડાઈગાહમાં તું માર્યો નહીં ગયો-તો હું તને બાંધીને પાદશાહની નઝદીક લઈ જઇશ.

કે જેથી તારા જેવો નોકર પાદશાહની સાથે લડાઇનાં મયદાનમાં લડવા નીકળે નહીં"

## સખુન્ ગોફ્તને રોસ્તમ્ વ એ-સ્ફન્દેયાર્ બા પર્દેહ્સરાય વ બાઝગશ્તને રોસ્તમ્ બ-અયવાને ખુદ્.

ચુ રોસ્તમ્ બેયામદ્ ઝે પર્દેહ્સરાય
ઝમાની હમી બૂદ્ બર્ દર્ બપાય
બકર્પાસ્ ગોફ્તૂ કય સરાએ ઉમીદ્
ખુનુક્ રૂઝ કન્દર્ તો બુદ્ જમ્મશીદ્

બગાહે ફરીદૂન્ હુમાયૂન્ બુદી
ઝમાને મેનૂચેહ્ર્ મયમૂન્ બુદી
ખુજસ્તહ્ બુદી દર્ ગહે કયકોબાદ્
કઝૂ ગશ્ત્ ગીતી હમહ્ પુર્ ઝે દાદ્
હુમાયૂન્ બુદી ગાહે કાઊસે કય
હમાન્ રૂઝે કયખુસ્રવે નીકૂપય
દરે ફર્રહી બર્ તો અકનૂન્ બેબસ્ત્
કે બર્ તખ્તે તૂ નાસઝાઈ નેશસ્ત્
શનીદ્ ઈન્ સુખુનહા યલ્ એસ્ફન્દેયાર્
પેયાદહ્ બેયામદ્ .બરે નામદાર્
બરોસ્તમ્ ચુનીન્ ગોફ્તૂ કય પાકરાય
ચેરા તીઝ ગશ્તી બપર્દેહ્સરાય
સઝદ્ ગર્ બઈન્ બૂમે ઝાબુલસેતાન્
નેહદ્ દાનેશી નામે ધુલ્ધુલસેતાન્
કે મેહ્માન્ ચુ સીર્ આયદ્ અઝ મીઝ્બાન્
બઝેશ્તી બરદ્ નામે ઊ બર્ ઝબાન્
સરાપર્દેહ્રા ગોફ્ત બદ્ રૂઝગાર્
કે જમ્શીદ્રા દાશ્તી દર્ કેનાર્

## રૂસ્તમ અને અસ્ફંદિયારનું ડેરા સાથે વાત કરવું અને રૂસ્તમનું પોતાના મેહલમાં પાછું ફરવું.

જ્યારે રૂસ્તમ તે છાવણીમાંથી બાહેર આવ્યો-ત્યારે તે થોડો વખત દરવાઝા ઉપર થોભ્યો

પછી તે કંતાન (ડેરા) તરફ મોં કરી બોલવા લાગ્યો કે "એ ઉમેદ આશાના ઘર!-તારો રૂડો દહાડો તે હતો કે જમશીદ જેવો પાદશાહ તારી અંદર બેસતો હતો.

ફરીદૂનના વખતમાં તું ભાગ્યશાળી હતો-મિનૂચેહરની પાદશાહીમાં પણ તું બખ્તાવર હતો.

કયકોબાદના વખતમાં પણ ભાગ્યશાળી હતો-કે જે પાદશાહથી તમામ જેહાન ઇન્સાફ ભરેલી થઇ હતી

કયકાઊસના રાજઅમલમાં તેમજ મુબારક કદમના કયખુસરૂની હકૂમતમા પણ તું પુણ્યવાન હતો.

પણ હવે તે કીર્તિનો દરવાઝો તારી ઉપર બંધ થયો છે-કારણકે તારી અંદર મેલાયલાં તખ્ત ઉપર એક નાલાયક શખ્સે જગ્યા લીધી છે."

પેહલવાન અસ્ફંદિયારે તેના આ સખુનો સાંભળ્યા-એટલે તે પેયાદોજ નામદાર રૂકતમની નઝદીક આવ્યો.

અને રૂસ્તમને કહેવા લાગ્યો કે "એ નેક વિચારના સખ્સ!-તું આ ૪૫૭
ડેરા સાથ કેમ ખફા થયો છે?

આ ઝાબુલેસ્તાનના મુલકને જો કોઈ ડાહ્યો માણસ "ગુલ્ગુલેસ્તાન" (ફેસાદી જગ્યા) નું નામ આપે તો તે બંધ બેસતુંજ થઈ પડે.

કારણકે અહીં જ્યારે કોઈ મેહમાન પોતાના મેઝબાનથી જરા ખફા થાય છે-ત્યારે તેને ગાળો ભાંડે છે."

પછી અસ્ફંદિયાર ડેરા તરફ ફરી બોલવા લાગ્યો કે "તારો દિવસ ભૂંડો તે હતો-કે જ્યારે જમશીદને તારી પાસે બેસાડયો હતો.

કે ઊ શાહે યઝદાને ગયહાન્ બેહેશ્ત
ન ખુશ્ નૂઝ દીદશ ન ખુર્રમ બેહેશ્ત
હમાન્ નીઝ ગાહે ફરીદૂન્ શાહ
શુદ અઝ બખ્ત બરૂ તખ્ત અબ્રે સેયાહ
ઝે ગાહે મેનૂચેહ્રૂ તા કયકોબાદ
કસી દીને યઝદાન્ નેયાવરૂદ યાદ
હમાન્ નૂઝ કઝ બહ્રે કાઊસ શાહ
ખુદી પર્દેહો સાયબાને સેપાહ
કે ઊ શાહે યઝદાન હમી બાઝ જોસ્ત
હમી ખાસ્ત દીદ અખ્તરાનરા દુરોસ્ત
ઝમીન્ ઝૂ સરાસરૂ પુરૂ આશૂબ્ ગશ્તૂ
પુરૂ અઝ ઘારતો ખન્જરો ચૂબ્ ગશ્ત
૪૫૮ કુનૂન્ માયહ્દારે તો ગુશ્તાસ્પસ્ત
બપીશે વય અન્દરૂ ચુ જામાસ્પસ્ત
નેશસ્તહ્ બયક્ દસ્ત ચૂન્ ઝરૂદેહેશ્ત
કે બા ઝન્દવસ્ત આમદહ્ અઝ બેહેશ્ત
બદીગરૂ પેશૂતન્ ગવે નીકૂમરૂદ
નજૂયદ બગીતી હમાન્ ગર્મો સરૂદ
બપીશ અન્દરૂન્ ફરૂરોખ્ એસ્ફન્દેયારૂ
કઝૂ શાદ શુદ ગર્દશે રૂઝગારૂ
દેલે નીકૂ મર્દાન્ બદાન્ ઝન્દહ્ શુદ
બદ અઝ બીમે શમ્શીરે ઊ બન્દહ્ શુદ
બેયામદ બદરૂ પહ્લવાને સવારૂ
પસ અન્દરૂ હમી દીદશ એસ્ફન્દેયારૂ
ચુ બરૂગશ્ત્ અઝૂ બા પેશૂતન્ બેગોફૂત
કે ગોર્દીઓ મર્દી નશાયદ નેહોફૂત
નદીદમ બદીનગૂનહ્ અસ્પો સવારૂ
નદાનમ કે ચૂન્ ખીઝદ ઈન્ કાર્ઝારૂ
યકી ઝન્દહ્ પીલસ્ત બરૂ કૂહે ગન્ગ્
અગરૂ બા સેલીહ્ અન્દરૂ આયદ બજન્ગ્
ઝે બાલા હમી બુગ્ઝરદ ફરૂરો ઝીબ્
બેતર્સમ કે ફર્દા બેબીનદ નેશીબ્
૪૫૯ હમી સૂઝદ અઝ ફરૂરે ચેહ્રશ દેલમ
ઝે ફર્માને દાદારૂ દેલ્ ગુગ્સેલમ
ચુ ફર્દા બેયાયદ બઆવરૂદગાહ્
બરૂ ઊ બરૂ કુનમ રૂઝે રઉશન્ સેયાહ્
વયા ઊ સરૂ આરદ બમન્ રૂઝગારૂ
કે દાનદ કે ચૂન્ ગર્દદ ઈન્ કાર્ઝારૂ
પેશૂતન્ બદ્ ગોફૂત બેશનવ્ સખુન્
હમી ગૂયમત અય બેરાદરૂ મકુન્
તોરા ગોફૂતમ અઝ પીશો ગૂયમ હમી
ન અઝ રાસ્તી દેલ્ બેશૂયમ હમી
મેયાઝારૂ કસરા કે આઝાદ મરૂદ
સરૂ અન્દરૂ નેયારદ બઆઝારો દરૂદ
બખોસ્પ્ ઈમશબો બામદાદે પગાહ્
બેરવ્ તા બઅયવાને ઊ બી સેપાહ્
બઅયવાને ઊ રૂઝ ફરૂરોખ્ કુનીમ
સખુન હરૂચે પુરૂસદશ પાસોખ્ કુનીમ
હમહ્ કારે નીકૂસ્ત ઝૂ દરૂ જેહાન્
મેયાને કેહાનો મેયાને મેહાન્

કારણકે તેણે દુન્યાના પયદા કરનાર ખોદાતાલાનો માર્ગ છોડી દીધો હતો—જેથી તેણે સારો વખત જોયો નહીં અને બેહેશ્ત પણ તેને મળ્યું નહીં.

વળી પાદશાહ ફરીદૂનનો ઝમાનો પણ તારે માટે બૂરો હતો—કારણકે તેનાં બદ નસીબથી ઈરાનનાં તખ્ત ઉપર સીઆહ વાદળી ચઢી આવી હતી.

મિનૂચેહરના વખતથી તે કયકોબાદના રાજઅમલ સુધી કોઈ પણ ખોદાની દીન જાણતું હતુ નહીં

વળી તે વખત, કે જ્યારે કયકાઊસને અને તેનાં લશ્કરને તેં આસરો આપ્યો તે વખત પણ ભૂડોજ હતો

કારણકે તેને ખોદાઇ માર્ગ છોડી દીધો હતો-અને તે સેતારાઓનું અવલોકન કરવા લાગ્યો હતો

તેથી સઘળો દેશ ગભરાટમાં પડેલો હતો-અને ત્યાં લૂટફાંટ અને મારામારી સિવાય બીજું કાંઇ ન હતુ

હવે તારો ધણી ગુશ્તાસ્પ પાદશાહ થયો છે જેની પાસે જામાસ્પ જેવો ફિલસૂફ બેસે છે

તેના એક હાથ ઉપર પયગમ્બર ઝરતોશ્ત બેસ્તો હતો-જે ખોદાને ઘરથી ઝંદ અવસ્તાનાં પાક કલામો લાવ્યો હતો

તેના બીજા હાથ ઉપર દીનદાર પેહલવાન પેશૂતન બેસ્તો હતો જેની ઉપર તેની રાસ્તીને લીધે દુન્યામાં લીલી સુકી આવતી નથી

તેની સામે કીર્તિવંતો અસ્ફંદિયાર ઉભો રહે છે-કે જેનાથી ફરતો આસ્માન ખુશહાલ છે

તેનાથીજ નેક માણસોના દિલ સજીવન થયા છે-અને બદી તેની શમ્શીરની ધાસ્તીએ કરી તાબે થઇ ગઈ છે"

એ સાંભળી બહાદુર પેહલવાન રૂસ્તમ ડેરામાથી બાહેર આવ્યો-અને તેની પાછળ અસ્ફંદિયાર જોયા કરતો હતો

જ્યારે તે છેક નીકળી ગયો ત્યારે તેણે પેશૂતનને કહ્યું-કે "એની બહાદુરી અને મર્દાનગી છૂપી રહી શકીજ નથી

મે એના જેવો ઘોડો કે એના જેવો સવાર બીજો કોઈજ જોયો નથી-હું નહી જાણતો કે એ લડાઇનું શેવટ કેવું આવશે?

ગગના પહાડ ઉપર ઉભેલો એક મસ્ત હાથી જેવો તે લાગે છે પણ તે જ્યારે હથિયાર બાધી લડાઇમા આવશે,

ત્યારે તો તેનો દબદબો અને દેખાવ તેનાં કદ કરતાં ઘણો વધી જશે-પણ મને ફિક્ર લાગે છે, કે કાલે મારી સાથ લડતા એ પોતાની પડતી જોશે.

તેના દબદબા અને પ્રીત્તિને લીધે મારો જીવ એને માટે બળે છે-પણ દાદારના હોકમનો અનાદર મારાથી થાય નહીં.

જ્યારે તે આવતી કાલે લડાઇગાહમા આવશે ત્યારે હું તેની ઉપર તેનો રોશન દહાડો સીઆહ કરીશ.

અથવા તો તે મારી ઉપર ઝમાનો આખેર લાવશે-કોણ જાણે છે કે આ લકાઇનુ શેવટ શુ આવશે?",

પેશૂતને તેને કહ્યુ કે "ઓ ભાઇ! તું મારી વાત સાંભળ-હું તને કહું છું કે તુ આ કામ ના કર.

મે તને આગળ પણ કહ્યુ હતું અને હમણા પણ કહું છું-હું સચ્ચાઇને મારા દિલથી દૂર કરતો નથી.

તું કોઇને દુઃખ ના દે કારણકે તે સ્વતંત્ર મર્દ રૂસ્તમ-હાથે કરીને દુઃખ અને આઝારમાં પોતાનુ સર કદી પણ નાખવાનો નથી.

તુ આજની રાત તો સૂઇ જા અને કાલે સવારે બામદાદને વખતે-વગર લશ્કરે તેના મેહલમાં મુલાકાતે જજે

આપણે કાલનો આખો દિવસ તેના મેહલમાં મુબારક બનાવીશું-અને તે જે કાઈ વાત પૂછશે તેનો આપણે સભ્યતાથી જવાબ આપીશું.

કારણકે દુન્યામાં શુ નાનાં અને મોટાઓની વચ્ચે તેણે સઘળાં ભલાઇનાંજ કામો કરેલાં છે

હમી સરૂ ન પીચદ્ ઝે ફર્માને તૂ
હેલશ્ રાસ્ત્ બીનમ્ બપયમાને તૂ
તા ચન્દીન્ ચે કૂશી બકીનો બખશ્મ
બેશૂય અઝ્ દેલત્ કીનો અઝ્ એશ્મ ચશ્મ
ચકી પાસોખ્ આવર્દશ્ એસ્ફન્દેયારૂ
કે બરૂ ગૂશએ ગુલ્સેતાન્ ફેરસ્ત ખારૂ
બદૂ ગોફ્ત કઝ્ મર્દુમે પાક દીન્
હમાના નઝીબદ્ કે ગૂયદ્ ચુનીન્
ગરૂ અયદૂન્ કે દસ્તૂરે ઈરાન્ તોઈ
દેલો ચશ્મો ગૂશે દેલીરાન્ તોઈ
હમી ખૂબ્ દાની ચુનીન્ રાહરા
બેરદૂરાઓ આઝુર્દને શાહરા
હમહુ રન્જો તીમારે મન્ બાદ્ ગશ્ત્
હમાન્ દીને ઝરૂદોશ્ત બીદાદ્ ગશ્ત્
કે ગૂયદ્ કે હરૂ કૂ ઝે ફર્માને શાહ્
બેપીચદ્ બદૂઝખ્ બરદ્ પાયગાહ્
મરા ચન્દ્ ગૂઈ ગુનહ્ગારૂ શવ્
ઝે ફર્માને ગુશ્તાસ્પ્ બીઝારૂ શવ્
તા ગૂઇઓ મન્ ખુદ્ ચુનીન્ કય કુનમ્
કે આરી બગોફ્તારે તૂ નય કુનમ્
ગરૂ અયદૂન્ કે તર્સી હમી અઝ્ તનમ્
મન્ એમરૂઝ તર્સે તોરા બેશ્કનમ્
કસી બી ઝમાનહ્ બગીતી નમોરૂદ્
નમોરૂદ્ આન્ કે નામે બુઝોર્ગી બેબોરૂદ્

તા ફર્દા .બેબીની કે દરૂ દશ્તે જન્ગ્
ચે કારૂ આવરમ્ પીશે જન્ગી નેહન્ગ્
પેશૂતન્ બદૂ ગોફ્ત કય નામદારૂ
ચુનીન્ ચન્દ્ ગૂઈ તો અઝ્ કારઝારૂ
કે તા તૂ રસીદી બગોર્ઝો કમાન્
નબુદ્ બરૂ તો એબ્લીસે બદ્ બદ્ગમાન્
બદેલ્ દીવરા રાહ્ દાદી કુનૂન્
હમી નશનવી પન્દે ઈન્ રહ્નમૂન્
દેલત્ તીરહ્ બીનમ્ સરત્ પુરૂ સેતીઝ્
કુનૂન્ જામહ્ બરૂ તન્ કુનમ્ રીઝ્ રીઝ્
ચે ગૂનહ્ કુનમ્ મન્ કે તરૂસ અઝ્ દેલમ્
બદીન્ સાન્ બયક્બારગી બુગ્સેલમ્
દો જન્ગી દો મર્દો દો શીરે દેલીરૂ
ચે દાનમ્ કે પોશ્તે કે આયદ્ બઝીરૂ
વરા નામવરૂ હીચ્ પાસોખ્ નદાદ્
દેલશ્ ગશ્ત પુરૂ દર્દો સરૂ પુરૂ ઝે બાદ્

તે તારાં ફર્માનથી કદી પણ સર ફેરવશે નહીં-કારણકે તારી સાથનાં વચનમાં હું તેનું દિલ સાચુંજ જોઉં છું.

તું કીનામાં અને ગુસ્સામાં શા માટે એટલી બધી કોશેશ કરે છે?- ૪૬૦
તારાં દિલમાંથી કીનો અને આંખમાંથી ગુસ્સો કાઢી નાખ"

અસ્ફંદિયારે તેને તાનો મારીને કહ્યું-કે "ફૂલના બાગમાં કાંટો ઉગી નીકળ્યો છે (કે મારાં સુંદર કામમાં તું ખલલ નાખ્યા કરે છે)"

તે બોલ્યો કે "પાકદીનો મર્દ-એવી રીતનું બોલે તે બિલ્કુલ છાજે નહીં.

જો ઈરાનનો વઝીર તું હોય-જો ઇરાનના બહાદુરોનો જીવ જાન તું હોય અને તેઓ તારી ઉપર આશા બાંધી બેઠા છે,

તો ડહાપણને તજી દઈને પાદશાહને દુઃખ દેવાનો રસ્તો કેવો ખરાબ છે તે તું સારી રીતે સમજતો હોવો જોઇયે.

જો લડાઈ કરતાં મને તું અટકાવતોજ રહે તો મારી મેહનત અને કાળજી બધી બરબાદ થયલી કહેવાય-ઝરતોશ્તી દીન પણ ખોટી ઠરે.

જે દીનમાં કહે છે કે 'જે કોઈ પાદશાહના ફર્માનથી-ઉલટો ચાલશે, તે દોઝખમાં પોતાની જગ્યા કરશે'

માટે તું મને કયાં સુધી કહ્યા કરશે કે 'ના ફર્માન બન-અને ગુશ્તાસ્પના હોકમનો અનાદર કર?'

તારી વાત ઉપર હાજી હા કરવાનો નથી-(એટલે તારે કહ્યે ચાલવાનો નથી)-તું ગમે તે બોલ્યા કર પણ હું તેમ કયાં કરવાનો છું?

જો તને મારાં શરીરની બીક લાગતી હોય-તો હું આજેજ તારી એ બીહક તોડી નાખું છું.

કે દુન્યામા કોઈ પણ શખ્સ તેનો વખત આવ્યા વગર મરી ગયોજ ૪૬૧
નથી-અને જે કોઇ કીર્ત્તિ ભરેલું નામ કાઢી જાય છે તે શખ્સ મરી ગયલો કહેવાતોજ નથી.

તું આવતી કાલે લડાઈનાં મયદાનમાં જોશે-કે હું તે લડાયક મગરમચ્છની સામે કેવી લડાઈ કરૂં છું?"

પેશૂતને તેને કહ્યું કે ઓ નામદાર'-તું લડાઇ માટે એવી રીતનું કેટલીક વખત બોલ્યા કરશે?

જ્યાં સુધી તું ગોર્ઝ અને તીર કમાન વાપરવા નહીં લાગ્યો (એટલે તું બચ્ચું હતું)-ત્યાં સુધી મૂજી શયતાન તારો દુશ્મન નહીં થયો હતો.

પણ હાલ તો તેં પોતાનાં દિલમાં એહરેમનને માર્ગ આપ્યો છે-અને તેથીજ તું આ તારા સલાહકારની શીખામણ સાંભળતો નથી.

હું તારૂં દિલ સીઆહ બનેલું અને તારૂં સર લડાઈ ભરેલું જોઉં છું-જેથી હવે હું મારાં તન ઉપરના કપડાં ફાડું છું

હું કેવી રીતે મારાં દિલમાથી આવી રીતના ભયને સંદતર કાઢી નાખું?

આવા બન્ને લડાયકો, બન્ને બહાદુરો અને બન્ને દિલાવર સિંહોમાંથી-હું શું જાણુ કે કોણુની પીઠ નીચે પડશે?"

નામવર અસ્ફંદિયારે તેને કાંઇ પણ જવાબ નહીં આપ્યો-પણ તેથી તેનું દિલ દર્દ ભરેલું અને સર ગુસ્સા ભરેલું થયું.

## રસીદને રોસ્તમ્ બઅયવાને ખુદ્ વ ગોફ્તને સર્ગુઝશ્ત્ બા ઝાલ્ વ ઝવારહ્.

ચુ રોસ્તમ્ બેયામદ્ બઅયવાને ખીશ
નદીદ્ ઊ જોઝ્ અઝ્ રઝ્મ દર્માને ખીશ
૪૬૨ ઝવારહ્ બેયામદ્ બનઝ્દીકે ઊય
વરા દીદ્ તીરહ્ દેલો ઝર્દ્ રૂય
બદ્દ ગોફ્ત રવ્ તીઘે હેન્દી બેયાર્
હમાન્ જઉશનો મેઘ્ફરે કાર્ઝાર્
કમાન્ આરો બર્ગુસ્તુવાને સેતબ્ર્
કમન્દ્ આરો ગોર્ઝે ગેરાન્ આરો બબ્ર્
ઝવારહ્ બેફર્મૂદ્ તા હર્ ચે ગોફ્ત
બેયાવર્દ્ ગન્જૂરે ઊ અઝ્ નેહોફ્ત
ચુ રોસ્તમ્ સેલીહે નબર્દી બેદીદ્
બર્ અફ્શાન્દો બાદ્ અઝ્ જેગર્ બર્ કશીદ્
ચુનીન્ ગોફ્ત કય જઉશને કાર્ઝાર્
બર્ આસૂદી અઝ્ જન્ગ્ યક્ રૂઝ્ગાર્
કુનૂન્ કાર્ પીશ આમદત્ સખ્ત્ બાશ
બહર્ કાર્ પીરાહને બખ્ત્ બાશ
ચુનીન્ રઝ્મગાહી કે ધુરૂરાન્ દો શીર્
બજન્ગ્ અન્દર્ આયન્દ્ હર્દુ દેલીર્
કુનૂન્ તા ચે પીશ આરદ્ એસ્ફન્દેયાર્
ચે બાઝી કુનદ્ દર્ દમે કાર્ઝાર્
ચુ બેશનીદ્ દસ્તાન્ ઝે રોસ્તમ્ સોખન્
પુર્ અન્દીશહ્ શુદ્ મઘ્ઝે મર્દે કોહન્
૪૬૩ બદ્દ ગોફ્ત કય નામવર્ પહ્લવાન્
ગોફ્તી કઝીન્ તીરહ્ ગશ્તમ્ રવાન્
તો તા બર્ નેશસ્તી બઝીને નબર્દ્
નબૂદી મગર્ યક્ દેલો પાક્ મર્દ્
બફર્માને શાહાન્ સર્ અફ્રાખ્તહ્
હમીશહ્ દેલ્ અઝ્ રન્જ પર્દાખ્તહ્
નતર્સીદી અઝ્ શીર્ વઝ્ અઝ્દહા
ન દીવ્ આમદ્ અઝ્ ઝખ્મે ગોર્ઝત્ રેહા
બેતર્સમ કે રૂઝત સર્ આયદ્ હમી
કે અખ્તર્ બખાબ્ અન્દર્ આયદ્ હમી
બર્ ઈન્ તોખ્મે દસ્તાન્ ઝે બુન્ બર્ કનદ્
ઝનો કૂદકાન્ માન્ બખાક્ અફ્ગનદ્
બદસ્તે જવાની ચુ એસ્ફન્દેયાર્
અગર્ તૂ શવી કોશ્તહ્ દર્ કાર્ઝાર્
નમાનદ્ બઝાબુલ્સેતાન્ આબો ખાક્
બલન્દી બદીન્ બૂમ ગર્દદ્ મઘાક્
વર્ અયદૂન્ કે ઊરા રસદ્ ઝીન્ ગઝન્દ્
નમાનદ્ તોરા નીઝ્ નામે બલન્દ્
હમી હર્ કસી દાસ્તાનહા ઝનદ્
બર્ આવર્દહ્ નામે તોરા બેશ્કનદ્

## રૂસ્તમનું પોતાના મેહલમાં પાછું ફરવું અને ઝાલ તથા ઝવારેહને ત્યાં બનેલી હકીકત કહેવી.

જ્યારે રૂસ્તમ પોતાના મેહલમા પાછો આવ્યો ત્યારે તેણે લડાઈ સિવાય કશો એલાજ જોયો નહીં

ઝવારેહ તેની આગળ આવ્યો-અને તેને દિલગીર અને ફિક્કા ચેહરાનો જોયો

રૂસ્તમે તેને કહ્યું કે "જા અને મોટી હિંદી તલવાર તેમજ લડાઈનું બખ્તર અને લોઢાંની ટોપી લઈ આવ.

કમાન અને ઘોડા ઉપર નાખવાનુ મોટું બખતર લાવ સાથે કમંદ, ભારી ગોર્ઝ અને બબ્રેબેયાન પણ લાવ"

તુરત ઝવારેહે હોકમ કર્યો જેથી જે કાંઈ તેણે કહ્યુ હતુ તે પ્રમાણે જ્યા હથિયારો હતા ત્યાથી તેનો ખઝાન્ચી લઈ આવ્યો

જ્યારે રૂસ્તમે લામ્બી મુદ્દત પછી પોત ના લડાયક હથિયારો પાછાં જોયા-ત્યારે તેણે પોતાની આગળ તેઓને છૂટા છૂટા નાખીને મોટો નિસાસો મૂક્યો

તે બોલ્યો કે "ઓ લડાઈના બખ્તર! તે લડાઇથી ઘણો લામ્બો વખત આસાયેશ લીધી છે

હમણા તારૂ પાછું કામ પડ્યું છે માટે તું પાછું મઝબૂત રહેજે-અને દરેક કામમા તુ મારા સુભાગ્યનુ રક્ષણ કરજે

આ એક એવી રીતનું લડાઇનુ મયદાન છે કે જેમા બે પોકાર કરતા સિંહો જેવા બન્ને બાહાદુરો લડાઈમા ઉતરશે.

જોઇયે હવે અસ્ફંદિયાર કેવા પગલા ભરે છે-અને લડાઇને વખતે કેવી બાઝી રચે છે?"

જ્યારે ઝાલે રૂસ્તમને મોઢેથી એવા શબ્દો સાભળ્યા-ત્યારે તે બુઢ્ઢા મર્દનું મગઝ અંદેશા ભરેલું બન્યું

પછી તેણે રૂસ્તમને કહ્યુ કે "ઓ નામવર પેહલવાન!-તુ શુ બોલ્યો કે જેથી મારો જીવ દિલગીર થઈ ગયો?

જ્યારથી તુ લડાઈના મયદાનમા ઘોડા ઉપર સવાર થયો-ત્યારથી તુ ઇરાનને પ્રમાણિક અને સાચોજ થઈ રહ્યો છે

હમેશે પાદશાહોના હુકમ મૂજબજ ચાલતો આવ્યો છે અને કોઇબી વખતે મેહનતથી કંટાળી ગયો નથી.

તુ સિંહ તેમજ અઝદહાથી બીધો નથી-અને તારા ગુર્ઝના ઝખ્મથી કોઈ પણ દેવ છટકી શકયો નથી

હાલ મને ધાસ્તી લાગે છે કે જો તેના હાથથી તારો દહાડો આખેર થઇ જાય અને તારો રોશન સેતારો અસ્ત પામે,

તો આ ઝાલની બુન્યાદ તે બુન બેખથી ઉખેડી નાખશે-અને આપણા બાયડી છોકરાને ખાકમા પટકશે

એવી રીતે જો તું લડાઇમા અસ્ફંદિયાર જેવા એક જવાનના હાથ ઉપર માર્યો જશે

તો ઝાબુલેસ્તાનમાં પાણી કે ખાક કાઇ પણ રહેશે નહીં-અને આપણી મોટાઇ આજ સરઝમીન ઉપર ઊંધી પડશે

અને જો આ લડાઇમાં તેને કશી હાનિ પુગશે-તો તે પણ તારી કીર્તિને ઝાંખ લાગશે

દરેક જણ એજ વાતો ચલાવશે અને તારાં કીર્તિવંતાં નામને તોડી પાડશે

કે ઊ શહરૂયારે જવાનરા બેકોશ્ત
બહાન કે સખુન ગોફ્ત બા ઊ દુરોશ્ત
હમી બાશ દર પીશે ઊ દર બપાય
વગરનહ હમ અકનૂન બેપરદાઝ જાય
બપયખૂલઈ શવ કે પીશશ નેહાન
કે કસ નશનવદ નામત અન્દર જેહાન
કઝીન બદ તોરા તીરહ ગર્દદ રવાન
બેપરહીઝ અઝ શાહરૂયારે જવાન
બગન્જો બરન્જ ઈન સખુન બાઝ ખર
મબર પીશે દીબાએ ચીની તબર

સેપાહે વરા બેલઅત આરાય નીઝ
વઝ બાઝ ખર ખીશતનરા બચીઝ
ચુ બર ગર્દદ ઊ અઝ લબે હીરમન્દ
તો પાય અન્દર આવર બરખશે બલન્દ
ચુ ઈમન શવી બન્દગી કુન બરાહ
બદાન તા બેબીની ચહરે શાહ
ચુ બીનદ તોરા કય કુનદ કારે બદ
ખુદ અઝ શાહે ઈરાન બદી કય સઝદ
બદુ ગોફ્ત રોસ્તમ કે અય મર્દે પીર
સુખુનહા બદીનગૂનહ આસાન મગીર
બમર્દી મરા સાલ બેસ્યાર ગશ્ત
બદો નીક ચન્દી બસર બર ગુઝશ્ત
રસીદમ બદીવાને માઝન્દરાન
બરઝમે સવારાને હામાવરાન
હમાન રઝમે કામૂસો ખાકાને ચીન
કે લર્ઝાન શુદી ઝીરે અસ્પશ ઝમીન
કુનૂન ગર ગુરીઝમ ઝે એસ્ફન્દેયાર
તો દર સીસ્તાન કાખો ગુલબન મદાર
બનીરૂએ યઝદાને પર્વરદેગાર
ચે તર્સમ ઝે ગુશ્તાસ્પો એસ્ફન્દેયાર
મન અર ચે શુદમ પીર રૂઝે નબર્દ
સરે ચર્ખ માહ અન્દર આરમ બગર્દ
ચુ મન બબ્ર પૂશમ બરૂઝે નબર્દ
ચે સદ ઝન્દહ પીલો ચે યક દશ્ત મર્દ
ઝે ખાહેશ કે ગોફ્તી બસી રાન્દહ અમ
બદ દફ્તરે કેહતરી ખાન્દહ અમ
હમી ખાર ગીરદ સુખુનહાએ મન
બેપીચદ સર અઝ દાનેશો રાએ મન
ગર ઊ સર ઝે કયવાન ફોરૂદ આરદી
રવાનશ બરે મન દોરૂદ આરદી
અઝ્ નીસ્તી ગન્જો ગઉહર દેરીઘ
હમાન ગોર્ઝો ગૂપાલો ખફ્તાનો તીઘ
સખુન ચન્દ ગોફ્તમ બચીઝી ન બસ્ત
ઝે ગોફ્તાર બાદ અસ્ત મારા બદસ્ત
ગર અયદૂન કે ફર્દા કુનદ કાર્ઝાર
દેલ અઝ જાને ઊ દીચ ખસ્તહ મદાર
કે મન તીઘે તીઝમ નગીરમ બદસ્ત
સરે નામદારશ બેગીરમ બશસ્ત

કે 'તેણે જવાન શાહઝાદાને કાપી નાખ્યો-એટલાજ માટે કે તે શાહ ૪૬૪
ઝાદાએ તેને સખ્ત સખુનો કહ્યા'

માટે જોઈયે તો તેની આગળ નોકર મિસાલ ઉભો રહે-નહીં તો કે હમણાજ આ જગ્યાએથી ઉઠીને,

તું તેની આગળથી એક એવાં ખૂણામાં જઈ છૂપો થા-કે પછી દુન્યામાં કોઈ તારૂં નામ પણ ન સાંભળે

નહીં તો આ ભૂંડાં કામથી તારો જીવ સીઆહ થશે-માટે તું આ જવાન શાહઝાદાની લડાઈથી દૂર રહે

તું ગમે એટલા ખઝાનાથી કે ગમે એટલી કોશેશથી આ વાતનો નીવાડો લાવ-પણ ચીનાઈ રેશમી કપડાં આગળ કુહાડી ના લઇ જા (એટલે આવા શાહઝાદા સાથ લડાઈ ના શોધ).

તેના લશ્કરી માટે પણ સરપાવ તૈયાર કર-અને દઉલત દુન્યા આપીને તેની પાસેથી તારા જીવને ખરીદી લે (જીવને બચાવી લે),

જ્યારે તે હીરમંદ નદીને કિનારેથી પાછો ફરે-ત્યારે તું પણ તારા બુલંદ રખશ ઉપર સવાર થા.

અને જ્યારે તું જીવની ધાસ્તીમાંથી નચિન્ત થાય ત્યારે સફર દરમેયાન તેની તાબેદારી કરજે-અને પાદશાહનું મોઢું જોય ત્યાં સૂધી એમજ કરજે.

જ્યારે તે તને નઝરે જોશે ત્યારે તે કેમ બૂરાઈ કરશે ?-શું ખુદ ઈરાનના શાહને ભૂંડાઇ કરવી શોભા આપશે ?"

રૂસ્તમે તેને કહ્યું કે "ઓ બુઝોર્ગ મર્દ !-તું આ વાતને એવી રીતની સેહલી ના ગણ.

મર્દાનગીમાં મેં પુષ્કળ વર્ષ પસાર કર્યાં છે-અને કચકાંઇ બદી અને ૪૬૫
નેકી મારાં સર ઉપરથી વીટી ગઈ છે

હું માઝંદરાનના દેવો અને હામાવરાનના બહાદુરોની લડાઇમાં ગયો,

તેમજ કામૂસ અને ખાકાને ચીન સાથ હું લડયો-કે જે વેળા તેઓના ઘોડા નીચે ઝમીન પણ ધ્રુજી રહી હતી

અને હવે જો હુ અસ્ફંદિયાર આગળથી નાસી જાઉં-તો તું સીસ્તાનમાં મેહલ અને બગીચા રાખી શકશે નહીં.

પરવરદેગાર પાક યઝદાનની મદદથી-ગુશ્તાસ્પ અને અસ્ફંદિયારથી હુ શા માટે બીહ જાઉં ?

જો કે હું બુઢઢો થયો છું તો પણ લડાઇને દિવસે-માહતાબવાળાં આસ્માનનું સર ઝમીન ઉપર લાઉ છુ.

જ્યારે હું લડાઇને દિવસે બબ્રેબેયાન પેહેરૂં છું-ત્યારે મારે મનસે શું એક સો મસ્ત હાથી કે શુ એક મયદાન ભરીને પેહલવાનો એક સરખા છે

તું ઓઝરખાહી માટે જે કહે છે તે તો મેં ઘણીબી કીધી-અને તાબેદારીના સખુનો તો એક દફતર ભરીને કહી સભળાવ્યા

પણ તે તો મારી વાતોને તુચ્છ ગણે છે-અને મારાં ડહાપણ અને સમજાવટથી પોતાનું સર ફેરવે છે.

તેણે પોતાનું સર શનિશ્ચર સેતારા સૂધી પહોંચાડેલું છે ત્યાથી જો નીચે ઉતરે-અને તે પોતાનાં દિલમાં મારે માટે ભલી લાગણી રાખે,

તો હું તેને ગજ અને ગોહર તેમજ ગોર્ઝ, બખ્તર તથા તલવાર ૪૬૬
આપવાની આનાકાની નહીં કરૂં.

મેં તેને ઘણીક વાતો કહી પણ તેણે એક પણ કબૂલ કીધી નહીં-સઘળી સમજાવટ ફોકટજ ગઇ.

અગરજો કાલે તે લડાઇ કરવા આવશેજ-તો તેના જીવની ધાસ્તી માટે તારૂં દિલ ગમગીન ના બનાવતો.

કારણકે હું મારી તેઝી તલવાર હાથમાં પકડીશજ નહીં-અને તે નામદારનું સર કમંદના ફાદામાં લાવીશ

ન પીચમ બઆવરૂદગહ બરૂ અનાન્
ન જૂપાલ બીનદ ન ઝખ્મે સનાન્
બેબન્દમ બઆવરૂદગહ રાહે ઊય
બેગીરમ બનીરૂ કમરૂગાહે ઊય
ઝે ઝૂહુ બઆધૂશ બરૂ ગીરમશ
બશાહી ઝે ગુશ્તાસ્પ બેપ્ઝીરમશ
બેયારમ નેશાનમશ બરૂ તખ્તે નાઝ
વઝાન્ પસ કુશાયમ દરે ગન્જ બાઝ
ચુ મેહમાને મન બૂદહ બાશદ સે રૂઝ
ચહારોમ ચુ અઝ ચરૂખ ગીતી ફેરૂઝ
બેયન્દાઝદ આન્ ચાદરે લાજવરૂદ
પદીદ આયદ આન્ જામે યાકૂતે ઝરૂદ
૪૯૭ સણુફ બાઝ બા ઊ બેબન્દમ કમરૂ
વઝ ઈદરૂ નેહમ સૂએ ગુશ્તાસ્પ સરૂ
નેશાનમશ બરૂ નામવરૂ તખ્તે આજ
નેહમ બરૂ સરશ બરૂ દેલ અફૂઝ તાજ
બેબન્દમ કમરૂ પીશે ઊ બન્દહ વારૂ
નજૂયમ જોઝ અઝ કામે એસ્ફન્દેયારૂ
તો દાની કે મન પીશે તખ્તે કોબાદ
બમર્દી ચે કર્દમ તો દારી બયાદ
બગીતી ઝેરેશ્તે સુતોર્ગી મરા
હમ ઊ દાદ નામે બુઝોર્ગી મરા
તો ફર્માઈ અકૂનૂન્ કે પેન્હાન્ શવમ
વયા બન્દે ઊરા બફર્માન્ શવમ
મબીનાદ ચશ્મે બદ આન્ રૂઝગારૂ
કે રોસ્તમ કમ આયદ ઝે એસ્ફન્દેયારૂ
બેખન્દીદ અઝ ગોફ્તે ઊ ઝાલેઝરૂ
ઝમાની બેજુમ્બાન્દ અઝ અન્દીશહ સરૂ
બદ્દ ગોફ્ત ઝાલ અય પેસરૂ ઈન્ સખુન
કે ગોફ્તી સરશ નીસ્ત પયદા ઝે બુન
કે દીવાનગાન્ ઈન્ સખુન બેશનવદ
બદીન્ ખામ ગોફ્તારે તૂ બેગ્રવદ
૪૯૮ તો ગોફ્તી કે દરૂ પીશે તખ્તે કોબાદ
બમર્દી ચે કુર્દમ તો દારી બયાદ
કોબાદી બકૂહી નેશસ્તહ હેઝમ
ન તખ્તો કોલાહો ન ગન્જો દેરમ
તો બા શાહે ઈરાન્ બરાબરૂ મકુન
સેપહ્હદારો બા રાયો ગન્જે કોહન્
ચુ એસ્ફન્દેયારી કે ફગ્ફૂરે ચીન્
નેવીસદ હમા નામે ઊ બરૂ નેગીન્
તો ગૂઈ કે અઝ ઝૂહુ બર્દારમશ
બબરૂ સૂએ અયવાને ઝાલ આરમશ
નગૂયદ ચુનીન્ મરૂદુમે સાલ ખરૂદ
બગેરૂદે દરે અખ્તરે બદ મગરૂદ
તો બરૂ શહરે ઈરાન્ મેયાવરૂ શેકન્
બનઝદે બુઝોર્ગાન્ મગૂ ઈન્ સોખન્
હદીસી બુવદ માયએ કાર્ઝારૂ
ખશાલી સુતૂના કુનદ રૂઝગારૂ
સેતીઝહ બજાઈ રસાનદ સોખન્
કે વયરાન્ કુનદ ખાનહાએ કોહન્

હુ લડાઈગાહમાં ઘોડાને જોલાન આપવાનોજ નથી-તેમજ તે મારા ગોર્ઝ અને નેઝાનો ઝખ્મ પણ જોવાનો નથી.

હું લડાઈગાહમાં તેનો રસ્તો રોકીશ-અને તેનો કમરબંદ મઝબૂત પકડીશ.

હું તેને ઘોડાનાં ઝીન ઉપરથી મારી બગલમાં પકડી લઈશ-અને ગુશ્તાસ્પ તરફથી તેને હુ પાદશાહ તરીકે કબૂલ રાખીશ

તેને અહીં લાવીને આ નાઝ ભરેલા તખ્ત ઉપર બેસાડીશ-અને ત્યાર પછી આપણા ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરીશ

જ્યારે તે ત્રણ દિવસ આપણો મેહમાન થઇ રહેશે-અને ચોથે દહાડે જ્યારે આસ્માન ઉપરથી દુન્યાને રોશન કરનારો આફતાબ,

પેલી સીઆહ ચાદર ઊંચકી નાખશે-પીળા યાકૂતની જામ ઝાહેર આવશે

ત્યારે હું તુરત તેની સાથે કમર બાંધી-અહીંથી ગુશ્તાસ્પ તરફ જઈશ.

અને તેને હાથીદાંતના નામીચાં તખ્ત ઉપર બેસાડીશ-અને દિલ રોશન કરનારૂં તાજ તેનાં સર ઉપર મેલીશ.

તેની આગળ હું બંદાની માફક કમર બાંધી ઉભો રહીશ-અને અસ્ફંદિયારનીજ મરજી પ્રમાણે વર્તીશ.

તું જાણે છે અને તને યાદ પણ હશે કે મેં કયકોબાદના તખ્ત આગળ કેવા કેવા બહાદુરીનાં કામો કીધાં છે?

કદાવર ખમીર અને મોટાઇનું નામ દુન્યામાં પહેલવહેલું તેણે મને આપ્યું.

તું હવે મને ફર્માવે છે કે હું છુપાઈ જાઉં-યા તેના હોકમ પ્રમાણે તેનો બંધવો બનું

કોઈની ભૂડી આંખો એવો વખત કદી પણ ના જોતી-કે રૂસ્તમ અસ્ફદિયાર કરતા ઉતરતો નીકળે"

ઝાલેઝર તેની એવી વાતથી હસ્યો-અને થોડોક વખત અદેશાથી પોતાનું સર હીલવ્યુ.

પછી ઝાલે તેને કહ્યું કે "ઓ બેટા!-તે જે કાઈ કહ્યું તેનું ધડ પૂછડુંજ નથી

કારણકે આ વાત દીવાનાઓજ સાભળે-અને આ તારી બેહુદી વાતો સાથ તેઓજ મળતા થાય

તુ કહે છે કે 'કોબાદના તખ્ત આગળ મે શુ શું કર્યું તે તને યાદ હશે'

પણ કયકોબાદ તો પહાડ ઉપર જઇ એકાતવાસ થયલો એક માણસ હતો-તેની પાસે નહીં તાજ તખ્ત કે નહીં દઉલત દુન્યા હતી

તુ ઈરાનના પાદશાહ કે જે લશ્કર રાખનારો, બાહોશી ભરેલો અને આગળા વખતનો એકઠો કરેલો ખઝાનો ધરાવનાર છે તેની બરાબરી ના કર.

તેમજ અસ્ફંદિયાર જેવા સામે ના થા કે જેનું નામ ફગફૂરેચીન પોતાના નગીના ઉપર લખાવી રાખે છે

તુ કહે છે કે 'તેને હુ ઝીન ઉપરથી ઉઠાવી લઈશ-અને બગલમાં મારીને ઝાલના મેહલ તરફ લાવીશ'

પણ કોઈબી ઉમરે પુગેલો શખ્સ એવી રીતનું બોલેજ નહીં તું પોતાના ભૂરા સેતારાના દરવાઝાની આસપાસ ના ફર.

તું ઇરાન શેહર ઉપર આફત ના લાવ-એવી વાત બુઝોર્ગોની આગળ ના કર

લડાઇની બીના ઘણી વિચિત્ર હોય છે-કોઈ વખત એવો આવે છે કે લડાઇમાં ઘાસનું તણખલું થાંભલાનું રૂપ લઈ લે છે.

લડાઇમા કોઇ વેળા વાત એટલી તો વધી જાય છે-કે પુરાણા આબાદ શેહરો વયરાન થાય છે

બગોફતમ તોરા આન્ કે ખુદ રાએ મન
તો બેહ્ દાન્ કુનૂન્ અય મેહે અન્જુમન્
બગોફ્ત ઇનો બેન્હાદ સર્ બર્ ઝમીન્
હમી ખાન્દ બર્ કેર્દેગાર્ આફ્રીન્
હમી ગોફ્ત કય દાવરે કેર્દેગાર્
બગર્દાન્ તો અઝ મા બદે રૂઝગાર્
બદાન્ ગૂનહ્ તા ખુર્ બર્ આમદ ઝે કૂહ્
નેયામદ ઝબાનશ ઝે ખાહેશ સોતૂહ્

જે કાંઈ મારો વિચાર હતો તે મેં તને જણાવ્યો છે-માટે ઓ અંજુ-
મનના સરદાર!-હવડાં તો તું આ મારા વિચારનેજ ભલા જાણ."

તે એટલું બોલ્યો અને પોતાનું સર ઝમીન ઉપર મેલી-ખોદાતાલાની ૪૬૯
સેતાયેશ કરવા લાગ્યો

અને બોલવા લાગ્યો કે "ઓ જેહાનને પયદા કરનાર ઈન્સાફી ખોદા!-
આ બૂરો વખત અમારે માથેથી દૂર કર"

એવી રીતે પહાડ ઉપરથી ખુરશીદ તલુ થયો ત્યાં સૂધી-તેની ઝબાન
બંદગીની ખાહેશથી થાકી નહીં

## રઝ્મે રોસ્તમ્ બા એસ્ફન્દેયાર્.

ચુ શુદ રૂઝ રોસ્તમ બપૂશીદ કબ્ર્
નેગહ્બાને તન્ કરૂદ બર્ કબ્ર્ બબ્ર્
કમન્દી બફેત્રાકે ઝીન્ દર્ બબસ્ત
બર્ આન્ બારએ પીલ પયકર્ નેશસ્ત
બફરમૂદ તા શુદ ઝવારેહ્ બરશ
ફેરાવાન્ સખુન્ રાન્દ અઝ લશ્કરશ
બદ્ ગોફ્ત રવ લશ્કર્ આરાય બાશ
બરે રૂહએ રીગ્ બર્ પાય બાશ
ઝવારેહ્ બયામદ સેપહ્ ગેરૂદ કરૂદ
બમયદાને કારો બદસ્તે નબરૂદ
તહમ્તન્ હમી રફ્ત નીઝેહ્ બદસ્ત
ચુ બીરૂન્ શુદ અઝ જાયગાહે નેશસ્ત
સેપાહશ બદ્ ખાન્દન્દ આફ્રીન્
કે બી તૂ મબાદ અસ્પો ગૂપાલો ઝીન્
હમી રફ્ત રોસ્તમ ઝવારેહ્ પસશ
કે ઊ બૂદ દર્ પાદશાહી કસશ
બયામદ ચુનીન્ તા લબે હીરૂમન્દ
હમી લબ્ પુર્ અઝ બાદો જાનશ નેઝન્દ
સેપહ્ બા બેરાદર્ હમ ઈન્ જા બમાન્દ
સુએ લશ્કરે શાહે ઈરાન્ બેરાન્દ
ચુનીન્ ગોફ્ત પસ બા ઝવારેહ્ બરાઝ
કે મન્ દસ્તે આન્ બદ્ગૌહર દીવ સાઝ
હમ અકૂનૂન્ અઝીન્ રઝમ કૂતહ્ કુનમ
રવાન્રા સુએ રઉશની રહ્ કુનમ
બેતર્સમ કે બા ઊ બબાયદ ઝદન્
નદાનમ કઝીન્ પસ ચે શાયદ બદન્
તો ઈદર્ બમાનો સેપહ્રા બેદાર્
શવમ તા ચે પીશ આવરદ રૂઝગાર્
અગર્ તુન્દ યાબમશ હમ ઝાન્ નશાન્
નખાહમ ઝે ઝાબુલસેતાન્ સરૂકશાન્
બતન્હા તને ખીશ જૂયમ નબરૂદ
ઝે લશ્કર્ નખાહમ કસી રન્જહ્ કરૂદ
વગર્ બા સેપહ્ પીશ આયદ બજન્ગ્
બખાહમ તોરા પસ મેયાવર્ દેરન્ગ્
કસી બાશદ અઝ બખ્તે પીરૂઝ શાદ
કે બાશદ હમીશહ્ દેલશ પુર્ ઝે દાદ

## અસ્ફંદિયાર સાથે રૂસ્તમની લડાઈ.

જ્યારે દહાડો ઉગ્યો ત્યારે રૂસ્તમે બખ્તર પેહેર્યું-અને તે બખ્તર
ઉપર તનના બચાવ માટે બબ્રેબેયાન ઓળવ્યું.

ઝીનના શેકારબંદ સાથે એક કમંદ બાંધી-અને તે હાથીની સૂરતના
ઘોડા ઉપર સવાર થયો

તેણે ફર્માવ્યું જેથી ઝવારેહ તેની નઝદીક આવ્યો-તેણે લશ્કર માટે
ઘણીક વાતો કીધી

તેને કહ્યું કે "તું જા અને લશ્કરની તૈયારી કરતો રહે-અને રેતીના
પહાડ ઉપર જઇને હોશ્યારીમાં જઇને ઉભો રહેજે"

ઝવારેહ લડાઈનાં મયદાનમાં લશ્કર ભેગું કરવા ગયો.

જ્યારે તેહમ્તન રૂસ્તમ પોતાના મેહલમાંથી બાહેર પડી હાથમાં
નેઝો લઈ ચાલવા લાગ્યો,

ત્યારે તેનાં લશ્કરે તેની ઉપર દુઆ કીધી-કે "તારા વગર તારો
ઘોડો, ગોર્ઝ અને ઝીન હોતુંજ ના!"

રૂસ્તમ ઘોડો હાંકતોજ હતો અને ઝવારેહ તેની પછાડી ચાલતો ૪૭૦
હતો-કારણકે સીસ્તાનમાં તે પોતાના ભાઇનો મદદગાર હતો.

એવી રીતે તે હીરમંદ નદીના કિનારા સૂધી આવ્યો-તેના હોઠ હાય
અફસોસથી ભરેલા હતા અને જીવ ગમગીન હતો

તેનું લશ્કર તેના ભાઈ ઝવારેહ સાથ અહીંજ થોભ્યું-અને પોતે
ઈરાનના પાદશાહનાં લશ્કર તરફ ચાલ્યો

પછી ઝવારેહને ધીમેથી કહ્યું-કે "હું પેલા કોરગા એહરેમનના મલ-
તિયાનો ઝુલ્મી હાથ,

હું હમણાથીજ આ લડાઈમાં ભાંજવા માગું છું-કે જેથી મારા
જીવની ધાસ્તી નીકળી જાય અને મારૂં મન ખુલ્લું પડી જાય.

મને બીક લાગે છે કે તેની સાથે મને લડવુંજ પડશે-અને ત્યાર
બાદ શુ બનાવ બનશે તે મને સમજ પડતી નથી

તું અહીં થોભ અને લશ્કરને સભાળ-હું જાઉં અને જોઉં કે ઝમાનો
આગળ શું દેખાડે છે?

જો હું તેને તેવોજ મગરૂર બનેલો જોઈશ-તો ઝાબુલના લડાયકોમાંથી
કોઈની પણ મને ગર્ઝ પડશે નહીં.

પણ હું પોતેજ એકલો તેની સાથ લડાઇ કરીશ-અને લશ્કરમાથી
કોઇને પણ તકલીફ આપીશ નહીં.

અગરજો તે લડાઈમાં લશ્કર સાથે આવશે-તો પછી હું તને બોલાવીશ
ત્યારે તું ઢીલ ના કરતો.

ફતેહમંદ નસીબથી તેજ શખ્સ ખુશહાલ રહે છે-કે જેનું દિલ હમેશ ૪૭૧
ઈન્સાફથીજ ભરેલું હોય છે"

બગોફ્તુ ઇનો મર્કબ્ બેરાન્દ અઝ શેતાબ્
ખોરૂશાનો જૂશાન્ બનઝદીકે આબ્
ગુઝશ્ત્ અઝ બરે રૂદો બાલા ગેરેફ્ત
હમી માન્દ અઝ કારૂ ગીતી શેગેફ્ત
ખોરૂશીદો ગોફ્ત અય યલ્ એસ્ફન્દેયારૂ
હમ આવર્દત આમદ બરૂ આરાય કારૂ
ચુ બેશનીદ એસ્ફન્દેયારૂ ઈન્ સોખન્
અઝાન્ શીરે પર્ખાશજૂએ કોહન્
બેખન્દીદો ગોફ્ત ઈનક આરાસ્તમ્
બદાન્ગહ કે અઝ ખાબ્ બર્ખાસ્તમ્
બેફરૂમૂદ તા જઉશનો ખૂદે ઊય
હમાન્ નીઝહો ગોર્ઝએ ગાવ રૂય
બેઆર્દન્દો પૂશીદ રઉશન્ બરશ
નેહાદ આન્ કોલાહે કયાન્ બરૂ સરશ
બેફરૂમૂદ તા ઝીન્ બરૂ અસ્પે સેયાહ
નેહાદન્દો બોર્દન્દ નઝદીકે શાહ
ચુ અસ્પે સેયહ દીદ પર્ખાશજૂય
ઝે ઝૂરો ઝે મર્દી કે બૂદ અન્દરૂય
૪૭૨ નેહાદ ઊ બુને નીઝહરા બરૂ ઝમીન્
ઝે રૂએ ઝમીન્ અન્દરૂ આમદ બઝીન્
બસાને પલન્ગી કે બરૂ પોશ્તે ગૂરૂ
નેશીનદ બરૂ અન્ગીઝદ અઝ ગૂરૂ શૂરૂ
સેપાહ અઝ શેગેફ્તી ફેરૂમાન્દન્દ
બરાન્ નામવરૂ આફ્રીન્ ખાન્દન્દ
હમી શુદ ચુ નઝદે તહમ્તન્ રસીદ
મરૂ ઊરા બદાન્ બારહ તન્હા બેદીદ
યલ્ અઝ બારગી બા પેશૂતન્ બગોફ્ત
કે મારા નબાયદ કસી યારો જોફ્ત
ચુ તન્હાસ્ત મા નીઝ તન્હા શવીમ
ઝે પસ્તી બરૂ આન્ તુન્દ બાલા શવીમ
પેશૂતન્ ઝે પસ બાઝ શુદ બા સેપાહ
યલે નામવરૂ ગરૂમ કરૂદ આન્ સેયાહ
ગુમાન્ બોરૂદ રોસ્તમ્ કશ અઝ દૂરૂ દીદ
કે કૂહી અબરૂ બારહ ઝી ઊ ચમીદ
બદાન્ ગૂનહ રફ્તન્દ હરૂદૂ બરઝમ
કે ગોફ્તી કે અન્દરૂ જહાન્ નીસ્ત બઝમ
ચુ ગશ્તન્દ નઝદીક પીરો જવાન્
દો શીરે સરફૂરાઝો દૂ પહલવાન્
૪૭૩ ખોરૂશ આમદ અઝ બારએ હરૂદો મરૂદ
તો ગોફ્તી બેદરૂરીદ દશ્તે નબરૂદ
ચુનીન્ ગોફ્ત રોસ્તમ્ બઆવાઝે સખ્ત
કે અય શાહે શાદાન્ દેલો નીકબખ્ત
બદાન્ગૂનહ મસ્તીઓ તુન્દી મકૂશ
બદાન્દહ બુકુશાય યક બારહ ગૂશ
અગરૂ જન્ગ્ ખાહીઓ ખૂન્ રીખ્તન્
બદીન્ સાન્ તગાપૂયો આવીખ્તન્
બેગૂ તા સવારૂ આવરમ ઝાબુલી
કે બાશન્દ બા જઉશને કાબુલી
તો ઈરાનેયાન્રા બેફરમાય નીઝ
કે તા ગઉહરૂ આયદ પદીદ અઝ પેશીઝ

એમ બોલીને પોકારતો અને જોશ કરતો પેલી નદીની આગળ પોતાના ઘોડાને ચિતાબીથી હાંકયો.

તે નદી ઓળંગીને એક ટેકડી ઉપર ચઢયો-અને આ દુન્યાનાં કામથી અજબ થવા લાગ્યો

તે પોકાર્યો અને બોલ્યો કે "ઓ પેહલવાન અસ્ફંદિયાર!-તારો હરીફ આવ્યો છે માટે તું લડાઇની તેયારી કર."

જ્યારે અસ્ફંદિયારે તે બુઢ્ઢા લડાયક સિંહના આ સખુન સાંભળ્યા,

ત્યારે તે હસ્યો અને બોલ્યો કે "જે વખતે હું ખાબથી બીદાર થયો તે વખતનોજ તેયાર થયો છુ"

પછી તેણે ફર્માવ્યુ જેથી તેનુ બખ્તર અને લોઢાંની ટોપી તેમજ નેઝા અને ગાયની સૂરતનો ગોર્ઝ,

લઇ આવ્યા અને તેણે તે બખ્તર પોતાનાં ઝળકાટ ભરેલાં બદન ઉપર પેહેર્યુ-અને સર ઉપર કયાની કોલાહ મેલી

પછી તેણે ફર્માવ્યું જેથી તેઓએ અસ્પેસીઆહ ઘોડા ઉપર ઝીન-મૂકયું અને પાદશાહની નઝદીક લઈ ગયા

જ્યારે લડાયક અસ્ફંદિયારે અસ્પેસીઆહને જોયો-ત્યારે પોતાનાં કૌવત અને બહાદુરીને સબબે,

તેણે નેઝાનો એક છેડો ઝમીન ઉપર ટેકવીને-ઝમીનની સપાટી ઉપરથી કૂડીને ઘોડાના ઝીન ઉપર ચઢી બેઠો.

જેવી રીતે કે એક ચિત્તો ગોરખરની પીઠ ઉપર-ચઢી બેસી તે ગોર ખરને પોકારતું કરે છે તેવી રીતે તે ચઢી બેઠો

આવી અજાયબીથી તેનુ લશ્કર અજબ રહ્યું-અને તે નામવર ઉપર આફ્રીન કરવા લાગ્યું

પછી તે ત્યાથી ચાલતો થયો અને જ્યારે રૂસ્તની નઝદીક આવી પહોચ્યો-અને તેને ઘોડા ઉપર એકલોજ જોયો,

ત્યારે તે પેહલવાને ઘોડા ઉપરથીજ પેશૂતનને કહ્યુ-કે "મને કોઇ પણ મદદગાર કે સાથીની અગત્ય નથી.

જયારે તે એકલો છે ત્યારે હુ પણ આ નીચાણ જગ્યાથી પેલી બુલંદ ટેકડી ઉપર ચઢીશ"

પછી પેશૂતન લશ્કર સાથ પાછો ફર્યો-અને નામવર અસ્ફંદિયારે પોતાના ઘોડાને તેઝ કર્યો

જયારે રૂસ્તમે તેને દૂરથી આવતો જોયો ત્યારે તે સમજ્યો-કે એક પહાડ ઘોડા ઉપર બેસી તેની તરફ ચાલ્યો આવે છે

બન્ને જણા એવી રીતે લડાઇમા ઉતર્યા-કે તુ કહે ગોયા દુન્યામાંથી મોજમઝાહની બેઠક જતીજ રહી.

જ્યારે તે બુઢ્ઢો અને જવાન બન્ને સરફરાઝ સિંહો અને બન્ને પેહલવાનો નઝદીક આવ્યા,

ત્યારે બન્ને બહાદુર મર્દોના ઘોડાઓએ પોકાર કરવા માંડયો-જેથી તું કહે ગોયા તે લડાઇનુ મયદાન પણ ફાટવા લાગ્યું.

પછી રૂસ્તમે બુલંદ આવાઝે તેને કહ્યુ-કે "ઓ ખુશહાલ દિલના અને નેકબખ્ત શાહઝાદા!

તુ એટલી બધી તેઝી ના કર અને ગુસ્સે ના થા-અને એક વખત અકલમદ માણુસની શીખામણ સાંભળ

અગરજો તું લડાઈ કરવા, ખૂન રેડવા તેમજ એવીજ રીતે દોડધામ કરવા અને હુમ્લો કરવાજ માગતો હોય,

તો બોલ હું મારા ઝાબુલી સવારો કે જેઓ કાબુલી બખ્તર સાથના તેયાર છે તેઓને લઇ આઉં.

તુ પણ તારા ઈરાનીઓને લડવાનો હોકમ આપ-કે જેથી હલકા સિક્કામાંથી ખરાં ગઉહર જણાઇ આવે

બદીન્ રઝ્મગહ્ શાન્ બજન્ગ્ આવરીમ
ખુદ્ ઈદર્ ઝમાની દેરન્ગ્ આવરીમ
બેબાશદ્ બકામે તો ખૂન્ રીખ્તન્
બરીન્ ગૂનહ્ સખ્તી બર્ આવીખ્તન્
ચુનીન્ પાસોખ્ આવર્દશ્ એસ્ફન્દેયાર્
કે ચન્દી ગૌઈ હમી નાબકાર્
અઝ્ અયવાન્ બશબ્ગીર્ બર્ખાસ્તી
અઝાન્ તુન્દ્ બાલા મરા ખાસ્તી
ચેરા સાખ્તી બર્ મન્ અકૂનૂન્ ફેરીબ્
હમાના બેદીદી બતન્ગી નેશીબ્
ચે બાયદ્ મરા જન્ગે ઝાબુલસેતાન્
હમાન્ જન્ગે ઈરાનો કાબુલસેતાન્
મબાદા ચુનીન્ હર્ગેઝ્ આઇને મન્
સઝા નીસ્ત્ ઈન્ કાર્ દર્ દીને મન્
કે ઈરાનેયાન્રા બકોશ્તન્ દેહમ
ખુદ્ અન્દર્ જહાન્ તાજ્ બર્ સર્ નેહમ
મનમ્ પીશ હર્ગહ્ કે જન્ગ્ આયદમ
અગર્ પીશ જન્ગે પલન્ગ્ આયદમ
તોરા ગર્ હમી યાર્ બાયદ્ બેયાર્
મરા યાર્ હર્ગેઝ્ નેયાયદ્ બકાર્
મરા યાર્ દર્ જન્ગ્ યઝ્દાન્ બુવદ્
સરો કાર્ બા બખ્તે ખન્દાન્ બુવદ્
તોઈ જન્ગ્ જૂયો મનમ્ જન્ગ્ખાહ્
બેગર્દીમ યક્ બા દેગર્ બી સેપાહ્
બેબીનીમ્ તા અસ્પે એસ્ફન્દેયાર્
સુએ આખુર્ આયદ્ હમી બી સવાર્
વયા બારએ રૌસ્તમે જન્ગ્જૂય
બઅયવાન્ નેહદ્ બી ખોદાવન્દ્ રૂય
નેહાદન્દ્ પયમાન્ દો જન્ગી કે કસ
નબાશદ્ દરાન્ જન્ગ્ ફર્યાદ્રસ
અઝાન્ પસ હમી જન્ગ્રા ખાસ્તન્દ્
નબર્દે યલાની બેયારાસ્તન્દ્
ફેરાવાન્ બનીઝહ્ બર્ આવીખ્તન્દ્
હમી ખૂન્ ઝે જઉશન્ ફેરૂરીખ્તન્દ્
ચુનાન્ તા સનાન્હા બહમ બર્ શેકસ્ત
બશમ્શીર્ બોર્દન્દ્ નાચાર્ દસ્ત
બઆવરૂદ્ ગર્દન્ બર્ અફ્રાખ્તન્દ્
ચપો રાસ્ત્ હર્સૂ હમી તાખ્તન્દ્
ઝે નીરૂએ ગોર્દાનો ઝખ્મે સરાન્
શેકસ્તહ્ શુદ્ આન્ તીગ્હાએ ગરાન્
બર્ અફ્રાખ્તન્દ્ આન્ ઝમાન્ યાલરા
ઝે ઝીન્ બર્ કશીદન્દ્ ગૂપાલરા
હમી રીખ્તન્દ્ અન્દર્ આવરૂદ્ ગોર્ઝ્
ચુ સન્ગ્ અન્દર્ આયદ્ ઝે બાલાએ બોર્ઝ્
ચુ શીરે ઝેયાન્ હર્દો આશૂફ્તન્દ્
અઝાન્ ઝખ્મ અન્દામહા કૂફ્તન્દ્
હમ્ અઝ્ દસ્તહ્ બેશકસ્ત ગોર્ઝે ગરાન્
ફેરૂમાન્દ્ અઝ્ કાર્ દસ્તે સરાન્
ગેરેફ્તન્દ્ અઝાન્ પસ દુવાલે કમર્
દો અસ્પે તગાવર્ બર્ આવર્દહ્ પર્

આપણે તેઓને આ લડાઇગાહમાં લડાઇ માટે ઉતારૈં-અને આપણે પોતે જરા ઢીલ કર્યેં.

એવી રીતે મઝ્બૂત હમ્લા કરીને-તારી મરજી મૂજબ ખૂનરેઝી ચાલે"

અસ્ફંદિયારે તેને એવો જવાબ આપ્યો-કે "તું એટલી બધી વગર કામની બકબક શા માટે કરે છે?

તું સવારના પોહોરમાં તારા મેહલમાંથી ઉઠી આવીને-તો આ બુલંદ ટેકડી ઉપરથી તેં મનેજ બોલાવ્યો.

અને હવે વળી મારી સાથ ફરેબ શા માટે રમે છે?-ખચીત કે તેં ૪૭૪
આવી મુશ્કેલીમાં પોતાની પડતી જોઇ લીધી છે

મને ઝાબુલિસ્તાનની લડાઈ તેમજ ઈરાન અને કાબુલિસ્તાનની લડાઇઓ શા માટે જોઇએ?

આવી રીતની મારી રીતભાત કદી પણ ના હોતી-મારી દીનમાં એવું કામ લાયક ગણ્યુજ નથી,

કે હું ઈરાનીઓને મારવા આપું-અને પછી પોતે જેહાનની અંદર તાજ સર ઉપર મેલું

જે વખતે કે મારી સામે લડાઈ આવે છે અગર ચિત્તા વાઘની લડાઈ પણ મારી સામે આવે છે તે વખતે હુંજ લડાઇ કરૂં છું

અગરજો તને કોઈ મદદગાર જોઇતો હોય તો બોલાવ-પણ મને તો કોઈ મદદગાર કદીબી કામ આવવાનો નથી

લડાઈમાં મારો મદદગાર યઝદાન છે-મને મારાં સુભાગ્ય સાથ કામ છે

તું લડાઇ શોધનારો છે અને હું પણ લડાઇજ ચાહનારો છું-માટે આપણે એક બીજા સાથ લશ્કર વગર એકલાજ લડયે

પછી આપણે જોઇશું કે અસ્ફંદિયારનો ઘોડો-પોતાના સવાર વગર તબીલા તરફ પાછો ફરે છે,

યા લડાયક રૂસ્તમનો ઘોડો-પોતાના સાહેબ વગર મેહલ તરફ પાછો જાય છે"

પછી બન્ને લડાયકોએ કોલ કીધો કે "કોઈ પણ બીજો શખ્સ-આ ૪૭૫
આપણી લડાઇમાં મદદ માટે વચ્ચે પડે નહીં"

ત્યાર બાદ તેઓ લડાઈ માટે માંગણી કરવા લાગ્યા-અને પેહલવાનોને લાયકની લડાઇની તૈયારી કીધી.

તેઓ ઘણો વખત સૂધી નેઝા સાથ લડાઇ કરવા લાગ્યા-જેથી તેઓનાં બખ્તરમાથી લોહી નીકળવા લાગ્યું

તે નેઝાઓ ભાગી ગયા ત્યાં સૂધી એ પ્રમાણે લડયા-અને પછી નાચારીએ તલવાર ઉપર તેઓએ હાથ નાખ્યા.

તેઓએ લડવા માટે પોતાની ગર્દનો ઉઠાવી-અને ડાબા જમણી દરેક બાજૂએ ઘોડો દોડાવવા લાગ્યા.

જ્યારે તે પેહલવાનોનાં કૌવતથી અને તે સરદારોના ભારી ફટકાથી-તેઓની મઝ્બૂત તલવારોના બે ટૂકડા થઇ ગયા,

ત્યારે તેઓએ હાથ લમ્બાવી-અને ઝીન ઉપરથી ગોર્ઝ ઊંચકયા

અને જેમ પહાડની બુલદી ઉપરથી પત્થર નીચે પડે-તેમ લડાઇમાં ગોર્ઝ પડવા લાગ્યા

તેઓ બન્ને જણા મસ્ત સિંહની માફક છેડાયા-અને ગોર્ઝના ઝખ્મથી એકમેકનાં શરીર કૂટવા લાગ્યા

એમ કરતાં તે ભારી ગોર્ઝ પણ તેના હાથામાંથી તુટી ગયા-અને તે સરદારોના હાથ લડાઇ કરવાથી થાકી ગયા.

ત્યાર પછી તેઓએ એક બીજાના કમરના પટા પકડયા-અને ચારે ૪૭૬
પગે દોડનારા બન્ને ઘોડાઓએ દોડવા માડયું.

બદસ્તે યકી ખુદ યલ એસ્ફન્દેયારૂ
બદસ્તે દેગરૂ રોસ્તમે નામદારૂ
બનીરૂ કશીદન્દ ઝી ખીશ્તન
દો ગોર્દે સરફરાઝો દૂ પીલતન
હમી ઝૂરૂ કરૂદ ઈન બરાન આન બરીન
નજુમ્બીદ યકૂ શીરૂ અઝ પોશ્તે ઝીન
પરાગન્દહ ગશ્તન્દ અઝાન રઝમગાહ
ઘમી ગશ્તહ ગોર્દાનો અસ્પાન તબાહ
કફૂ અન્દરૂ દહાન શાન શુદહ ખૂનો ખાકૂ
હમહ કબ્રો બરૂગુસ્તુવાન ચાકૂચાકૂ

એક બાજુથી પેહલવાન અસ્ફંદિયાર ઝોર કરતો હતો-ત્યારે બીજી બાજૂએથી નામદાર રૂસ્તમ ઝોર કરતો હતો.

બન્ને સરફરાઝ બહાદુરો અને બન્ને પીલતન પેહલવાનો-એક બીજાને ઘણુંાંજ ઝોરથી પોતાની તરફ ખેંચવા લાગ્યા.

તેઓ એકમેક ઉપર પુષ્કળ ઝોર કરવા લાગ્યા-તો પણ એકબી સિંહ ઝીન ઉપરથી હિલ્યો નહીં

પછી બન્ને જણ તે લડાઈગાહમાંથી છૂટા પડયા-તે પેહલવાનો દિલગીર થઈ ગયા હતા અને તેઓના ઘોડા પણ થાકી ગયા હતા.

તેઓના મોંમાં લોહી અને માટીનું ફીણ ચઢતું હતું-બન્ને સવારોનાં તેમજ તેઓના ઘોડાનાં બખ્તરો ફાટીને ટૂકડા થઇ ગયાં હતાં

## બાહમ્ આવીખ્તને લશ્કરે રોસ્તમ્ વ એસ્ફન્દેયારૂ વ કોશતહ્ શુદને નૂશ્આઝરૂ વ મેહ્રનૂશ્ પેસરે એસ્ફન્દેયારૂ.

## રૂસ્તમ અને અસ્ફંદિયારનાં લશ્કરનું એકમેક સાથે લડવું અને અસ્ફંદિયારના બેટાઓ નૂશઆઝર અને મેહરનૂશનું માર્યું જવું.

બદાન્ગહ કે જન્ગે યલાન શુદ દરાઝ
હમી દીરૂ શુદ રોસ્તમે ઝાલ બાઝ
ચુનીન બદ્ગુમાન શાન કે ઊ કશ્તહ શુદ
સરે નામદારાન હમહ ગશ્તહ શુદ
ઝવારહ બિયાવરૂદ આન સૂ સેપાહ
યકી લશ્કરે દાદ દેહ કીનહખાહ
બઈરાનેયાન ગોફ્ત રોસ્તમ કુજાસ્ત
બદીન રૂઝ ખામૂશ બૂદન ચેરાસ્ત
૪૭૭ શુમા સૂએ રોસ્તમ બજન્ગ આમદીદ
ખરામાન બકામે નેહન્ગ આમદીદ
હમી દસ્તે રોસ્તમ બેખાહીદ બસ્ત
બરીન રઝમગહ બરૂ નશાયદ નેશસ્ત
ઝવારહ બદુશ્નામ લબ બરૂ કુશાદ
હમી કરૂદ ગોફતારે નાખૂબ યાદ
બરૂ આશોફ્ત અઝાન પુરે એસ્ફન્દેયારૂ
સવારી બુદ અસ્પ અફગનો નામદારૂ
જવાની કે નૂશઆઝરશ બૂદ નામ
સરફરાઝે આન લશ્કરે શાદકામ
બરૂ આશોફ્ત બા સગ્ઝી આન નામદારૂ
ઝબાનરા બદુશ્નામ બુકુશાદ બારૂ
ચુનીન ગોફ્ત કય સગ્ઝઈ બી ખરદ
નદાની કે હરૂ કસ કે દીન પરૂવરદ
બમર્દી બેયન્દાઝદ અઝ ખુદ મનેશ
બફર્માને શાહાન કુનદ પર્વરેશ
ન ફરૂમૂદ મારા યલ એસ્ફન્દેયારૂ
ચુનીન બા સગાન સાખ્તન કાર્ઝારૂ
કે પીચદ સરૂ અઝ રાયો ફર્માને ઊય
કે યારદ ગુઝશ્તન ઝે પયમાને ઊય

જ્યારે તે બન્ને પેહલવાનોની લડાઈ લમ્બાણ થઈ પડી-અને ઝાલના રૂસ્તમને પાછુ ફરતા મોડું થયુ,

ત્યારે સીસ્તાનના લશ્કરીઓને વેહમ પડયો કે રૂસ્તમ માર્યો ગયો-અને નામચીન લડવૈયાઓનાં બખ્ત ઊધા વળ્યાં

પેલી બાજૂથી ઝવારેહ પોતાનુ બાળાપો કરતુ અને વેર લેનારૂં લશ્કર લઇ આવ્યો

તે ઈરાની લશ્કરને પૂછવા લાગ્યો કે "રૂસ્તમ કયા છે?-હવે આજે મૂગા મૂગા ઉભા રહેવાનું શુ કારણ છે?

તમો રૂસ્તમ સાથે લડવા આવ્યા છો-અને ચાલી ચલાવીને મગરનાજ ડાચામા આવ્યા છો

તમો રૂસ્તમના હાથ બાંધવા આવ્યા છો-તો પછી આ લડાઇનાં મયદાનમા મૂગા બેસી રહેવું નહીં જોઇયે"

પછી ઝવારેહે ગાળ દેવા માડી-અને નહીં ઘટતી વાતો બોલવા લાગ્યો.

તેથી અસ્ફદિયારનો બેટો ગુસ્સે થયો-જે એક સારો ઘોડે સવાર અને નામદાર હતો

તે સવારનુ નામ નૂશઆઝર હતુ-અને તે પેલાં ફતેહમદ લશ્કરનો સરદાર હતો

તે નામદાર શાહઝાદો તે "સગ્ઝી" (ફરામર્ઝ કે જેની જન્મભૂમિ "સગ્ઝ" હતી તેની) ઉપર છેડાયો અને ગાળ ભાડવામાં પોતાની ઝબાન ચલાવી.

તે બોલ્યો કે "એ કુતરાના જન્યા બેવુકૂફ માણુસ!-શુ તુ જાણુતો નથી કે જેઓ દીન ધર્મને સંભાળનારા હોય છે,

તેઓ મર્દાનગીમા હલકા થવાને રાઝી થશે નહીં-પણુ પાદશાહોના હોકમ પ્રમાણેજ ચાલશે.

અમોને પેહલવાન અસ્ફંદિયારે આવા કુતરાઓ સાથ લડાઇ કરવા ફર્માવ્યું નથી

તેની મરજી અને હોકમથી કોણુ સર ફેરવી શકે છે?-અને તેનાં વચનથી કોણુ બાહેર જઈ શકે છે?

ફુનૂન્ અરૂ શુમા ના દુરસ્તી કુનીદ
બજન્ગ્ અન્દરૂન્ પીશદસ્તી કુનીદ
બેબીનીદ પયગારે જન્ગ્આવરાન્
બતીઘો સનાનો બગોર્ઝે ગરાન્
ઝવારહ્ બેફરૂમૂદ કન્દરૂ નેહીદ
સરાન્રા ઝે ખૂન્ તાજ બરૂ સરૂ નેહીદ
ઝવારહ્ બેયામદ ઝે પોશ્તે સેપાહ્
દેહાહેહ્ બરૂ આમદ ઝે આવરૂદગાહ્
બેકોશ્તન્દ અઝ ઈરાનેયાન્ બી શુમારૂ
ચુ નૂશઆઝરૂ આન્ દીદ બરૂ સાખ્ત કારૂ
સમન્દે સરફરાઝરા બરૂ નેશસ્ત
બેયામદ યકી તીઘે હેન્દી બદસ્ત
વઝાન્ સૂ યકી ગોર્દે લશ્કરૂ પનાહ્
બેયામદ કે બુદ સરફરાઝે સેપાહ્
કે આન્ નામવરૂ બૂદ અલ્વાય નામ
સરફરાઝો અસ્પ અફગનો શાહકામ
ચુ અઝ દૂરૂ નૂશઆઝરૂ ઊરા બેદીદ
બેઝદ દસ્તો તીઘ અઝ મેયાન્ બરૂ કશીદ
બરૂ આવરૂદ યકૂ ઝખ્મ ઝદ બરૂ સરશ
ઝે બારહ્ બખાકૂ અન્દરૂ આમદ બરશ
ઝવારહ્ બરૂ અન્ગીખ્ત અસ્પે નબરૂદ
બેશુદ નઝદે નૂશઆઝરૂ આવાઝ કરૂદ
કે ઊરા ફેગન્દી ફુનૂન પાય દારૂ
કે અલ્વાયરા મન્ નખાનમ સવારૂ
ઝવારહ્ યકી નીઝહ્ ઝદ બરૂ સરશ
બખાકૂ અન્દરૂ આમદ હમાન્ગહ્ બરશ
બેકોશ્ત આન્ ચુનાન્ શાહે આઝાદરા
બનાગહ્ બયકૂ ઝખ્મ બીદાદરા

ચુ નૂશઆઝરૂ આન્ નામવરૂ કશ્તહ્ શુદ
સેપહ્રા હમહ્ રૂઝ બર્ગશ્તહ્ શુદ
બેરાદરૂશ ગેર્યાનો દેલ પુરૂ ખોરૂશ
જવાની કે બુદ નામે ઊ મેહરૂનૂશ
ઘમી શુદ હેલે મર્દે શમ્શીરૂ ઝન્
બરૂ અન્ગીખ્ત આન્ બારએ પીલતન્
બેરફ્ત અઝ મેયાને સેપહ્ પીશે સફ
ઝે દર્દે જેગરૂ બરૂ લબ્ આવર્દહ્ કફ
વઝાન્ સૂ ફરામરૂઝ ચૂન્ પીલે મસ્ત
બેયામદ યકી તીઘે હેન્દી બદસ્ત
બરૂ આવીખ્ત બા નામવરૂ મેહરૂનૂશ
દો રૂયહ્ ઝે લશ્કરૂ બરૂઆમદ ખોરૂશ
ગેરામી દો પર્ખાશજૂએ જવાન્
યકી શાહ્ ઝાદહ્ યકી પહ્લવાન્
ચુ શીરાને જન્ગી બરૂ આશૂફતન્દ
હમી તીઘ બરૂ યકૂ દેગરૂ કૂફતન્દ
બઆવરૂદગહ્ તીઝ શુદ મેહરૂનૂશ
નબૂદશ હમી બા ફરામરૂઝ તૂશ
યકી તીઘ બુગ્ઝારૂદ ફરા ઝનદ
સરે નામદારશ બખાકૂ અફગનદ

હવે તમો જો અણુઘટતું કરશો-અને જાણી જોઇને લડાઈની છેડતી ૪૭૮
શોધશો,

તો તમો તલવાર, નેઝા અને ભારી ગોર્ઝ સાથના લડાયકોની લડાઇ
જોશો."

ત્યારે ઝવારેહે હોકમ આપ્યો કે "તમો લશ્કરમાં પડો-અને આ
સરદારોનાં સર ઉપર લોહીનાં તાજ મૂકો."

ઝવારેહે લશ્કરના પાછલા ભાગમાથી આગળ આવ્યો-અને લડાઇનાં
મયદાનમાં મારામારી શુરૂ થઈ.

તેઓએ બેશુમાર ઇરાનીઓને કાપી નાખ્યા-જ્યારે નૂશઆઝરે એવું
જોયું ત્યારે તેણે લડાઈની તૈયારી કીધી

તે એક નામીચા ઘોડા ઉપર સવાર થયો-અને પોતાના હાથમા એક
હિંદી તલવાર લઇને આવ્યો

એણી તરફથી લશ્કરની સંભાળ કરનારો એક પેહલવાન-કે જે લશ્કરનો
સરફરાઝ હતો તે આવ્યો,

જે નામવરનું નામ અલ્વા હતું-તે સરફરાઝ તેમજ અચ્છો ઘોડે
સવાર અને મુરાદમંદ હતો.

જ્યારે નૂશઆઝરે દૂરથી તેને જોયો-ત્યારે તેણે હાથ મારીને મેયાન-
માથી તલવાર ખેંચી

અને એક ઝખ્મ તેના સર ઉપર માર્યો-જેથી તેનું બદન ઘોડા ઉપરથી
ખાકમા પડયું.

તુરત ઝવારેહે લડાઇ માટે ઘોડો ડપટાવ્યો-અને નૂશઆઝરની નઝદીક ૪૭૯
જઇ પોકાર માર્યો,

કે "તે તેને નીચે નાખ્યો તો હવે તું હોશ્યારી પકડ-કારણકે હુ
અલ્વાને એક ખરા સવાર તરીકે ગણતોજ નથી"

એમ કહી ઝવારેહે એક નેઝો તેનાં સર ઉપર માર્યો-કે તેજ વખત
તેનું બદન ખાકમાં પડયું

તેણે આવા આલીજાહ શાહઝાદાને માર્યો-પળવારમા તે ઝાલેમને
એકજ ફટકે મારી નાખ્યો ("ઝાલેમ" એટલાજ માટે કે અસ્ફદિયાર અને
તેના સોબતીઓ વગર કારણે રૂસ્તમના હાથ બાંધવા આવ્યા હતા)

જ્યારે નામવર નૂશઆઝર મરણ પામ્યો અને લશ્કરનો સઘળો દિવસ
બરગશ્તે થયો,

ત્યારે તેનો ભાઈ કે જે જવાનનુ નામ મેહરનૂશ હતુ તે રડતો અને
પોકાર ભરેલા દિલનો બન્યો

તે શમ્શીર મારનાર બહાદુર મર્દનું દિલ ગમગીન થયું-તેણે પોતાનો
હાથીને તનનો ઘોડો ડપટાવ્યો

અને જીગરના દુઃખથી પોતાના હોઠ ઉપર કફ લાવીને-લશ્કરની રચ્ચેથી
સફ આગળ ગયો

તેવોજ પેલી તરફથી ફરામર્ઝ મસ્ત હાથીની મિસાલ હાથમાં એક
હિંદી તલવાર લઇને આવી લાગ્યો

અને નામવર મેહરનૂશ સાથે લડાઈ કરવા લાગ્યો-જેથી બેઉ તરફના
લશ્કરમાથી પોકારો ઉઠી રહ્યા.

બન્ને જવાન લડવૈયાઓ બુઝોર્ગ બુન્યાદના હતા-જેમા એક શાહ- ૪૮૦
ઝાદો અને બીજો પેહલવાન હતો

બન્ને લડાયક સિંહોની માફક ગુસ્સામાં આવી-એક બીજા ઉપર
તલવારના ફટકા મારવા લાગ્યા.

તે લડાઇગાહમાં મેહરનૂશને ફરામર્ઝ સાથ લડવાની શક્તિ નહીં હોવા
છતાં ઘણો તેઝી ઉપર આવી જઇ,

તેણે એક તલવારનો ઝર્બ ઉગામ્યો કે તેનાથી તે નામદાર પેહલવાનને
મારી તેનુ સર ખાકમાં નાખે

બેઝદ તીઘ બરૂ ગર્દને અસ્પે ખીશ
સરે બાદપાય અન્દર આમદ બપીશ
બેયામદ પેયાદહ હમી મેહરનૂશ
હેલી પુર ઝે બીમો લબી પુર ખોરૂશ
ફરામરૂઝ ઝદ તીઘ બર ગર્દનશ
ઝે ખૂન રન્ગ શુદ પાકુ પીરાહનશ
સેપહબુદ ચુ કર્દશ પેયાદહ તબાહ
ઝે ખૂન લઆલ શુદ ખાકે આવરૂદગાહ
ચુ બહમન બેરાદરૂશરા કશ્તહ દીદ
ઝમીન ઝીરે ઊ ચૂન ગેલ આઘશ્તહ દીદ
બેયામદ બનઝદીકે એસ્ફન્દેયાર
બજાઈ કે બૂદ આતેશે કાર્ઝાર
૪૮૧ બદુ ગોફ્ત કય બાબે રઉશનરવાન
સેપાહી બજન્ગ આમદ અઝ સગઝેયાન
દો પૂરે તો નૂશઆઝરો મેહરનૂશ
બઝારી બસગ્ઝી સેપોર્દન્દ હુશ
તો અન્દર નબર્દીઓ મા પુર ઝે દર્દ
જવાનાને કય ઝાદગાન ઝીરે ગર્દ
બરીન તોખ્મહ બર નન્ગ તા જાવદાન
બેમાનદ ઝે કેર્દારે નાબેખ્રદાન
દેલે મર્દે બીદાર શુદ પુર ઝે ખશ્મ
પુર અઝ બાદ લબહા પુર અઝ આબ ચશ્મ
બરોસ્તમ ચુનીન ગોફ્ત કય દીવઝાદ
ચેરા ગશ્તી અઝ રાહે આઇનો દાદ
બગોફ્તી કે લશ્કર નેયારમ બજન્ગ
તોરા નીસ્ત આરાયેશો નામો નન્ગ
નદારી ઝે મન શર્મ વઝ કેર્દેગાર
નતર્સી કે પુર્સદ બરૂઝે શુમાર
નદાની કે મર્દાને પયમાન શીકન
સેતૂદહ નબાશન્દ દર અન્જુમન
દો સગ્ઝી દો પૂરે મરા કશ્તહ અન્દ
વઝાન ખીરગી હમ ન બર્ગશ્તહ અન્દ
૪૮૨ ચુ બેશ્નીદ રોસ્તમ ઘમી ગશ્ત સખ્ત
બેલર્ઝીદ બર સાને શાખે દેરખ્ત
બજાનો સરે શાહ સઉગન્દ ખરૂદ
બખુરશીદો શમ્શીરો દશ્તે નબર્દ
કે ઈન જન્ગ હર્ગેઝ નફર્મૂદહ અમ
કસીરા કે ઈન કર્દહ નસ્તૂદહ અમ
બબન્દમ દો દસ્તે બેરાદર કુનૂન
કે ઊ બૂદહ અન્દર બદી રહનમૂન
ફરામરૂઝરા નીઝ બસ્તહ દો દસ્ત
બેયારમ બરે શાહે યઝદાન પરસ્ત
બકીને ગેરાનમાયગાન શાન બેકોશ
મશૂરાન બરીન કારે બીહૂદહ હોશ
ચુનીન ગોફ્ત બા રોસ્તમ એસ્ફન્દેયાર
કે બર ખૂને તાઊસ અગર ખૂને માર
બેરીઝીમ ના ખૂબો ના ખશ બુવદ
ન આઇને શાહાને સરકશ બુવદ
તો અય બદ નેશાન ચારએ ખીશ સાઝ
કે આમદ ઝમાનત બતન્ગી ફરાઝ

પણ કમનસીબે તે તલવાર પોતાનાજ ઘોડાની ગર્દન ઉપર પડી-જેથી તે ઘોડાનું સર નીચે પડયું.

પણ મેહરનૂશ તુરત પેયાદો થઈ તેની સામે આવ્યો-તેનું દિલ ધાસ્તી ભરેલું અને હોઠ પોકાર ભરેલા હતા.

ફરામર્ઝે એક તલવારનો ફટકો તે શાહઝાદાની ગર્દન ઉપર માર્યો-જેથી તેનું બખ્તર તમામ લોહીને રંગનું બન્યું.

તે સરદારે જ્યારે તેને પેયાદો તબાહ કરી નાખ્યો-ત્યારે તે લડાઈનાં મયદાનની ઝમીન લોહીથી લાલ બની

જ્યારે બહમને પોતાના ભાઇને મૂવેલો જોયો-અને તેની નીચેની ઝમીન કાદવની માફક લોહીથી લપેટાયલી જોઈ,

ત્યારે તે જ્યાં કે લડાઇનો આતશ રોશન થયલો હતો ત્યાં અસ્ફંદિયારની આગળ આવી,

બોલ્યો કે "ઓ રોશન જીવના બાપ!-સગઝીઓમાથી એક લશ્કર આપણી સાથ લડાઇમાં ઉતર્યું

અને તારા બન્ને બેટા નૂશઆઝર અને મેહેરનૂશે-ખુવારી સાથ તે સગ્ઝીઓને પોતાનો જાન આપ્યો છે.

તું તો અહીં લડાઈમાં રોકાઈ ગયો છે અને અમો સઘળા દુઃખ ભરેલા બન્યા છિયે-જવાન કયાની શાહઝાદાઓ ધૂળમા પડયા છે

આ ઝાબુલી ખાન્દાન ઉપર જાવેદાન સૂધી આવા મૂર્ખાઓના કામથી નામોસી રહી જશે."

એવું સાભળી ચાલાક મર્દનું દિલ ગુસ્સા ભરેલું થયું-તેના હોઠો હાયથી ભરેલા અને આખ આંસુથી ભરેલી બની

તેણે રૂસ્તમને કહ્યું કે "ઓ દેવઝાદા!-તું કાયદા અને ઇન્સાફની રીતથી શા માટે ફર્યો?

તે કહ્યુ હતુ કે 'હું લડાઈમાં લશ્કર નહીં લાવીશ'-પણ તને ઈઝઝત કે શર્મિંદગીનો કાંઈજ વિચાર નથી

તું મારી તેમજ ખોદાની પણ શર્મ રાખતો નથી-કયામતને દહાડે તને પૂછશે તેનો પણ તને ડર નથી

શુ તુ નથી જાણતો કે કોલ તોડનારા મર્દો-અંજુમનમાં વખણાતા નથી?

ગેલા બે સગ્ઝીઓએ મારા બેહુ બેટાઓને માર્યા છે-તે છતાં હજી આવા બેહુદા કામથી તેઓ પાછા ફર્યા નથી"

જ્યારે રૂસ્તમે આ સખુન સાભળ્યા ત્યારે તે ઘણોજ દિલગીર થઈ ગયો-અને એક ઝાડની ડાળીની માફક ધ્રુજવા પડયો

તેણે પાદશાહના જીવના અને સરના તેમજ ખોરશેદના, તલવારના અને લડાઇના મયદાનના સોગંદ ખાધા,

કે "મેં આ લડાઇનો કદી હોકમ આપ્યોજ નથી-અને જે કોઇએ કે આ કામ કીધું છે તેને હુ વખાણુતો પણ નથી

હુ હમણાજ મારા ભાઈના બન્ને હાથ બાધુ છુ-કારણકે તેજ પહેલો આ બૂરાઈ કરવામા રેહનુમા હતો

તેમજ ફરામર્ઝના પણ બન્ને હાથ બાધીને હુ યઝદાન પરસ્ત પાદશાહની નઝદીક લઈ આવીશ

પછી તું પોતાના વહાલા બેટાઓના કીનામાં તેઓને મારી નાખજે-માટે આ બેહુદા કામ માટે તારો જીવ રજીદા ના કર"

અસ્ફંદિયારે રૂસ્તમને કહ્યું-કે "મોરનાં ખૂનના બદલામાં અગર એક સાપનું ખૂન,

રેડિયે તો તે નાલાયક અને નાખુશ ગણાય-તે કામ બહાદુર પાદશાહોની રીતનુ કહેવાયજ નહીં

માટે ઓ બૂરી અઉલાદના શખ્સ! હવે તું તારો પોતાનોજ એલાજ કર-કારણકે તારૂ મોત નઝદીક આવ્યું છે.

તને રખ્શ બા હરૂહો શનત બતીર
બર્ આમીખ્તમ્ અકૂનૂન્ શુ બા આબ્ શીર્
બદાન્ તા હમહુ બન્દગાન્ ઝીન્ સેપસ
નરીઝન્દ ખૂને ખોદાવન્દ કસ
અગર્ ઝેન્દહુ બાશી બેબન્દમત્ ચન્ગ્
બનઝદીકે શાહત બરમ્ બી દેરન્ગ્
વગર્ કોશ્તહુ આઈ ઝે પયકાને તીર્
બખૂને દો પૂરે ગેરાન્માયહુ ગીર્
બદૂ ગોફ્ત રોસ્તમ કઝીન્ ગોફ્તગૂય
ચે આયદ મગર્ કમ શવદ આબ્રૂય
બયઝદાન્ પનાહો બયઝદાન્ ગેરાય
કે ઊયસ્ત બર્ નીકુઈ રહનુમાય
બેગોફ્ત ઇનો બર્ કરૂદ રખ્શન્દહુ રખ્શ
બેખુરૂશીદ અઝ્ કીન્ યલે તાજબખ્શ
કમાન્ બર્ ગેરેફ્તન્દો તીરે ખદન્ગ્
હમી ગુમ શુદ અઝ્ રૂએ ખુરૂશીદ રન્ગ્
ઝે પયકાન્ હમી આતેશ અફ્રૂખ્તન્દ
બતન્ બર્ ઝેરેહુરા હમી દૂખ્તન્દ
દેલ્ એસ્ફન્દેયાર્ અન્દરાન્ તન્ગ્ કરૂદ
બરૂહાઓ ચેહરશ પુર્ આઝન્ગ્ કરૂદ
બરન્ગે તબર્ ખૂન્ શુદી ઈન્ જેહાન્
શુદી આફ્તાબ્ અઝ્ નેહીબશ નેહાન
ચકી ચર્ખરા બર્ કશીદ અઝ્ શુઆઅ
તો ગોફ્તી કે ખુરૂશીદ બરૂઝદ શુઆઅ
શુ ઊ દસ્ત બોર્દી બતીરો કમાન્
નરસ્તી કસ અઝ્ શસ્તે ઊ બી ગમાન્
બતીરી કે પયકાન્શ અલ્માસ બૂદ
ઝેરેહુ પીશે ઊ હમચુ કેર્તાસ બૂદ
શુ ઊ અઝ્ કમાન્ તીર્ બુકુશાદો શસ્ત
તને રોસ્તમો રખ્શે જન્ગી બેખસ્ત
હમી તાખ્ત બર્ ગેર્દશ એસ્ફન્દેયાર્
નેયામદ બરૂ તીરે રોસ્તમ્ બકાર્
શુ તીર્ અઝ્ કફે શાહ રસ્તહુ શુદી
તને રોસ્તમો રખ્શ ખસ્તહુ શુદી
બદૂ તીરે રોસ્તમ નેયામદ બકાર્
ફેરૂમાન્દ રોસ્તમ અઝાન્ કાર્ઝાર્
બેગોફ્ત આનગહી રોસ્તમે નામદાર્
કે રૂઈન્તનસ્ત ઈન્ યલ્ એસ્ફન્દેયાર્

હું હમણા જેમ પાણી સાથે દૂધ મળી જાય તેમ મારા તીરે કરી તારી બન્ને જાંગ તારા રખ્શનાં બદન સાથે મેળવી નાખું છું.

જેથી હવે પછી તાબેદાર નોકરો પોતાના ધણીઓનાં ખૂન નહીં કરે ૪૮૩

અગરજો તું જીવતો રહ્યો તો તારા હાથ બાંધી-તને વગર ઢીલે પાદશાહની નઝદીક લઈ જઈશ,

અને જો તું તીરના પેકાનથી માર્યો ગયો-તો તે મારા બન્ને ઊંચી બુન્યાદના બેટાઓનાં ખૂનનો બદલોજ સમજજે."

રૂસ્તમે તેને કહ્યું કે "આવી રીતની વાતચિત્ત કરવાથી-પોતાની આબરૂ ખોવા સિવાય બીજું શુ હાસેલ થાય છે?

માટે તું યઝદાનનીજ પનાહ માગ અને તે સાહેબનીજ રાહ તરફ ઢળ-કારણકે તેજ નેકી ઉપર રેહનુમા છે"

એમ કહીને પોતાના ચાલાક રખ્શને ડપટાવ્યો-અને તે તાજબખ્શ પેહલવાન કીનાથી પોકાર કરવા લાગ્યો.

તેઓએ કમાન અને ખદંગી તીર પોતાના હાથમાં પકડયા-જેથી આફતાબના ચેહરાનો રંગ પણ ઉડી જવા લાગ્યો.

તેઓની તીરનાં પયકાનથી આતશ રોશન થવા લાગ્યો-અને બદન ઉપરનાં બખ્તર વિંધાવા લાગ્યા.

અસ્ફંદિયારનું દિલ તેથી ગમગીન થયું-અને મોં ઉપર ગુસ્સાગી કરચલી વળવા લાગી

તીરની લડાઇથી ઝમીન લાલ બીદના ઝાડ જેવી રાતી થઇ જતી હતી-અને તેની ધાસ્તીથી આફતાબ પણ ઢકાઇ જતો હતો.

ચિલ્લા વડે અસ્ફદિયાર જેવી એક મરતબે કમાન ખેંચતો-કે એવુ ૪૮૪
લાગતું હતું કે જાણે ખુરશીદમાથી કિરણ નીકળતાં હતાં

જ્યારે તે તીર અને કમાન ઉપર હાથ લઈ જતો હતો-ત્યારે બેશક તેના ચિલ્લાથી કોઇ છૂટી શકતું નહીં હતું.

તેનો તીર પોલાદની પયકાનવાળો હતો-કે જેની સામે બખ્તર એક કાગઝ માફક હતું.

જ્યારે તે તીર પોતાની કમાન અને ચિલ્લામાથી છોડતો-ત્યારે રૂસ્તમનું અને જંગી રખ્શનું તન ઝખ્મી થતું હતું

અસ્ફદિયાર રૂસ્તમની આસપાસ દોડયા કરતો હતો-જેથી તેની ઉપર રૂસ્તમનો તીર કારગર લાગતો હતો નહીં.

જ્યારે શાહઝાદાના હાથમાથી તીર છૂટતો-અને રૂસ્તમ તેમજ રખ્શનું બદન ધાયલ થતું.

અને તેની ઉપર રૂસ્તમનો તીર અસર નહીંજ કરતો-ત્યારે રૂસ્તમ તે લડાઇથી આજેઝ રહ્યો.

અને તે નામદાર રૂસ્તમ એ પ્રમાણે બોલ્યો-કે "આ પેહલવાન અસ્ફંદિયાર તો કાંસાનો બનેલો છે"

## ગુરીખ્તને રોસ્તમ્ અઝ્ એસ્ફન્દેયાર્ બબાલાએ કૂહ્.

——:o:——

તને રખ્શ અઝાન્ તીરહા ગશ્ત સોસ્ત
નજુદ બારહો મર્દે જન્ગી દુરોસ્ત
શુ માન્દહુ શુદ અઝ્ કાર્ રખ્શો સવાર્
ચકી ચારહુ સાઝીદ બીચારહુ વાર્

## રૂસ્તમનું અસ્ફંદિયાર આગળથી પહાડના શિખર ઉપર નાસી જવું.

——:o:——

એવી રીતે રખ્શનું તન અસ્ફદિયારના તીરોથી નબળું પડ્યું-જેથી તે ઘોડો તેમજ લડાયક મર્દ રૂસ્તમ સાબેત રહી શકયા નહીં

જ્યારે રખ્શ અને તેનો સવાર લડાઇથી થાકી ગયા-ત્યારે લાચાર બની ગયલા લોકોની માફક તેણે એક યુક્તિ લગાડી.

૪૮૫ ફેરૂદ આમદ અઝ રખ્શે રખ્શાન્ ચુ બાદ
સરે નામવર્ સૂએ બાલા નેહાદ
હમાન્ રખ્શ ખસ્તહ્ સુએ ખાનહ્ શુદ
ચુનાન્ બા ખોદાવન્દ બીગાનહ્ શુદ
ઝે અન્દામે રોસ્તમ્ હમી રફ્ત ખૂન્
શુદહ્ સુસ્તો લર્ઝાન્ કુહે બીસ્તૂન્
બેખન્દીદ ચૂન્ દીદશ એસ્ફન્દેયાર્
બદૂ ગોફ્ત કય રોસ્તમે નામદાર્
ચેરા કમ શુદ આન્ નીરૂએ પીલે મસ્ત
ઝે પયકાન્ ચેરા કુહે આહન્ બેખસ્ત
કુજા રફ્ત આન્ મર્દીઓ ગોર્ઝે તૂ
બરઝ્મ અન્દરૂન્ ફરૂરહો બોર્ઝે તૂ
ગુરીઝાન્ બબાલા ચેરા બર્ શુદી
ચુ આવાઝે શીરે ઝેયાન્ બેશ્નુદી
ન આની કે દીવ્ અઝ તો ગેર્યાન્ શુદી
દદ અઝ તફ્ફે તીઘે તો બેર્યાન્ શુદી
ચેરા પીલે જન્ગી ચુ રૂબાહ્ ગશ્ત
ઝે જન્ગશ ચુનીન્ દસ્ત કૂતાહ્ ગશ્ત
વઝાન્ રૂય ચૂન્ રખ્શ ખસ્તહ્ બેરફ્ત
સુએ પાયગહ્ મીખરામીદ તફ્ત
૪૮૬ ઝવારહ્ પયે રખ્શે રખ્શાન્ બેદીદ
કે અઝ દૂર્ બા ખસ્તગી દર્ રસીદ
સેયહ્ શુદ જહાન્ પીશે ચશ્મશ બરન્ગ્
ખોરૂશાન્ હમી રફ્ત તા જાએ જન્ગ્
તને પીલતનરા ચુનાન્ ખસ્તહ્ દીદ
હમહ્ ખસ્તગીહાશ ના બસ્તહ્ દીદ
બદૂ ગોફ્ત ખીઝ અસ્પે મન્ બર્ નેશીન્
કે પૂશમ ઝે બહ્રે તો ખફ્તાને કીન્
બદૂ ગોફ્ત રવ્ પીશે દસ્તાન્ બેગૂય
કે અઝ દૂદએ સામ શુદ રન્ગો બૂય
નેગહ્ કુન્ કે તા ચારએ કાર્ ચીસ્ત
બરીન્ ખસ્તગીહા પુર્ આઝાર્ કીસ્ત
ગર્ અઝ ઝખ્મે પયકાને એસ્ફન્દેયાર્
શબીરા સર્ આરમ બદીન્ રૂઝગાર્
ચુનાન્ દાનમ્ અય ઝાલ્ કેમરૂઝ મન્
ઝે માદર્ બેઝાદમ્ દરીન્ અન્જુમન્
ચુ રફ્તી હમહ્ ચારએ રખ્શ સાઝ
મન્ આયમ્ ઝે પસ ગર્ બેમાનમ્ દરાઝ
ઝવારહ્ ઝે પીશે બેરાદર્ બેરફ્ત
દો દીદહ્ સુએ રખ્શ બેન્હાદ તફ્ત
૪૮૭ ઝમાની હમી બૂદ એસ્ફન્દેયાર્
ખોરૂશીદ કય રોસ્તમે નામદાર્
બબાલા ચુનીન્ ચન્દ બાશી બપાય
કે ખાહદ બુદન્ મર્ તોરા રહ્નુમાય
કમાન્ બેફ્ગન્ અઝ દસ્તો બબ્રેબેયાન્
બર્ આહન્જો બુક્શાય બન્દ અઝ મેયાન્
પશીમાન્ શવો દસ્તરા દેહ્ બબન્દ
કઝીન્ પસ નેયાબી તો અઝ મન્ ગઝન્દ
બદીન્ ખસ્તગી પીશે શાહત બરમ્
ઝે કેર્દારૂહા બી ગુનાહત બરમ

તે પવનની માફક ઝળકાટ ભરેલા રખ્શ ઉપરથી નીચે ઉતરી પડયો–અને નામદારી ભર્યું સર પહાડ તરફ કર્યું.

તેમજ પેલો ઝખ્મી થયલો રખ્શ પોતાનાં ઘર તરફ પાછો ફર્યો–એવી રીતે તે પોતાના માલેક સાથ બેવફા બન્યો.

રૂસ્તમનાં શરીરમાથી લોહી જતું હતું–ગોયા તે બીસ્તુન પહાડ નબળો અને ધ્રુજતો થઇ ગયો

જ્યારે અસ્ફંદિયારે તેને એ પ્રમાણે જોયો ત્યારે તે હસ્યો–અને બોલ્યો કે "એ નામદાર રૂસ્તમ!

તારૂ તે મસ્ત હાથીનું કૌવત કેમ ઘટી ગયુ? તીરનાં પયકાનથી લોઢાનો પહાડ કેમ ઝખ્મી થયો?

તે તારી મર્દાનગી અને ગોર્ઝ કયા ગયો? આ લડાઇમાં તારો દબદબો અને બુલદી કયા ગયા?

જ્યારે તે મસ્ત સિંહની ગર્જના સાભળી ત્યારે તુ નાસ્તો નાસ્તો પહાડ ઉપર શા માટે ભરાયો?

શું તું તે નથી કે તારાથી દેવો રડતા થતા હતા–અને ફાડીખાનારાં જાનવરો તારી તલવારના તાપથી ભુંજાતા હતા?

તુ એક લડાયક હાથી જેવો મર્દ કોહલી જેવો નર્મ કેમ થઈ ગયો?–અસ્ફંદિયારની લડાઇથી તારા હાથ એમ અટકી કેમ ગયા?"

હવે એની તરફ જ્યારે ઝખ્મી થયલો રખ્શ પોતાની પાયગાહ તરફ શેતાબ દોડવા લાગ્યો,

ત્યારે ઝવારેહે તે ઝળકતા રખ્શના કદમ જોયા કે દૂરથી તે ઝખ્મી થયલો આવી પહોચ્યો છે

તેથી તેની આખ આગળ જેહાન સીઆહ રગની બની ગઈ-તે પોકાર કરતો પેલી લડાઇની જગ્યા સૂધી ગયો

ત્યા તેણે પીલતનનુ તન એમ ઝખ્મી થયલુ જોયું–તેના તમામ ઝખ્મો બાધ્યા વગરના ખુલ્લા જોયા.

જેથી તેને કહ્યુ કે "તુ ઉઠ, મારા ઘોડા ઉપર બેસી જા હુ તારી તરફથી લડાઇનું બખ્તર પેહેરીશ"

રૂસ્તમે તેને કહ્યું કે "તુ દસ્તાનની આગળ જા અને કહે–કે 'સામનાં કુટુંબમાથી જાહોજલાલી જતી રહી છે.

તુ જો કે એ કામનો શુ ઉપાય છે?-અને આ કારી ઝખ્મોનો ઈલાજ શું છે?

અગરજો અસ્ફંદિયારના તીરના પયકાનના ઝખ્મથી-આવી હાલતમા હું એક રાત પણ જીવતો રહુ,

તો એ ઝાલ' હુ તો એમજ સમજીશ કે આજેજ–હુ પોતાની માદરથી આ અજુમનમા પયદા થયો છુ'

જ્યારે તું ત્યા જાય ત્યારે રખ્શને માટે સઘળા એલાજો કરજે–અગરજો હું જીવતો રહીશ તો પછાડીથી આવીશ"

ઝવારેહ ભાઈની નઝદીકથી ગયો–તેણે શેતાબ પોતાની બન્ને આખો રખ્શ તરફજ ઠેરવી

હવે અસ્ફંદિયાર થોડોક વખત થોભ્યો–અને પછી તેણે પોકાર કર્યો કે "એ નામદાર રૂસ્તમ!

તું એવી રીતે પહાડ ઉપર કેટલોક વખત થોભશે? ત્યાં તારો રેહનુમા કોણ થશે?

તુ હાથમાથી કમાન નાખી દે અને બબ્રેબેયાન-ખેચી કાઢ અને કમર ઉપરથી કમરબંદ ખોલી નાખ

તું પશેમાન થા અને તારા હાથ બાંધવા દે-તો પછી હું તને જરા પણ ઈજા કરીશ નહીં.

હું તને આવી ઝખ્મી હાલતમાંજ પાદશાહ પાસે લઈ જઈશ–અને તારા આવા કામો છતાં હુ તને નિર્દોષ તરીકેજ લઇ જઇશ

વગરૂ જન્ગ્ સાઝી તો અન્દરૂઝ કુન્
ચકીરા નેગહૂબાને ઈન્ મરૂઝ કુન્
ગુનાહી કે કર્દી ઝે યઝદાન્ બેખાહૂ
બપૂઝેશ સઝદ ગરૂ બેબખ્શદ ગુનાહૂ
મગરૂ દાદગરૂ બાશદત રેહનુમાય
ચુ બીરૂન્ રવી ઝીન્ સેપન્જી સરાય

અને જો તું લડવાજ માગતો હોય તો તારૂં વસીવત નામુ કરી લે-અને કોઈ બીજા શખ્સને આ મુલકનો નેગહબાન મુકરર કર.

અને જે ગુનાહો કે તેં કર્યા છે તેની તોબ્જેશ પાક યઝદાન આગળ કરી લે-કે તે તોબ્જેશથી ખોદાતાલા તારો ગુનાહ માફ કરશે.

અને જ્યારે તું આ મુસાફરખાનારૂપી દુન્યામાંથી જશે-ત્યારે દાદગર દાદાર તારો રેહનુમા બનશે."

## બાઝ્ ગશતને રોસ્તમ્ અઝ્ જન્ગે એસ્ફન્દેયાર્ બપયમાને જન્ગે ફર્દા.

ચુનીન્ ગોફ્તૂ રોસ્તમ કે બી ગાહૂ ગશ્ત
ઝે નીકો ઝે બદ દસ્ત કૂતાહૂ ગશ્ત
તો અકૂનૂન્ સુએ લશ્કરત બાઝ ગરૂદ
શબે તીરહૂ કસ મી નજૂયદ નબરૂદ
મન્ અકૂનૂન હમી સૂએ અયવાન્ શવમ
બેયાસાયમો યકૂ ઝમાન્ બેઘ્નવમ
બેબન્દમ હમહૂ ખસ્તગીહાએ ખીશ
બેખાનમ કસીરા ઝે ખીશાન્ બપીશ
ઝવારહૂ ફરામરૂઝ દસ્તાને સામ
કસીરા ઝે ખીશાન્ કે દારન્દ નામ
બેસાઝમ કુનૂન હરૂચે ફર્માને તોસ્ત
હમહૂ રાસ્તી ઝીરે પયમાને તોસ્ત
બદૂ ગોફ્તૂ રૂઈન્તન્ એસ્ફન્દેયારૂ
કે અય પુરૂ મનેશ પીરે નાસાઝકારૂ
તો મર્દી બુઝોર્ગીઓ ઝૂરૂ આઝમાય
બસી ચારહૂ દાનીઓ નયરન્ગો રાય
બેદીદમ સરાસરૂ ફેરીબે તોરા
બેખાહમ કે બીનમ નેશીબે તોરા
બજાન્ એમશબી દાહમત ઝીન્હારૂ
બઅયવાન્ રસી કામે કજ્રી મખારૂ
સખુન્ હરૂચે પેઝરોફ્તી અઝ મન્ બેકુન્
વઝીન્ પસ મપયમાય બા મન્ સખુન્
બદૂ ગોફ્તૂ રોસ્તમ કે અયદૂન્ કુનમ
કે બરૂ ખસ્તગીહા બરૂ અફૂસૂન્ કુનમ
ચુ બરૂ ગશ્ત અઝ પીશે એસ્ફન્દેયારૂ
નેગહૂ કરૂદ તા ચૂન્ શવદ નામદારૂ
ગુઝરૂ કરૂદ બા ખસ્તગીહા બરૂ આબ્
અઝાન્ ઝખ્મે પયકાન્ શુદહૂ પુરૂ શેતાબ્
ચુ બુગઝશ્ત રોસ્તમ ચુ કશ્તી ઝે રૂદ
ઝે યઝદાન્ હમી દાદ તન્રા દોરૂદ
હમી ગોફ્તૂ કય દાવરે દાદ પાકૂ
ગરૂ અઝ ખસ્તગીહા શવમ મન્ હલાકૂ
કે ખાહદ ઝે ગર્દન્કશાન્ કીને મન્
કે ગીરદ હેલો રાયો આઇને મન્

## રૂસ્તમનું આવતી કાલની લડાઇનો કોલકરાર કરી અસ્ફંદિયારની લડાઈમાંથી પાછું ફરવું.

રૂસ્તમ બોલ્યો કે "હવે સાંજ પડી ગઇ છે-સારા કે માથાં કામ હવે કરી શકાય નહી

તું હવે તારા લશ્કર તરફ પાછો ફર-કારણકે રાતને વખતે કોઈ લડાઇ કરતું નથી

હું પણ મારા મેહલ તરફ જાઉં છું-જ્યાં જરા આરામ કરીશ અને ૪૮૮
થોડોક વખત ઊંઘાઈશ

મારા સઘળા ઝખ્મોને મલમ પટો કરીશ-અને મારા જે કોઇ સગાઓ છે તેઓને મારી આગળ તેડીશ

ઝવારેહ, ફરામર્ઝ અને દસ્તાને સામ-તેમજ બીજા જે કોઈ કે નામ ધરાવનારા સગાઓ હશે તેઓને બોલાવીશ

અને હવે તુ જે કહે છે તેજ હુ બજા લાવીશ-કારણકે તારા કોલ વચનની અંદર સઘળી સચ્ચાઇજ છે"

રૂઈનતન અસ્ફંદિયારે તેને કહ્યું-કે "એ મોટાં મનના પણ જિદ્દી પીર મર્દ!

તુ એક બુઝોર્ગી ભરેલો અને ઝોરાવર મર્દ છે-અને તુ ઘણાક ફન ફરેબ, તાલ તલાવટ અને તદબીરો જાણે છે

મેં સઘળાં તારાં ફરેબ જોયાં છે-અને હવે તો તારી પડતીજ જોવા ઈચ્છું છુ.

એક આજનીજ રાત હુ તને જીવતદાન બક્ષુ છું-તુ તારે ઘર જા પણ વળી કાઈ ખોટું કામ કરવાનો વિચાર ના રાખતો

તે જે કાઈ વાત મારી તરફથી સાભળી છે તેજ પ્રમાણે કરજે-અને હવે પછી મારી સાથ કાઈ પણ તકરાર કરતો ના"

રૂસ્તમે તેને કહ્યું કે "મારા ઝખ્મોનો એલાજ કરીને તુ જેમ કહે છે તેમ કરીશ"

જ્યારે તે અસ્ફંદિયારની આગળથી પાછો ફર્યો-ત્યારે અસ્ફંદિયાર ૪૮૯
તેને જોવા લાગ્યો કે "તે નામદાર કેવી રીતે ચાલી જાય છે?"

પણ રૂસ્તમ પેલા તીરનાં પયકાનથી થયલા ઝખ્મને લીધે શિતાબી ભરેલો બનીને-તે ઘાયલ થયલી હાલતમાંજ નદી પસાર કરી ગયો

જ્યારે રૂસ્તમ એક કિસ્તીની માફક નદીમાંથી પસાર થઈ ગયો-ત્યારે તે પોતાનાં ઝખ્મી બદન માટે ખોદા આગળ સારા થવાની દુઆ કરવા લાગ્યો

તે બોલ્યો કે "એ પાક દાદગર દાવર!-અગરજો હું આ ઝખ્મોથી માર્યો જઈશ,

તો પેલા ગર્દનકશ લોકો પાસેથી મારો કીનો કોણ લેશે!-અને મારા જેવી હિમ્મત, ડહાપણ અને રીતભાત કોણ ધારણ કરશે?"

ચુ એસ્ફન્દેયારૂ અઝ પસશ બેન્ગરીદ
બરાન્ સૂએ રૂદશ બખુશ્કી બેદીદ
હમી ગોફ્ત ઈન્રા નખાનન્દ મરદ
યકી જન્દહુ પીલસ્ત બા દારો બરૂદ
શેગેફ્તી ફેરૂમાન્દ એસ્ફન્દેયારૂ
હમી ગોફ્ત કય દાવરે કેર્દેગારૂ
ચુનાન્ આફ્રીદી કે ખુદ ખાસ્તી
ઝમાનો ઝમીન્રા બેયારાસ્તી
સેપાસ અઝ ખોદાઈ કે જાન્ આફ્રીદ
ઝમીનો ઝમાનો મકાન્ આફ્રીદ
૪૯૦ કે બરૂ મન્ નદાદશ બદીન્ રઝમ દસ્ત
બરૂ ઊ આમદ અઝ મન્ બદીન્સાન્ શેકસ્ત

જ્યારે અસ્ફંદિયાર તેને પછાડીથી જોવા લાગ્યો-અને પેલી નદી ઓળંગીને તેને પેલે પાર ઝમીન ઉપર ગયલો જોયો,

ત્યારે તે મનમાં બોલવા લાગ્યો-કે "લોકો એને માણસ તરીકે તો કહેજ નહીં-આ તો એક ઝબરો મસ્ત હાથીજ છે."

એવી રીતે અસ્ફંદિયાર અજાયબીથી દંગ થઈ-એમ બોલવા લાગ્યો કે "ઓ પયદાના કરનાર દાવર!

તેં તારી મરજી મૂજબ આ બહાદુર રૂસ્તમને દુન્યામાં પયદા કરીને ઝમાનો અને ઝમીન બન્નેને સણગાર આપ્યો છે

જાનને પયદા કરનાર ખોદા કે જેણે પૃથ્વીને ઝમાનાને અને આસ્માનને સજીવન કર્યું તેના શુક્રાના કરૂં છું,

કે તે તેને આ લડાઇમા મારી ઉપર ફાવવા દીધો નથી-અને મારે હાથે તેની ઉપર એવી રીતની શિકસ્ત આવી પડી છે"

## ઝારી કર્દને એસ્ફન્દેયાર્ બર્ પેસરાન્ વ ફેરેસ્તાદને તાબૂતે ઈશાન્ નઝ્દે ગુશ્તાસ્પ્.

—— ०:——

ચુ ગોફ્ત ઈન્ સખુન્ શાહ શુદ બાઝ જાય
ખોરૂશીદન્ આમદ ઝે પર્દહ સરાય
ઝે નૂશઆઝરે ગોર્દ વઝ મેહરનૂશ
પેશૂતન્ બેયામદ બરશ બા ખોરૂશ
સરાપર્દએ શાહ પુર્ ખાક બૂદ
હમહ જામએ મેહતરાન્ ચાક બૂદ
ફેરૂદ આમદ અઝ બારહ એસ્ફન્દેયારૂ
નેહાદ આન્ સરે કોશતગાન્ દર્ કેનારૂ
હમી ગોફ્ત ઝારૂ અય દો ગોર્દે જવાન્
કુજા શુદ અઝીન્ કાલ્બુદ તાન્ રવાન્
ચુનીન્ ગોફ્ત પસ બા પેશૂતન્ કે ખીઝ
બરીન કોશતગાન્ આબે દીદહ મરીઝ
કે સૂદી ન બીનમ ઝે ખૂન્ રીખ્તન્
નશાયદ બજાન્ અન્દરૂ આવીખ્તન્
હમહ મર્ગરા ઈમ બર્નાઓ પીરૂ
બરફ્તન્ ખેરદ બાદ માન્ દસ્તગીરૂ
બતાબૂતે ઝરીનો દરૂ મહદે સાજ
ફેરેસ્તાદ શાન્ ઝી ખોદાવન્દે તાજ
૪૯૧ પયામી ફેરેસ્તાદ નઝદે પેદરૂ
કે આન્ શાખે રાએ તો આમદ બબરૂ
ચુ તાબૂતે નૂશઆઝરો મેહરનૂશ
બેબીની બઆઝારૂ ચન્દીન્ મકૂશ
શુદન્દ આન્ જવાનાને આઝાદગાન્
બદસ્તે કસી ના સઝા શયગાન્
તો કશ્તી બઆબ્ અન્દરૂ અન્દાખ્તી
ઝે રોસ્તમ હમી ચાકરી ખાસ્તી
ચુ તાબૂતે નૂશઆઝરો મેહરનૂશ
બેબીની બજામાસ્પ બેસ્યારૂ ગૂશ

## અસ્ફંદિયારનું પોતાના બેટાઓ ઉપર રૂદન કરવું અને તેઓનાં શબની પેટી ગુશ્તાસ્પની નઝદીક મોકલવી.

——.०: ——

તે શાહઝાદો એવી રીતના સખુનો બોલીને પાછો પોતાની જગ્યાએ ગયો-ત્યા તેની છાવણીમાંથી રૂદનનો પોકાર નીકળ્યો.

પેહલવાન નૂશઆઝર અને મેહરનૂશ માટે-પેશૂતન તેની નઝદીક પોકાર કરતો આવ્યો

તે શાહઝાદાનો તમ્બુ સઘળો ખાકથી ભરેલો હતો અને સરદારોનો સઘળો પોશાક ચાક થયલો હતો

તુરત અસ્ફંદિયાર ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને પોતાના તે માર્યા ગયલા બેટાઓનાં સર ખોળામા લીધા

તે રડતા રડતા બોલ્યો કે "ઓ બન્ને જવાન પેહલવાનો! આ કાલબુદમાથી તમારા જીવ કયા નીકળી ગયા?"

પછી તેણે પેશૂતનને કહ્યું કે "તું ઉઠ-આ ગુઝરી ગયલા ઉપર આસુ ના પાડ

કારણકે મૂવેલાઓ ઉપર લોહીનાં આસુ રેડવામાં કશો પણ ફાયદો હુ જોતો નથી-આપણ પોતાના જીવ સાથ લડવુ નહીં જોઇયે.

આપણ સઘળા ઘરડા કે જવાન મરવાનાજ છિયે-આ જેહાનમાથી જતી વખતે ડહાપણ આપણું મદદગાર બનજો!"

પછી તેઓનાં સોનેરી તાબૂતને સાગવાની બેઠકમાં મેલીને તાજો તખ્તના માલેક ગુશ્તાસ્પની તરફ મોકલી આપ્યા.

અને બાપને એક પયગામ કેહવાડયો કે "તારી મનેચ્છાનાં ઝાડને ફળ લાગ્યાં છે

જ્યારે આ નૂશઆઝર અને મેહરનૂશનાં તાબૂતો-તું જોય ત્યારે રડવાની કે બળાપો કરવાની કોશેશ કરતો ના

તે બન્ને જવાન શાહઝાદાઓ કોઈ ના લાયકના હાથ ઉપર ફોકટના માર્યા ગયા છે.

રૂસ્તમને તાબે કરવાનું જોખમ ભરેલું કામ તેં વોહોરી લીધું છે.

જ્યારે તું નૂશઆઝર અને મેહરનૂશની ગેહાનો-જોય ત્યારે પાછો જામાસ્પ શું કહે છે તે સાંભળજે.

તો બર્ તખ્ત્ નાઝીઓ મન્ દર્ ગુદાઝ્
નમાનદ્ બતૂ જાવેદાન્ ગન્જ્ બાઝ્
બપરૂમ્ અન્દરસ્ત્ ગાવે એસ્ફન્દેયાર્
નદાનમ્ ચે પીશ્ આવરદ્ રૂઝગાર્
નેશસ્ત્ અઝ્ બરે તખ્ત્ બા સૂગો દરૂદ્
સુખુનહાએ રોસ્તમ્ હમહ્ યાદ્ કરૂદ્
ચુનીન્ ગોફ્ત્ પસ બા પેશૂતન્ કે શીર્
બેપીચદ્ ઝે ચન્ગાલે મર્દે દલીર્
બરોસ્તમ્ નેગહ્ કર્દમ્ એમરૂઝ્ મન્
બદાન્ બુર્ઝો બાલાએ આન્ પીલતન્
સેતાયેશ્ ગેરેફ્તમ્ બયઝદાને પાક્
કઝ્ ઊયસ્ત્ ઉમ્મીદો ઝૂયસ્ત્ બાક્
કે પર્વર્દેગારશ્ ચુનીન્ આફ્રીદ્
બરાન્ આફ્રીન્ કૂ જહાન્ આફ્રીદ્
ચુનીન્ કારહા રફ્ત્ બર્ દસ્તે ઊય
રસીદહ્ બદર્યાએ ચીન્ શસ્તે ઊય

હમી બર્ કશીદી ઝે દર્યા નેહન્ગ્
બદમ્ દર્ કશીદી બહામૂન્ પલન્ગ્
બહાન્સાન્ બેખસ્તમ્ તનશરા બતીર્
કે અઝ્ ખૂને ઊ ખાક્ ગશ્ત્ આબ્ગીર્
પેયાદહ્ ઝે હામૂન્ બબાલા ગેરફ્ત્
સુએ રૂદ્ બા કબ્રો શમ્શીર્ તફ્ત્
બરૂઆમદ્ ચુનાન્ ખસ્તહ્ અઝ્ આબ્ગીર્
સરાસર્ તનશ્ પુર્ ઝે પયકાને તીર્
બર્ આનમ્ કે ઊ ચૂન્ બઅયવાન્ શવદ્
ઝે અયવાન્ રવાનશ્ બકયવાન્ શવદ્

તૂં પાદશાહી તખ્ત ઉપર બેઠો છે અને હું બળાપામાં પડેલો છું-પણ જાણજે કે તારી સાથે તારી દઉલત સદા રહેવાની નથી

અસ્ફંદિયારનું રૂસ્તમ સાથ લડવાનું કામ હજુ ચાલે છે. પુરૂં થયું નથી-લડાઇનું પરિણામ શું નિપજશે તે હું કહી શકતો નથી"

પછી અસ્ફંદિયાર સોગ અને દુઃખ સાથ તખ્ત ઉપર બેઠો-અને રૂસ્તમના સઘળા સખુનો યાદ કરવા લાગ્યો

પછી તેણે પેશૂતનને એમ કહ્યું કે "એ બહાદુર મર્દની ચુંગાલથી સિંહ પણ દબી જાય છે

મેં આજે જ્યારે રૂસ્તમ ઉપર તેમજ તે પીલતન પેહલવાનનાં કદ અને તેની ઊંચાઇ ઉપર નેગાહ કીધી,

ત્યારે મેં પાક યઝદાન કે જે સાહેબથીજ આપણને બેહેશ્તની ઉમેદ રહે છે અને તેનાથીજ દોઝખની ધાસ્તી રહે છે તેની સેતાયેશ કીધી, ૪૬૨

કે પરવરદેગારે તેને એવી રીતનો પયદા કીધો-તે સાહેબ કે જેણે જેહાન પયદા કીધી તેની ઉપર આફ્રીન હોજો!

તેના હાથે એવાં મોટાં મોટા કામો થયલાં છે-તેની જાળ ચીનના દર્યા સૂધી પહોચી હતી (એટલે ચીનાઈ તારતરી સૂધી તેણે પોતાની સત્તા ચલાવી હતી).

-અને તે દર્યામાંથી મગરમચ્છ ખેંચી કાઢતો હતો-અને જંગલના ચિત્તા વાઘને પોતાના મોંના ફુફાડા વડે ખેચી કાઢતો હતો

તેનાં બદનને મે તીરથી એવું ઝખ્મી કર્યું છે-કે જેનાં લોહીથી ત્યાંની ઝમીન તળાવ માફક બની છે

તે પેયાદો મયદાનમાથી પહાડ ઉપર ગયો-અને ત્યાંથી બખ્તર અને તલવાર સાથ નદી તરફ દોડયો.

અને એનો ઝખ્મી થયલોજ નદી ઓળંગી ગયો-તેનુ તમામ શરીર તીરનાં પયકાનથી ભરાઈ ગયું છે

અને હું ધારૂં છુ કે તે જ્યારે મેહલમાં પુગશે-ત્યારે તેના મેહલમાંથી તેનો જીવ શનિશ્ચર સેતારા ઉપર જતો રહેશે"

## રસીદને રોસ્તમ્ બઅયવાન્ વ ચારહ્ જુસ્તને ઝાલ્ અઝ્ સીમુર્ગ્.

વઝાન્ રૂએ રોસ્તમ્ બઅયવાન્ રસીદ્
મર્ ઊરા બદાન્ ગૂનહ્ દસ્તાન્ બેદીદ્
ચુ રોસ્તમ્ બઅયવાન્ શુદ્ અન્દર્ ઝમાન્
બર્ ઊ સર્બસર્ ગેરૂદ્ શુદ્ દૂદમાન્
ઝવારહ્ ફરામર્ઝ્ ગેર્યાન્ શુદન્દ્
વઝાન્ ખસ્તગીહાશ્ બેર્યાન્ શુદન્દ્
ઝે સર્ બર્ હમી કન્દ્ રૂદાબહ્ મૂય
બર્ આવાઝે ઈશાન્ હમી ખાસ્ત્ રૂય
બેયામદ્ ઝવારહ્ કુશાદશ્ મેયાન્
અઝ્ ઊ કબ્ર્ બુકુશાદો બબ્રેબેયાન્
હરાન્ કસ કે દાના બુદ્ અઝ્ કેશ્વરશ્
નેશસ્તન્દ્ યકુસર્ હમહ્ બર્ દરશ્
બેફરમૂદ્ તા રખ્શરા પીશે ઊય
બેઆર્દન્દ્ હર્ કસ કે બુદ્ ચારહ્ જૂય

## રૂસ્તમનું મેહલમાં પહોંચવું અને ઝાલનું સીમુર્ગથી એલાજ શોધવો.

પેલી તરફ રૂસ્તમ મેહલમાં પહોંચ્યો-અને ઝાલે તેને એવી રીતનો ઝખ્મી થયલો જોયો.

જ્યારે રૂસ્તમ પોતાનાં અયવાનમાં ગયો-કે તુરત તેનુ આખું કુટુંબ તેની પાસે એકથું થયું

ઝવારેહ અને ફરામર્ઝ રડવા લાગ્યા-અને તેના ઝખ્મોથી તેઓ બળવા લાગ્યા. ૪૬૩

તેઓના રડવાનો આવાઝ સાંભળી રૂદાબેહે પોતાનાં માથાંના બાલ પીખી નાખ્યા અને ચેહરો ઓખવી નાખ્યો

ઝવારેહે આવી તેની કમર છોડી નાખી-અને તેનાં બદન ઉપરથી બખ્તર અને બબ્રેબેયાન કાઢી નાખ્યુ.

તેના મુલકમાં જે કોઇ કે દાના શખ્સો હતા-તેઓ સઘળા તેનો ઉપાય કરવા તેને બારણે ભેગા થયા.

રૂસ્તમે ફર્માવ્યું જેથી રખ્શ ઘોડાને ત્યાં જે કોઈ તેનો એલાજ કરનાર હતો તેની આગળ લઈ ગયા.

જહાન્દીદહ્ દસ્તાન્ હમી કન્દ મૂય
બરાન્ ખસ્તગીહા બેમાલીદ રૂય
હમી ગોફ્ત મન્ ઝેન્દહ્ બા પીરૂસરૂ
બદીન્સાન્ બેદીદમ્ ગેરામી પેસરૂ
બદ્ ગોફ્ત રોસ્તમ્ કે નાલેશ ચેસૂદ
કે અઝ્ આસ્માન્ બૂદનીહા બેબૂદ
બપીશસ્ત્ કારી કે દુશ્વારૂ તરૂ
વઝ્ જાને મન્ પુરૂ ઝે તીમારૂ તરૂ
કે મન્ હમચુ રૂઈન્તન્ એસ્ફન્દેયારૂ
નદીદમ્ બમર્દી ગહે કાર્ઝારૂ
૪૫૪ રસીદમ્ બહરૂ સૂ બગેર્દે જેહાન્
ખબરૂ યાફ્તમ્ આશકારો નેહાન્
ગેરેફ્તમ્ કમરૂગાહે દીવે સફીદ
ઝદમ્ બરૂ ઝમીન્ હમચુ યક્ શાખે બીદ
ખદન્ગમ્ ઝે સેન્દાન્ ગુઝરૂ યાફ્તી
ઝબૂન્ દાશ્તી ગરૂ સેપરૂ યાફ્તી

ઝદમ્ ચન્દ બરૂ કબ્રે એસ્ફન્દેયારૂ
ચુનાન્ બુદ કે બરૂ સન્ગ્ રીઝન્દ ખારૂ
હમાન્ તીઘે મન્ ગરૂ બેદીદી પલન્ગ્
નેહાન્ દાશ્તી ખીશ્તન્ ઝીરે સન્ગ્
નદરૂરદ હમી જઉશન્ અન્દરૂ બરશ
ન યક્ પારએ પર્નેયાન્ બરૂ સરશ
વગરૂ ચન્દ મન્ નીઝ્ પૂઝેશ કુનમ્
કે ઈન્ સન્ગ્દેલરા ફેરૂઝેશ કુનમ્
નજૂયદ ઝે મન્ જોઝ્ હમી નાખશી
બગોફ્તારો કેર્દારૂ યા સરૂકશી
સેપાસમ્ ઝે યઝ્દાન્ કે શબ્ તીરહ્ શુદ
વરા દીદહ્ અઝ્ તીરગી ખીરહ્ શુદ
બેરસ્તમ્ મન્ અઝ્ ચન્ગે ઈન્ અઝ્દહા
નદાનમ્ કે ચૂન્ જોસ્ત્ ખાહમ્ રહા
૪૯૫ ચુ અન્દીશમ્ અકૂનૂન્ જોઝ્ ઈન્ નીસ્ત્ રાય
કે ફર્દા બગેર્દાનમ્ અઝ્ રખ્શ પાય
બજાઈ રવમ્ કૂ નેયાબદ નેશાન્
બઝાબુલસેતાન્ ગૂ બેકુન્ સરૂ ફેશાન્
સરન્જામ્ અઝીન્ કારૂ સીરૂ આયદ ઊય
અગરૂચેહ્ ઝે બદ્ સીરૂ દીરૂ આયદ ઊય
બદ્ ગોફ્ત ઝાલ્ અય પેસરૂ ગૂશદારૂ
સખુન્ ચૂન્ બપાય આવરી હૂશ દારૂ
હમહ્ કારૂહાએ જહાન્રા દરસ્ત્
મગરૂ મરૂગ્રા કાન્ દરે દીગરસ્ત્
યકી ચારહ્ દાનમ્ મન્ ઈન્રા ગુઝીન્
કે સીમુરૂગ્રા બાઝ્ ખાનમ્ બરીન્
કે ઊ બાશદમ્ ઝીન્ સેપસ રહનુમાય
બેમાનદ બમા મર્ઝો કેશ્વરૂ બજાય
વગરૂનહ્ શવદ બૂમે મા પુરૂ ગઝન્દ
અઝ્ એસ્ફન્દેયારૂ આન્ યલે બદ્ પસન્દ
ચુ ગશ્તન્દ હરૂ દૂ બરાન્ રાએ ઉન્દ
ગુઝીન્ ઝાલ્ આમદ બબાલાએ ઉન્દ

જેહાનનો અનુભવી દસ્તાન પોતાના બાલ પીખવા લાગ્યો-અને રૂસ્તમના ઝખ્મ ઉપર પોતાનું મો મસળીને,

બોલવા લાગ્યો કે "હું ઘરડે ઘડપણ જીવતો રહી મારા વહાલા છોકરાને આવી ખરાબ હાલતમાં જોઉ છું"

રૂસ્તમે તેને કહ્યું કે "રડવાથી શું કાયદો થવાનો છે?-આસ્માનની ગર્દેશથી જે કાંઇ બનાવ બનવાનો હતો તે બની ચૂકયો

પણ હવે જે ભારે મુશ્કેલી છે તે તો હજી આગળ આવે છે-અને તેનાથી મારો જીવ વધારે ધાસ્તીમાં પડયો છે

કારણકે મે લડાઇની વખતે મર્દાનગીમાં રૂઈનતન અસ્ફંદિયારના જેવો એક પણ મર્દ જોયો નથી

હું દુન્યાની આસપાસ ચો તરફ ફર્યો છુ-અને જાહેર તેમજ છૂપી ઘણીક ખબરો મેળવી છે

મેં સફેદ દેવનો કમરબંદ પકડી-તેને એક બીદના ઝાડની ડાળીની માફક ઝમીન ઉપર પટકયો હતો

મારો તીર લોખડની એરણમા પણ પસાર થતો હતો-જો તે ઢાલ ઉપર લાગતો તો તેનો તિરસ્કાર કરતો હતો (મારા તીર આગળ ઢાલ કોઈ બિસાતમા હતી નહીં)

પણ મેં અસ્ફંદિયારના બખ્તર ઉપર એવા ઘણાક તીર માર્યા-છતાં જેમ એક પત્થર ઉપર કાટા પડે તેવી રીતના નકામા થઇ પડયા

તેમજ મારી તલવાર અગરજો એક ચિત્તો જોતો-તો તે પોતે પહાડની કઠણ હેઠળ છૂપાઇ જતો

પણ તેજ મારી તલવાર તેના તનનુ બખ્તર ફાડી શકી નહીં-બલ્કે તેનાં સર ઉપરના રેશમી કપડાનો એક કકડો પણ કાપી શકી નહી.

જો ક હુ ઘણીબી આજેઝી કરૂ છુ-કે જેથી તેનુ ધાટકી દિલ નરમ કરૂ,

પણ તે તો મને નામોસી લગાડનારા તુન્દાઇ ભર્યા શબ્દો સિવાય કાઇ બોલતોજ નથી

હું પાક યઝદાનના શુક્રાના કરૂં છું કે રાત અંધારી થઇ-અને તેની આખ અધારાથી આજેઝ બની

અને તેથીજ હુ એ અઝદહાના હાથથી છૂટકો પામ્યો-હવે હુ જાણતો નથી કે તેનાથી હું છૂટકારો તે કેમ મેળવીશ?

જ્યારે હું વિચાર કરૂં છુ ત્યારે માલૂમ પડે છે-કે કાલે લડાઈના મયદાનમાથી મારા ઘોડાના પગલા ફેરવી કેથે નાસી જાઉ

અને એવી જગ્યાએ જઇ ભરાઉ કે મારો પત્તો એને મળેજ નહી-તેને જોઇયે તો ઝાબુલેસ્તાનના લોકોના માથા છટકાવ્યો જાય.

શેવટે તે આ કામથી ધરાયલો થશે-જો કે તે બૂડાઇ કરવાથી ઘણો મોડો ધરાશે"

ઝાલે તેને કહ્યુ કે "એ બેટા! તું સાભળ જ્યારે તુ સઘળુ બોલી રહ્યો ત્યારે હવે હુશ્યારી પકડ

મોત સિવાય દુન્યાના સઘળા કામોનો રસ્તો (એલાજ) હોય છે-પણ મોતનો રસ્તો જુદો હોય છે

હુ એનો એક ઘણો સરસ ઉપાય જાણુ છુ-કે આ કામ ઉપર હું સીમોર્ગને મદદ માટે બોલાઉં

કારણકે આવી હાલત પછી તેજ મારો રેહનુમા બનશે-અને તેનાથીજ આ મુલક અને સર ઝમીન આપણી ઉપર કાયમ રહેશે.

નહીં તો આપણો મુલક તે બૂરાઈજ પસંદ કરનાર પેહલવાન અસ્ફંદિયારથી ખુવાર થઇ જશે."

જ્યારે આ વિચાર ઉપર તે બન્ને પેહલવાનો એકમત થયા-ત્યારે પસંદગી પામેલો ઝાલ એક બુલંદ પહાડ ઉપર આવ્યો

અઝ્આયવાન્ સે મજ્મર્ પુર્ આતેશ્ બેબોર્દ્
બેરફ્તન્દ્ બા ઊ સે હુશ્યાર્ ગોર્દ્
ફેસુનગર્ ચુ બર્ તીધે બાલા રસીદ્
ઝે દીબા યકી પર્ બબીરુન્ કશીદ્
બમજ્મર્ યકી આતેશી બર્ ફેરૂખ્ત
બર્ આતેશ્ અઝ્ આન્ પર્ લખ્તી બેસૂખ્ત
ચુ યક્ પાસ અઝ્ તીરહ્ શબ્ દર્ ગુઝશ્ત
તો ગોફ્તી કે રૂએ હવા તીરહ્ ગશ્ત
નેગહ્ કર્દ ઝાલ્ આન્ગહી અઝ્ ફરાઝ્
ઝે સીમુર્ગ્ દીદશ્ હવા પુર્ તરાઝ્
હમ્ આન્ગહ્ ચુ મુર્ગ્ અઝ્ હવા બેન્ગરીદ્
દેરખ્શીદને આતેશે તીઝ્ દીદ્
નેશસ્તહ્ બરશ્ ઝાલ્ બા દાઘો દર્દ
ઝે અફ્રાઝ્ મુર્ગ્ અન્દર્ આમદ્ બગર્દ
ચુ સીમુર્ગ્રા દીદ્ ઝાલ્ અઝ્ ફરાઝ્
સેતૂદશ્ ફરાવાનો બોર્દશ્ નમાઝ્
બપીશશ્ સે મજ્મૂર્ પુર્ અઝ્ બૂય કર્દ
ઝે ખૂને જેગર્ બર્ રોખશ્ જૂય કર્દ
બદ્દૂ ગોફ્ત સીમુર્ગ્ શાહા ચે બૂદ્
કે આમદ્ નેયાઝત્ બદીન્સાન્ બદૂદ્
બદ્દૂ ગોફ્ત કીન્ બદ્ બદુશ્મન્ રસાદ્
કે બર્ મન્ રસીદ્ અઝ્ બદે બદ્ નેઝાદ્
તને રોસ્તમે શીરૂદેલ્ ખસ્તહ્ શુદ્
ઝે તીમારે ઊ પાએ મન્ બસ્તહ્ શુદ્
અઝાન્ ખસ્તગી બીમે જાનસ્તો બસ
બરાન્ ગૂનહ્ ખસ્તહ્ નદીદસ્ત કસ
હમાન્ રખ્શ ગૂઈ કે બી જાન્ શુદહ્સ્ત
ઝે પયકાન્ ચુનાન્ ઝારો પીચાન્ શુદહ્સ્ત
બેયામદ્ બરીન્ કેશ્વર્ એસ્ફન્દેયાર્
નજૂબદ્ હમી જોઝ્ દરે કાર્ઝાર્
નખાહદ્ હમી કેશ્વરો તાજો તખ્ત
બુનો બાર્ ખાહદ્ હમી અઝ્ દેરખ્ત
બદ્દૂ ગોફ્ત સીમુર્ગ્ કય પહ્લવાન્
મબાશ્ અન્દરીન્ કાર્ ખસ્તહ્ રવાન્
સઝદ્ ગર્ નુમાઈ બમન્ રખ્શરા
હમાન્ સર્ફરાઝે જહાન્બખ્શરા
કસી સૂએ રોસ્તમ્ ફેરેસ્તાદ્ ઝાલ્
કે લખ્તી બયારહ્ બર્ અફ્રાઝ્ યાલ્
બેફર્માય તા રખ્શરા હમચુનાન્
બેયારન્દ્ પીશશ્ હમ્ અન્દર્ ઝમાન્
ખબર્ ચૂન્ બનઝ્દીકે રોસ્તમ રસીદ્
ખુદો રખ્શ હર્ દ્દુ બબાલા કશીદ્
ચુ રોસ્તમ્ બદાન્ કુન્દ્ બાલા રસીદ્
હમાન્ મુર્ગ્ રઉશન્ રવાન્રા બેદીદ્
બદ્દૂ ગોફ્ત કય જન્દહ્ પીલે બલન્દ્
ઝે દસ્તે કે ગશ્તી ચુનીન્ દર્દમન્દ્
ચેરા રઝ્મ જોસ્તી ઝે એસ્ફન્દેયાર્
ચરા આતેશ્ અફ્ગન્દી અન્દર્ કેનાર્
બદ્દૂ ગોફ્ત ઝાલ્ અય ખોદાવન્દે મેહર્
ચુ અફ્નૂન નમૂદી બમા પાક્ ચેહર્

તે પોતાના મેહલમાંથી ત્રણ આતશથી ભરેલાં પાતરાં પણ સાથે લઈ ગયો-તેની સાથે ત્રણ હુશ્યાર પેહલવાનો ગયા.

પેલો ચારો કરનારો ઝાલ જ્યારે પહાડની ટોચ ઉપર પહોચ્યો-ત્યારે ૪૯૬
તેણે રેશમી કપડામાંથી એક પીછ બાહેર કાઢયું.

એક પાતરામાં આતશ રોશન કીધો-અને તે આતશ ઉપર પેલાં પીછમાંથી થોડુંક બાળ્યુ.

જ્યારે અંધારી રાતમાંનો એક પોહોર પસાર થયો-ત્યારે તું કહે ગોયા તમામ હવા કાળી ગઈ ગઇ.

તેજ વખત ઝાલે ઊંચે આકાશ તરફ નેગાહ કીધી-તો તેને માલૂમ પડયું કે સીમુર્ગથી આકાશ શોભી રહ્યું હતું

તેજ વખતે જ્યારે સીમુર્ગે હવામાંથી જોયું-ત્યારે તેને રોશન આતશ બળતો દેખાયો.

અને ઝાલને તેની નઝદીક દુઃખી થયલો દર્દ ભરેલો બેઠેલો જોયો-તે મુર્ગ બુલંદી ઉપરથી નીચે ઉતર્યું

ઝાલે સીમુર્ગને ઉપરથી ઉતરતું જોઇને-તેની ઘણીક તારીફ કીધી અને નમન કીધું

તેની નઝદીક ત્રણ અફરગાન્યા ખુશબોયથી ભરેલાં મૂકયાં-અને જીગરનાં આંસુએ કરી પોતાના ચેહરા ઉપર નદી વહેતી કીધી

સીમુર્ગે તેને કહ્યુ કે "ઓ પાદશાહ! શુ થયું-કે તને આ પ્રમાણે ધૂમાડો કરવાની ઝરૂર પડી?"

ઝાલ બોલ્યો કે "જે બદી કે બદઝાદ બૂરાએ મારી ઉપર નાખી છે તે મારા દુશ્મનો ઉપર પડજો!

સિંહની હિમ્મતના રૂસ્તમનું બદન ઝખ્મી થઈ ગયું છે-તેના ગમથી ૪૯૭
મારા પગ પણ બંધાઈ ગયા છે.

તેને થયલા ઝખ્મોથી બસ તેના જીવનીજ મને ધાસ્તી છે-કોઇયે એવી રીતનો ઝખ્મી થયલો શખ્સ તો જોયોજ ન હશે

તેમજ તેનો રખ્શ પણ ગોયા અધમૂવોજ થઈ ગયો છે-તીરનાં પયકાનથી તે એવી રીતનો દુઃખી અને પીડાકારક થઇ ગયો છે.

આ મુલક ઉપર અસ્ફંદિયાર ચઢી આવ્યો છે-અને લડાઈ કરવા સિવાય બીજી કાંઈ ખાહેશ રાખતોજ નથી

તે મુલક કે રાજપાટ માગતો નથી-તે તો મારાં કુટુંબનાં ઝાડનાં ફળ તેમજ થડ માગે છે (યાને રૂસ્તમનેજ મારવા માગે છે)"

સીમુર્ગે તેને કહ્યું "ઓ પેહલવાન!-આ કામમા તું તારા જીવને દિલગીર ના કર

જો તું રખ્શ ઘોડાને તેમજ તે દેશની હકૂમત બખ્શનાર સરફરાઝ પેહલવાનને મને બતાવે તો ઠીક"

તુરત ઝાલે એક જણને રૂસ્તમ તરફ મોકલ્યો-કે "તુ ગમે તેમ કરીને જરા આવી જા.

અને તું હોકમ કર કે રખ્શને પણ તેવીજ રીતે તુરતજ તેની નઝદીક લાવે"

જ્યારે રૂસ્તમને આ ખબર પહોચી-ત્યારે પોતે અને રખ્શ બન્ને પહાડ ઉપર ગયા.

જ્યારે રૂસ્તમ તે બુલંદ પહાડ ઉપર પહોંચ્યો-ત્યારે પેલાં સીમુર્ગે તે ૪૯૮
રોશન રવાનના પેહલવાનને જોયો

અને તેને કહ્યું કે "ઓ બુલંદ કદના મસ્ત હાથી!-તું કોણના હાથથી એવી રીતે દુઃખી બન્યો?

તેં શા માટે અસ્ફંદિયાર સાથે લડાઈ કીધી?-તેમ કરી તેં પોતાનાજ ખોળામા આગ લગાડી."

ઝાલે તેને કહ્યું કે "ઓ દયાવંત સાહેબ!-જ્યારે તેં અમોને પોતાનો પાક ચેહરો બતાવ્યો છે,

બરૂ અયદૂન્ કે રોસ્તમ્ નગર્દદ્ દુરોસ્ત
કુજા ખાહમ્ અન્દરૂ જહાન્ જાએ જોસ્ત
હમહ્ સીસ્તાન્ પાકૂ વયરાન્ કુનન્દ
કુનામે પલન્ગાનો શીરાન્ કુનન્દ
શવદ્ કન્દહ્ ઈન્ તોખ્મએ મા જે બુન્
કુનૂન્ બરૂ ચે રાનીમ્ બા ઊ સખુન્
નેગહ્ કરૂદ્ મુરૂઘ અન્દરાન્ ખસ્તગી
બેજોસ્ત અન્દરૂ રૂએ પયવસ્તગી
બમેન્કારૂ અઝાન્ ખસ્તગી ખૂન્ કશીદ્
વઝાન્ હશ્ત પયકાન્ બબીરૂન્ કશીદ્
બરાન્ ખસ્તગીહાશ માલીદ્ પરૂ
હમ્ અન્દરૂ ઝમાન્ ગશ્ત બા હુશો ફરૂ
૪૯૯ બદૂ ગોફ્ત ઈન્ ખસ્તગીહા બેબન્દ
હમી બાશ યકૂ હફ્તહ્ દૂરૂ અઝ ગઝન્દ
યકી પરૂરે મન્ તરૂ બેગર્દાન્ બશીરૂ
બેમાલ્ અન્દરૂન્ ખસ્તગીહાએ તીરૂ
બરાન્ હમ નેશાન્ રખ્શરા પીશ ખાસ્ત
બદૂ હમચુનાન્ કરૂદ્ મેન્કારૂ રાસ્ત
બેરૂન્ કરૂદ્ પયકાન્ શશ અઝ ગર્દનશ
નબુદ્ હીચ પયકાન્ દેગરૂ દરૂ તનશ
હમાન્ગહ્ ખોરૂશી બરૂઆવરૂદ્ રખ્શ
બેખન્દીદ્ શાદાન્ યલે તાજબખ્શ
બદૂ ગોફ્ત સીમુરૂઘ કે અય પીલતન્
તોઈ નામદારે હમહ્ અન્જુમન્
ચેરા રઝ્મ જુસ્તી જે એસ્ફન્દેયારૂ
કે ઊ હસ્ત રૂઇન્તનો નામદારૂ
મરૂ ઊરા ઝેરેહ્ આન્ કે અન્દરૂ બરસ્ત
હમ અઝ દસ્તે ઝરૂહોશ્તે પયઘમ્બરસ્ત
બગુશ્તાસ્પ દાદહ્સ્ત આન્ ઝરૂહોહેશ્ત
નદરૂરદ્ વરા તીરો ઝૂબીનો ખેશ્ત
બદૂ ગોફ્ત રોસ્તમ્ કે ગરૂ ઊ જે બન્દ
નગોફ્તી નગશ્તી દેલે મન્ નેઝન્દ
૫૦૦ મરા કોશ્તન્ આસાન્ તરૂ આયદ્ જે નન્ગ્
અગરૂ બાઝ માનમ્ બસખ્તી જે જન્ગ્
ચુનીન્ દાદ્ પાસોખ કઝ એસ્ફન્દેયારૂ
અગરૂ સરૂ બખાકૂ આવરી નીસ્ત આરૂ
કે ઊ હસ્ત શાહ્ઝાદહો રઝ્મઝન્
ફરે ઇઝદી દારદ્ આન્ પાકૂ તન્
કે અન્દરૂ ઝમાનહ્ ચુનૂ કસ નખાસ્ત
બદૂ દારદ્ ઇરાન્ હમી પોશ્ત રાસ્ત
ગરૂ અયદૂન્ કે બા મન્ તો પયમાન્ કુની
સરૂ અઝ જન્ગ્ જુસ્તન્ પશીમાન્ કુની
નજૂઈ ફેઝૂની જે એસ્ફન્દેયારૂ
ગહે કીનહો કોશેશે કાર્ઝારૂ
તો ઊરા કુની લાબહ્ ફર્દા બપીશ
ફેદા દારી ઊરા તનો જાને ખીશ
ગરૂ અયદૂન્ કે ઊરા સરૂ આયદ્ ઝમાન્
નેયન્દીશદ્ અઝ પૂઝેશત બી ગમાન્
પસ આન્ગહ્ યકી ચારહ્ સાઝમ્ તોરા
બખુરૂશીદ્ સરૂ બરૂ ફરાઝમ્ તોરા

ત્યારે તે છતાં પણ જો રૂસ્તમ સાજો નહીં થશે-તો પછી હું આ દુન્યામાં બીજી કઈ જગ્યા શોધીશ?

એ લોકો તો તમામ સીસ્તાનનો મુલક વયરાન કરી નાખશે-અને ચિત્તાઓ અને સિંહોનું રહેઠાણ બનાવશે.

અને અમારૂં ખાન્દાન જડમૂળથી ઉખેડાઈ જશે-હવે અમો એની (અસ્ફંદિયારની) સાથ કેવી રીતે કામ લઇયે?"

હવે પેલા મુર્ગે તે સઘળા ઝખ્મો તપાસ્યા-અને તેને સાજા કરવાનો એલાજ કીધો.

તેણે પોતાની ચાંચે કરીને તે ઝખ્મમાંથી ખરાબ થયલું લોહી કાઢી નાખ્યુ-અને તેમાથી આંઠ તીરનાં પયકાનો બાહેર ખેંચી કાઢયાં.

પછી તેના તે ઝખ્મો ઉપર પોતાનું પીછ ફેરવ્યું-તેજ વખત રૂસ્તમ પાછો તનદુરોસ્ત બની ગયો

અને તેને કહ્યું કે "આ ઝખ્મોને હવે બાંધી રાખજે-અને એક હફતા સુધી લડાઇની તકલીફથી દુરજ રહેજે

આ મારૂ એક પીછ દૂધમા બોળીને આ તીરના ઝખ્મોની અંદર ફેરવ્યા કરજે"

તેજ રીતે તેણે રખ્શને પણ પોતાની પાસે મંગાવ્યો-અને તેને પણ તેનીજ માફક ચાંચ લામ્બી કરીને,

તેની ગરદનમાંથી છ પયકાન બાહેર કાઢયા-હવે તેના બદનની અંદર કેથે કોઈ પણ પયકાન બાકી રહ્યો નહીં

તેજ વખત પેલા રખ્શે ખંખાર માર્યો-તે સાંભળી પેહલવાન તાજ-બક્ષ રૂસ્તમ ખુશહાલીથી હસવા લાગ્યો

સીમુર્ગે તેને કહ્યુ કે "ઓ પીલતન!-તુંજ તમામ અંજુમનનો નામદાર છે

તેં અસ્ફંદિયાર સાથ શા માટે લડાઈ શોધી?-કારણકે તે રૂઇનતન અને વળી નામદારી ભરેલો છે

તેના બદન ઉપર જે ખાસ બખ્તર છે તે પયગમ્બર ઝરતોશ્તને હાથનું છે

ઝરતોશ્ત પયગમ્બરે તે ગુશતાસ્પને આપેલુ છે તે બખ્તરને તીર, છુટ-ભાલડી કે ભાલો વિધી શકતો નથી"

રૂસ્તમે તેને કહ્યુ કે "જો અસ્ફંદિયાર મને બાંધવા માટે નહીં કહે તે તો મારૂ દિલ એટલુ ગમગીન બનતે નહીં

મારી હલકાઈ થાય તેના કરતાં ઝખ્મી થઇ લડવાને અશક્ત બની મરી જાઉં તો વધારે બેહતર"

ત્યારે સીમુર્ગે એવો જવાબ દીધો કે "અસ્ફંદિયારથી જો તારૂં સર ખાકમા પણ પડે તો પણ તેમાં તને કાંઇ નામોસી નથી લાગવાની

કારણકે તે શાહઝાદો છે અને લડવૈયો પણ છે-તેમજ તે પાક તનનો શખ્સ ખોદાતાલા તરફનું નૂર પણ ધરાવે છે

દુન્યામાં તેના જેવો બીજો કોઇ થયો નથી ઈરાન દેશનો ખરો આધાર તેની ઉપરજ છે.

હવે જો તુ મારી સાથે કોલ કરાર કરે અને આ લડાઇ કરવાથી પશેમાન થાય,

કીનાને વખતે કે લડાઈની કોશેશ કરવાને વખતે-તું અસ્ફંદિયાર ઉપર સરસાઈ મેળવવાની ખાહેશ નહીં રાખે,

આવતી કાલે તેની આગળ તું આજેઝી કરે-તારૂં પોતાનું તન અને જાન તેની ઉપર ફિદા કરે,

તો જો કે તેનો વખતજ પુરો થઇ ગયો હશે-તો બેશક તારી આજેઝીનો તે વિચાર નહીંજ કરશે

તો ત્યાર પછી હું તારો એક ઉપાય કરીશ-અને તેમ કરી તારૂં સર આસ્માન સૂધી બુલંદ કરીશ."

ચુ બેશ્નીદ રોસ્તમ અઝ્ ઊ શાદ્ ગશ્ત
વઝ્ અન્દીશએ જન્ગશ્ આઝાદ ગશ્ત
બદૂ ગોફ્ત કઝ્ ગોફ્તે તૂ ગુઝરમ
અગર્ તીગ્ બારદ હવા બર્ સરમ
બદૂ ગોફ્ત સીમુર્ગ્ કઝ્ રાહે મેહ્ર્
બેગૂયમ હમી બા તો રાઝે સેપેહ્ર્
કે હર્ કસ કે ખૂને યલ્ એસ્ફન્દેયાર્
બેરીઝદ વરા બેશ્કરદ રૂઝગાર્
હમાન્ નીઝ્ તા ઝેન્દહ્ બાશદ બે રન્જ
રહાઇ નેયાબદ નમાનદ્શ ગન્જ
બદાન્ ગીતીઅશ્ શૂર્બખ્તી બુવદ
ચુ બુગ્ઝશ્ત દર્ રન્જો સખ્તી બુવદ
બદીન્ ગોફ્તહ્ હમદાસ્તાન્ ગર્ શવી
બદુશ્મન્ હમ અકૂનૂન દેલાવર્ શવી
શેગેફ્તી નુમાયમ હમ એમ્શબ્ તોરા
બેબન્દમ ઝે ગોફ્તારે બદ લબ્ તોરા
બદૂ ગોફ્ત રોસ્તમ કે હમદાસ્તાન્
શુદમ મન્ ફેનૂન્ હર્ચે ખાહી બેરાન્
જહાન્ યાદ્ગારસ્તો મા રફ્તની
બે મર્દુમ નમાનદ્ બેજ્ઝ્ અઝ્ ગફ્તની
બનામે નેકૂ ગર્ બેમીરમ રવાસ્ત
મરા નામ બાયદ કે તન્ મર્ગ્રાસ્ત
બદૂ ગોફ્ત રવ રખ્શરા બર્ નેશીન્
યકી ખન્જરે આબ્ગૂન્ બર્ ગુઝીન્
હમી ખાન્ તો બર્ કેર્દગાર્ આફ્રીન્
વઝ્ ઈદર્ બેરવ સૂએ દર્યાએ ચીન્
મઅન્દીશ્ અઝ્ રાહે દૂરો દરાઝ્
કે એમ્શબ્ રસાનમત આનજા ફરાઝ્
બદાન્ બીશહ્ અન્દર્ દેરખ્તસ્ત ગઝ્
સેતબરસ્તો પર્વર્દહ્ અઝ્ આબે રઝ્
નુમાયમ તોરા મન્ ગેરાનમાયહ્ ચૂબ્
બેપર્દાઝો ઝાન્ મગ્ઝે દુશ્મન્ બેકૂબ્

જ્યારે રૂસ્તમે તેની તરફથી એવું સાંભળ્યું ત્યારે તે ખુશહાલ થયો-અને તેની સાથ લડાઈ કરવાના વિચારથી છૂટો થયો.

તેણે સીમોર્ગને કહ્યું કે "અગર હવા ઉપરથી મારાં સર ઉપર તલ- ૫૦૧
વાર પણ વરસે તોયે તારા હોકમથી ફરીશ નહીં."

સીમુર્ગે તેને કહ્યું કે "હું તને મોહબતને ખાતેર-આ ફરતાં આસ્મા નનો ભેદ કહું છું,

કે 'જે કોઇ શખ્સ અસ્ફંદિયાર પેહલવાનનું ખૂન-રેડશે તેને ઝમાનો પાયમાલ કરી નાખશે.

જ્યાં સુધી તે જીવતો રહેશે ત્યાં સુધી તે દુઃખી થશે-અને તેનો ખઝાનો પણ કાયમ રહેશે નહીં.

જ્યારે તે મરી જાય ત્યારે પણ દુઃખીજ રહે-અને બીનોઇ જેહાનમાં પણ તે કમનસીબ રહે.'

જો આ વાત તને કબૂલ હોય-તો દુશ્મન ઉપર તુરત તને ફતેહ મળે

આજ રાતેજ તને ચમતકાર દેખાડું-અને તારી અપકીર્તિ અને અપમાનનો અટકાવ કરૂં."

રૂસ્તમે તેને કહ્યું કે "તેં જે કહ્યું તે મને કબૂલ છે હવે તને જે વાજબી લાગે તેવો રસ્તો દેખાડ.

દુન્યા તો રહી જશે અને આપણે તો ચાલી જઇશું-ઇન્સાન પાછળ નેકી બદીની વાત સિવાય બીજું કાંઇ રહેતું નથી

કીર્તિ સાથ મરી જાઉં તો ફિકર નહીં-મને કીર્તિ જોઇયે છે શરીર તો મરવા માટેજ સરજાયલું છે."*

સીમુર્ગે તેને કહ્યું કે "ચાલ, રખ્શ ઉપર સવાર થા-અને એક તેઝી ૫૦૨
તલવાર સાથે લઇ લે

ખોદાતાલા ઉપર દોઆ કરવા માંડ-અને અહીંથી ચીનના દર્યા તરફ ચાલ

તું દૂર દરાઝ રાહ માટેનો અદેશો જરાબી કરતો ના-કારણકે આજ રાતેજ હું તને તે જગ્યાએ પહોંચાડીશ.

તે જંગલમાં એક "ગઝ§"નું ઝાડ છે-જે ઘણું વિશાળ છે અને ઝેહરી પાણી પીને ઉછરેલું છે.

તેનું એક સરસ ડાખળું હું તને બતાવીશ-તે કાપજે અને તેનીથી તારા દુશ્મનનું મગઝ છુદી નાખજે"

---

* બહાદુરીની વાતો લખતાં ઈરાનના લેખકો જૂના ઝમાનાથી તે આજ સુધી રૂસ્તમનું આ ઉમદા કહેણુ પોતાનાં ગ્રંથોમાં ટાંકતા આવ્યા છે. રૂસ્તમ જેટલો ઝોરાવર અને બહાદુર હતો તેટલોજ તે નર્માસવાળો અને દાનેશમંદ હતો. તેનામાં એક નહીં પણ અનેક સદગુણો હતા જે તેનાં કહેણો ઉપરથી આજે સિદ્ધ થાય છે. ખાલેકે બીચૂનની મહાન કુદરતની અચૂક નિશાની રૂસ્તમની હસ્તી દેખાડી આપે બે

§ આ "ગઝ"નું ઝાડ હિંદુસ્તાનમાં નથી પણ હાલના અફગાનિસ્તાનમાં છે એ ઝાડ "સર્વેફૂહી"ને મળતુ આવે છે. આ "સર્વેફૂહી" મુંબઇમાં મરીનલાઈન્સથી તે ચર્ચગેટ સૂધીના દર્યા કિનારાની સામે આગળ ઘણાં હતાં અને હાલમાં પણ એકુ બે કદાચ નઝરે આવતાં હશે. એનું થડ ઘણું ઊંચું જાય છે. અને વહાણોની ડોળકાઠી તે થડની બનાવવામાં આવે છે.

## ગેરેફ્તને રોસ્તમ્ ચૂબે ગઝ્ વ સાખ્તને તીર્ અઝાન્ બર-હ્નમૂનીએ સીમુર્ઘ્.

શુ બેશ્નીદ્ રોસ્તમ્ મેયાન્‌રા બેબસ્ત
વઝાન્ જાયગહ્ રખ્શરા બર્ નેશસ્ત
બેફરૂમૂદ્ તા રફ્તૂ રોસ્તમ્ બપીશ
બેમાલીદ્ બર્ તારકશ પર્રે ખીશ
બરોસ્તમ્ નમૂદ્ આન્ ઝમાન્ રાહે ખુશ્ક
હમી આમદ્ અઝ્ બાદે ઊ બૂએ મુશ્ક
હમી રાન્દ્ તા પીશે દર્યા રસીદ્
ઝે સીમુર્ઘ્ રૂએ હવા તીરહ્ દીદ્
ચુ આમદ્ બનઝ્દીકે દર્યા ફરાઝ્
ફેરૂદ્ આમદ્ આન્ મુર્ઘે ગર્દન્‌ફરાઝ્
૫૦૩ ગઝી દીદ્ બર્ ખાક્ સર્ બર્ હવા
નેશસ્ત અઝ્ બરશ મુર્ઘે ફર્માન્‌રવા
બદૂ ગોફ્ત શાખી ગુઝીન્ રાસ્ત તર્
સરશ બર્તરો તન્‌શ બર્કાસ્ત તર્
બદીન્ ગઝ્ બુવદ્ હુશે એસ્ફન્દેયાર્
તો ઈન્ ચૂબ્‌રા ખાર્માયહ્ મદાર્
બઆતેશ બરીન્ ચૂબ્‌રા રાસ્ત કુન્
હમી નઘ્ઝ્ પયકાન્ નેગહ્ કુન્ કોહુન્
સે પર્રો દો પયકાન્ બદૂ દર્ નેશાન્
નમૂદમ તોરા અઝ્ ગઝન્દશ નેશાન્
જોઝ્ ઈન્ ગઝ્ નબાશદ્ બદૂ કાર્ગર્
સેલાહે યલાને જહાન્ સર્બસર્
કે ઝર્દોશ્ત ખાન્દસ્ત બર્ વય ફેસૂન્
બુવદ્ બર્ તનશ તીઘો ઝૂબીન્ ઝબૂન્

ચુ બુબ્રીદ્ રોસ્તમ્ અઝાન્ શાખે ગઝ્
બેયામદ્ ઝે દર્યા બઅયવાનો દઝ્
બદાન્ રહ્ કે સીમુર્ઘ્ બુદ્ રહ્નુમાય
હમી બૂદ્ બર્ તારકશ બર્ બપાય
બદૂ ગોફ્ત અકૂનૂન્ ચુ એસ્ફન્દેયાર્
બેયાયદ્ કે જૂયદ્ ઝે તૂ કાર્ઝાર્
૫૦૪ તો ખાહેશ કુનો જૂય અઝૂ રાસ્તી
મઝન્ હીચ ગૂનહ્ દરે કાસ્તી
મગર્ બાઝ્ ગર્દદ્ બશીરીન્ સોખન્
બયાદ્ આયદશ રૂઝ્ગારે કોહન્
કે તૂ ચન્દ ગહ્ બૂદી અન્દર્ જેહાન્
બરન્જો બસખ્તી ઝે બહ્રે મેહાન્
ચુ પૂઝેશ કુની ચન્દો નપઝીરદત
હમી અઝ્ ફોરૂમાયગાન્ ગીરદત
બઝેહ્ કુન્ કમાન્‌રાઓ ઈન્ તીરે ગઝ્
બદીન્ ગૂનહ્ પર્વર્દએ આબે રઝ્
અબર્ ચશ્મે ઊ રાસ્ત કુન્ હર્દો દસ્ત
ચુનાન્ ચૂન્ બુવદ્ મર્દુમે ગઝ્ પરસ્ત

## રૂસ્તમે "ગઝ" નાં ઝાડની ડાંખળી લઇને સીમુર્ગની સૂચના પ્રમાણે તેનો તીર બનાવવો.

જ્યારે રૂસ્તમે એ સાંભળ્યું ત્યારે તેણે પોતાની કમર બાંધી-અને તે જગ્યાએથી રખ્શ ઉપર સવાર થયો.

સીમુર્ગે ફર્માવ્યું જેથી રૂસ્તમ તેની આગળ ગયો-તેણે તેનાં માથાં ઉપર પોતાનું પીછ ફેરવ્યું.

પછી તુરત રૂસ્તમને એક ખુશ્કીનો રસ્તો બતાવ્યો-કે જ્યાંના પવનની લેહેકીમાંથી કસ્તુરીની ખુશબો આવતી હતી.

તે પેલા દર્યાની નઝદીક પહોંચ્યો ત્યાં સૂધી ચાલ્યા કીધો-જ્યાં તેણે સીમુર્ગથી હવાને કાળી પડેલી જોઈ.

જ્યારે તે દર્યાની નઝદીક આવ્યો-ત્યારે તે ગરદન ફરાઝ મુર્ગ નીચે આવ્યું.

તેણે એક "ગઝ" નું ઝાડ ઝમીન ઉપર ઉગેલું જોયું જેની ટોચ છેક આસ્માન ઉપર પહોંચી ગઇ હતી-તેને મથાળે તે પાદશાહી પક્ષી બેઠું

અને તેને કહ્યું કે "તું આ ઝાડની એક સીધાંમાં સીધી ડાળી જોઈ કાઢ-જેની ટોચ તેના છેડાને લાગી હોય અને તે ડાંખળી વળેલી હોય.

આ ગઝથી અસ્ફન્દિયારનું મોત છે-માટે તું આ લાકડીને નજીવી ના સમજતો.

આતશ ઉપર આ લાકડીને સીધી કર-અને સારાં જૂંના પયકાન શોધી કાઢ.

ત્રણ પર અને બે પયકાન એ લાકડીમાં લગાડજે-એ પ્રમાણે મેં તને તેને નુકસાન પુગાડવાની સઘળી નિશાની બતાવી છે.

આ ગઝ સિવાય તમામ જેહાનના પેહલવાનોનાં હથિયાર તેની ઉપર કારગર થશે નહીં.

તેનાં બખ્તરવાળાં બદન આગળ તલવાર અથવા નેઝો કાંઇ બિસાત ધરાવતા નથી-કારણકે તે (બખ્તર) ની ઉપર પયગમ્બર ઝરતોશ્તે નીરંગ ભણેલી છે (યાને માથ્રવાણીના કલામો ભણેલા છે).

જ્યારે રૂસ્તમે તે ગઝના ઝાડની ડાળી કાપી-ત્યારે તે દર્યા આગળથી પોતાના મકાન તરફ પાછો આવ્યો

તે રાહમાં પેલું સીમુર્ગ તેનું રેહનુમા હતું-અને તેના માથાં ઉપર ઉડયા કરતું હતું.

તેણે રૂસ્તમને કહ્યું કે "હવે જ્યારે અસ્ફંદિયાર-આવે અને તારી સાથે લડાઇ કરે,

ત્યારે તું એલ્તેમાસ કરજે અને તેની પાસેથી ઇન્સાફ માગજે-કોઇ પણ રીતે નુકસાન કરતો ના.

કદાચને તે તારા મીઠા સખુનથી પાછો ફરે-અને તેને તારો જૂનો વખત યાદ આવે,

કે તેં દુન્યામાં મોટા પાદશાહો માટે કેટલી કેટલી વખત ભારે રંજ અને સખ્તી વેઠી છે?

જ્યારે તું ઘણી આજેજી કરે છતાં તે કબૂલ નહીંજ કરે-અને તને હલકાં માણસોમાનો એક ગણે,

ત્યારે કમાન ઉપર ચિલ્લો ચઢાવજે અને આ ગઝના ઝાડનો તીર કે જે ઝાડ ઝેહરી પાણી પીને ઉછરેલું છે,

તેને ગઝ ઝાડનો પૂજારી ગઝની પૂજા કરતાં તેની સામે હાથ જોડે-તેમ તારા બન્ને હાથો તે તીર કમાન પકડી અસ્ફંદિયારની આંખો તરફ સીધા ધરજે.

ઝમાનહ્ બરદ્ શસ્ત્ ઊરા બચશ્મ
શવદ્ તીરો બખ્ત્ અન્દરૂ આયદ્ બખશ્મ
તને ઝાલ્ સીમુરગ્ પદ્રૂદ્ કરૂદ્
અઝ્ તારૂ વઝ્ બીશ્તન્ પૂદ્ કરૂદ્
વઝાન્ જાયગહ્ શાદ્ દેલ્ બરૂ પરીદ્
ચુ અન્દરૂ હવા રોસ્તમ્ ઊરા બેદીદ્
યકી આતેશી ખૂબ્ દરૂ ખાસ્ત કરૂદ્
હમાન્ ચૂબે ગઝરા બઝ્ રાસ્ત્ કરૂદ્
હમી નીઝ્ પયકાન્ બદ્ બરૂ નેશાન્દ્
ચુ શુદ્ રાસ્ત પરૂહા બઝ્ દરૂ નેશાન્દ્

તેનું મોત તે તીરને, તેની આંખોમાં હડસેલી દેરો-તેનું નસીબ ઊંધું વળશે અને તેનો નાશ થશે."

સીમુર્ગે હવે જતી વખતે ઝાલને બગલમાં લીધો-જેમ કપડાંની વણાટમાં સૂતરના વાણા અને તાણા મળી જાય તેમ-બન્નેએ કોટી કીધી.

અને તે મુર્ગ ત્યાંથી ખુશહાલ દિલે ઉડી ગયું-જ્યારે રૂસ્તમે તેને હવામાં ઉડતું જોયું,

ત્યારે તેણે ઘણો સરખો આતશ મંગાવ્યો-અને પેલી જીણીની લાકડીને તેના ઉપર મેલી સીધી કીધી

જ્યારે તે લાકડી બરાબર થઈ ત્યારે તેમાં અણિવાળાં પયકાન બેસા- ૫૦૫
ડયાં અને પર જડી લીધાં

## બાઝ્ રફ્તને રોસ્તમ્ બજન્ગ્ વ કોશ્તાહ્ શુદને એસ્ફન્દેયાર્.

સપીદહ્ હમ આન્ગહ્ ઝે કોહ્ બરૂ દમીદ્
સેયાને શબે તીરહ્ અન્દરૂ ખમીદ્
બપૂશીદ્ રોસ્તમ્ સેલીહે નબરૂદ્
બસી અઝ્ જહાન્આફ્રીન્ યાદ્ કરૂદ્
નેશસ્ત અઝ્ બરે ફૂહએ ઝન્દહ્ પીલ્
હમી શુદ્ ચુ કશ્તી બદર્યાએ નીલ્
ચુ આમદ્ બરે લશ્કરે નામદારૂ
કે કીન્ જૂયદો રઝ્મે એસ્ફન્દેયારૂ
બરૂ અફ્રાઝ્ શુદ્ રોસ્તમે ચારહ્જૂય
ખોરૂશી બરૂ આવરૂદ્ બીધારહ જૂય
કે અય શીરૂદેલ્ યલ્ ખોરપી ચુનીન્
કે રોસ્તમ્ નેહાદસ્ત બરૂ રખ્શ ઝીન્
તો બરૂ ખીઝ્ અફ્નૂન્ અઝીન્ ખાબે ખશ
બરૂ આવીઝ્ બા રોસ્તમે કીનહ્ કશ
ચુ બેશ્નીદ્ આવાઝશ એસ્ફન્દેયારૂ
સેલીહે જહાન્ પીશે ઊ ગશ્ત્ ખારૂ
ચુનીન્ ગોફ્ત પીશે પેશૂતન્ કે શીરૂ
બરે મર્દે જાદૂ નબાશદ્ દેલીરૂ
ગુમાની નબોર્દેમ્ કે રોસ્તમ્ ઝે રાહ્
બઆયવાન્ કશદ્ બબ્રો ખૂદો કોલાહ્
હમાન્ બારગી રખ્શ ઝીરૂ અન્દરશ
ઝે પયકાન્ નબૂદ્ ઈચ્ પયદા બરશ
શનીદમ્ કે દસ્તાને જાદૂપરસ્ત
બહરૂ કારૂ યાઝદ્ બખુરૂશીદ્ દસ્ત
ચુ ખેશ્મ આરદ્ અઝ્ જાદૂઆન્ બુગ્ઝરદ્
બરાબરૂ નગર્દદ્ હમા બા ખરદ્
પેશૂતન્ બદ્ ગોફ્ત બા આબે ચશ્મ
કે બરૂ દુશ્મનત્ બાદ્ તીમારો ખશ્મ
ચે બૂદત કે એમરૂઝ્ પેઝ્મર્દઈ
હમાના કે શબ્ ખાબ્ ના કર્દઈ
મેયાને જહાન્ ઈન્ દો યલ્રા ચે બૂદ્
કે ચન્દીન્ હમી રન્જ બાયદ્ ફેઝૂદ્

## રૂસ્તમનું પાછું લડાઈમાં જવું અને અસ્ફંદિયારનું માર્યું જવું.

જ્યારે સીઆહ રાતની કમર વાંકી વળી જઈ-પહાડ ઉપરથી સવારની રોશની નીકળી,

ત્યારે રૂસ્તમે જેહાનના પયદા કરનાર સાહેબને ઘણોક યાદ કરીને-લડાઈનાં હથિયાર ભીડયાં

તે મસ્ત હાથી જેવા રખ્શનાં ઝીન ઉપર સવાર થયો-અને જેમ નાઈલ નદીમાં કેશ્તી રેલે તેમ ચાલવા લાગ્યો.

જ્યારે તે પેલાં નામદાર લશ્કર આગળ આવ્યો-કે અસ્ફંદિયાર સાથ લડાઈ કરે અને કીનો લીયે,

ત્યારે કળા કુશળ ભરેલો રૂસ્તમ ટેકડી ઉપર ચઢી તાનો મારવા હાંક મારી બોલ્યો,

કે "ઓ સિંહની હિમ્મતના જવાન! તું એવી રીતે કેટલો બધો ઊંઘાય છે?-કારણકે રૂસ્તમે તો રખ્શ ઉપર ઝીન પણ મૂકયું છે.

તું હવે આ મીઠી ઊંઘથી જાગૃત થા-અને કીનો લેનાર રૂસ્તમ સાથે લડાઈ કર."

જ્યારે અસ્ફંદિયારે તેનો અવાજ સાંભળ્યો-ત્યારે તેની આગળ દુન્યાનાં હથિયારો નકામાં થઇ પડયાં

તેણે પેશૂતનને કહ્યું કે "જાદૂગર મર્દની સામે સિંહની પણ બહાદુરી ચાલતી નથી.

મને આશા નહીં હતી કે રૂસ્તમ રસ્તામાથી-બબ્રેબેયાન, બખ્તર અને ૫૦૬
કોલાહ સાથ પાધરો પોતાના મેહલમાં પુગી શકશે.

તેમજ તેની સવારીનો રખ્શ ઘોડો-જેની બધી છાતી તીરનાં પગ કાનોથી ભરાઈ ગઇ હતી તે પણ પુગી શકશે

મે સાંભળ્યું છે કે પેલો જાદૂપરસ્ત ઝાલ-દરેક કામમા ખુરશીદ સુધી પોતાના હાથ લમ્બાવી શકે છે

જ્યારે તે ગુસ્સે થાય છે ત્યારે તે દુન્યાના જાદૂગરોને પાછળ પાડે છે-એવી રીતે કે આપણી અકલ પણ કબૂલ કરે નહીં"

પેશૂતને આંખમાં આંસુ લાવી તેને કહ્યું-કે "તારા દુશ્મન ઉપર ગમ અને ખફગી આવી પડજો!

તને શું થયું છે કે આજે કાંઈ કુમલાએલો જેવો છે?-ખચીત કે રાતે બિલ્કુલ તુ ઊંઘાયોજ નથી.

જેહાન મધ્યેના આ બન્ને પેહલવાનોને શું થયું છે-કે આટલી બધી મેહનત વધારે છે?

નદાનમ કે બખ્તે કે શુદ કુન્દરવ
કે કીન્ આવરદ હર્ ઝમાન્ નવબનવ
બેપૂશીદ જઉશન્ યલ્ એસ્ફન્દેયાર્
બેયામદ બરે રૈસ્તમે નામદાર્
ખોફ્શીદ ચૂન્ રૂએ રૈસ્તમ બેદીદ
કે નામે તો બાદ અઝ્ જહાન્ નાપદીદ
૫૦૭ બશાનસાન્ કે અઝ્ મન્ બેખસ્તી તો દુશ
નબૂદત્ હેલો મઘઝો ન શયો હૂશ
ફરામૂશ કર્દી તો સગ્ઝી મગર્
કમાનો દેલીરાને પર્ખાશખર્
ફુનૂન્ સ્કૂતીઓ જાદુઈ સાખ્તી
બદીસાન્ સુએ રઝ્મે મન્ તાખ્તી
તો અઝ્ જાદુએ ઝાલ્ ગશ્તી દુરોસ્ત
વગરૂનહ્ કેનારત્ હમી દખ્મહ્ જોસ્ત
ચુનાનત્ બેદૂઝમ્ હમહ્ તન બતીર્
કે નાયદ બબર્ ચારએ ઝાલે પીર્
બેકૂબમત્ અઝાન્ ગૂનહ્ એમરૂઝ યાલ્
કઝીન્ પસ ન બીનદ તોરા ઝેન્દહ્ ઝાલ્
ચુ રૈસ્તમ મર્ ઊરા બરાન્ ગૂનહ્ દીદ
ચકી બાદે સર્દ અઝ જેગર્ બરકશીદ
ચુનીન્ ગોફ્ત રૈસ્તમ બએસ્ફન્દેયાર્
કે અય સીર્ ના ગશ્તહ્ અઝ્ કાર્ઝાર્
મન્ એમરૂઝ્ નય બહ્રે જન્ગ્ આમદમ
સુએ પૂઝેશો નામો નન્ગ્ આમદમ
બેતરૂસ અઝ્ જહાનદારે યઝ્દાને પાક્
બેખરદરા મકુન્ બા દેલ્ અન્દર્ મઘાક્
૫૦૮ તો બા મન્ બબીદાદ કૂશી હમી
દુ ચશ્મે ખેરદરા બેપૂશી હમી
બદાદારો ઝરદુશ્તો દીને બેહી
બનૂરઆઝરો આઝરે ફરૂરેહી
બખુર્શીદો માહો બઅસ્તાઓ ઝન્દ
કે દેલરા બેરાની ઝે રાહે ગઝન્દ
નગીરી બયાદ આન્ સુખુનહા કે રફ્ત
વગર્ પુસ્ત બર્ તન્ કસીરા બેકફ્ત
બેયા તા બેબીની યકી ખાને મન્
રવન્દહ્રુસ્ત કામે તો બર્ જાને મન્
કુશાયમ દરે ગન્જે દીરીનહ્ બાઝ
કુજા ગેરૂદ કર્દમ બરૂઝે દરાઝ
કુનમ બાર્ બર્ બારગીહાએ ખીશ
બગન્જૂર્ દેહ્ તા બેરાનદ ઝે પીશ
બરાબર્ હમી બા તો આયમ બરાહ્
રવમ ગર્ તો ફર્માન્ દેહી પીશે શાહ્
પસ અર્ શાહ્ બુકુશદ મરા શાયદમ
હમાન્ નીઝ્ ગર્ બન્દ ફર્માયદમ
નેગહ્ કુન્ કે દાનાએ પીશીન્ ચે ગોફ્ત
કે કસરા મબાદ અખ્તરે શૂમ જોફ્ત
૫૦૯ હમાન્ ચારહ્ જૂયમ કે તા રૂઝગાર્
તોરા સીર્ ગર્દાનદ અઝ્ કાર્ઝાર્
ચેરા દેલત્ અઝીન્ ગૂનહ્ ચૂન્ સન્ગ્ શુદ
હમહ્ આરૂઝૂએ દેલત્ જન્ગ્ શુદ

હુ નથી જાણતો કે કોણનું નસીબ બુરું થયું છે-કારણકે દર વખત નવી નવી લડાઈ લાવ્યા કરે છે”

પછી પેહલવાન અસ્ફંદિયારે બખ્તર પેહેર્યું-અને નામદાર રૂસ્તમની નઝદીક આવ્યો.

જ્યારે તેણે રૂસ્તમનો ચેહરો જોયો ત્યારે તેણે પોકાર કર્યો-કે “દુન્યામાથી તારૂં નામ ગુમ થજો!

ગઈ રાતે તો તુ મારેથી એવો ઝખ્મી થયો હતો-કે તારામાં હિમ્મત, ભેજુ, વિચાર શક્તિ કે હોશ કાઈ પણ રહ્યું ન હતું

ઓ સગઝી! તું શું લડાયક પેહલવાનોની તીર કમાનની લડાઇ ભૂલી ગયો છે?

હવડા તો તુ ઝખ્મી થઇને ગયો અને કાંઈક જાદૂ કરીને-પાછો એવી રીતે મારી લડાઇ માટે દોડી આવ્યો

તું ઝાલની જાદૂઈથીજ સાજો થયો-નહીં તો તારી બગલ તો દખ્મુજ શોધતી હતી

હવે હુ તારૂ તમામ શરીર તીરથી એવુ વિંધી નાખીશ-કે તારાં બદન ઉપર તે બુઠ્ઠા ઝાલનો ઈલાજ લાગુ પડેજ નહીં

આજે તારી ગરદન એવી તો છુંદુ છુ-કે હવે પછીથી ઝાલ તને જીવતો જોયજ નહી”

જ્યારે રૂસ્તમે તેને એવી રીતનો ઉશ્કેરાયલો જોયો-ત્યારે તેણે પોતાનાં જીગરથી એક સર્દ હાય મારી

પછી રૂસ્તમે અસ્ફંદિયારને એમ કહ્યુ-કે “ઓ લડાઈથી હજી નહીં ધરાયલા મર્દ!

હું આજે તારી આગળ લડવા નથી આવ્યો-પણ મારી નેકનામી અને કીર્તિને કલંક નહીં લાગે માટે આજેઝી કરવા આવ્યો છુ

તુ પાક યઝદાનથી ડર-અને તારા દિલ સાથ તારા ડહાપણને પણ ખાડામાં ના હોમાવ

તુ તારી બન્ને ડહાપણવાળી આખો ઢાકીને-મારી સાથ ઝુલ્માત ભરેલી લડાઇ કરે છે

ખોદા ખાતેર, પયગમ્બર ઝરતોશ્તને ખાતેર, ભલી દીનને ખાતેર-અને ખોદાતાલાના નૂરવાળા “નૂરઆઝર” ના કેબ્લાને ખાતેર,

ખોરશેદ અને માહતાબને ખાતેર અને ઝંદ અવસ્તાના પાક કલામોને ખાતેર-તારાં મનને આ જોખમ ભર્યા માર્ગમાથી પાછુ ફેરવ

આપણા બન્નેમાના કોઇના બદનનુ ચામડું કાં નહી ફાટી ગયું હોય-પણ ગુઝરેલી વાતને હવે પાછી યાદ ના કર

તું આવ કે જેથી તું મારા મેહલની મુલાકાત લે-તારી સઘળી ઈચ્છાઓ મારા જીવને કબૂલ થયલીજ છે

હુ મારા પુરાણા ખઝાનાનો દરવાઝો તારી આગળ ખુલ્લો કરીશ-કે જે મે આગળા વખતનો એકઠો કરી મૂકયો છે

તે સઘળો મારા ઘોડાઓ ઉપર લધાવીશ-તે તુ પોતાના ખઝાનચીને સ્વાધીન કરજે કે જેથી તે આગળ હંકારવા માંડે

હુ પણ તારી સાથેનો સાથે રાહમા આવીશ-અને જો તુ હોકમ કરશે તો હું પાદશાહની નઝદીક પણ આવીશ.

પછી જો પાદશાહ મને મારી નાખવા તેમજ બંદીવાન કરવા પણ ફર્માવશે તો તે ઉપર હુ રાઝી છુ

તુ નેગાહ કરીને જો કે આગળા વખતના દાના શખ્શે શું કહ્યું છે?-કે ‘કોઇનો પણ નેહસ્ત સેતારો બેસ્તોજ ના’

તેથીજ હુ મારાથી બનતી કોશેશ કરૂં છુ કે ઝમાનો-તને આ લડાઇથી ધરાયલો બનાવે

તારૂં દિલ એવી રીતનુ પત્થર જેવું સખ્ત શા માટે થયું છે-અને તારા દિલની સઘળી ખાહેશ બસ લડાઈનીજ કેમ બની છે?

બયઝદાન્ કે ઈન્ જન્ગો બીદાદો કીન્
બદૂર્ અફૂગની નામ્ ગીરી અઝીન્
ચુનીન્ દાદ પાસોખ કે મર્દે ફેરીબ્
નયમ્ રૂઝે પયકારો રૂઝે નેહીબ્
અઝ્ અયવાનો ખાન્ ચન્દ ગૂઇ હમી
રોબે આશ્તી ચન્દ શૂઇ હમી
અગર્ ઝેન્દહ્ ખાહી કે માની બજાય
તુબોસ્તીન્ બતન્ બન્દે મારા બેસાય
દીગર્ બારહ્ રોસ્તમ્ ઝબાન્ બર્ કુશાદ
મકુન્ શાહ્‌ઝાદા ઝે બીદાદ યાદ
મકુન્ નામે મન્ ઝેશ્તો જાને તો ખાર્
કે જોઝ્ બદ નેયાયદ અઝીન્ કાર્ઝાર્
હઝારાનત્ ગઉહર્ દેહમ્ શાહ્‌વાર્
હમાન્ તાજ્ બા યારહો ગૂશ્વાર્
હઝારાનત્ ફૂદફ્ દેહમ્ નૂશ લબ્
બવન્દત્ પરસ્તન્દહ્ દર્ રૂઝો શબ્
હઝારત્ કનીઝક્ દેહમ્ ખલ્લોખી
કે ઝીબાએ તાજીઓ હમ્ ફરૂરોખી
દરે ગન્જે સામે નરીમાનો ઝાલ્
કુશાદહ્ કુનમ્ પીશત્ અય બી હમાલ્
હમહ્ પાક્ પીશે તો ગેરૂદ આવરમ્
ઝે કાબુલ્સેતાન્ નીઝ્ મર્દ આવરમ્
હમહ્ મર્ તોરા પાક્ ફર્માન્ બરન્દ
ગહે રઝ્મ બદ્ખાહ્‌રા બેશ્કરન્દ
વઝાન્ પસ બપીશત પરસ્તાર્ વશ
રવમ્ તા બપીશે શહે કીનહ્ કશ
ઝે દેલ્ દૂર્ કુન્ શાહ્‌ઝાદા તો કીન્
મદેહ્ દીવરા દર્ તને ખુદ કમીન્
જોઝ્ અઝ્ બન્દ દીગર્ તોરા દસ્ત્ હસ્ત
બમન્ બર્ તો શાહીઓ યઝ્દાન્ પરસ્ત
કે અઝ્ બન્દે તૂ જાવેદાન્ નામે બદ
બેમાનદ મરા બદ બતૂ કય સઝદ
બરોસ્તમ્ ચુનીન્ ગોફ્ત એસ્ફન્દેયાર્
કે તા ચન્દ ગૂઈ હમી નાબકાર્
મરા ગૂઈ અઝ્ રાહે યઝ્દાન્ બેગર્દ
ઝે ફર્માને શાહે જહાન્દીદહ્ મર્દ
કે હર્ ક ઝે ફર્માને શાહ્ શુદ બેરૂન
બોદાવન્દરા કર્દહ્ બાશદ ફેસૂન
જોઝ્ અઝ્ રઝ્મ યા બન્દ ચીઝી મજૂય
ચુનીન્ ગોફ્તનીહાએ ખીરહ્ મગૂય
ચુ દાનેસ્ત રોસ્તમ્ કે લાબહ્ બકાર્
નેયાયદ હમી પીશે એસ્ફન્દેયાર્
બોફ્રશીદો ગોફ્તા પેશૂતન્ બેખાન્
કે બાશદ ગવાહમ બરીન્ દાસ્તાન્
કે મન્ ચન્દ ગૂનહ્ પેઝૂહેશ કુનમ્
નકર્દહ્ બદી રાહે પૂઝેશ કુનમ્
બેદાનદ કે અઝ્ મન્ નબુદ જન્ગો કીન્
નગર્દીમ અઝ્ રાહે આઇનો દીન્
બેખન્દીદ અઝાન્ ગોફ્તન્ એસ્ફન્દેયાર્
ચુનીન્ ગોફ્ત કય પહ્‌લવે નામદાર્

હું પાક યઝદાનના કસમથી કહું છું કે "જો તું આ લડાઇ, ગયર ઇન્સાફ અને કીનો દૂર કરશે તો તું કીર્ત્તિજ મેળવશે"

ત્યારે અસ્ફંદિયારે તેને એવો જવાબ દીધો કે "લડાઇને વખતે કે ધાસ્તીને વખતે હું કાંઇ કોઇને ફરેબ આપનારો શખ્સ નથી.

તું તારા મેહલ અને મકાનમાં આવવા માટે ક્યાં સૂધી બોલ્યા કરશે-અને સલાહ સપજની વાત ક્યાં સૂધી કર્યા કરશે?

અગરજો તું હજી પણ જીવતો રહેવા માગતો હોય-તો પહેલાં તારાં બદન ઉપર બેડીઓ પેહેર."

ત્યારે રૂસ્તમે બીજી મરતબે પોતાની ઝબાન ખોલી બોલ્યો-કે "ઓ શાહઝાદા! હજી પણ તું ગયર ઈન્સાફી છોડી દે.

મારૂં નામ બૂરૂં ના કર અને તારો જીવ ખુવાર ના કર-કારણકે આ લડાઈથી ખરાબી સિવાય બીજું કશું પરિણામ આવવાનું નથી.

હું તને પાદશાહોને લાયકના હઝારો ગોહર તેમજ બાઝૂબંદ અને કાનના લોલક સાથે તાજ ભેટ આપીશ.

તને મધુર હોઠવાળા ગોલામ આપીશ-જેઓ રાત અને દહાડો તારી નોકરીમા રહેશે

તેમજ ખલ્લોખ શેહરની તાજ પેહેરવાને લાયકની અને મુબારક ૫૧૦
ચેહરાની હઝાર બાદીઓ પણ આપીશ

ઓ હરીફ વગરના અસ્ફંદિયાર! હું તારી નઝદીક સામ નરીમાન અને ઝાલના ખઝાનાનો દરવાઝો ખુલ્લો કરીશ

અને તે સઘળો તારી આગળ એકઠો કરીશ-વળી કાબુલેસ્તાનથી બહાદુર માણસો પણ લાવીશ

જેઓ સઘળા તારૂં ફર્માન બજા લાવશે-અને લડાઇને વખતે દુશ્મનોનો ધિક્કાર કરશે

અને ત્યાર પછી તારી નઝદીક ગોલામની માફક ચાલતો હું કીનો શોધનાર પાદશાહની નઝદીક જઈશ.

માટે ઓ શાહઝાદા! તું તારાં દિલમાથી કીનો દૂર કર-તું તારાં દિલમાં નાપાક દેવને ભરાઈ બેસવાની જગ્યા ના આપ

મારા હાથ પગમાં બેડી નાખવાનાં કામ સિવાય તુ બીજું ગમે તે કર-તુ મારો ખોદાપરસ્ત પાદશાહ છે

કારણકે તારી બેડીઓથી જાવેદાન સૂધી મારૂ નામ હલકું પડશે-તારા જેતાને મારી સાથ ભૂંડાઈ કરવી કેમ લાયક ગણાય?"

અસ્ફદિયારે રૂસ્તમને કહ્યું કે "તું એવી રીતનું નકામુ બકબક કયા સૂધી કર્યા કરશે?

તું મને પાક યઝદાનની રાહથી તેમજ જેહાનના અનુભવી પાદશાહના હોકમથી ફરવા માટે કહે છે,

પણ જે કોઇ કે પાદશાહના ફર્માનથી ફરે છે-તે ખોદાને ઠગેલો ૫૧૧
કહેવાય છે

માટે તું લડાઈ કરવા સિવાય અથવા બેડી સિવાય બીજી કોઇ પણ ચીઝ મારી પાસેથી ના માગ-અને એવી બેહુદી વાતો ના કર"

જ્યારે રૂસ્તમે જાણ્યું કે અસ્ફંદિયારની નઝદીક ઓઆજેઝી કાંઈજ કામ લાગતી નથી,

ત્યારે તે પોકાર્યો અને બોલ્યો કે "પેશૂતનને બોલાવ-કે તે આ વાત ઉપર મારો શાક્ષી રહે

કે હું કેટલા બધા કાલાવાલા કરૂં છું-અને કાંઈ પણ મારો વાક નહીં તે છતાં પણ હુ માફી માગું છુ

વળી તે જાણે કે મારી તરફથી કશી પણ લડાઈ કે કીનો હતોજ નહીં-અને હું દીન આઈનની રીતથી ફર્યોજ નથી"

રૂસ્તમના એમ બોલવાથી અસ્ફંદિયાર હસી પડયો-અને બોલ્યો કે "ઓ નામદાર પેહલવાન!

ચે જૂઈ બહાનહુ ગહે તાખ્તન્
બદીન્ ગૂનહુ જન્ગો ફેસૂન્ સાખ્તન્
પેશૂતન્ ન દૂરસ્તો દાનદ હમી
કે મા દાસ્તાન્હા બેખાનદ હમી
પસ આવાઝ્ કર્દી પેશૂતન્ બેખાન્દ
ચુ રોસ્તમ વરા દીદ ખીરહ્ બેમાનદ
૫૧૨ ચુનીન્ ગોફ્ત પસ બા પેશૂતન્ બરાઝ્
કે અય પાક્ દેલ્ મર્દે ગર્દન્ફરાઝ્
બસી લાબહ્ કર્દમ બએસ્ફન્દેયાર્
નેયામદ બરશ્ લાબહ્ ગોફ્તન્ બકાર્
તો દાનીઓ દીદી કે મન્ બન્દગી
ન પેઝ્રોફ્તો સીર્ આમદ અઝ્ ઝન્દગી
અગર્ ઊ શવદ કોશ્તહ્ બર્ દસ્તે મન્
કે મન્ બાઝ્ ગૂઈ બહર્ અન્જુમન્
કે રોસ્તમ બસી લાબહો ઝાર્ કરદ
નબુદ સૂદ નઝ્દીકે આઝાદ મર્દ
બદ્ બાન્ગ્ બર્ ઝદ યલ્ એસ્ફન્દેયાર્
કે બેસ્યાર્ ગોફ્તન્ નેયાયદ બકાર્
બેયા તા ચે દારી તો અઝ્ કારે જન્ગ્
કે જુસ્તી બગીતી બસી નામો નન્ગ્
ચુ બેશ્નીદ રોસ્તમ ધવે રઝ્મસાઝ્
બેદાનેસ્ત કામદ ઝમાનશ્ ફરાઝ્
કમાન્રા બઝેહ્ કર્દો આન્ તીરે ગઝ્
કે પયકાન્શરા દાદહ્ બુદ આબે રઝ્
હમાન્ગહ્ નેહાદશ્ વરા દર્ કમાન્
સરે ખીશ્ કર્દશ્ સુએ આસ્માન્
૫૧૩ હમી ગોફ્ત કય દાવરે માહો હૂર્
ફેઝાયન્દએ દાનેશો ફ્રૂરો ઝૂર્
હમી બીની ઈન્ પાક્ જાને મરા
રવાને મરા હમ તવાને મરા
કે મન્ ચન્દ કૂશમ્ કે એસ્ફન્દેયાર્
મગર્ સર્ બેગર્દાનદ અઝ્ કાર્ઝાર્
તો દાની કે બીદાદ કૂશદ હમી
બમન્ જન્ગો મર્દી ફેરૂશદ હમી
બબાદાફરહ્ ઈન્ ગુનાહમ મગીર્
તો અય આફ્રીનન્દએ માહો તીર્
ચુ દર્ કાર્ ચન્દી બેદીદશ્ દેરન્ગ્
કે રોસ્તમ હમી દીર્ શુદ સૂએ જન્ગ્
બદ્ ગોફ્ત કય રોસ્તમે નામદાર્
બેશુદ સીર્ જાને તો અઝ્ કાર્ઝાર્
બબીની કુનૂન્ તીરે ગુશ્તાસ્પી
દેલે શીરો પયકાને લોહ્રાસ્પી
ચકી તીર્ બર્ તર્કે રોસ્તમ બઝદ
ચુનાન્ કઝ્ કમાને સવારાન્ સઝદ
તહમ્તન્ ગઝ્ અન્દર્ કમાન્ રાન્દ ઝૂદ
બદાન્ સાન્ કે સીમુર્ઘ ફર્મૂદહ્ બૂદ
૫૧૪ બેઝદ રાસ્ત્ બર્ ચશ્મે એસ્ફન્દેયાર્
સેયહ્ શુદ જહાન્ પીશે આન્ નામદાર્
બદ્ નઉકે પયકાન્ દો ચશ્મશ્ બેદૂખ્ત
બેમોર્દ આતેશે કીનહ્ ચૂન્ બર્ ફેરૂખ્ત

આવી રીતે લડાઈની વખતે બહાના અને ફેલ શા માટે કરે છે?

પેશૂતન કાંઇ દૂર નથી અને તે સઘળું જાણે છે-તેમજ આપણુની હકીકતથી તે વાકેફગાર છે."

પછી પોતેજ મોટે સાદે આવાઝ મારી પેશૂતનને બોલાવ્યો-જ્યારે રૂસ્તમે તેને જોયો ત્યારે તે અજબ રહ્યો

પછી તેણે પેશૂતનને અરૂસે કહ્યું-કે "ઓ પાક દિલના ગર્દન ફરાઝ મર્દ!

મેં અસ્ફંદિયારની ઘણી આજેઝી કીધી-પણ તેની ઉપર મારા કાલાવાલા કરવાની કાંઈજ અસર થઈ નહીં.

મારી તરફથી થતી તાબેદારી તેણે સ્વીકારી નથી અને તે પોતાની ઝિંદગીથી ધરાઇ ગયો છે-તે વાત તું જાણે છે અને તેં નઝરે પણ જોઈ છે.

હવે જો તે મારા હાથ ઉપર માર્યો જાયે-તો તું મારે માટે દરેક અંજુમનમાં ખુલ્લું બોલજે,

કે રૂસ્તમે તો ઘણીબી આજેઝી અને કાલાવાલા કર્યા-પણ એ બુલંદ મરતબાના શખ્સની સામે કાંઈ કામ લાગી નહીં"

તેવામા પેહલવાન અસ્ફંદિયારે તેની ઉપર પોકાર માર્યો-કે "ઘણું બોલવામાં કાંઈ સાર નથી.

તું આવ, જોઇયે કે લડાઈના હોનરો તુ કેવાક ધરાવે છે?-કારણકે તેં દુન્યામાં પુષ્કળ નામના મેળવી છે"

જ્યારે રૂસ્તમે તેનો પોકાર સાંભળ્યો-ત્યારે તે લડાયક પેહલવાન સમજી ગયો કે "તેનું મોત નઝદીક આવ્યું છે"

તેણે કમાનને ચિલ્લો ચઢાવ્યો અને પેલા ગઝના ઝાડ (Tamarisk tree) નો તીર-કે જેના પયકાનને ઝેહરી પાણી પાયલું હતું,

તે તેજ વખત તેણે કમાનની અંદર મૂકયો-અને પોતાનુ સર આસ્માન તરફ કરી,

બોલવા લાગ્યો કે "ઓ માહતાબ અને આફતાબના સાહેબ!-તુંજ ડહાપણ, દબદબો અને કૌવતનો વધારનારો છે.

મારા નિષ્કપટ જીવની વાત, મારા નિર્મળ હૈયાની વાત અને મારી શક્તિની વાત તને માલૂમ છે

કે હુ કેટલી બધી કોશેશ કરૂં છું કે અસ્ફંદિયાર-કદાચ આ લડાઇથી પોતાનું સર ફેરવે

તું જાણે છે કે તે ઝુલ્માત ભરી કોશેશ કરે છે-અને મને પોતાની લડાઈ અને બહાદુરી દેખાડવા માગે છે.

માટે ઓ માહતાબ અને બુધ સેતારાના પયદા કરનાર સાહેબ!-તું આ મારા ગુનાહનો બદલો મૂજ બંદા ઉપર ના લેતો"

જ્યારે અસ્ફંદિયારે લડાઇમાં ઢીલ થયલી જોઈ-કે રૂસ્તમ લડાઈ માટે આટલી બધી વાર લગાડતો હતો,

ત્યારે તે બોલ્યો "ઓ નામદાર રૂસ્તમ!-લડાઈથી તારો જીવ ધરાઇ ગયલો છે

હવે લે, તું આ ગુશ્તાસ્પી તીરની ખાતેરી કર-મારાં સિંહ જેવા દિલની અને લોહરાસ્પી પયકાનની તપાસ લે."

એટલું બોલી એક તીર રૂસ્તમની લોખંડી કોલાહ ઉપર માર્યો-બહાદુર સવારોને છાજતી કમાનમાથી તે તીર ફેંકયો હતો

તેહમ્તને જેવી રીતે સીમુર્ગે ફરમાવ્યું હતું તેવી રીતે શેતાબ ગઝના બનાવેલા તીરને કમાનમા ચઢાવ્યો

અને આબાદ અસ્ફંદિયારની આંખમાં માર્યો-જેથી તે નામદારની સામે જેહાન સીઆહ બની.

પેલી બે નોકવાળી પયકાને કરી તેની બન્ને આંખ વિંધાઇ ગઇ-અને જે તેણે કીનાનો આતશ સળગાવ્યો હતો તે બુઝાઇ ગયો.

અમ્ આવરૂદ બાલાએ સર્વે સહી
અઝ્ દૂર શુદ દાનેશો ફરૂરહી
નેગૂન્ શુદ સરે શાહે યઝ્દાન્પરસ્ત
બેયોફૂતાદ ચાચી કમાનશ્ ઝે દસ્ત
ગેરેફૂતશ્ ફરીા યાલે અસ્પે સેયાહ્
ઝે ખૂન્ લઅલ્ શુદ ખાક્ આવરૂદગાહ્
ચુનીન્ ગોફૂત રોસ્તમ બએસ્ફન્દેયારૂ
કે આવર્દી આન્ તોખ્મે જોફૂતી બબારૂ
તો આની કે ગોફૂતી કે રૂઈન્તનમ
બલન્દ આસ્માન્ બરૂ ઝમીન્ બરૂ ઝહમ
મન્ અઝ્ તૂ સદો શસ્ત તીરે ખદન્ગ્
બખુર્દમ નનાલીદમ્ અઝ્ નામો નન્ગ્
બયક્ તીરૂ બરૂ ગશ્તી અઝ્ કાર્ઝારૂ
બખોફૂતી બરીન્ બારએ નામ્દારૂ
બખુરૂદી યકી ચૂબહ્ તીરે ગુઝીન્
નેહાદી સરે ખીશ્ બરૂ પીશે ઝીન્
હમ્ અકૂનૂન્ બખાક્ અન્દરૂ આયદ સરત
બસૂઝદ દેલે મેહરૂબાન્ માદરત
હમાન્ગહ્ સરે નામ્બર્દારૂ શાહ્
નેગૂન્ અન્દરૂ આમદ ઝે અસ્પે સેયાહ્
ઝમાની હમી બૂદ તા યાફૂત હુશ્
બરાન્ ખાક્ બેન્શસ્તો બુકૂશાદ ગૂશ્
સરે તીરૂ બેગ્રેફૂતો બીરૂન્ કશીદ
હમી પરૂરો પયકાન્શ્ દરૂ ખૂન્ કશીદ
હમાન્ગહ્ બબહ્મન્ રસીદ આગહી
કે તીરહ્ શુદ આન્ ફરૂરે શાહન્શાહી
બયામદ પપીશે પેશૂતન્ બગોફૂત
કે પયકારે મા ગશ્ત બા દરૂદ જોફૂત
તને ઝન્દહ્ પીલ્ અન્દરૂ આમદ બખાક્
જહાન્ ગશ્ત્ અઝીન્ દરૂદ બરૂ મા મધાક્
બરફૂતન્દ હરૂદ પેયાદહ્ દવાન્
ઝે પીશે સેપહ્ તા બરે પહ્લવાન્
બદીદન્દ જન્ગી બરશ્ પુરૂ ઝે ખૂન્
યકી તીરૂ પુરૂ ખૂન્ બદસ્ત અન્દરૂન્
પેશૂતન્ બરૂ ઊ જામહ્રા કરૂદ ચાક્
ખોરૂશાનો બરૂ સરૂ હમી રીખ્ત ખાક્
હમી ગશ્ત બહ્મન્ બખાક્ અન્દરૂન્
બમાલીદ રોખ્શા બરાન્ ગરૂમ ખૂન્
પેશૂતન્ હમી ગોફૂત રાઝે જેહાન્
કે દાનદ ઝે નામ આવરાનો મેહાન્
મગરૂ કેર્દેગારે રવાનો સેપહ્રૂ
ખોદાવન્દે ગયહાનો નાહીદો મેહ્રૂ
ચુ એસ્ફન્દેયારી કે અઝ્ બહ્રે દીન્
બમર્દી બરૂ આહીખ્ત શમ્શીરે કીન્
જહાન્ પાક્ કરૂદ અઝ્ બદે બુતપરસ્ત
બબીદાદ હરૂગેઝ્ નેયાઝીદ દસ્ત
બરૂઝે જવાની હલાક્ આમદસ્ત
સરે તાજ્વરૂ સૂએ ખાક્ આમદસ્ત
બદીરા કયૂચસ્ત ગીતી બદરૂદ
પુરૂ આઝારૂ અઝ્ જાને આઝાદ મરૂદ

તેનું સીધાં સરોવર જેવું કદ નમી પડયું-અને તેનાં બદનમાંથી હોશ્યારી અને દબદબો દૂર થઈ ગયો.

તે યઝદાન પરસ્ત શાહઝાદાનું સર ઊંધું વળ્યું-તેના હાથમાંથી ચાચી કમાન પડી ગઈ

તેણે અસ્પેસીઆહની યાલ અને ગર્દન પકડી લીધી-તેનાં લોહીથી તે લડાઈનાં મયદાનની ખાક લાલ બની ગઈ.

રૂસ્તમે અસ્ફંદિયારને કહ્યું-કે "તેંજ આ ભૂંડાઇનાં બીજને ફળ લગાડયું.

તું તેજ શખ્સ છેની કે 'હું રૂઈનતન છું-અને બુલંદ આસ્માનને પણ ઝમીન ઉપર પટકું છું.' એમ તેં કહ્યું હતું?

મેં તારા એકસોને સાઠ ખદંગી તીરના ઝખ્મ-ખાધા પણ મે મારાં નામ અને શર્મને લીધે જરા પણ પોકાર કર્યો હતો નહીં.

તું એકજ તીર ખાઇને લડતો બંદ પડી ગયો-અને તારા પ્રખ્યાત ઘોડા ઉપર સૂઈ ગયો.

તેં મારા નામીચા તીરનો એકજ ઝખ્મ ખાધો-અને તેં પોતાનું સર ઘોડાનાં ઝીન ઉપર મેલી દીધું.

હવે તુરતજ તારૂં સર ખાકમાં પડશે-અને તારી મેહરબાન માનું ૫૧૫
દિલ બળતું થશે"

તેવામાંજ નામ ઉઠાવનારા શાહઝાદાનું સર-અસ્પેસીઆહ ઘોડા ઉપરથી નીચે પડયું.

તે થોડોક વખત એમનો એમજ બેહોશ પડી રહ્યો પછી જ્યારે હોશ્યાર થયો-ત્યારે તે ખાક ઉપર બેસી સઘળો વિચાર કરવા લાગ્યો

અને તીરનો છેડો પકડીને પોતેજ તેને આંખોમાંથી બાહેર ખેંચી કાઢયો-પીછાંથી તે પયકાન સુધી તે તીર લોહીથી ભરાઈ ગયો હતો.

તેવામાં બહમનને ખબર પડી-કે "તે શેહન્શાહી ઝળકાટ સીઆહ થઇ ગયો છે."

ત્યારે તે પેશૂતનની આગળ આવ્યો અને બોલ્યો-કે "આપણી લડાઈ દુ:ખભરી બની છે

મસ્ત હાથીનું તન ખાકમાં પડયું છે-અને આ આફતથી જેહાન આપણી ઉપર એક ઊંડા ખાડા સમાન થઈ પડી છે"

પછી બન્ને જણા પોતાનાં લશ્કર આગળથી તે પેહલવાનની નઝદીક પેયાદા દોડતા ગયા.

તેઓએ તેનું લડાયક તન લોહીથી ભરેલુ જોયું-તેના હાથમા લોહીથી ભરેલો એક તીર જોયો,

પેશૂતને તે જોઈ પોતાનો પોશાક ચાક કરી નાખ્યો-તે પોકારવા લાગ્યો અને સર ઉપર ખાક નાખવા લાગ્યો.

બહમન પણ ખાકમાં લોટવા લાગ્યો-અને તેના ગરમ લોહી ઉપર ૫૧૬
પોતાનો ચેહરો ઘસડવા લાગ્યો.

પેશૂતન બોલ્યો કે "આ ફાની દુન્યાનો ભેદ ભરમ-નામદારી ભરેલાં લોકોમાંથી તેમજ મોટાઓમાંથી કોણ જાણે છે?

તે ભેદ જાન અને ફરતાં આસ્માનના પયદા કરનાર તેમજ આ જેહાન-શુક્ર સેતારા અને આફતાબના સાહેબ સિવાય બીજું કોઇજ જાણતું નથી.

અસ્ફંદિયાર જેવો એક પેહલવાન કે જેણે દીનને માટે બહાદુરીથી કીનાની શમ્શીર ખેંચી,

જેણે બુતપરસ્તીની બદીથી આ જેહાન પાક કીધી-અને તેણે કદી પણ ઝુલ્માત ઉપર હાથ લમ્બાવ્યો નહીં હતો,

તે જવાનીના વખતમાંજ માર્યો ગયો-અને તેનું તાજ પેહેરનારૂં સર ખાકમાં પડયું છે.

આ મોતથી એક એવી ખરાબી થશે કે જેથી આઓ દેશ દુ:ખી થશે-અને આ શાહઝાદાના આત્માને પણ વેદના થશે.

ફેરાવાન્ બરૂ ઊ બુગ્ઝરદ્ ફ્રઝગારૂ
કે ફ્રઝી ન બીનદ્ બદે કાર્ઝારૂ
જવાનાન્ ગેરેફ્તન્ સરશ દરૂ કેનારૂ
હમી ખૂન્ સેતોર્દન્દ્ અઝાન્ શહ્રૂયારૂ
પેશૂતન્ બરૂ ઊ બરૂ હમી મૂયહ્ કરૂદ્
રૌખી પુરૂ ઝે ખૂનો હેશ્તી પુરૂ ઝે દરૂદ્
૫૧૭ હમી ગોફ્ત ઝારૂ અય યલ્ એસ્ફ્ન્દેયારૂ
જહાન્દારૂ વઝ તોખ્મએ શહ્રૂયારૂ
કે બરૂ કન્દ ઈન્ કૂહ્ જન્ગી ઝે જાય
કે અફ્ગન્દ શીરે ઝેયાનરા ઝે પાય
કે કન્દ ઈન્ પસન્દીદહ્ દન્દાને પીલ્
કે અફ્ગન્દ દરૂ મઉજે દર્યાએ નીલ્
કે ખુરૂશીદે તાબન્દહ્રા તારૂ કરૂદ્
કે શાહે સરફ્રાઝરા ખારૂ કરૂદ્
કે બેન્શાન્દ ઈન્ શમએ અફ્રૂખ્તહ્
કુજા શુદ હમહ્ દુદમાન્ સૂખ્તહ્
ચે આમદ બરીન્ તોખ્મહ્ અઝ ચશ્મે બદ્
કે બરૂ બદ કુનેશ બી ગુમાન્ બદ્ રસદ્
કુજા શુદ દેલો હુશો આઇને તૂ
તવાનાઇઓ અખ્તરો દીને તૂ
કુજા શુદ બરઝમ આન્ નેફૂ સાઝે તૂ
કુજા શુદ બબઝમ આન્ ખુશ આવાઝે તૂ
ચુ કર્દી જહાન્રા ઝે બદ્ખાહ્ પાક
નેયામદત અઝ શીરૂ વઝ દીવ્ બાક
કુનૂન્ કામદત સૂદમન્દી બકારૂ
હમી ખાક બીનમત પર્વર્દેગારૂ
૫૧૮ કે નફ્રીન્ બરીન્ તખ્તો ઈન્ તાજ બાદ્
સઝદ્ ગરૂ નેયારમ અઝૂ હીચ યાદ
કે ચૂન્ તો સવારી ચલો શહ્રૂયારૂ
ફેગન્દશ બદીન્ સાન્ બરીન્ ખાકસારૂ
સઝદ્ ગરૂ શવદ્ સુર્દુરી તાજો ગાહ્
બરાન્ બી વફા કારૂ ગુશ્તાસ્પ શાહ્
ચુનીન્ ગોફ્ત બા દાનેશ એસ્ફન્દેયારૂ
કે અય મર્દે દાનાએ બેહ્ રૂઝગારૂ
મકુન્ ખીશતન્ પીશે મન્ દરૂ તબાહ્
કે ઈન્ બૂદ બહ્રે મન્ અઝ ચર્ખો માહ્
તને મોર્દહ્રા ખાક બાશદ્ નેહાલ્
તો અઝ કોશતને મન્ બદીન્ સાન્ મનાલ્
કુજા શુદ ફરીદૂનો હુશન્ગો જમ
ઝે બાદ્ આમદહ્ બાઝ ગશ્તહ્ બદમ
હમાન્ પાક ઝાદહ્ નેયાગાને મન્
ગુઝીદહ્ સરફ્રાઝો પાકાને મન્
બેરફ્તન્દો મારા સેપોર્દન્દ જાય
નમાનદ્ કસી દરૂ સેપન્જી સરાય
ફેરાવાન્ બેગશ્તમ મન્ અન્દરૂ જેહાન્
ચે દરૂ આશકારા ચે અન્દરૂ નેહાન્
૫૧૯ કે તા રાહે યઝદાન્ બજાય આવરમ
ખેરદરા બદીન્ રહ્નુમાય આવરમ
ચુ અઝ મન્ ગેરેફ્ત ઈન્ સખુન્ રઉશની
ઝે બદ્ બસ્તહ્ શુદ દસ્તે અહ્રીમની

ઘણો મોટો ઝમાનો આ બીના ઉપર ગુઝરશે-તો પણ કોઈ દિવસ પણ લડાઇથી આવી મોટી ખરાબી થશે નહીં."

પછી પેલા બન્ને જવાનોએ તેનું માથું પોતાના ખોળામાં મૂક્યું-અને તે શાહઝાદાનાં બદન ઉપરથી લોહી સાફ કરવા લાગ્યા

પેશૂતને આસું ભરેલા ચેહરાએ અને દુઃખ ભર્યાં દિલે તેની ઉપર રડવા માંડયું

તે બોલવા લાગ્યો કે "અફસોસ! એ દેશનો બચાવ કરનાર પાદશાહી અઉલાદના પેહલવાન અસ્ફંદિયાર!

આ જંગી પહાડ પોતાની જગ્યાએથી કોણે ખોદી નાખ્યો?-આ મસ્ત સિંહને કોણે તોડી પાડયો?

આ પસંદગી પામેલા હાથીનાં દાંત કોણે તોડી પાડયા?-આ નાઇલ નદીના મઉજમાં કોણે અટકાવ નાખ્યો?

આ ઝળકતા ખોરશેદને કોણે સીઆહ બનાવ્યો?-આ સરફરાઝ શાહઝાદાને કોણે ખુવાર કીધો?

આ રોશન ચેરાગને કોણે બુઝાવી નાખ્યો?-કે જેથી કરીને તેનું તમામ કુટુંબ બળતું થયું છે.

આ ખાન્દાન ઉપર બૂરી નઝર લાગવાથી આ શુ આફત આવી?-કે તારી સાથ બૂરાઈ કરનાર ઉપર ઝરૂર બૂરાઈજ આવી પહોચશે.

તારી હિમ્મત, હોશ્યારી અને રીતભાત કયાં ગઈ?-તારી શક્તિ, તારો રોશન સેતારો અને તારી માનીતી દીન કયા ગઇ?

કયાં ગયાં તે તારાં લડાઇનાં નામીચાં હથિયાર?-અને કયાં ગયો તે તારો મજલેસમાંનો ખુશી ભરેલો આવાઝ?

જ્યારે તેં દુન્યાને દુશ્મનોથી સાફ કીધી-ત્યારે તને સિંહથી કે એહરેમનથી પણ ધાસ્તી લાગી નહીં

અને હવે જ્યારે તારી ઝેહમતોનાં રૂડાં ફળ જોવાનો વખત આવ્યો-ત્યારે આ ખાક તારી સંભાળ લેનારી થઇ (યાને મરી ગયો).

એવાં તખ્ત અને તાજ ઉપર લઆનત પડજો!-મને તે રાજપાટનું નામ લેવું નહીં જોઇયે.

કે જેને તારા જેવા બહાદુર શાહઝાદાને-દુઃખી હાલતે ઝમીન ઉપર પટકયો.

હવે લાયક છે કે તે તાજ તખ્તનો વારસો-તે નગુણા ગુશ્તાસ્પનેજ મળે"

ત્યારે અસ્ફંદિયારે ડહાપણ ભરેલો જવાબ દીધો કે "એ ભલા નસીબના દાના મર્દ!

તું પોતાને મારી નઝદીક એવી રીતે ખુવાર ના કર-કારણકે મારે નસીબે આસ્માનથી તેમજ માહતાબથી એજ લખાયલું હતુ.

મૂવેલાં માણસનું બિછાનું ખાકજ હોય છે-માટે તું મારા માર્યા જવાથી એટલો બધો ના રડ

કમાં ગયા ફરીદૂન, હુશગ અને જમશીદ જેવા પાદશાહો?-પવન મિસાલ આવ્યા હતા અને એક પળમાં પાછા ચાલી ગયા.

તેમજ વળી મારા પાકઝાદ નેયાગાનો-અને મારા નામીચા સરફરાઝો અને પાકીઝેહ દીનના શખ્સો પણ,

ચાલી ગયા અને આપણને પોતાની જગ્યા સોંપી ગયા-આ ત્રણપાંચ દહાડાની દુન્યામા કોઈજ રહેવાનું નથી.

હું આ દુન્યામાં શું ઝાહેર રીતે કે શુ છૂપી રીતે ઘણીગમ ફરી વળ્યો છું

કે જેથી પાક યઝદાનની રાહ રસ્મ સ્થાપું-અને તે કામ ઉપર ડહાપણને રેહનુમા કરૂં.

પણ જ્યારે મારીથી એ સઘળી વાતે રોશની પકડી (યાને સઘળું ધારેલું કામ પાર પડયું)-અને બૂરાઈ કરવાથી એહરેમનના હાથ બંધાઈ ગયા,

જમાનહ્ બેયાઝીદ અન્આબે શીરૂ
મરા હમચુ ગૂરૂ અન્દરૂ આવરૂદ ઝીરૂ
ઉમીદમ ચુનીનસ્ત કન્દરૂ બેહેશ્ત
દેહો જાને મન બેહરવદ હરૂચે કેશ્ત
બમર્દી મરા પૂરે દસ્તાન નકોશ્ત
નેગહ્ કુન બરીન ગઝ કે દારમ બમોશ્ત
બદીન ચૂબ્ શુદ રૂઝગારમ બસરૂ
ઝે સીમુરૂઘ વઝ રોસ્તમે ચારહ્ગરૂ
ફેસૂનહાઓ ઈન બન્દહા ઝાલ સાખ્ત
કે ઈન બન્દો રન્ગ અઝ જહાન ઊ શેનાખ્ત
ચુ એસ્ફન્દેયારૂ ઈન સખુન યાદ કરૂદ
બેપીચીદો બેગ્રીસ્ત રોસ્તમ બદરૂદ
બેયામદ બનઝદીકે એસ્ફન્દેયારૂ
બેમાન્દહ્ ઝે ઘમ ખસ્તહો સૂગ્વારૂ
ચુનીન્ ગોફ્તઃ પસ બા પેશૂતન બદરૂદ
કે મર્દી ઝે મર્દાન્ સઝદ યાદ કરૂદ
ચુનાનસ્ત હ ગોફ્ત યક્સરૂ સખુન્
ઝે મર્ગી બકશ્ઝી ન અફૂગન્દ બુન્
હમાના કે અઝ દીવે નાસાઝ્ગારૂ
મરા બહરહ્ રન્જ આમદ અઝ રૂઝગારૂ
કે તા મન્ બમર્દી કમરૂ બસ્તહ્ અમ
હમી રઝ્મે ગર્દનકશાન જસ્તહ્ અમ
સવારી નદીદમ ચુ એસ્ફન્દેયારૂ
ઝેરેહ્ દારો બા જઉશને કાર્ઝારૂ
ચુ બીચારહ્ બરૂગશ્તમ અઝ જન્ગે ઊય
બેદીદમ કમાનો બરે ચન્ગે ઊય
સુએ ચારહ્ ગશ્તમ ઝે બી ચારગી
નદાદમ બદ્ સરૂ બયકબારગી
ઝમાને વરા દરૂ કમાન્ સાખ્તમ
ચુ રૂઝશ સરૂ આમદ બેયન્દાખ્તમ
ગરૂ ઊરા હમી બખ્ત યારૂ આમદી
મરા તીરે ગઝ કય બકારૂ આમદી
અઝીન્ ખાકે તીરહ્ બેબાયદ શુદન્
બપરૂહીઝ યકદમ નશાયદ ઝદન્
હમાના કઝ ઈન્ બદ નેશાનહ્ મનમ
વઝીન્ તીરે ગઝ બા ફેસાનહ્ મનમ

ત્યારે મોતે પોતાની સિંહ જેવી ચુંગાલ લમ્બાવી–અને ગોરખરની મિસાલ મને નીચે નાખ્યો.

હવે તો મારી એજ આશા છે કે મારાં દિલે અને જાને જે કાંઇ અહીં વાવ્યું છે તેનાં ફળ બેહેસ્તમાંજ મેળવશે.

મને દસ્તાનના બેટાએ બહાદુરીથી માર્યો નથી–આ ગઝનો તીર જે મુઠીમાં રાખ્યો છે તે ઉપર નેગાહ કર

આ લાકડીએ કરી સીમુર્ગથી તેમજ ચારો શોધનાર રૂસ્તમથી મારો વખત આખેર થયો છે.

આ સઘળા ફનફરેબ અને તદબીરો ઝાલે કીધી–કારણકે દુન્યામાંથી આવાં આવાં ફનફરેબ અને તાલ તલાવતની તેણેજ પિછાન કીધી હતી."

જ્યારે અસ્ફંદિયાર આ વાત બોલ્યો–ત્યારે રૂસ્તમ પોતા ઉપર પેચ ખાવા લાગ્યો અને દુઃખથી રડવા લાગ્યો.

તે ગમથી ઝખ્મી અને સોગ ભરેલો થયલો–અસ્ફંદિયારની નઝદીક આવ્યો.

પછી તેણે પેશૂતનને દુઃખી થઇને કહ્યું-કે "બહાદુર મર્દોની મર્દાનગી મારે કબૂલ કરવીજ જોઇયે.

જેમ એ બોલ્યો તેમજ સઘળું બન્યું છે-તેણે મારી મર્દાનગી માટે ૫૨૦
જે કહ્યું તે કાંઇ જૂઠુ નથી કહ્યું.

ખરેજ નાપાક એહરેમન તરફથી મારે નસીબે આવો દુઃખનો હિસ્સો મને મળ્યો.

કારણકે જ્યારથી મેં મર્દાનગી માટેની કમર બાંધી છે-અને બહાદુર લોકોની લડાઈ લડયો છું,

ત્યારથી અસ્ફંદિયાર જેવો બખ્તર અને લડાઈનું પેહેરણ પેહેરનારો એક પણ સવાર મેં જોયો નથી

જ્યારે હું તેની લડાઇથી લાઇલાજ થઈ પાછો ફર્યો–અને મે તેની કમાન, છાતી અને ચુગાલ જોઇ,

ત્યારે હું લાચાર બની જઇને આવા ચારા તરફ ઢળ્યો–પણ એક મરતબે મે તેને મારૂં સર આપી દીધું નહીં

તેનાં મોતને મેં મારી કમાનની અન્દર ગોઠવ્યુ–અને જ્યારે તેનો દહાડો પુરો થયો ત્યારે મેં તીર છોડયો.

જો તેનુ નસીબજ મદદગાર થયું હતે તો મારો ગઝનો તીર કેમ કારગર લાગતે?

આ સીઆહ દુન્યામાથી આપણને જવાનુંજ છે-દુન્યામાં રહેવાનો એક શબ્દ પણ બોલવો નહીં જોઇયે.

આ ખરાબીની વાતને લોકો મનેજ લાગુ પાડશે–'ગઝ'નાં લાકડાના તીર વડે અસ્ફંદિયાર માર્યો ગયો તેની કથા મારાં નામ સાથેજ જોડાયલી રહેશે"

## અન્દર્ઝે એસ્ફન્દેયાર્ બરોસ્તમ્ વ સેફારેશ્ દર્ બારએ બહ્મન્.

ચુનીન્ ગોફ્ત બા રોસ્તમ્ એસ્ફન્દેયારૂ
કે અકૂનૂન સરૂ આમદ મરા રૂઝગારૂ
તો અઝ મન્ મપરૂહીઝો ખીઝ ઈદરૂ આય
કે મારા દેગરૂ ગૂનહ્ ગશ્તસ્ત રાય

## મરતી વખતે અસ્ફંદિયારે પોતાનાં મનની ખાહેશ રૂસ્તમને કહી જવી અને બહમનને તેને સોંપી જવું.

અસ્ફંદિયારે રૂસ્તમને કહ્યું-કે "હવે મારો વખત પુરો થયો છે. ૫૨૧

તું મારી આગળથી દૂર ના રહે, ઊઠ અને અહી આવ-કારણકે હવે મારો વિચારજ બદલાઈ ગયો છે.

નેહૂ બેશનવી પન્દો અન્દર્ઝે મન્
ઝે બહૂરે પેસરૂ માયએ અર્ઝે મન્
બેહૂશીઓ ઊરા બજાય આવરી
ખુઝોર્ગી બરૂ ઊ રહનુમાય આવરી
તહમ્તન્ બગોફૂતારે ઊ દાદ ગૂશ
પેયાદહ બેયામદ બરશ બા ખોરૂશ
હમી રીખ્ત ખૂન્ અઝ્ દો દીદહ બશારૂમ
હમી મૂયહ કર્દશ બઆવાઝે નરૂમ
ચુ દસ્તાન્ ખબરૂ યાફ્ત અઝ્ રઝ્મગાહ
અઝ્ અયવાન્ ચુ બાદ અન્દરૂ આમદ બરાહ
ઝવારહ ફરામરૂઝ્ ચૂન્ બીહશાન્
બેરફ્તન્દ તા જાયગાહે નશાન્
ખોફ્રશી બરૂ આમદ ઝે આવરૂદગાહ
કે તારીક શુદ રૂએ ખુરૂશીદો માહ
બરોસ્તમ્ ચુનીન્ ગોફ્ત ઝાલ્ અય પેસરૂ
તોરા બીશ ગેરૂયમ બદર્દે જેગરૂ
૫૨૨ કે અયદૂન્ શનીદસ્તમ્ અઝ્ મૂબદાન્
ઝે અખ્તરૂશેનાસાનો અઝ્ બેખ્રદાન્
કે હરૂ કસ કે ઊ ખૂને એસ્ફન્દેયારૂ
બેરીઝદ વરા બેશકરદ રૂઝ્ગારૂ
બદીન્ ગીતીઅશ રન્જો સખ્તી બુવદ
વગરૂ બુગ્ઝરદ શૂરૂબખ્તી બુવદ
ચુનીન્ ગોફ્ત બા રોસ્તમ્ એસ્ફન્દેયારૂ
કે અઝ્ તૂ નદીદમ બદે રૂઝ્ગારૂ
ઝમાનહ ચુનીન્ બૂદો બૂદ આન્ચે બૂદ
નદાનદ કસી રાઝે ચર્ખે કબૂદ
ન રોસ્તમ્ ન સુર્ઘો ન તીરો કમાન્
બરઝ્મ અઝ્ તને મન્ બેબોર્દન્દ જાન્
કે ઈન્ કરદ ગુશ્તાસ્પ બા મન્ ચુનીન્
બરૂ ઊ બરૂ નખાનમ ઝે જાન્ આફ્રીન્
મરા ગોફ્ત રવ્ સીસ્તાન્રા બેસૂઝ્
નખાહમ કઝીન્ પસ બુવદ નીમરૂઝ્
બેકૂશીદ તા લશકરો તાજો ગન્જ
બદૂ માનદો મન્ બેમાનમ બરન્જ
કુનૂન્ બહમન્ ઈન્ નામવરૂ પૂરે મન્
ખેરદમન્દો બીદારૂ દસ્તૂરે મન્
૫૨૩ બમેહરે દેલ્ ઊરા ઝે મન્ દરૂ પઝીરૂ
હમી હરૂચે ગૂયમ ઝે મન્ યાદગીરૂ
બઝાબુલસેતાન્ દરૂ વરા શાદ દારૂ
સુખુનહાએ બદગઉહરાન્ યાદ દારૂ
બેયામૂઝશ આરાયેશે કાર્ઝારૂ
નેશાસ્તનગહે બઝ્મો રઝ્મો શેકારૂ
મયો રામેશો ઝખ્મે ચઉગાનો ગૂય
બુઝોર્ગીઓ હરૂચૂનએ ગોફ્તગૂય
ચુનીન્ ગોફ્ત જામાસ્પે ગુમ બૂદહ નામ
કે હરૂગેઝ્ બગીતી નબીનાદ કામ
કે બહમન્ ઝે મન્ યાદગારી બુવદ
સઝાવારૂ તરૂ શહરૂયારી બુવદ
હમાન્ હરૂ કે અઝ્ તોખ્મે બહમન્ બુવદ
બશાહી સઝાવારો રઉશન્ બુવદ

મારા બુન્યાદી છોકરા બહમન સંબંધી એક આજ્ઞા અને છેલ્લી વસીયત કહું છું તે બરાબર સાંભળ

તારી બનતી કોશેશ કરજે અને તે ખાહેશને અમલમાં લાવજે-તું મોટો માણુસ છે મારા છોકરાનો ઉપદેશ કર્ત્તા થજે."

તેહમ્તન રૂસ્તમે તેની વાત ઉપર લક્ષ આપ્યું-અને પેયાદો થઇ પોકાર કરતો તેની નઝદીક આવ્યો.

તે શર્મિંન્દો બનેલો બેહુ આંખમાથી આંસુ રેડતો હતો-અને તેને માટે નર્મ આવાઝે રૂદન કરતો હતો.

જ્યારે દસ્તાનને તે લડાઈના મયદાનમાં બનેલા બનાવની ખબર મળી-ત્યારે તે પોતાનાં મેહલમાંથી પવનની માફક તે જગ્યાએ આવ્યો

ઝવારેહ અને ફરામર્ઝ પણ ગાફેલ શખ્સોની માફક-પેલી જગ્યાએ ગયા.

તે લડાઈગાહમાંથી પોકાર નીકળ્યો-કે "ખોરશેદ અને માહતાબનો ચેહરો સીઆહ થયો છે"

ઝાલે રૂસ્તમને કહ્યું કે "ઓ બેટા! તારે માટેજ હું મારા જીગરનાં દુઃખથી રહુ છુ

કારણકે મેં મોબેદોથી, નુજૂમીઓથી તેમજ દાનેશમદોથી એ પ્રમાણે સાભળ્યુ છે,

કે જે કોઇ કે અસ્ફદિયારનુ ખૂન-કરશે તે શખ્સને આ ફરતો ઝમાનો શિકાર કરી નાખશે

તે પોતાની હયાતીમાં રંજ અને દુ.ખ ભોગવશે-અને કંગાલિયતમાં મરશે"

અસ્ફદિયારે રૂસ્તમને કહ્યુ-કે "આ મારો બૂરો વખત તારી તરફથી થયલો હુ જોતોજ નથી

પણ મારો વખતજ એવો હતો અને જે કાઇ બનવા કાળ હતુ તેજ બન્યું છે-આ સીઆહ રંગના આસ્માનનો ભેદ કોઈજ જાણતું નથી

આ લડાઇમા રૂસ્તમે કે સીમોર્ગે, તીરે કે કમાને કોઇયે પણ મારા બદનમાંથી જીવ લીધો નથી

બલ્કે આ સઘળી ખરાબી ગુશ્તાસ્પ લાવ્યો છે હુ તેને ભલી દુઆ નહીં દઇશ

તેણેજ મને કહ્યુ કે 'જા, સીસ્તાનને બાળી નાખ-કારણકે હવે પછી નીમરૂઝનો મુલક કાયમ રહે એમ હું ચાહતોજ નથી'

તેણે એજ વેતરણ કીધી કે જેથી રાજપાટ-તેનીજ પાસે રહે અને હું હમેશે રંજમાજ રહુ

હવે આ મારો નામવર બેટો બહમન-કે જે ડહાપણવાળો અને મારો બાહોશ સલાહકાર જેવો છે,

તેને તુ પોતાની દિલની મોહબત સાથે મારી તરફથી કબૂલ રાખ-અને હુ જે કાઈ કહુ છુ તે યાદ રાખજે.

તારા ઝાબુલેસ્તાનમા તેને ખુશખુશહાલ રાખજે-બે બુન્યાદોની બૂરી વાતો તુ ભૂલી ના જતો,

તેને તું લડાઇનો હોનર શીખવજે-ખુશીની મજલેસમા, લડાઇની બેઠકમાં અને શેકારમા કેવી વર્તણુક ચલાવવી તે શીખવજે.

મયનૂશી, શાદી રામેશની અને ચઉગાનબાઝી તેને શીખવજે-વડપણ કેમ જાળવવું અને દરેક બાબતની વાતચિત્ત કેમ કરવી તે શીખવજે.

પેલો ગુમ થયલા નામવાળો જામાસ્પ કે જેહાનમા તેની મુરાદ કદી પણ પાર પડતી ના! તેણે એ પ્રમાણે કહેલું છે,

કે બહમન મારી યાદગારી તરીકે રહેશે-અને તેજ એક લાયક પાદશાહ થશે

તેમજ જે કોઇ બહમનનાં તોખ્મથી પયદા થશે-તે પણ પાદશાહીને લાયક અને ઝળકતી કારકીરદીવાળો થશે"

તહમ્તન્ ચુ બેશ્નીદ્ બરૂપાય ખાસ્ત
બબરૂ બદ્ બફર્માને ઊ દસ્તે રાસ્ત
કે અરૂ બુગ્ઝરમ ઝીન્ સખુન્ નુગ્ઝરમ
સખુન્ હરૂચે ગોફ્તી બજાય આવરમ
નેશાનમશ બરૂ નામવરૂ તખ્તે આજ
નેહમ બરૂ સરશ બરૂ દેલ અફ્રૂઝ તાજ
બપીશશ બેબન્દમ કમરૂ બન્દહુ વારૂ
બોદાવન્દ્ ખાનમશ હમ શહરૂયારૂ
ચે રોસ્તમ ચુ બેશ્નીદ્ ગૂયા સોખન્
બદ્ગૂ ગોફ્ત કય પહલવાને કોહન્
ચુનાન્ દાન્ કે યઝ્દાન્ ગવાએ મનસ્ત
બહીન્ દીને બેહ રહનુમાએ મનસ્ત
કઝાન્ નીકુઈહા કે તૂ કર્દઈ
સરૂ અઝ મરૂદુમીહા બરૂ આવર્દઈ
કુનૂન નામે નીકત બબદ્ બાઝ ગશ્ત
ઝે મન્ રૂએ ગીતી પુરૂ આવાઝ ગશ્ત
ખમ આમદ્ રવાને તોરા બહરૂ અઝીન્
ચુનીન્ બૂદ્ રાએ જહાન્ આફ્રીન્
ચુનીન્ ગોફ્ત પસ બા પેશૂતન્ કે મન્
નજૂયમ હમી ઝીન્ જહાન્ જોઝ કફન્
ચુ મન્ બુગ્ઝરમ ઝીન્ સેપન્જી સરાય
તો લશ્કરૂ બેયારાયો શવ્ બાઝ જાય
ચુ રફ્તી બઈરાન્ પેદરૂરા બેગૂય
કે ચૂન્ કામ દીદી બહાનહૂ મજૂય
ઝમાનહૂ સરાસરૂ બકામે તો ગશ્ત
હમહૂ મોહરહા ઝીરે નામે તો ગશ્ત
ઉમીદમ ન ઈન્ બૂદ્ નઝ્દીકે તૂ
સઝા ઈન્ બુદ્ અઝ જાને તારીકે તૂ
જહાન્ રાસ્ત કર્દમ બશમ્શીરે દાદ્
જહાન્ પાક ગશ્ત અઝ બદે બદ્ નેઝાદ્
બઈરાન્ ચુ દીને બેહી રાસ્ત ગશ્ત
બુઝોર્ગીઓ શાહી મરા ખાસ્ત ગશ્ત
બપીશે સરાન્ પન્દહા દાદી અમ
નેહાની બકોશ્તન્ ફેરેસ્તાદી અમ
કુનૂન ઈન્ ઝમાન્ ચાફ્તી કામે દેલ
બેયારાયો બેન્શીન્ બઆરામે દેલ
ચુ ઈમન્ શુદી મરૂગ્રા દૂરૂ કુન્
બઅયવાને શાહી ચકી સૂરૂ કુન્
તોરા તખ્તો સખ્તીઓ રૂશેશ મરા
તોરા તાજો તાબૂતો પૂશેશ મરા
ચે ગોફ્ત આન્ જહાનદીદહૂ દેહકાને પીરૂ
કે નુચીઝદ્ અઝ મરૂગ્ પયકાને તીરૂ
મશવ્ ઇમન્ અઝ ગન્જ વઝ તાજો ગાહૂ
રવાનમ તોરા ચશ્મ દારદ્ બરાહૂ
ચુ આઇ બહમ પીશે દાવરૂ શવીમ
બગૂઇમો ગોફ્તારે ઊ બેશ્નવીમ
ચુ તૂ બાઝ ગર્દી બમાદરૂ બેગૂય
કે મરૂગ્ આમદ્ અય માદરે મેહરૂ જૂય
કે બા તીરે ઊ કશ્ ચૂન્ બાદ્ બૂદ્
ગુઝરૂ કરૂદ્ અગરૂ કૂહે પૂલાદ્ બૂદ્

જ્યારે તેહમ્તને એવું સાંભળ્યું ત્યારે તે તુરત ઉભો થયો-અને તેનું ફર્માન બજાવવા માટે પોતાનો જમણો હાથ છાતી ઉપર મૂકી,

બોલ્યો કે "હું મરી જઇશ ત્યાં સુધી આ વાતથી ફરીશ નહીં-તેં જે કાંઈ કહ્યું છે તે હું બજા લાવીશ.

તેને હું તે હાથીદાંતનાં નામદારી ભરેલાં તખ્ત ઉપર બેસાડીશ-અને પેલું દિલને રોશન કરનારૂં તાજ તેનાં સર ઉપર મૂકીશ.

અને તેની નઝદીક હું એક બંદાની માફક કમર બાંધીશ-અને તેનેજ ૫૨૪
હું મારો માલેક અને પાદશાહ ગણીશ"

જ્યારે રૂસ્તમ તરફથી એવી રીતનાં સખુન બોલતાં અસ્ફંદિયારે સાંભળ્યા-ત્યારે તેને કહ્યું કે "ઓ બુઝોર્ગ પેહલવાન!

તું જાણ કે હું જે કહું છું તેમાં યઝદાન મારો ગવાહ છે. અને ભલી દીન મારો રેહનુમા છે,

કે જે જે ભલાઇઓ તેં કીધી છે-તેથી ઈન્સાનીયતપણામાં તેં મોટી નામદારી મેળવી છે.

પણ હવે (આ બનાવથી) તારાં નેક નામને મારે લીધે બદનામીનો કલંક લાગ્યો છે-અને આખા દેશમાં તેથી ચકચાર ચાલશે.

તેથી તારી હયાતીમાં તને નાસેપાસી આવશે-પણ જેહાનને પયદા કરનારની મરજી એવીજ થઇ તેથી નાચાર છિયે"

પછી તેણે પેશૂતનને કહ્યું-કે "આ દુન્યામાંથી ફકત કફન સિવાય મને બીજું કાંઇજ જોઈતું નથી.

જ્યારે હું આ મુસાફરખાનારૂપી દુન્યામાંથી ગુઝરી જાઉં-ત્યારે તું લશ્કર એકઠું કરીને ઘર પાછો ફરજે.

અને જ્યારે તું ઈરાન જઇ પુગે ત્યારે બાપને કહેજે-કે 'હવે જ્યારે તું પોતાની મુરાદે પુગો છે, ત્યારે બહાનુ ના કાઢતો.

ઝમાનો સઘળો તારી મુરાદ માફક બન્યો છે-અને સઘળી સત્તા તારાંજ નામ હેઠળ થઈ છે

તારાથી હું એવી આશા નહીં રાખતો હતો-પણ તારાં નિર્દય હૈયાં ૫૨૫
કરતાં આ શિક્ષા વધારે સારી લાગે છે.

મેં ઈન્સાફ પાંથરનારી તલવારે કરી તમામ જેહાન રાસ્તીની રાહ ઉપર ચાલતી બનાવી છે-અને બૂરી બુન્યાદના બૂરા લોકોથી જેહાન ખાલી કીધી છે.

જ્યારે ઇરાનમા ભલી દીન મેં સ્થાપી-ત્યારે વડપણ અને પાદશાહી મને લેવી જોઈતી હતી.

પણ તેં સઘળા સરદારોની સામે મને શીખામણો દીધી-અને છૂપી રીતે મને મરવા મોકલ્યો.

હવે આ વખત તારાં દિલની સઘળી મુરાદ બર આવી-હવે તું સણ-ગાર કરીને નચિન્ત દિલે તખ્ત ઉપર બેસ.

હવે જ્યારે તું નચિન્ત બન્યો છે ત્યારે મોતને પણ હાંકી કાઢજે-અને પાદશાહી મેહલમાં ખુશખુશહાલ મઝાહ કર્યા કરજે.

તારે હિસ્સે તખ્ત અને મારે હિસ્સે દુઃખ અને જેહમત આવી છે-તારે હિસ્સે તાજ અને મારે હિસ્સે શબપેટી અને કફન આવ્યું છે.

પેલા અનુભવી બુઢ્ઢા દેહકાને શું કહ્યું છે?-કે એક તીરનો પયકાન પણ મોતથી છટકી શકતો નથી.

તું તારા ખઝાના તેમજ તાજ તખ્ત ઉપર નચીંત ના રહેતો-મારૂં રવાન તારીજ વાટ જોયા કરશે.

અને જ્યારે તું આવશે ત્યારે આપણે સાથે દાદગર દાવરની નઝદીક જઇશું-આપણ પોતપોતાનો દાવો રજૂ કરીશું અને તેનો ફેસ્લો સાંભળીશુ.'

જ્યારે તું બાપ આગળથી પાછો ફરે ત્યારે માને જઇને કહેજે-કે ૫૨૬
'ઓ માયાળુ માદર! મારૂં મોત આવ્યુ.

મોતના તીર આગળ લોખંડી બખ્તર કાંઇ વિસાત ધરાવતું નથી-જો પોલાદનો પહાડ હોય તો પણ તેમાંથી તે પસાર થઇ જાય છે.

પસ અઝ મન્ તો ઝૂદ આઈ અય મેહુરૂબાન્
તો અઝ મન્ મરન્જો મરન્જાન્ રવાન્
બરહૂનહૂ મકુન્ રૂય બર્ અન્જુમન્
મબીન્ નીઝ્ ચેહૂરે મન્ અન્દર્ કફ્ન્
કે દીદાર્ ઝારી બેયફ્ઝાયદત
કસ અઝ બેખ્રદાન્ નીઝ્ નસ્તાયદત
હમાન્ ખાહરાન્‌શાઓ જોફ્તે મરા
કે જૂયાન્ બુદન્દી નેહોફ્તે મરા
બેગૂઈ બશાન્ પુર્ હોનર્ બેખ્રદાન્
કે પદરૂદ બાશીદ તા જાવેદાન્
કે તાજે પેદર્ બર્ સરમ બદ રસીદ
દરે ગન્જરા જાને મન્ શુદ કલીદ
ફેરેસ્તાદમ ઇનક્ બનઝ્દીકે ઊય
બશાર્મ આવરદ જાને તારીકે ઊય
બેગોફ્ત ઇનો બર્ ઝદ યકી તીઝ્ દમ
કે બર્ મન્ ઝે ગુશ્તારેપ્ આમદ સેતમ
૫૨૭ હમ આન્ગહ બેરફ્ત અઝ્ તનશ જાને પાક્
તનશ ખસ્તહ ઝાન્ તીર્ બર્ તીરહ ખાક્
ચુ બહુમન્ બનઝ્દે પેશૂતન્ રસીદ
હમહ જામહ બર્ તન્ સરાસર્ દરીદ
બરૂ જામહ રોસ્તમ હમહ પારહ કરૂદ
સરશ પુર્ ઝે ખાકો રોખશ પુર્ ઝે ગરૂદ
હમી ગોફ્ત ઝાર્ અય નબર્દહ સવાર્
નેયા શાહે જન્ગી પેદર્ શહુરૂયાર્
બખૂબી શુદહ દર્ જહાન્ નામે મન્
ઝે ગુશ્તારેપ્ બદ શુદ સરન્જામે મન્
ચુ બેસ્યાર્ બેગ્રીસ્ત બા કોશ્તહ ગોફ્ત
કે અય દર્ જહાન્ શાહે બી યારો જોફ્ત

રવાને તો શુદ આસ્માન્ દર્ બેહેશ્ત
બદઅન્દીશે તૂ બેદરવદ હરૂચે કેશ્ત
ઝવારહ બદ ગોફ્ત કય નામદાર્
નબાયેસ્ત પેઝીરોફ્ત અઝ ઊ ઝીન્હાર્

ઝે દાના તો નશ્નીદી ઈન્ દાસ્તાન્
કે બર્ ગૂયદ અઝ ગોફ્તએ બાસ્તાન્
કે ગર્ પર્વરી બચ્ચએ નરૂરહ શીર્
શવદ તીઝ્ દન્દાનો ગર્દદ દેલીર્
૫૨૮ ચુ સર્ બર્ કશદ ઝૂદ જૂયદ શેકાર્
નુખોસ્ત અન્દર્ આયદ બપર્વર્દેગાર્
દો પહુલવ બર્ આસૂદહ અઝ ચશ્મે બદ
નુખોસ્તીન્ અઝ ઈન્ બદ બઈરાન્ રસદ
કે શુદ કોશ્તહ શાહી ચુ એસ્ફન્દેયાર્
બેબીની અઝીન્ પસ બદે રૂઝગાર્
ઝે બહુમન્ રસદ બદ બઝાબુલસેતાન્
બેપીચન્દ પીરાને કાબુલસેતાન્
નેગહ કુન્ કે ચૂન્ ઊ શવદ શહુરૂયાર્
બપીશ આવરદ કીને એસ્ફન્દેયાર્
પસ અઝ મર્ગે તૂ ખાકે ઝાબુલસેતાન્
બઈરાન્ કશદ ઇન્ ગવે કીન્ સેતાન્

ઓ મેહરબાન મા! તું પણ મારી પછાડી જલ્દીથી આવજે-મારે માટે તું દુ:ખી ના થતી અને તારા જીવને દુ:ખી ના બનાવતી.

અંજુમનનાં લોકો આગળ તારો ચેહરો ખુલ્લો કરતી ના-તેમજ કફન ખસાડી મારૂં મોંનું પણ જોતી ના.

કારણકે મને જોવાથી તારૂં રૂદન વધશે-અને તે તારૂં કામ ડહાપણ-વાળા શખ્સોમાંથી કોઇ પણ પસંદ કરશે નહીં.

તેમજ મારી બેહેનો અને મારી બાયડીને-કે જેઓ મારી ઉપર વહાલ રાખતાં હતાં તેઓને,

અને ત્યાંના કીર્ત્તિ ભરેલા દાનાઓને કહેજે-કે તમોને હવે જાવેદાન સૂધીની છેલ્લી સલામ હોજો!

બાપનાં તાજો તખ્તને લીધે મારૂં મોત આવ્યું-મારો જીવ તેના ખઝાનાની કુંચી હતી,

જે મે તેની નઝદીક મોકલી આપી છે-કે જે જોઇ તેનો સીઆહ જીવ શર્મમાં પડે"

તે એટલું બોલી એક ઊંડો દમ ખેંચ્યો-અને બોલ્યો કે "આ સિતમ મારી ઉપર ગુસ્તાસ્પ તરફથી આવી પડયો છે"

તેજ વખત તેનાં તનમાંથી પાક જાન નીકળી ગયો-અને તીરથી ઝખમી થયલું તેનું શરીર સીઆહ ખાક ઉપર પડયું

જ્યારે બહમન પેશૂતનની નઝદીક આવી પહોંચ્યો-ત્યારે તેણે પોતાનાં તન ઉપરના સઘળાં કપડાં ફાડી નાખ્યા.

રૂસ્તમે પણ તેની નઝદીક પોતાનાં સઘળાં કપડાં ચાક કર્યાં-તેનું સર અને મો ખાક અને ધૂળથી ભરાઈ ગયું હતું.

તે રડતાં રડતાં બોલવા લાગ્યો કે "ઓ બહાદુર લડાયક સવાર!-તારો બપાવો એક લડાયક પાદશાહ હતો અને તારો બાપ પણ એક પાદશાહ છે.

દુન્યામા મારૂં નામ ખૂબી ભરેલું થયું હતું-પણ મારૂ શેવટ ગુશ્તાસ્પને લીધે બૂરૂં બન્યું છે"

જ્યારે તે એવી રીતે ઘણોક વાર રડયો ત્યારે પેલા માર્યા ગયલા અસ્ફંદિયારને કહેવા લાગ્યો-કે "ઓ દુન્યામાં વગર હરીફાઇના અને વગર જોડના પાદશાહ!

તારૂ રવાન તો આસ્માન ઉપરનાં બેહેશ્તમાં જઈ પુગ્યું છે-હવે તારા દુશ્મન ગુશ્તાસ્પે જેવાં કરતુક કીધાં છે તેવાંજ તે ચાખશે"

હવે અસ્ફદિયારની વસીયત સાંભળી ઝવારેહે રૂસ્તમને કહ્યું કે "ઓ નામદાર ભાઇ! તારે આ શાહઝાદાની વસીયત કદી પણ કબૂલ કરવી નહીં જોઇયે

શું તે દાના શખ્સની આ વાત કે જે બાસ્તાન નામામાં કહેલી વાત ઉપરથી કહે છે તે સાંભળી નથી?

કે 'અગરજો તું એક નર સિંહનું બચ્ચું પાળશે-તો તેનાં દાંત તિક્ષ્ન બનશે અને તે ઝોરાવર થશે

અને જ્યારે તે બચ્ચુ મોટું થઇને શિતાબી કરતું શેકાર શોધવા નીકળશે-ત્યારે તે પહેલવહેલાં પોતાના પાળનાર ઉપરજ તુટી પડશે'

(દુશ્મનની) બૂરી નઝરથી બન્ને પડોશી (એક બીજાની પડોશમાં આવેલા બે દેશો) ફારેગ હતા-આ બનાવથી પહેલાં ઇરાનની ખરાબી થશે.

કારણકે અસ્ફંદિયાર જેવો એક પાદશાહ માર્યો ગયો છે-હવે પછી તું પણ પોતાનો બૂરોજ વખત જોશે.

અને બહમનથી ઝાબુલેસ્તાન ઉપર બદીજ આવી પહોંચશે-અને ઝાબુલેસ્તાનના બુઝોર્ગો દુ:ખી બનશે.

તું વિચાર કર કે જ્યારે તે પાદશાહ થશે ત્યારે પહેલવહેલાં અસ્ફંદિ-યારનોજ કીનો લેશે

અને તારાં મરણ પછી આ કીનો લેનારો પેહલવાન ઝાબુલેસ્તાનની ખાક ઈરાનમાં લઈ જશે (યાને ઝાબુલનો નાશ કરશે)."

બદૂ ગોફૂત્ રોસ્તમ્ કે બા આસ્માન્
નતાબદ્ બહૂઆન્હીરો નીઝ્ ગુમાન્
મન્ આન્ બર્ ગુઝીનમ્ કે ચશ્મે ખરદ્
બદાન્ બેન્ગરદ્ નામ્ બાઝ્ આવરદ્
અગ્ ઊ બદ્ કુનદ્ પીચદ્ અઝ્ રોઝ્ગાર્
તો ચશ્મે યલાન્રા બતુન્દી મખાર્

ત્યારે રૂસ્તમે તેને જવાબ દીધો કે "આસ્માનની સાથે-કોઈ પણ ભલો કે ભૂંડો શખ્સ લડી શકતો નથી.

તેથી હું તે માર્ગ એખ્તેયાર કરીશ કે જેમાં ડહાપણની આંખો જોઈ શકે અને મારી કીર્ત્તિ પાછી લાવે.

અગરજો તે બદીજ કરશે તો પોતાની ઝિંદગીથી નિરાશ થશે-માટે તું બહાદુરોની આંખોને ગુસ્સામાં આવી નખરિયાં ના માર."

---

## બોર્દને પેશૂતન્ તાબૂતે એસ્ફન્દે-યારરા નઝ્દે ગુશ્તાસ્પ્ વ સર્ઝનેશ્ નમૂદન્ ઊરા.

——:૦:——

ચકી નગ્ઝ્ તાબૂત્ કરદ્ આહનીન્
બગુસ્તરદ્ ફર્શી ઝે દીબાએ ચીન્
દર્ અન્દૂદ્ યક્ રૂય આહન્ બકીર્
પરાગન્દ્ બર્ કીર્ મુશ્કો અબીર્
ઝે દીબાએ ઝરબફ્ત કર્દશ્ કફન્
ખોરૂશાન્ બદૂ નામ્દાર્ અન્જુમન્
વઝાન્ પસ કે પૂશીદ્ રઉશન્ બરશ્
ઝે પીરૂઝહ્ બર્ સર્ નેહાદ્ અફસરશ્
સરે તન્ગે તાબૂત કર્દન્દ સખ્ત
શુદ્ આન્ બારૂવર્ ખુસ્રવાની દેરખ્ત
ચેહલ્ ઉશ્તર્ આવરદ્ રોસ્તમ્ ગુઝીન્
ઝે બાલા ફેરૂહેશ્તહ્ ઝીબાએ ચીન્
ચકી ઉશ્તરી ઝીરે તાબૂતે શાહ્
ચપો રાસ્ત ઉશ્તુર્ પસ અન્દર્ સેપાહ્
પેશૂતન્ હમી રફ્ત પીશે સેપાહ્
બુરીદહ્ ફશો દુમ્મે અસ્પે સેયાહ્
બર્ ઊ બર્ નેહાદહ્ નેગૂન્સાર્ ઝીન્
ઝે ઝીન્ અન્દર્ આવીખ્તહ્ ગોર્ઝે કીન્
હમાન્ નામ્વર્ ખૂદો ખફ્તાને ઊય
હમાન્ તર્કશો મેગ્ફરે જન્ગ્જૂય
હમહ્ રૂય કન્દહ્ હમહ્ કન્દહ્ મૂય
ઝબાન્ શાહ્ ગૂયો રવાન્ શાહ્ જૂય

નેગૂન્ કર્દહ્ કૂસો દરીદહ્ દેરફ્શ
હમહ્ જામહ્ કર્દહ્ કબૂદો બેનફ્શ
સેપહ્ રફ્તો બહ્મન્ બઝાબુલ બેમાન્દ
ઝે મેઝ્ગાન્ હમી ખૂને દેલ્ બર્ ફેશાન્દ
તહ્મ્તન્ બેબોર્દશ્ બયવાને ખીશ
હમી પર્વરાનીદ્ ચૂન્ જાને ખીશ
બગુશ્તાસ્પ્ આગાહી આમદ્ ઝે રાહ્
નેગૂન્ શુદ્ સરે નામબર્દાર્ શાહ્
હમહ્ જામહા ચાક્ શુદ્ દર્ બરશ્
બખાક્ અન્દર્ આમદ્ સરો અફસરશ્
ખોરૂશી બર્ આમદ્ ઝે ઈરાન્ બઝાર્
જહાન્ શુદ્ પુર્ અઝ્ નામે એસ્ફન્દેયાર્

## પેશૂતને અસ્ફંદિયારની શબપેટીને ગુશ્તાસ્પની નઝદીક લઈ જવી અને તેને ઠપકો આપવો.

——:૦:——

પછી લોખંડની બનાવેલી એક ઉમદા શબપેટી તૈયાર કીધી-તેમાં એક રેશમી ચાદર પાંથરી

શબપેટીની એક બાજૂએ શિલાજિત (એક જાતનો ડામર) ચોપડયો- ૫૨૯
તે શિલાજિત ઉપર કસ્તુરી અને અબીરની સુગંધ લગાડી.

પછી અસ્ફંદિયારને કસબી દેબાનું કફન પહેરાવ્યું-તે નામદાર ઉપર સઘળા લોકો રડવા લાગ્યા.

જ્યારે કફનથી તેનું રોશન બદન ઢંકાઈ રહ્યું-ત્યારે તેનાં સર ઉપર એક પીરોઝાનું તાજ મૂક્યું.

તે શબપેટીનાં નાનાં મોંને મઝબૂત બંધ કીધું-અને આ રીતે તે પાદશાહી ફળ આપનારૂં ઝાડ મરી ગયું.

પછી રૂસ્તમ નામીચાં ચાળીસ ઊંટ લાવ્યો-તેની ઉપર ચીનાઈ રેશમી કપડાં ઝુલતાં નાખ્યાં.

એક ઊંટ ઉપર શાહઝાદાની શબની પેટી મૂકી-તેની ડાબા જમણી ઊંટો અને પછાડી લશ્કર ચાલ્યું.

પેશૂતન લશ્કરની હરોળમાં ચાલતો હતો-પેલા અસ્પેસીઆહ ઘોડાની ચાલ અને પૂછડી કાપી નાખી હતી.

તેની ઉપરનું ઝીન ઊંધું નાખેલું-અને તે ઝીનની અંદરથી કીનો લેનારો ગોર્ઝ નીચે લટકતો હતો.

તેમજ તેનું નામીચું તાજ અને બખ્તર-તેમજ તીરનો ભાથરો અને લડાઇની ટોપી સર્વ ઊંધું લટકાવ્યું.

સઘળાઓએ પોતાનો ચેહરો છોલી નાખેલો અને બાલ પિખી કાઢેલા હતા-તેઓની ઝબાન પાદશાહ પાદશાહ કરીને પોકાર કરતી હતી અને તેઓનો જીવ પોતાના પાદશાહનેજ શોધતો હતો.

નગારાં ઊંધાં નાખેલાં અને ઝુંડા ફાડી નાખેલા હતા-સઘળાઓએ ૫૩૦
પોતાનાં કપડાં બલુ અને બુનફશા રંગના બનાવ્યાં.

એવી રીતે લશ્કર કુચ કરી ગયું અને બહમન ઝાબુલમાંજ રહ્યો-બાપનાં મરણથી તે લોહીના આંસુ રેડતો હતો.

તેહમ્તન તેને પોતાના મેહલમાં લઈ ગયો-અને તેને પોતાના જીવની માફક પર્વરેશ કરવા લાગ્યો.

હવે ગુશ્તાસ્પને રાહમાંથી ખબર મળી-કે "નામ ઉઠાવનાર શાહ-ઝાદાનું સર ઊંધું પડયું છે."

જેથી તેણે પોતાનાં તન ઉપરનાં કપડાં સઘળાં ફાડી નાખ્યાં-તેનું તાજ સાથનું માથું ખાકમાં પડયું.

આખા ઈરાનમાંથી રૂદનનો પોકાર ઉઠયો-સઘળો દેશ અસ્ફંદિયારનાં નામથી ભરેલો થયો

બઈરાન્ બહર્ સૂ કે રફૂત આગેહી
બેયન્દાખ્તન્દ આન્ કોલાહે મેહી
હમી ગોફ્ત ગુશતાસ્પ્ કય પાક્ દીન્
કે ચૂન્ તુ ન બીનદ જમાનો જમીન્
પસ્ અઝ્ રૂઝગારે મેનૂચેહ્રર્ બાઝ્
નેયામદ શુ તૂ નીઝ્ ગર્દન્ફરાઝ
બેયાલૂદ તીઘો બેપાલૂદ કીશ
જહાન્રા હમી દાશ્ત બર્ જાએ ખીશ
૫૩૧ બુઝોર્ગાને ઈરાન્ ગેરેફ્તન્દ ખશ્મ
વઝ્ આઝર્મે ગુશતાસ્પ્ શુસ્તન્દ ચશ્મ
બઆવાઝ ગોફ્તન્દ કય શૂરૂબખ્ત્
ચુ એસ્ફન્દેયારી તો અઝ્ બહરે તખ્ત્
બઝાબુલ્ ફેરેસ્તી બકોશ્તન્ દેહી
ખુદ અન્દર્ જહાન્ તાજ બર્ સર્ નેહી
સરત્‌રા ઝે તાજે શહાન્ શર્મ બાદ
બેરફ્તન્ પયે અખ્તરત્ ગર્મ બાદ
બેરફ્તન્દ યક્સર્ ઝે અયવાને ઊય
પુર્ અઝ્ ખાક્ શુદ તાજો કયવાને ઊય
ચુ આગાહ શુદ માદરો ખાહરાન્
અઝ્ અયવાન્ બેરફ્તન્દ બા દુખ્તરાન્
બરહ્નહ્ સરો પાય પુર્ ગર્દો ખાક્
બબર્ બર્ હમહ્ જામહા કર્દહ્ ચાક્
પેશૂતન્ હમી રફૂત ગેર્યાન્ બરાહ્
પસે પોશ્તે તાબૂતો અસ્પે સેયાહ્
ઝનાન્ બર્ પેશૂતન્ બર્ આવીખ્તન્દ
હમી ખૂન્ ઝે મેઝ્ગાન્ ફેરૂરીખ્તન્દ
કઝીન્ તન્ગ્ તાબૂત્ સર્ બર્ કુશાય
તને કોશ્તહ્‌રા નીઝ્ મારા નુમાય
૫૩૨ પેશૂતન્ હમી શુદ મેયાને ઝનાન્
ખોરૂશાનો જૂશાન્ બરોખ્ બર્ ઝનાન્
બઆહન્ગરાન્ ગોફ્ત સૂહાને તીઝ્
બેયારીદ કામદ મરા રસ્તખીઝ્
સરે તન્ગ્ તાબૂત્‌રા બાઝ્ કરદ
બનવ્વી યકી મૂયહ્ આગાઝ્ કરદ
ચુ માદર્શ્ બા ખાહરાન્ રૂએ શાહ્
પુર્ અઝ્ મુશ્ક્ દીદન્દો રીશે સેયાહ્
શુદહ્ દેલ્ ઝે પૂશીદહ્ રૂયાને ઊય
પુર્ અઝ્ ખૂને દેલ્ જઅદ પૂયાને ઊય
ચુ અઝ્ બીહુશી બાઝ્ હુશ્ આમદન્દ
બનઝ્દીકે ફરૂરોખ્ સોરૂશ્ આમદન્દ
બેરફ્તન્દ યક્સર્ ઝે બાલીને શાહ્
ખોરૂશાન્ બનઝ્દીકે અસ્પે સેયાહ્
બેસૂદન્દ અઝ્ મેહ્રર્ યાલો સરશ્
કતાબૂન્ હમી રીખ્ત્ ખાક્ અઝ્ બરશ્
કઝ્ ઊ શાહ્‌રા રૂઝ્ બરૂગશ્તહ્ શુદ
દર્ આવરદ બર્ પોશ્તે ઊ કશ્તહ્ શુદ
હમી ગોફ્ત માદર્શ્ કે અય શૂમપય
બપોશ્તે તો બર્ કુશ્તહ્ શુદ શાહે કય
૫૩૩ અઝીન્ પસ્ કેરા બોરદ ખાહી બજન્ગ્
કેરા દાદ ખાહી બચન્ગે નેહન્ગ્

સઘળાં ઇરાનમાં જ્યાં પણ કેથે આ માથી ખબર મળી-ત્યાં સઘળાઓએ પોતાનાં સર ઉપરથી કોલાહ ફેંકી દીધી.

ગુશ્તાશ્પ એ પ્રમાણે બોલવા લાગ્યો કે "ઓ પાક દીનના અસ્ફંદિયાર!-તારા જેવો બીજો તો ઝમાનો અને ઝમીન પણ જોશે નહીં.

મીનૂચેહરના વખત પછીથી-તે હાલ સૂધી તારા જેવો કોઈ પણ ગર્દન ફરાઝ પયદા થયો નથી.

કે જેણે તલવાર લોહીથી ખરડી હોય અને દીન ફેલાવી હોય-અને દુન્યાને પોતાના નિયમ ઉપર કાયમ રાખી હોય"

ઈરાનના બુઝોર્ગો ગુશ્તાસ્પની શર્મ પોતાની આંખમાંથી દૂર કરીને તેની ઉપર ગુસ્સે થયા.

અને તેઓ મોટે સાદે બોલવા લાગ્યા કે "ઓ કમબખ્ત પાદશાહ! તેં પોતાનાં તખ્તને માટે અસ્ફંદિયાર જેવા એક બહાદુરને,

ઝાબુલ મોકલી મરવા આપે-અને તું પોતે દુન્યામાં માથે તાજ મૂકી પાદશાહી કરે,

તો તે પાદશાહી તાજની તારેં માથે લઅનત પડજો!-તારો નેક સેતારો તને ઉતાવળે તજી દેજો!"

એમ કહી તે સઘળાઓ તેના મેહલમાંથી ચાલી ગયા-જેથી તેનું તાજ અને તેનો રોશન સેતારો ખાક ભરેલો બન્યો

જ્યારે અસ્ફંદિયારની મા અને બેહેનોને આ વાતની ખબર પડી-ત્યારે તેઓ પોતાની બેટીઓ સાથ મેહલમાથી બાહેર આવી

તેઓનાં માથાં ઉઘાડાં હતા અને પગ ધૂળ અને ખાકથી ભરેલા હતા-અને તન ઉપરનાં તમામ કપડાં ફાડી નાખ્યાં હતાં.

હવે પેશૂતન રાહમાથી રડતો રડતો આવી લાગ્યો-તેની પાછળ અસ્ફંદિયારનું તાબૂત અને કાળો ઘોડો હતો

પેલી અઉરતો પેશૂતનને વળગી પડી-અને આખમાથી આસુ પાડવા લાગી.

અને પોકારી કે "આ શબપેટીનુ મોં ઉઘાડ-અને અમોને પણ તે માર્યા ગયલાનું શરીર દેખાડ"

પેશૂતન બૈરાઓની વચ્ચે ચાલતો હતો-મોં ઉપર તમાચા મારતો રડતો અને પોકારતો જતો હતો.

તેણે લૂહારોને ફર્માવ્યુ કે "તમો તેઝ કાનસ-લાવો કારણકે મારી ઉપર રસ્તાખેઝ વરસી છે."

પછી તે શબપેટીનું મો ખુલ્લું કરવામાં આવ્યું-અને પાછું નવે સરથી રડવાનું શુરૂં કીધું.

જ્યારે અસ્ફંદિયારની માએ અને બેહેનોએ તે શાહઝાદાનો કસ્તુરી ભર્યો ચેહરો અને કાળી દાઢી જોઇ,

ત્યારે તે તેની પર્દેપોશ અઉરતો (તે લાશ જોઇ) બેહોશ થઇ ગઇ-તે ગુથેલા બાલવાળીઓનાં દિલ તેથી બળતા હતાં

જ્યારે તેઓ બેહોશીમાથી પાછાં હોશમાં આવ્યાં-ત્યારે તેણીઓએ મુબારક સરોશ ફરેશ્તાને યાદ કર્યો (કે અસ્ફંદિયારનાં રવાનનો નેગેહબાન થાય).

પછી તેઓ સઘળાં શાહઝાદાના શબ આગળથી પોકાર કરતાં અસ્પેસીઆહ ઘોડાની નઝદીક ગયાં.

અને મોહબતથી તેની ગર્દન અને સર પસવારવાં લાગ્યાં-પણ કતાબૂન તેનાં બદન ઉપર ખાક નાખવા લાગી.

કારણકે તેનાથી શાહઝાદાનો દહાડો બરગશ્તેહ થયો હતો-અને તેનીજ પીઠ ઉપર લડાઇમાં માર્યો ગયો હતો

તેની મા એમ બોલવા લાગી કે "ઓ નેહસ્ત કદમના!-તારી પીઠ ઉપર આવો કયાની શાહઝાદો માર્યો ગયો.

હવે પછી તું તારી પીઠ ઉપર કોણને બેસાડી લડાઈમાં લઈ જશે?-અને બીજા કોણને તું મગરમચ્છની ચુગાલમાં સપડાવશે?"

બયાલશ હમી અન્દર્ આવીખ્તન્દ
હમી ખાક્ બર્ ફર્કે ઊ રીખ્તન્દ
બઆવર્ અન્દર્ આમદ ઓઝરી સેપાહ
પેશૂતન્ બેયામદ્ બઆયવાને શાહ
ચુ શુદ તન્ગ્ નઝદીકે તખ્તશ ફરાઝ
ન બૂસીદ તખ્તો ન બોર્દશ નમાઝ
બઆવાઝ ગોફ્‌ત અય સરે શર્કશાન્
કે બર્ગશ્તને કારત આમદ નશાન્
તો ઝીન્ બા તને ખીશ બદ કર્દઈ
દમ્ અઝ્ શાહરે ઈરાન્ બર્ આવર્દઈ
કે તૂ દૂર્ શુદ ફર્રહો બેઝદી
બેયાબી તો બાદાફ્રહ્ ઇઝદી
શેકસ્તહ્ શુદ અય નામવર્ પોશ્તે તૂ
અઝીન્ પસ બુવદ બાદ દર્ મોશ્તે તૂ
પેસર્રા બખૂન દારી અઝ્ બહરે તખ્ત
કે ન તાજ બીનાદ ચશ્મત ન બખ્ત
જહાની પુર્ અઝ્ દુશ્મનો અઝ્ બદાન્
નમાનદ બનૂ તાજ તા જાવેદાન્
બદીન્ ગીતી અન્દર્ નેકૂહેશ બુવદ
બરૂઝે શુમારત પેઝૂહેશ બુવદ
બેગોફ્‌ત ઇનો સર્ બસૂએ જામાસ્પ કર્દ
કે અય શૂમે બદ ઝીશો બદ રાય મર્દ
બગીતી નશાની સખુન્ જોઝ્ દોરૂગ
બકજ્‌ઝી ગેરેફ્‌તી બહર્ સૂ ફેરૂગ
મેયાને કેયાન્ દુશ્મની અફ્‌ગની
હમી ઈન્ બદાન્ આન્ બદીન્ બર્ઝની
નદાની હમી જોઝ્ બદ આમૂખ્તન્
ગુસસ્તન્ ઝે નીકી બદી તૂખ્તન્
યકી તોખ્મ કેશ્તી તો અન્દર્ જેહાન્
કઝાન્ બેદ્રવદ આશકારો નેહાન્
બુઝોર્ગી ઝે ગોફ્‌તારે તૂ કશ્તહ્ શુદ
કે રૂઝે બુઝોર્ગાન્ હમહ્ ગશ્તહ્ શુદ
તો આમૂખ્તી શાહરા રાહે બદ
અયા પીરે બી મગ્ઝો દૂર્ અય ખેરદ
તો ગોફ્‌તી કે હુશે યલ્ એસ્ફન્દેયાર્
બુવદ દર્ કફે રોસ્તમે નામદાર્
બેગોફ્‌ત ઇનો ગેર્યાન્ ઝબાન્ બર્ કુશાદ
હમહ્ પન્દો અન્દર્ઝે ઊ કર્દ યાદ
પેશૂતન્ બેગોફ્‌ત આન્ચે બૂદશ નેહાન્
બઆવાઝ બા શહ્‌રયારે જેહાન્
હમ્ અન્દર્ઝે બહ્‌મન્ બરોસ્તમ બેગોફ્‌ત
બર્ આવર્દ રાઝી કે બૂદ અઝ્ નેહોફ્‌ત
ચુ બેશ્નીદ અન્દર્ઝે ઊ શહ્‌રયાર્
પશીમાન્ શુદ અઝ્ કારે એસ્ફન્દેયાર્
ચુ પર્દુખ્તહ્ શુદ અઝ્ બુઝોર્ગાન્ સરાય
બેરફ્‌તન્દ બેહ્આફ્રીદો હોમાય
બનઝ્‌દે પેદર્ દર્ બેખસ્તન્દ રૂય
ઝે દર્દે બેરાદર્ બેકન્દન્દ મૂય
બગુશ્તાસ્પ ગોફ્‌તન્દ કય નામદાર્
ન અન્દીશી અઝ્ મર્ગે એસ્ફન્દેયાર્

તેઓ તેની ગર્દનને વળગી પડયાં–અને તેનાં સર ઉપર ધૂળ નાખવા લાગ્યાં

લશ્કરનો ઝારીનો પોકાર વાદળ સૂધી ગયો–પેશૂતન પાદશાહના મેહલમાં આવ્યો.

જ્યારે તે તેનાં તખ્તની છેક નઝદીક આવ્યો–ત્યારે તેણે નહીં તખ્ત ચુમ્યું કે નહીં તેને નમન કીધું

પણ મોટેથી બોલ્યો કે "ઓ બહાદુર લોકોના સરદાર!-હવે તારાં સઘળાં કામો ઊંધાં વળવાની નિશાની દેખાવા લાગી છે.

આવાં કામથી તેં પોતાનુંજ ભૂંડું કર્યું છે-અને ઇરાન દેશનો નાશ કીધો છે

તારી આગળથી ખોદાઈ નૂર અને ડહાપણ એ સઘળું દૂર થયું છે-અને હવે તને ખોદાતાલા તરફથી સઝા મળશે

ઓ નામવર પાદશાહ! તારી પીઠ તુટી ગઇ છે-હવે પછીથી તારી મુઠીમાં ખાલી પવનજ રહેશે.

તેં પોતે તખ્ત ભોગવવા ખાતેર છોકરાને મરવા આપ્યો-એવી રીતનું તાજ પેહેરવાનું અને એવી રીતનું નસીબ તારી આંખો જોતીજ ના

હવે સઘળો દેશ દુશ્મનો અને બૂરા લોકોથી ભરાઇ જશે-જેથી તારૂં તાજ કાઇ હમેશે સૂધી રહેવાનું નથી

આ દુન્યામાં તારે માટે બદનામીજ રહી જશે–અને કયામતને દહાડે ૫૩૪
તારી તપાસ થશે"

એટલું બોલી તેણે જામાસ્પ તરફ સર ફેરવ્યું-અને બોલ્યો કે "ઓ બદ દીનના અને બદ વિચારના નાપાક શખ્સ!

દુન્યામાં તું જૂઠાં સિવાય કદી કાંઈ બોલતોજ નથી–અને ઠગાઇથીજ સઘળે નામદારી મેળવી છે

તુ કયાનીઓની વચ્ચે દુશ્મની કરાવે છે–અને એકને બીજા સાથે અથડાવી મારે છે.

ભૂંડુ શિક્ષણ આપ્યા સિવાય તું બીજુ કાંઇ જાણતોજ નથી-નેકી છોડવી અને બદીને પકડવી એજ તું જાણે છે

તેં દુન્યામાં એક એવું બી વાવ્યુ છે-કે જેથી ઝાહેરમાં અને છૂપી રીતે ખરાબી થયા વગર રહેશે નહીં.

તારા કહેવાથીજ એક મહાન નર માર્યો ગયો છે-કે જેથી તમામ બુઝોર્ગોના દહાડા બરગશ્તે બન્યા છે

ઓ ભેજાં વગરના બેવુકૂફ બુઢા!-તેંજ આવો બૂરો માર્ગ પાદશાહને બતાવ્યો હતો

તેજ કહ્યું હતું કે પેહલવાન અસ્ફંદિયારનું મોત-નામદાર રૂસ્તમના હાથ ઉપર છે."

તે એટલું બોલ્યો અને રડતા રડતાં અસ્ફંદિયારની સઘળી નસીહત અને છેલ્લી વસીયત કહી સંભળાવી.

વળી જે કાંઇ તેણે ખાનગીમાં કહેવાડયું હતું-તે પણ પેશૂતને જેહા- ૫૩૫
નના પાદશાહને મોટેથી કહી સંભળાવ્યું.

તેમજ બહમન માટે તેણે રૂસ્તમને કહેલી વસીયતનો જે છૂપો ભેદ તે પણ ખુલ્લો કરી કહી સંભળાવ્યો

જ્યારે પાદશાહે તેની મરતી વખતની વસીયત સાંભળી–ત્યારે તે અસ્ફંદિયારનાં કામ માટે પશેમાન થવા લાગ્યો.

જ્યારે સઘળા બુઝોર્ગોથી તે મેહલ ખાલી થયો–ત્યારે બેહઆફ્રીદ અને હોમાએ ત્યાં આવ્યાં.

તેઓએ બાપની નઝદીક પોતાનો ચેહરો પીખ્યો–અને ભાઈનાં દુઃખથી બાલ ઉખેડી કાઢયા

તેણીઓએ ગુશ્તાસ્પને કહ્યું કે "ઓ નામદાર બાપ!-તું અસ્ફંદિયારનાં મોત માટેનો કાંઇજ વિચાર કરતો નથી.

કે ઊ શુદ ગુરેઝોસ્તીન્ બઝીને વઝીરૂ
હમી ગૂરૂ બેસ્તદ ઝે ચન્ગાલે શીરૂ
ઝે તુર્કાન્ હમહ કીને ઊ બાઝ ખાસ્ત
બદૂ શુદ સરે પાદશાહીત રાસ્ત
ઝે ગોફ્તારે બદગૂય કર્દીશ બન્દ
બધુલ્લે ગેરાનો બબન્દે કમન્દ
ચુ ઊ બસ્તહ આમદ નેયા કશ્તહ શુદ
સેપહરા હમહ રૂઝ બરગશ્તહ શુદ
૫૩૬ ચુ અર્જાસ્પ આમદ ઝે ખલ્લુખ બબલ્ખ
હમહ ઝેન્દગાની શુદ અઝ રન્જ તલ્ખ
ચુ મારા કે બૂદીમ પૂશીદહ રૂય
બરહનહ બેયાવરૂદ અઝ અયવાન બકૂય
ચુ નૂશઆઝરે ઝર્દોહશ્તી બેકોશ્ત
ગેરેફ્ત આન્ ઝમાન્ પાદશાહી બમોશ્ત
તો ફર્ઝન્દ દીદી બમર્દી ચે કરૂદ
બરૂ આવરૂદ અઝીશાન્ દમો દૂદો ગરૂદ
ઝે રૂઈન્દેઝ આવરૂદ મારા બરત
નેગહબાને લશ્કરૂ બુદો કેશ્વરત
ઝે ઈદરૂ બઝાબુલ ફેરેસ્તાદી અશ
બસી પન્દો અન્દરઝહા દાદી અશ
કે તા અઝ પયે તાજ બી જાન્ શવદ
જહાની બરૂ ઊ ઝારો ગેર્યાન્ શવદ
ન સીમુરૂઘ કોશતશ ન રોસ્તમ ન ઝાલ
તો કોશ્તી મરૂ ઊરા ચુ કોશ્તી મનાલ
તોરા શરૂમ બાદા ઝે રીશે સફીદ
કે ફર્ઝન્દ કોશ્તી ઝે બહરે ઉમીદ
જહાનદારૂ પીશ અઝ તો બેસ્યારૂ બૂદ
કે બરૂ તખ્તે શાહી સઝાવારૂ બૂદ
૫૩૭ બકોશ્તન્ નદાદન્દ ફર્ઝન્દરા
ન અઝ દૂદહો ખીશો પયવન્દરા
પેસરૂ ગરૂ ઝે તૂ તાજે શાહી બજોસ્ત
તો જોસ્તી ઝે લોહરાસ્પ ગાહ અઝ નુખોસ્ત
સુએ રૂમ રફ્તી રવાન્ પુરૂ સેતીઝ
ચુ ખૂની રવદ સૂએ રાહે ગુરીઝ
હમી તા બતૂ તાજ નસ્પોર્દો તખ્ત
તોરા રૂઝ તારી બુદો કારૂ સખ્ત
ન કોશ્તો ન દરૂ આતેશ અન્દાખ્તત
હમી તાજો તખ્તે મેહી સાખ્તત
ચુનીન્ ગોફ્ત પસ બા પેશૂતન કે ખીઝ
બરીન્ આતેશે દુખ્તરાન્ આબ્ રીઝ
બેયામદ પેશૂતન્ બઅયવાને શાહ
ઝનાન્રા બેયાવરૂદ અઝાન્ જાયગાહ
પેશૂતન્ ચુનીન્ ગોફ્ત બા માદરશ
કે ચન્દીન્ ચે શીવન્ કુની બરૂ સરશ
કે ઊ શાદ ખોફ્તસ્તો રઉશનરવાન્
કે સીરૂ આમદ અઝ મર્ઝો અઝ મરઝબાન્
ચે દારી ફુનૂન દેલ બતીમારે ઊય
કુનૂન દરૂ બેહેશતસ્ત બાઝારે ઊય
૫૩૮ બપેઝીરોફ્ત માદરૂ ઝે ફર્ઝન્દ પન્દ
બદાદે ખોદાવન્દ કર્દશ બલન્દ

કે જે વઝીરનો કીનો લેવા માટે પહેલવહેલાં ગયો હતો-જે નામદાર સિંહની ચુંગાલમાંથી ગોરખર છીનવી લેતો હતો

તેણેજ તુર્કીઓ ઉપર સઘળો કીનો લીધો-અને તેનાથીજ તને તારી પાદશાહી પાછી મળી.

પણ તેં તો તેને નિન્દાખોરની વાતો ઉપરથી ભારી બેડીમાં અને કમંદની બંદમાં કયદ કીધો.

જ્યારે તે કયદ પડયો ત્યારે અમારો બપાપો માર્યો ગયો-અને તમામ લશ્કરનો દહાડો બરગશ્તે થયો.

જ્યારે અર્જાસ્પ તુરાનમાથી ઈરાનના બલ્ખ શેહરમા આવ્યો-અને આફતથી સઘળાઓની ઝિંદગાની કડવી ઝેહર જેવી થઇ પડી

અમારા જેવી પરદામાં રહેનારી બાનૂઓને-ઉઘાડાં કરી મેહલમાથી મોહલ્લામા ઘસડી લાવ્યો.

જ્યારે તેણે ઝરતોશ્ત પયગમ્બર સાહેબે પરથેલા "નૂશઆઝર" નામના આતશકદેહ તારાજ કરી નાખી-તુરત સઘળી પાદશાહી પોતાને હાથ કીધી.

ત્યારે તેં જોયું હતું કે તારા આ બેટાએ કેવા મર્દાનગી કીધી હતી અને તે તુર્કી લોકોનો કેવોક દમ, ધૂંઓ અને ધૂળ કાઢી નાખી હતી?

વળી અમોને રૂઈનદેઝમાંથી તેજ તારી નઝદીક પાછાં લાવ્યો હતો-તારા લશ્કર અને મુલકનો નેગહબાન તેજ હતો.

તે છતા તે તેને અહીંથી ઘણીક શીખામણ અને નસીહતો આપી ઝાબુલ મોકલ્યો,

કે જેથી તે તાજ મેળવવા જતાં માર્યો જાય-અને સઘળો દેશ તેની ઉપર રડતો અને પોકારતો થાય

તેને સીમુર્ગે કે રૂસ્તમે કે ઝાલે કોઇયે માર્યો નથી-પણ તેજ એને માર્યો છે અને હવે જ્યારે તેને તેં મારીજ નાખ્યો ત્યારે રડ ના.

આ તારી સફેદ દાઢી ઉપર હેફ પડજો!-કે પોતે રાજ ચલાવવાની આશામાં છોકરાને મરાવી નાખ્યો.

તારી આગમચ ઘણાક પાદશાહો થઇ ગયા છે-કે જેઓ સઘળા પાદશાહી તખ્તને લાયક હતા,

તેઓમાંથી કોઇયે પણ પોતાના બેટાને કે કુટુંબ કબીલાને કે દોસ્ત આશ્નાઓને મરાવી નાખ્યા નથી

અગરજો તારા બેટાએ તારૂં પાદશાહી તાજ માગ્યું-તો તેજ તાજ તખ્ત તે પહેલે લોહરાસ્પ પાસેથીજ માગ્યું હતુ

અને ક્રોધ ભરેલો થઇને જેમ કોઈ ખૂની નાહસી જતો હોય તેમ રૂમ તરફ ચાલી ગયો હતો

અને જ્યા સુધી તેણે તને તાજ અને તખ્ત હવાલે નહીં કીધું-ત્યાં સુધી તારો દિવસ સીઆહ હતો અને કામ મુશ્કેલ થઈ પડયું

લોહરાસ્પે તો તાજ તખ્ત માટે મારી નહીં નખાવ્યો અને આફતમાં પણ નહીં નાખ્યો-પણ પાદશાહી તાજ અને તખ્ત તને સોંપી દીધું હતું."

પછી પાદશાહે પેશૂતનને કહ્યુ કે "તું ઉઠ-અને આ બેટીઓના ગુસ્સાના આતશને થડો પાડ"

ત્યારે પેશૂતન તે જગ્યાએથી પેલી અઉરતોને પાદશાહના મેહલમાં લઇ આવ્યો.

પેશૂતને પોતાની માને કહ્યું-કે "તું અસ્ફદિયારનાં માથાં આગળ એટલી બધી માતમ શા માટે કરે છે?

કારણકે તે તો આ મુલકથી અને આ મુલકના ધણીથી ધરાઈ જઇ ખુશહાલ અને નચિન્ત જીવે સૂતેલો છે.

હવે તું તેને લીધે પોતાનાં દિલને ગમમાં નાખે છે?-હવે તેનો વહીવટ સઘળો બેહેશ્તમાં થયો છે"

ત્યારે માએ પોતાના બેટાની શીખામણ કબૂલ કીધી-અને ખોદાવન્દના ઇન્સાફ ઉપર સબૂરી પકડી.

વઝાન્ પસ્ બસાલી બહર્ બર્ઝની
બઈરાન્ બોરૂથી બુદો શીવની
ઝે તીરે ગઝો બન્દે દસ્તાને સામ
હમી મૂયહ્ કર્દન્દ્ શબ્‌ગીરો શામ
હમી બૂદ બહ્‌મન બઝાબુલસેતાન્
બનખ્ચીરૂગહ્ બા મયો ગુલસેતાન્
સવારીઓ મય ખુર્દનો બારૂગાહ્
બેયામૂખ્ત રોસ્તમ બદાન્ કીનહ્‌ખાહ્
બહર્ ચીઝ પીશ અઝ્ પેસર્ દાશ્તશ
શબો રૂઝ ખન્દાન્ બબર્ દાશ્તશ
નબૂદ આગહ્ અઝ્ કારહાએ નેહાન્
કે અઝ્ વય ચે બર્ ખીઝદ્ અન્દર્ જેહાન્
ઝે દુશ્મન્ નેયાયદ્ બજોઝ્ દુશ્મની
બફર્જામ અગર્ ચન્દ્ નીકી કની

ત્યાર પછી એક વર્ષ સુધી ઇરાન દેશમાં દરેક મોહલ્લામાં રડારોળ અને માતમ ચાલી રહી.

પેલાં "ગઝ" ના ઝાડના તીર અને સામના દસ્તાનની યુક્તિ માટે-સઘળાં લોકો સવાર સાંજ રડતાં હતાં.

પેલી તરફ બહમન ઝાબુલેસ્તાનમાં શિકારગાહમાં અને મોજમઝાહમાં મશ્ગૂલ હતો.

રૂસ્તમ તે પોતાના દુશ્મનને સવારી કરવા, શરાબ પીવા, અને પાદશાહી દરબારની રીતભાત શીખવતો હતો.

દરેક વાતમાં તે તેને પોતાના બેટા કરતાં પણ વધુ પ્યારથી રાખતો હતો-અને રાત દહાડો હસ્તે મુખડે તેને પોતાની પાસેનો પાસેજ રાખતો હતો

તે ભવિષ્યના છૂપાં કામોથી ખબરદાર નહીં હતો-કે તેનાથી દુન્યામાં શું શું મુસીબતો ઉભી થશે?

અગરજો તુ શેવટ સુધી ગમે એટલી નેકી કરે-તો પણ તે દુશ્મનથી દુશ્મની સિવાય બીજું કાંઈ પણ બાહેર આવશે નહીં

## નામએ રોસ્તમ્ બગુશ્તાસ્પ્ દર્ બારએ બહ્‌મન્ વ પૂઝેશે ખુદ્.

ચુ ગોફ્‌તારો કેર્દાર્ પયવન્દ્ શુદ
દરે કીન્ બગુશ્તાસ્પ બર્ બન્દ્ શુદ

યકી નામહ્ બેન્વેશ્ત રોસ્તમ બદર્દ
હમહ્ કારે ફર્ઝન્દે ઊ યાદ કર્દ
સરે નામહ્ કર્દ આફ્રીન્ અઝ્ નુખોસ્ત
બરાન્ કસ કે કીનહ્ બપૂઝેશ બેશોસ્ત
દેગર્ ગોફ્‌ત યઝ્દાન્ ગવાએ મનસ્ત
પેશૂતન્ બદીન્ રહનુમાએ મનસ્ત
કે મન્ ચન્દ્ ગોફ્‌તમ બએસ્ફન્દેયાર્
મગર્ સર્ બેગર્દાનદ્ અઝ્ કાર્ઝાર્
સેપારમ બદૂ કેશવરો ગન્જે ખીશ
ગુઝીદ ઊ ઝે હર્ ગૂનએ રન્જે ખીશ
ઝમાનશ ચુનાન્ બુદ ચુ તુફ્‌શાદ ચેહર્
મરા દેલ પુર્ અઝ્ દર્દ હમ પુર્ ઝે મેહર્
બદાન્‌ગૂનહ્ બુદ ગર્દશે આસ્માન્
પસન્દ્ નબાશદ્ કસી બા ઝમાન્
કુનૂન્ ઈન્ જહાનજૂય નયહે મનસ્ત
બે ફર્રૂખ તર્ અઝ્ ઊર્મઝદે મનસ્ત
હોનર્‌હાએ શાહાનશ આમૂખ્તમ
અઝ્ ઈદર્ રવાનો ખેરદ્ સૂખ્તમ

ચુ પયમાન્ કુનદ્ શાહે પૂઝેશ પઝીર્
કઝીન્ પસ્ ન અન્દીશદ્ અઝ્ કારે પીર્
રવાનો તનો જાને મન્ પીશે ઊસ્ત
અગર્ ગન્જો તાજસ્તો ગર્ મઘઝો પૂસ્ત

## બહમન માટે અને પોતાની માફી માટે ગુશ્તાસ્પ ઉપર રૂસ્તમનું નામુ.

અસ્ફંદિયારને મરતી વખતે આપેલા કોલ મૂજબ બહમનને તાલીમ આપવાનું કામ જ્યારે અમલમાં આવ્યું-અને ગુશ્તાસ્પનાં વેર લેવાનાં કામનો અંત આવી ગયો,

ત્યારે રૂસ્તમે એક દુઃખ ભરેલું નામુ તેની ઉપર લખ્યું-અને તેના બેટાની સઘળી બાબદો લમ્બાણથી લખી.

પહેલાં નામાની શુરૂઆતમાં તે શખ્સ ઉપર દુઆ કીધી-કે જેણે ૫૩૯
બોઝરખાહી કબૂલ કરી કીનો છોડી દીધો છે.

પછી બીજું લખ્યું કે પાક યઝદાન મારો ગવાહ છે-અને આ કામમા પેશૂતન પણ મારો રેહનુમા છે,

કે મેં અસ્ફંદિયારને ઘણો સમજાવ્યો-કે કદાચ તેમ કીધાથી તે પોતાનું સર લડાઈથી પાછું ફેરવે

મેં તેને પોતાનો મુલક અને ખઝાનો વટિક આપી દેવા કહ્યુ-પણ તેણે તો કોઈ પણ રીતે પોતાને માટે બસ આફ્તજ પસંદ કીધી

અને ઝમાનાએ પણ તેની તરફ હસ્તું મોં કર્યું નહીં-મારૂ દિલ તેથી અફસોસ અને દયા બન્ને દેખાડતું રહ્યું હતું

પણ આસ્માનનું ચક્ર એમજ ફર્યું-મોત આગળ કોઈનું ચાલતું નથી.

હવે આ દેશ જીતનારો શાહઝાદો બહમન મારે ત્યાં મારી આગળ છે-જે મારા મનથી બૃહસ્પતિ સેતારા કરતાં વધારે ઓરેહમંદ ચેહરાનો છે

પાદશાહોને લાયકની તાલીમ મેં એને આપી છે-અને તેમ કરતાં મારા જીવ અને બુદ્ધિને બાળી નાખી છે (એટલે તેની તાલીમ માટે મેં ભારી મેહનત ખેચી છે).

હવે જો તું માફી કબૂલ રાખનારો પાદશાહ મને વચન આપે-કે 'હવે પછીથી આ બુઢ્ઢાનાં કીધેલાં કામનો તે કશો વિચાર મનમાં નહીં લાવશે,'

તો મારો જાન, મારૂં શરીર અને મારી ઝિંદગી સર્વ તારીજ છે-પછી હું ખઝાનો અને રાજપાત રાખતો હોઉં કે એક ભીખારી હોઉ પણ હુ તારોજ થઇશ."

૫૪૦ ચુ આન્ નામહ્ શુદ્ નઝદે શાહે જેહાન્
પરાગન્દહ્ શુદ્ દર્ મેયાને મેહાન્
પેશુતન્ બિયામદ્ ગવાહી બેદાદ્
સુખુન્હાએ રોસ્તમ્ હમહ્ કરદ્ યાદ્
હમાન્ જારીઓ પન્દો અન્દર્ઝે ખીશ
સખુન્ ગોફ્તન્ અઝ્ ગન્જ વઝ્ મર્ઝે ખીશ
ઝે રોસ્તમ્ દેલે નામવર્ ગશ્ત ખુશ
નઝદ્ નીઝ્ બર્ દેલ્ ઝે તીમાર્ ઠુશ

જ્યારે એવી રીતનું નામુ જેહાનના પાદશાહની નઝદીક ગયું-ત્યારે તે નામુ સઘળા સરદારોની વચ્ચે ખુલ્લું થયું.

પેશુતને આવીને સાક્ષી આપી-અને રૂસ્તમના બોલે બોલ કહી સંભળાવ્યા

તેમજ તેને કીધેલો અફસોસ, તેને દીધેલી શીખામણ અને નસીહત અને પોતાના ખઝાના અને મુલક આપી દેવા માટે કહેલા સખુનો પાદશાહને કહ્યા

તે સાંભળી નામદાર શાહ રૂસ્તમથી ખુશી થયો-અને અસફંદિયારનાં મોતના દુઃખ છતાં નીસાસો મૂકયો નહીં.

## પાસોખ્ નામએ રોસ્તમ્ અઝ્ ગોશ્તાસ્પ્ વ બાઝ્ ખાન્દને બહ્મન્.

## ગુશ્તાસ્પ તરફથી રૂસ્તમનાં નામાનો જવાબ અને બહમનને પાછું બોલાવવું.

હમ અન્દર્ઝમાન્ નામહ્ પાસોખ નેવેશ્ત
બબાઘે ખુશોગીં દેરખ્તી બેકેશ્ત
ચુનીન્ ગોફ્ત કઝ્ દઉરે ચર્ખે બલન્દ્
ચુ ખાહદ્ રસીદન્ કસીરા ગઝન્દ્
બપરહીઝ ચૂન બાઝ્ દારદ્ કસી
અગર્ સૂએ દાનેશ ગેરાયદ્ બસી
પેશૂતન બેગોફ્ત આનચે દર્ ખાસ્તી
દેલે મન્ બખૂબી બેયારાસ્તી
ઝે ગરદૂને ગર્દાન્ કે યારદ્ ગુઝશ્ત
ખેરદ્મન્દ્ ગેર્દે ગુઝશ્તહ્ નગશ્ત
તો આની કે બૂદી વઝાન્ બેહ્તરી
બહેન્દો બકન્નૂજ બર્ મેહ્તરી
૫૪૧ ઝે બીશી હરાન્ચત બેબાયદ્ બેખાહ્
ઝે તખ્તો ઝે મોહ્રો ઝે તીઘો કોલાહ્
તો મારા બજાએ દેલો દીદઈ
ચુ શાહાને પીશીન્ પસન્દીદઈ
મરા હસ્ત દસ્તાન્ બજાએ પેદર્
ફરામર્ઝ તૂ હમચુ કોશ્તહ્ પેસર્
ફેરેસ્તાદહ્ પાસોખ બેયાવર્દ્ ઝૂદ્
બદાન્સાન્ કે ગુશ્તાસ્પ્ ફર્મૂદહ્ બૂદ્
અઝાન્ નામવર્ પહ્લવાન્ શાદ્ ગશ્ત
વરા દેલ્ ઝે અન્દૂહ્ આઝાદ્ ગશ્ત
ચુનીન્ તા બર્ આમદ્ બરીન્ કાર્ ચન્દ્
બેશુદ્ શાહ્ઝાદહ્ બબાલા બલન્દ્
ખેરદ્મન્દ્ બા દાનેશો દસ્તગાહ્
ઝે શાહાન્ બર્ અફ્રાખ્તહ્ ફર્રો જાહ્
બેદાનેસ્ત જામાસ્પ અઝ્ નીકો બદ્
કે ઈન્ પાદશાહી બબહ્મન્ રસદ્
બગુશ્તાસ્પ્ ગોફ્ત અય પસન્દીદહ્ શાહ્
તોરા કર્દ બાયદ્ બબહ્મન્ નેગાહ્
ઝે દાનેશ પેદર્ હર્ચે બોસ્ત અન્દર્ ઊય
બજાય આમદો ગશ્ત બા આબ્રૂય

તેજ વખત તેણે તે નામાનો જવાબ લખાવ્યો-અને તેમ કરી ખુશોગીંના બાગમા એક ઝાડ રોપ્યું

તેણે લખાવ્યું કે "જ્યારે બુલંદ આસમાનના દોરથી કોઇને હાની પુગવાની હોય છે,

ત્યારે તે અગર કોઈ શખ્સ ગમે એટલી દાનાઇ વાપરે પણ તે સાવચેતી રાખ્યાથી તે આફત કેવી રીતે અટકાવી શકે?

તારી શું શું ધારણા હતી તે સઘળી પેશુતને મને કહી-તેં પોતાની ભલાઇઓથી મારૂં દિલ આરાસ્તા કર્યું છે.

ફરતા આસમાનથી કોણ છુટી શકે છે?-ડહાપણવાળો શખ્સ એક બની ગયલા બનાવની આસપાસ ફરતોજ નથી (યાને તેને યાદ કરતોજ નથી).

તું આગળ હતો તેવોજ હાલ છે બલકે તેથી પણ વધારે ચઢિયાતો છે-તું હિંદુસ્તાન કન્નોજ વગેરે મુલકનો પાદશાહ છે.

તને તખ્ત, મોહર, તલવાર કે કોલાહ વગેરે જે કાંઇ વધુ જોઇયે તે માગી લેજે.

તું ગોયા મારૂં દિલ અને આંખ છે-અને આગળા પાદશાહોના જેટલોજ તું મને વહાલો છે

તારો ઝાલ મારા બાપની જગ્યાએ છે-અને તારો બેટો ફરામર્ઝ મારા માર્યા ગયલા બેટા અસફંદિયાર જેવોજ છે"

પછી જેવી રીતે ગુશ્તાસ્પે ફર્માવ્યું હતું-તેવી રીતે પેલો કાસેદ શેતાબી કરતો જવાબ લાવ્યો.

તે જવાબથી નામવર પેહલવાન ખુશહાલ થયો-અને તેનું દિલ સઘળા ગમથી મોકળું થયું.

એવી રીતે આ બાબત ઉપર પણ કેટલોક વખત નીકળી ગયો-અને શાહઝાદો બહમન પણ ઉધરીને કદાવર થયો

તે અકલમંદ, ડહાપણવાળો અને ઝોરાવર બન્યો-અને બીજા પાદશાહો કરતાં વધુ ઝળકાટ અને દમામ સાથનો નીકળ્યો

હવે જ્યારે જામાસ્પે સારા માઠા ગ્રહોની તપાસ ઉપરથી એવું જાણ્યું-કે "આ પાદશાહી બહમનનેજ મળશે"

ત્યારે તેણે ગુશ્તાસ્પને કહ્યું કે "ઓ પસંદગી પામેલા પાદશાહ!-તારે હવે બહમન ઉપર નઝર કરવી જોઇયે.

તેના બાપની જેવી ખાહેશ હતી તેવીજ તાલીમ તેણે હાલ મેળવી છે અને હવે તે આબરૂ ઈજ્જતવાળો બન્યો છે

બબીગાનહ્ કેશ્વરૂ ફ્રશાવાન્ બેમાન્દ
કસી નામએ તુ બરૂ ઊ બરૂ નખાન્દ
બબહ્મન્ યકી નામહ્ બાયદ નેવેશ્ત
બસાને દેરખ્તી બબાઘે બેહેશ્ત
કે દારી બગીતી જોઝ ઊ યાદ્ગારૂ
ગોસારન્દએ દર્દે એસ્ફન્દેયારૂ
ખુશ આમદ સખુન્ શાહ્ ગુશ્તાસ્પરા
બેફરૂમુદ ફર્ઝોન્દહ્ જામાસ્પરા
કે બેન્વીસ યકુ નામહ્ નઝદીકે ઊય
યકી સૂએ ગર્દનકશે નામજૂય
કે યઝદાન્ સેપાસ અય જહાન્પહ્લવાન્
કે મા અઝ તો શાદીમો રઉશન્રવાન્
નબીરહ્ કે અઝ જાન્ ગેરામી તરસ્ત
બદાનેશ ઝે જામાસ્પ નામી તરસ્ત
બબખ્તે તો આમૂખ્ત ફર્હંગો રાય
સઝદ ગરૂ ફેરેસ્તી વરા બાઝ જાય
યકી સૂએ બહ્મન્ કે હમ દરૂ ઝમાન્
સુ નામહ્ બેખાની બઝાઉલ મમાન્
કે મારા બદીદારત્ આમદ નેયાઝ
બરૂ આરાય કારો દેરન્ગી મસાઝ
ચુ નામહ્ બમોહ્રૂ અન્દરૂ આવરૂદ શાહ્
ફેરેસ્તાદહ્રા ગોફ્ત બર્દારૂ રાહ્
બરોસ્તમ ચુ બરૂખાન્દ નામહ્ દબીરૂ
અઝાન્ શાદ શુદ મર્દે દાનેશ પઝીરૂ
ઝે ચીઝી કે બૂદશ બગન્જ અન્દરૂન્
ઝે ખફ્તાનો અઝ ખન્જરે આબ્ગૂન્
ઝે બર્ગુસ્તુવાનો ઝે તીરો કમાન્
ઝે રૂપાલ વઝ ખન્જરે હેન્દવાન્
ઝે કાફૂરૂ વઝ મુશ્કુ વઝ ઊદે તરૂ
હમ અઝ અમ્બરો ગઉહરો સીમો ઝરૂ
ઝે દીબાઓ બઝ જામએ ના બુરીદ
પરસ્તારૂ વઝ કૂદકે ના રસીદ
કમરૂહાએ ઝરૂરીનો સીમીન્ સેતામ
ઝે યાકૂત પુરૂ કર્દહ્ ઝરૂરીન્ દો જામ
ઝે અસ્પાને તાઝી પલન્ગીનહ્ ઝીન્
બઝીનો સેતામશ નેશાન્દહ્ નેગીન્
યકી તાજ પુરૂ ગઉહરો શાહ્વારૂ
યકી તઉકે ઝરૂરીન્ ઝબરૂજદ નેગારૂ
હમહ્ પાક રોસ્તમ બબહ્મન્ સેપોરૂદ
બરન્દહ્ બગન્જૂરે ઊ બરૂ શુમોરૂદ
તહ્મતન્ દો મન્ઝેલ બેયામદ બરાહ્
પસ ઊરા ફેરેસ્તાદ નઝદીકે શાહ્
ચુ ગુશતાસ્પ રૂએ નબીરહ્ બદીદ
શુદ અઝ આબે દીદહ્ રોખશ ના પદીદ
બદ્ ગોફ્ત એસ્ફન્દેયારી તો બસ
નમાની બગીતી જોઝ ઊરા બકસ
અઝાન્ પસ હમી ખાન્દશ અર્દશીરૂ
ચુ દીદશ બદાન્ ગૂનહ્ વયરા દેલીરૂ
ગવી બૂદ બા ઝૂરો ગીરન્દહ્ દસ્ત
ખેરદ્મન્દો દાનાઓ ઈઝદ પરસ્ત

તે પારકા મુલકમાં ઘણો વખત રહ્યો છે-અને તારી તરફનું એક કાગઝ ૫૪૨
પણ કોઇયે તેને વંચાવ્યું નથી (યાને તેં લખ્યુંજ નથી)

માટે તને બેહેશ્તના બાગમાનાં એક ઝાડ જેવું-સરસ નામુ બહમન ઉપર લખવું જોઇયે.

હવે દુન્યામાં અસ્ફંદિયારનો ગમ વીસરાવનાર તેના વગર બીજા કોણને તું યાદગાર તરીકે રાખે છે?"

પાદશાહ ગુશ્તાસ્પને એ વાત પસંદ પડી-જેથી તેણે મુબારક જામાસ્પને ફરમાવ્યું,

કે "એક કાગઝ બહમન ઉપર-અને એક બહાદુરી ભરેલા નામદાર રૂસ્તમ ઉપર લખ.

કે 'ઓ જેહાન પેહલવાન! હું ખોદાતાલાના શુકરાના કરૂં છું કે તારાથી અમો ખુશહાલ અને નચિન્ત જીવના બન્યા છિયે.

મારો નબીરો કે જે મને મારા જાન કરતાં પણ વધારે પ્યારો છે-અને જે જામાસ્પ કરતાં પણ દાનાઈની અંદર વધારે નામાંકિત થયલો છે.

અને જે તારાં રોશન બખ્તની મદદથી દાનાઈ અને અકલ શીખ્યો છે-તેને હવે જો તુ પાછો મોકલી આપે તો મેહરબાની થાય'

એક કાગઝ બહમન ઉપર લખ કે-"જેવું તું આ કાગઝ વાંચે તેવો તુરત તું ઝાબુલ છોડજે

કારણ તને જોવા માટે મારો જીવ ભરાઈ રહ્યો છે-માટે કાંઈ પણ ઢીલ કર્યા વગર તારાં કામની તૈયારી કરજે."

જ્યારે પાદશાહે તે નામા ઉપર પોતાની મોહર કીધી-ત્યારે કાસેદને ૫૪૩
કહ્યું કે "ચાલ જલ્દી રસ્તો કાપ"

હવે જ્યારે નવીસંદાએ રૂસ્તમની આગળ તે કાગઝ વાંચી સંભળાવ્યુ-ત્યારે તે સાભળીને તે દાના શખ્સ ખુશહાલ થયો

પછી જે ચીઝો કે તેના ખઝાનામાં હતી-તેમાંથી બખ્તરો, ઝેહરી પાણી પાયલાં ખંજરો.

ઘોડાનાં બખ્તરો, તીરો, કમાનો-ગોર્ઝો અને હિંદી તલવારો,

કપૂર, કસ્તુરી, લીલું અગર-તેમજ અંબર, ગોહર, રૂપુ, સોનું,

રેશમી કપડાં, હકબદ તાકાઓ-બાંડીઓ, નાની વયના ગોલામો,

સોનેરી કમરબંદો, રૂપેરી લગામો-યાકૂતથી ભરેલી સોનેરી બે જામો,

અરબી ઘોડાઓ અને ચિત્તાનાં ચામડાંનાં ઝીનો-તેનાં બેસવાનાં ઝીન અને લગામમા નગીના જડેલા હતા

તેમજ એક પાદશાહી ગોહર જડિત તાજ-પોખરાજ જડેલી એક સોનેરી સાકળી.

એ સઘળુ રૂસ્તમે બહમનને ભેટ આપ્યું-અને તે અસબાબ લઈ જનાર માણસે તેના (બહમનના) ખઝાનચીને સઘળું ગણી આપ્યું.

તહેમતન રૂસ્તમ પોતે તેની સાથે બે મનઝેલ સુધી રાહમા ગયો- ૫૪૪
પછી તેને પાદશાહની નઝદીક મોકલ્યો

જ્યારે ગુશ્તાસ્પે પોતાના નબીરાનો ચેહરો જોયો-ત્યારે આંખમાંનાં આંસુએ કરી તેનો ચેહરો ઢકાઈ ગયો.

તે બોલ્યો કે "તું બસ એક અસ્ફંદિયારજ છે-તેના સિવાય તું દુન્યામાં કોઇને મળતો આવતો નથી."

પછી જ્યારે પાદશાહે તેને એવી રીતનો બહાદુર જોયો ત્યારે તેને "અર્દશીર" ને નામે બોલાવવા લાગ્યો.

તે એક કૌવતમંદ અને મઝબૂત હાથવાળો પેહલવાન હતો-તેમ અકલમંદ, ડહાપણવાળો અને ખોદાની પરસ્તેશ કરનારો હતો.

ચુ બર્ પાય બૂદી સરૂઅન્ગુશ્તે ઊય
કે ઝાનૂ ફેઝુન્ તરૂ બુદી મુશ્તે ઊય
હમી આઝમૂદશ્ બયક્ ચન્દ ગાહ
હમી કરૂદ બાલાએ ઊરા નેગાહ
બમયદાનો હન્ગામે બઝ્મો શેકાર્
ગવી બૂદ માનન્દે એસ્ફન્દેયાર્
અઝ્ ઊ હીચ્ ગુશ્તાસ્પ્ નેશ્ગીફ્તી
બદીદારે ઊ બર્ બજાન્ શીફ્તી
હમી ગોફ્ત્ કીનમ્ જહાન્દાર્ દાદ
ઘમી બૂદમ્ અઝ્ બહ્રે તીમાર્ દાદ
૫૪૫ બેમાનાદ તા જાવેદાન્ બહ્મનમ્
ચુ ગુમ શુદ સરફ્રાઝ્ રૂઇન્તનમ્

જ્યારે તે ઉભો થતો ત્યારે તેના હાથનાં આંગળાંનાં ટેરવાં તેનાં ઘુંટણથી પણ વધારે લામ્બા જતાં હતાં.

પાદશાહ તેનાં બુલન્દ કદની તપાસ કરવા લાગ્યો—અને થોડોક વખત તેને અજમાવવા લાગ્યો.

તે શું લડાઇનાં મયદાનમાં કે શું ખુશીની મજલેસમાં કે શેકારમાં—અસ્ફંદિયાર જેવોજ એક પેહલવાન નીકળ્યો.

ગુશ્તાસ્પ તેનાથી ધરાતોજ ન હતો—અને તેના દીદાર ઉપર જાનથી ફિદા થતો હતો

તે એમ બોલતો હતો કે "હું અસ્ફંદિયાર માટે ગમગીન રહેતો હતો અને તે ગમગીની દૂર કરવા માટેજ ખોદાતાલાએ મને આ આપ્યો છે.

જ્યારે મારો સરફરાઝ રૂઈનતન બેટો ગુમ થયો છે—ત્યારે મારો બહમન જાવેદાન સુધી કાયમ રહેજો !"

## સેતાયેશે સુલ્તાન્ મહ્મૂદ્ વ આઘાઝે કોશતહ્ શુદને રોસ્તમ્ બફેરીબે શગાદ્.

—:०:—

સર્ આમદ ફુનૂન રઝ્મે એસ્ફન્દેયાર્
કે જાવીદ બાદા સરે શહ્રૂયાર્
હમીશહ્ ઝે દેલ્ રન્જ પર્દાખ્તહ્
ઝમાનહ્ બફર્માને ઊ સાખ્તહ્
દેલશ્ બાદ શાદાનો તાજશ્ બલન્દ
બગર્દન્ બદઅન્દીશે ઊરા કમન્દ
કુનૂન્ કોશતને રોસ્તમ્ આરીમ પીશ
ઝે દફ્તર્ હમીદૂન્ બગોફ્તારે ખીશ
યકી પીર્ બુદ નામશ્ આઝાદસર્વ
કે બા અહ્મદે સહ્લ્ બુદી બમર્વ
કુજા નામએ ખુસ્રવાન્ દાશ્તી
તનો પયકરે પહ્લવાન દાશ્તી
દેલી પુર્ ઝે દાનેશ્ સરી પુર્ સોખન્
ઝબાન્ પુર્ ઝે ગોફ્તારહાએ કોહન્
બસામે નરીમાન્ કશીદશ્ નેઝાદ
બસી દાશ્તી રઝ્મે રોસ્તમ્ બયાદ
બેગૂયમ સખુન્ આન્ચે ઝૂ યાફ્તમ્
સખુનરા યક્ અન્દર્ દેગર્ બાફ્તમ્
૫૪૬ અગર્ માનમ્ અન્દર્ સેપન્જી સરાય
રવાનો ખેરદ બાશદમ્ રહ્નુમાય
સર્ આરમ્ મન્ ઈન્ નામએ રાસ્તાન્
બગીતી બેમાનદ ઝે મન્ દાસ્તાન્
બનામે જહાન્દાર્ મહ્મૂદ શાહ્
અબૂલ્કાસેમ આન્ ફર્રૂરે દીહીમો ગાહ્
ખોદાવન્દે ઈરાનો તૂરાનો હન્દ
બફર્રશ્ જહાન્ શુદ ચુ રૂમી પરન્દ
બબખ્શેશ્ હમહ્ ગન્જ બેઆગનદ
બદાનાઇઓ નામ ગન્જ આગનદ
બુઝોર્ગસ્તો ચૂન્ સાલેયાન્ બુગ્ઝરદ
અઝૂ ગૂયદ આન્ કસ કે દારદ ખરદ

## સુલ્તાન મહમૂદની તારીફ. શગાદના ફરેબથી રૂસ્તમના માર્યા જવાની દાસ્તાનની શુરૂઆત.

—:०:—

અસ્ફંદિયારની રૂસ્તમ સાથની લડાઈ હવે પુરી થઈ છે—પાદશાહ (મહમૂદ) અમર જીવજો !

તેનો જીવ રંજમાંથી હમેશે ફારેગ રહેજો—ઝમાનો તેના હોકમને તાબે રહેજો !

તેનું દિલ ખુશ રહેજો અને તેની પાદશાહીની ચઢતી થજો !—તેના દુશ્મનની ગર્દનમા ફાસો પડજો !

હવે રૂસ્તમના મરણની વાત જૂનાં દફતરમાંથી મારી કવિતામાં લખું છું.

એક વૃદ્ધ વયનો "આઝાદસર્વ" નામનો શખ્સ હતો—જે મર્વ શેહરમાં "અહમદે સહલ" ની દરબારમાં રહેતો હતો.

તેની પાસે ઇરાની પાદશાહોની તવારીખ હતી—તેનું શરીર પેહલવાની કદનું હતું

તે અનુભવી માણસ હતો અને તવારીખ જાણનારો હતો—અને જૂની તવારીખનું વર્ણન મોંઢેથી કહેતો હતો.

નરીમાનના છોકરા સામ સાથે પોતાની વંશાવળી મેળવતો હતો—અને રૂસ્તમે કહેલી ઘણી લડાઇઓ તેને યાદ હતી.

તેની પાસે જે તવારીખ મને (રૂસ્તમના મરણ વિષેની) મળી છે તે હું લખુ છું—અને તેની વિગતો એક બીજા સાથે ગોઠવું છું.

જો હું આ ત્રણપાચ દિવસની દુન્યામાં જીવતો રહીશ—અને મારો આત્મા અને ડહાપણ મને નેક રસ્તે ચલાવશે,

તો આ દીનદાર લોકોની તવારીખ લખવાનું કામ હુ પુરૂં કરીશ—અને તે મારી પાછળ દુન્યામાં યાદગાર રહી જશે.

ઓ અબૂલકાસેમ ! દેશના રક્ષક મહમૂદશાહના નામના તેનાં તાજ, તખ્ત અને કીર્ત્તિના સઉગન્દ લઈ કહુ છુ,

કે તે ઈરાન, તૂરાન અને હિંદુસ્તાનના ધણીની—નેકનામીથી તમામ દેશ રૂમી રેશમ જેવી નર્મ થઇને તાબેદારી કરે છે.

તે પોતાનો ખઝાનો દાન ધર્મમા વાપરે છે—તેજ પ્રમાણે પોતાની દાનાઈથી અને મોટાં નામથી ખઝાનો મેળવે છે.

તે એક મહાન પુરૂષ છે અને વખતના વહેવા સાથ—દરેક અકલમંદ માણસ બોલતો જશે,

ઝે રઝ્મો ઝે બખ્શેશ ઝે બઝ્મો શેકારૂ
ઝે દાદશ જહાન્ શુદ પુરૂ અઝ યાદ્દગારૂ
ખુશુક્ આન્ કે બીનદ્ કોલાહે વરા
હમાન્ બારૂગાહો સેપાહે વરા
દો ગૂશો દો પાએ મન્ આહુ ગેરેફ્ત
તેહી દસ્તીઓ સાલ નીરૂ ગેરેફ્ત
બેબસ્તમ બદીન્ ગૂનહ્ બદ્ખાહ્ બખ્ત
બેનાલમ ઝે બખ્તે બદો સાલે સખ્ત
શબો રૂઝ ખાનમ હમી આફ્રીન્
બરાન્ દાદ્દગરૂ શહ્રૂયારે ઝમીન્
હમહ્ શહ્રૂ બા મન્ બરીન્ યાવરન્દ
અગરૂ ચન્દ બદ દીનો બદ ગઉહરન્દ
કે તા ઊ બતખ્તે કઇ બરૂનેશસ્ત
દરે ફીનો દસ્તે બદીશ બેબસ્ત
બેપીચાનદ્ આન્‌રા કે બીશી કુનદ્
અગરૂ ચન્દ બીશી બપીશી કુનદ્
બેબખ્શાયદ્ આન્‌રા કે દારદ્ ખરદ્
વઝ અન્દાઝએ રૂઝ બરૂ નુગ્ઝરદ્
અઝૂ યાદ્દગારી કુનમ દરૂ જેહાન્
કે તા હસ્ત મર્દુમ નગર્દદ્ નેહાન્
બદીન્ નામએ શહ્રૂયારાને પીશ
બુઝોર્ગાનો જન્ગી સવારાને પીશ
હમહ્ બઝ્મો રઝ્મસ્તો રાયો સોખન્
ગુઝશ્તહ્ બસી કારૂહાએ કોહન્
હમાન્ દાનેશો દીનો પરૂહીઝો રાય
હમાન્ રહ્ નમૂદન્ બદીગરૂ સરાય
ઝે ચીઝી કઝીશાન્ પસન્દ આયદશ
હમાન્ રૂઝે ઊ સૂદમન્દ આયદશ
અઝાન્ બરૂતરૂ આન્ યાદ્દગારશ બુવદ્
હમાન્ મૂનેસે રૂઝગારશ બુવદ્
હમીન્ ચશ્મ દારમ બદીન્ રૂઝગારૂ
કે દીનારૂ યાબમ મન્ અઝ શહ્રૂયારૂ
કે અઝ મન્ પસ અઝ મરૂગ્ માનદ્ નશાન્
ઝે ગન્જે શહનશાહે ગર્દનકશાન્

કુનૂન્ બાઝ ગર્દમ બગોફ્તારે સરૂવ
ફેરૂઝન્દએ સહ્‌લે માહાન્ બમરૂવ

કે તેની લડાઇઓની, તેની બક્ષેશની, તેની દરબારની, તેના શેકારગાહની–અને તેના ઇન્સાફની સાબેતીઓ દુન્યામાં દરેક જગ્યાએ નઝર આવે છે

ખરો ભાગ્યશાળી તે માણસ કે જે તેનાં તાજના, દરબારના અને લશ્કરના દીદાર કરતો હોય

મારા બન્ને કાન અને મારા બન્ને પગમાં હવે ખલલ પડી છે–મારી ગરીબાઇ અને વૃદ્ધ વય ઝોર કરી રહી છે.

બદ નસીબે મને એવી રીતે જકડી લીધો છે–કે બદબખ્તીની અને વૃદ્ધ વયની દર પળે કડવી ફર્યાદ મને કરવી પડે છે.

પણ રાત દિવસ તે ઈન્સાફી દેશના પાદશાહના હકમાં દુઆ ૫૪૭
ગુઝારૂં છું.

જો કે શેહરમા ઘણાકો બેઇમાન અને બદજાત છે, છતાં સર્વ લોકો મારાં મતને મળતા થશે,

કે જ્યારથી તે પાદશાહી તખ્ત ઉપર બેઠો છે–ત્યારથી લડાઇ ટંટાનો દરવાઝો અને બૂરાઇનો હાથ બંધ થઇ ગયો છે.

એક માણસ વડાઈ કરીને માત્ર પોતાનું શ્રેષ્ટપદ દેખાડવા માગતો હોય–તો પણ તે વડાઇખોરોને માર્યા વગર રહેતો નથી.

પણ જે અકલમંદ હોય છે તેની ઉપર મેહર ઉતારે છે–અને પોતાનાં ઝોરથી હદ ઓળંગી જતો નથી.

દુન્યામા તેની એવી યાદગારી રાખી જઈ શકે–કે જ્યાં સૂધી ઈન્સાનની હયાતી રહેશે ત્યા સૂધી તે ઝાંખી પડશે નહીં.

કદીમ ઝમાનાના પાદશાહો, સરદારો અને લડાયક સવારોની આ તવારીખમાં,

પાદશાહી મજલેસની, લડાઇઓની, દાનાઇની, તવારીખની અને ઘણા જૂના ઝમાનાનાં કામોની બીના આવેલી છે

તેની અંદર લામ્બા-અનુભવની, દીનધર્મની, પરહેજગારીની, ડહાપણની અને મીનોઇ દુન્યા તરફ જવાના સાચા રસ્તાની વિગત સમાયલી છે

તે સર્વ બીનામાથી જે તેને પસંદ આવતી હોય–અને ઝિંદગી દરમેયાન કામ આવતી હોય,

તેનાં કરતાં પણ વધારે સારી શાહ મહમૂદની યાદગારી જળવાઈ ૫૪૮
રહેશે–બલ્કે તેના ઝમાનાના સમાગમમાં પણ હમેશ આવતી રહેશે.

અને તે એજ કે હાલ હું પાદશાહથી પૈસાની મદદની આશા રાખું છું.

કે જેની સવળતાથી આ તવારીખ લખવાનું કામ પુરૂં કરી, આ મોટા સરદારોના શેહન્શાહની આપેલી પૈસાની મદદની સાબેતી મારાં મોત પાછળ મારા પોતાના હાથેજ હું મેલી જાઉં.

હવે હું આઝાદસર્વની વાત ઉપર પાછો આવુ છું–જે મર્વની અંદર માહાનના વતની સરદાર અહમદે સહલની દરબારને શોભાવતો હતો.

## પયદા શુદને શગાદ્ વ ફેરેસ્તાદને ઝાલ્ ઊરા નઝ્દે શાહે કાબુલ્ વ કદ્ખુદાઈ કર્દને ઊ દોખ્તરે શાહે કાબુલ્‌રા.

## શગાદનું પયદા થવું અને ઝાલનું તેને કાબુલના પાદશાહની નઝદીક મોકલવું અને તેનું કાબુલના પાદશાહની બેટીને પરણવું.

ચુનીન્ ગૂયદ્ આન્ પીરે દાનેશ પેઝીરૂ
હુનરૂમન્દો ગૂયન્દહો યાદ્દગીરૂ

તે હુનર ભરેલો, સારી રીતે બોલનારો, યાદદાસ્ત શક્તિવાળો અને ડહાપણ ધરાવનાર બુઢ્ઢો એ પ્રમાણે કહે છે,

કે દર્ પર્દએ ઝાલ્ ખુદ બન્દઈ
નવાઝન્દએ રૂદો ગૂયન્દઈ
કનીઝકૂ પેસર્ ઝાદ્ અઝૂઈ યકી
કે અઝ્ માહ્ પયદા નબૂદ્ અન્દકી
બબાલાએ દીદારે સામે સવાર્
વઝૂ શાદ્ શુદ્ દૂદએ નામદાર્
સેતારહ્ શેનાસાનો કુન્દઆવરાન્
ઝે કશ્મીરો કાબુલ્ ગુઝીદહ્ સરાન્
ઝે આતેશપરસ્તો ઝે યઝદાન્‌પરસ્ત
બેરફ્તન્દ્ બા ઝીચે રૂમી બદસ્ત
૫૪૯ ગેરેફ્તન્દ્ હર્ યક્ શુમારે સેપેહ્ર્
કે દારદ્ બદાન્ કૂદકે ખુર્દ મેહ્ર્
ચુ દર્ અખ્તરે ખુર્દ કર્દન્દ નેગાહ્
પેજુહેન્દહ્ દીદ્ અખ્તરશ્ રા તબાહ્
સેતારહ્ શુમોર્ કાન્ શેગેફ્તી બેદીદ્
હમી ઈન્ બદાન્ આન્ બદીન્ બેન્ગરીદ્
બેગોફ્તન્દ્ બા ઝાલે સામે સવાર્
કે અય અઝ્ બલન્દ્ અખ્તરાન્ યાદ્ગાર્
ગેરેફ્તીમો દીદીમ રાઝે સેપેહ્ર્
નદારદ્ બદીન્ કૂદકે ખુર્દ મેહ્ર્
ચુ ઈન્ ખૂબ્‌ચેહરહ્ બમર્દી રસદ્
બગાહે દેલેરીઓ ગર્દી રસદ્
કુનદ્ તોખ્મએ સામે નયરમ તબાહ્
શેકસ્ત અન્દર્ આરદ્ બદીન્ દસ્તગાહ્
હમહ્ સીસ્તાન્ ઝૂ શવદ્ પુર્ ખોરૂશ
વઝૂ શહ્રે ઈરાન્ બર્ આયદ્ બજૂશ
શવદ્ તલ્ખ્ અઝૂ રૂઝ બર્ હર્ કસી
વઝાન્ પસ બગીતી નમાનદ્ બસી
ઘમી ગશ્ત અઝાન્ કાર્ દસ્તાને સામ
ઝે દાદારે ગયહાન્ હમી બોરદ્ નામ
૫૫૦ બયઝદાન્ ચુનીન્ ગોફ્ત કય રહ્નુમાય
તો દારી સેપહ્રે રવાન્‌રા બપાય
બહર્ કાર્ પોશ્તો પનાહમ તોઈ
નુમાયન્દએ રાયો રાહમ તોઈ
સેપહ્ર્ આફ્રીદીઓ અખ્તર્ હમાન્
અઝીન્ નીકુઈ બૂદ્ મારા ગમાન્
બજોઝ્ કામો આરામો ખૂબી મબાદ્
વરા નામ કર્દન્દ સેપહ્‌બુદ્ શઘાદ્
હમી દાશ્તશ્ તા શુદ્ અઝ્ શીર્ સીર્
દેલારામો ગૂયન્દહો યાદ્ગીર્
બદાન્‌ગહ્ કે કૂદક્ બર્ અફ્રાખ્ત યાલ્
બરે શાહે કાબુલ્ ફેરેસ્તાદ્ ઝાલ્
જવાન્ શુદ્ બબાલાએ સર્વે બલન્દ્
સવારે દેલાવર્ બગોર્ઝો કમન્દ્
સેપહ્‌દારે કાબુલ્ દર્ ઊ બેન્ગરીદ્
હમી તાજો તખ્તે કઇરા સઝીદ્
બગીતી બદીદારે ઊ બૂદ્ શાદ્
બદ્ દાદ્ દોખ્તર્ ઝે બહ્રે નેઝાદ્
ઝે ગન્જે ગુઝોરૂગ્ આન્ ચે બુદ્ દર્‌ખુરશ્
ફેરેસ્તાદ્ બા નામવર્ દોખ્તરશ્

કે ઝાલનાં ઝનાનખાનામાં એક બાંદી હતી-જે સારી રીતે તમ્બુરો વગાડી જાણતી હતી અને અચ્છી ગાનારી હતી

તે બાંદીએ ઝાલથી એક બેટાનો જન્મ આપ્યો-જેના ચેહરામાં અને માહતાબમા કાંઈ ફેર હતો નહીં.

જે કદમાં અને ચેહરામાં સામે સવારની મિસાલનો હતો-તે છોકરાથી નામદાર ઝાલનુ કુટુંબ ખુશહાલ થયું

કાબુલ અને કેશ્મીર દેશના પહેલે દરજ્જેના મોટા અને પ્રવીણ નુજૂમીઓ,

તેમજ મોબેદી ટોળામાંના તેમજ બેહદીન ટોળામાંના જોષીઓ-રૂમી ગ્રહકુંડલીઓ લઇને ગયા

અને દરેક જણે આસ્માનની ગણત્રી કરવા માંડી-કે "તે આસ્માન આ નાનાં બાળક તરફ પોતાની માયા મેહરબાની કેવીક રાખે છે?"

જ્યારે તે નાના બાળકના ગ્રહ તપાસી જોયા-ત્યારે પેલા જોનારને તેનો સેતારો નેહસ્ત માલૂમ પડયો.

પેલા નુજૂમીઓએ જ્યારે આવી અજાયબી જોઇ-ત્યારે તેઓ એકમેકને જોવા લાગ્યા.

પછી તેઓએ સામે સવારના ઝાલને કહ્યુ-કે "ઓ બુલંદ નસીબ ધરાવનારાઓમાના એક યાદગાર રહેલા!

અમોએ આસ્માનનો ભેદ ખોળી કાઢી તપાસી જોયો છે-અને આસ્માન આ નાના બાળક ઉપર માયા મેહરબાની ધરાવતું દેખાતુ નથી.

કારણકે જ્યારે આ ખૂબસુરત બાળક ઉછરીને મોટું થશે-અને મર્દાનગી તેમજ બહાદુરીના વખતમાં આવી લાગશે,

ત્યારે સામ નરીમાનના ખાન્દાનનો નાશ કરશે-અને આ ઝાબુલની રાજગાદીનો ઝવાલ લાવશે.

તેનીથી તમામ સીસ્તાન પોકાર ભરેલું થશે-અને તેનાથીજ ઈરાન શેહર જોશમા આવશે

તેનાથી તમો દરેક જણનો દહાડો કડવો ઝેહર જેવો બનશે-અને ત્યાર પછી પોતે પણ દુન્યામા વધુ વખત રહેશે નહીં."

તેના આવા કામો સાંભળી સામનો દસ્તાન ગમગીન થયો-અને દુન્યાના પયદા કરનાર સાહેબનુ નામ યાદ કરવા લાગ્યો.

તે ખોદાતાલાને એ પ્રમાણે કહેવા લાગ્યો કે "ઓ રેહનુમાઈ કરનારા સાહેબ! તુંજ આ ફરતા આસ્માનને કાયમ રાખે છે.

દરેક કામમા તુજ મારી મદદ કરનાર અને બચાવનાર છે-તુંજ મને સારી સલાહ અને નેક રસ્તો દેખાડનારો છે

તેંજ આસ્માનને અને તેમાના સેતારાને પયદા કીધા છે-અને તેમણાથી અમો ભલાઇનીજ આશા રાખ્યે છિયે.

સૌભાગ્ય, સુખ અને ભલાઈ સિવાય અમારાં નસીબે બીજું કાંઈ મળતું ના!"-સરદાર ઝાલે તેનુ નામ "શગાદ" પાડ્યુ

તે ધાવતો બંદ પડયો, દેખાવડો થયો, બોલતો ચાલતો અને યાદદાસ્ત શક્તિ ધરાવતો થયો, ત્યાં સૂધી ઝાલે તેને રાખ્યો.

પછી જ્યારે તે છોકરો મોટો થયો-ત્યારે ઝાલે તેને કાબુલના પાદશાહની પાસે મોકલી આપ્યો

હવે જ્યારે તે જવાન બુલંદ સરોવર જેવા કદનો થયો-તેમજ ગોર્ઝ અને કમંદ લાયકનો એક દિલાવર બન્યો,

ત્યારે તે કાબુલનો સરદાર તેનીજ ઉપર નઝર રાખવા લાગ્યો તે તેને પાદશાહી તાજ તથા તખ્તને લાયકનો સમજવા લાગ્યો.

જેહાનમા તેનાજ દીદારથી તે ખુશહાલ હતો-અને તેનું ઊંચું ખાન્દાન સમજીને પોતાની બેટી તેને આપી

અને તે નામદારી ભરેલી છોકરી સાથ તેને લાયકની જે કાંઈ સુંદર ભેટો પોતાના કીમતી ખઝાનામાં હતી તે પણ મોકલી આપી.

હમી દાશતશ ચૂન યકી તાઝહ સીબ્
કઝ અખ્તર્ નેયાયદ્ બર્ ઊ બર્ નેહીબ્

તે તેને એક તાઝાં સેબફળની મિસાળ સંભાળથી રાખવા લાગ્યો- ૫૫૧
કે "સેતારાની ચાલથી કાંઇ તેને હાનિ પુગે નહીં"

## ચારહ્ નમૂદને શગાદ્ બશાહે કાબુલ્ દર્ બારએ કોશતને રોસ્તમ્.

ખુઝોર્ગાને ઈરાનો હેન્દૂસ્તાન્
ઝે રોસ્તમ ઝદન્દી હમી દાસ્તાન્
ચુનાન્ બુદ કે હર્ સાલ યક્ ચર્મે ગાવ
ઝે કાબુલ હમી ખાસ્તી બાઝો સાવ
દર્ અન્દીશએ મેહ્તરે કાબુલી
ચુનાન્ શુદ કઝ્ ઊ રોસ્તમે ઝાબુલી
નગીરદ્ કે કારે દેરમ નીઝ યાદ્
અઝાન્ પસ્ કે દામાદે ઊ શુદ શગાદ
બહન્ગામે બાઝ્ આમદ્ આન્ બેસ્તદન્દ
હમહ્ શહ્રે કાબુલ બહમ બર્ ઝદન્દ
દેઝમ શુદ ઝે કારે બેરાદર્ શગાદ
નકર્દ આન્ સખુન્ પીશે કસ નીઝ યાદ
ચુનીન્ ગોફ્ત બા શાહે કાબુલ નેહાન્
કે મન્ સીર્ ગશ્તમ ઝે કારે જેહાન્
બેરાદર્ કે ઊરા ઝે મન્ શર્મ નીસ્ત
મરા સૂએ ઊ રાહે આઝર્મ નીસ્ત
ચે મેહ્તર્ બેરાદર્ ચે બીગાનઈ
ચે ફર્ઝાનહ્ મર્દી ચે દીવાનઈ
બેસાઝીમ ઊરા યકે દામ આવરીમ
બગીતી બદીન્ કાર્ નામ આવરીમ
બેગોફ્તન્દ હર્દુ બશાબર્ શુદન્દ
બઅન્દીશહ્ અઝ્ માહ્ બર્તર્ શુદન્દ
નેગર્ તા ચે ગોફ્તસ્ત મર્દે ખરદ
કે હર્ કસ કે બદ કર્દ કયફર્ બરદ
શબી તા બર્ આમદ ઝે કુહ્ આફ્તાબ્
દો તન્રા નેયામદ સર્ અન્દર્ બખાબ્
કે મા નામે ઊ અઝ્ જેહાન્ ગમ કુનીમ
ઝેહી દીદએ ઝાલ પુર્ નમ કુનીમ
ચુનીન્ ગોફ્ત બા શાહે કાબુલ શગાદ
કે ગર્ ઝીન્ સખુન્ દાદ ખાહીમ દાદ
યકી સૂર્ કુન્ મેહ્તરાન્રા બેખાન્
મયો રૂદો રામેશગરાન્રા બેખાન્
બમય ખુર્દન્ અન્દર્ મરા સર્દ ગૂય
મેયાને સખુન્ ના જવાન્ મર્દ ગૂય
ઝે ખારી શવમ સૂએ ઝાબુલસેતાન્
બેનાલમ ઝે સાલારે કાબુલસેતાન્
ચે પીશે બેરાદર્ ચે પીશે પેદર્
તોરા ના સઝા ખાનમો બદ ગોહર્

## શગાદનું કાબુલના પાદશાહને રૂસ્તમને મારવા માટે યુક્તિ દેખાડવી.

ઇરાન અને હિંદુસ્તાનના બુઝોર્ગ લોકો-રૂસ્તમ માટે ઘણીક વાતો કરતા હતા

તે એમ હતી કે રૂસ્તમ દર વર્ષે એક ગાયનું ચામડું ભરીને-કાબુલ પાસેથી ચોથાઈ અને ખરાજ લેતો હતો.

હવે કાબુલી સરદારના વિચારમાં એવું આવ્યુ કે ઝાબુલી રૂસ્તમે તેની પાસેથી,

પોતાનો ભાઈ શગાદ તેનો જમાઈ થયો છે તો પછી ચોથાઈ લેવાની દરકાર કરશે નહીં

પણ જ્યારે મેહસૂલનો વખત થયો અને તે લેવામાં આવ્યું-ત્યારે આખું કાબુલ શેહર ખળભળાટમા પડી ગયુ.

પોતાના ભાઈનાં આવાં કામથી શગાદ ગુસ્સે થયો-તો પણ તે વાત કોઈ આગળ બોલ્યો નહીં

પણ તેણે કાબુલના પાદશાહને છુપી રીતે કહ્યું-કે "હું દુન્યાનાં આવાં કામથી ધરાઈ ગયો છું.

જે ભાઇને કે મારા માટે કશી લાગણીજ નહીં હોય-તેની આગળ જવાનુ હું આબરૂ ભરેલુ જોતો નથી

આવો વડો ભાઇ મારે મનસે પારકા જેવોજ છે-આવો એક ભાઈ મારે મનસે ડાહો હોય કે દીવાનો હોય તે સરખુંજ છે.

માટે આપણે કાઈ યુક્તિ કરીને તેને ફાંદામા લાવ્યે-અને એમ કરી ૫૫૨
દુન્યામાં આપણું નામ કાઢયે."

પછી તેઓએ મનસૂબો કીધો અને એકમત થયા-અને હદ બાહેરના વિચાર ધરાવનારા બની ગયા

તુ જો કે આ બાબતમાં એક ડહાપણ ભરેલા માણસે શું કહેલું છે?-કે "જે કોઇ શખ્સ બદી કરે છે તે શેવટે બદીનોજ બદલો પામે છે."

આખી રાત જ્યા સૂધી પહાડ ઉપરથી આફતાબ નઝર આવ્યો ત્યાં સૂધી તે બન્નેમાથી કોઈ પણ ઊંઘાયું નહીં

તેઓ બોલ્યા કે "આપણ જેહાનમાથી રૂસ્તમનું નામજ ગુમ કરીશુ-અને ઝાલનું દિલ અને આખ આસુઓથી ભરીશું"

શગાદે કાબુલના પાદશાહને એ પ્રમાણે કહ્યુ-કે "જો આપણ આ વાતને પુરેપુરો ઇન્સાફ આપવા માગતાજ હોઇયે.

તો તુ એક ખુશહાલીની મજલેસ ભર અને સઘળા સરદારોને બોલાવ-ત્યાં શરાબ, તમ્બુરા અને રામસગરોને પણ તેડાવ.

પછી શરાબ પીતા પીતા તું મને બૂરૂં બોલજે-અને વચ્ચે વચ્ચે મને બીકણ અને બાયલો કહેજે

તે તારાં અપમાનથી હું ઝાબુલ તરફ જતો રહીશ અને ત્યાં કાબુલના સરદારની ફર્યાદ કરીશ

શું મારા ભાઇની નઝદીક કે શું બાપની નઝદીક-હું તને અણુઘટતું બોલીશ અને બૂરી બુન્યાદનો કહીસ.

૫૫૩ બરૂ આશૂબદ ઊરા સરૂ અઝ બહુરે મન
બેયાયદ બદીન નામવરૂ શહુરે મન
તો નખ્ચીરૂ ગાહી નેગહ કુન બરાહ
બેકુન ચાહ ચન્દી બનખ્ચીરૂગાહ
બરૂ અન્દાઝએ રોસ્તમો રખ્શ સાઝ
બુનશ બરૂ નેશાન્ નીઝહાએ દરાઝ
હમહ નીઝહો દશનએ આબ્ગૂન
સનાન્ અઝ બરો દશનહ ઝીરૂ અન્દરૂન
બહરૂ જાએગહ બરૂ યકી ચાહ કન્
ચુનાન્ કન્દરૂ ગુમ શવદ પીલતન
અગરૂ દહ કુની ચાહ બેહતરૂ ઝે પન્જ
ચુ ખાહી કે આસૂદ ગર્દી ઝે રન્જ
બજાય આરૂ સદ મર્દ નયરન્ગ સાઝ
બેકુન ચાહો બરૂ બાદ સુકૂશાય રાઝ
સરે ચાહરા ઝાન્ સેપસ સખ્ત કુન
ઝે ગોફ્તારૂ લબ્ નીઝ પર્દખ્ત કુન
બેશુદ શાહો રાય અઝ મનેશ દૂરૂ કરદ
બગોફ્તારે આન્ બીખેરદ સૂરૂ કરદ
કેહાનો મેહાન્રા ઝે કાબુલ બેખાન્દ
બખાને પસન્દીદહ શાન્ બરૂ નેશાન્દ
૫૫૪ ચુ નાન્ ખુર્દહ શુદ મજલેસ આરાસ્તન્દ
મયો ફુદો રામેશગરાન્ ખાસ્તન્દ
ચુ સરૂ પુરૂ શુદ અઝ બાદએ ખુસ્રવી
શઘાદ અન્દરૂ આશોફ્ત અઝ બદ ખવી
ચુનીન્ ગોફ્ત બા શાહે કાબુલ કે મન્
હમી સરૂ ફરાઝમ બહરૂ અન્જુમન્
બેરાદરૂ ચુ રોસ્તમ ચુ દસ્તાન્ પેદરૂ
અઝીન્ નામવરૂ તરૂ કે દારદ ગોહરૂ
અઝ શાહે કાબુલ બરૂ આશોફ્તો ગોફ્ત
કે ચન્દીન્ ચે દારમ સખુન દરૂ નેહોફ્ત
તો અઝ તોખ્મએ સામે નયરમ નઈ
બેરાદરૂ નઇ ખીશે રોસ્તમ નઈ
નકર્દસ્ત યાદ અઝ તો દસ્તાને સામ
બેરાદરૂ ઝે તૂ કય બરદ નીઝ નામ
તો અઝ ચાકરી કમતરી બરૂ દરશ
બેરાદરૂ નખાનદ તોરા માદરશ
ઝે ગોફ્તારે ઊ તન્ગદેલ શુદ શઘાદ
બરૂ આશોફ્ત સરૂ સુએ ઝાબુલ નેહાદ
હમી રફ્ત બા કાબુલી ચન્દ મરૂદ
દેલી પુરૂ ઝે કીન લબ્ પુરૂ અઝ બાદે સરૂદ
૫૫૫ બેયામદ બદરૂગાહે ફરૂરોખ પેદરૂ
દેલી પુરૂ ઝે ચારહ પુરૂ અઝ કીનહ સરૂ
હમાનગહ ચુ રૂએ પેસરૂ દીદ ઝાલ
ચુનાન્ બોર્ઝ બાલાઓ આન્ ફરૂરો યાલ
બેપુર્સીદો બેસ્યારૂ બેન્વાખ્તશ
હમાનગહ બરે પીલતન તાખ્તશ
ઝે દીદારે ઊ શાદ શુદ પહલવાન્
ચુ દીદશ ખેરદમન્દો રઉશનરવાન્
ચુનીન્ ગોફ્ત કઝ તોખ્મએ સામે શીરૂ
નઆયદ મગરૂ ગુરૂમન્દો દેલીરૂ

જેથી મારે લીધે રૂસ્તમનું સર ઉસકોઈ આવશે-અને આપણાં આ નામીચાં શેહર તરફ આવશે.

હવે તેના આવવાના માર્ગમાં તુ એક શેકારગાહ જોઈ રાખજે-અને તે શેકારગાહમાં ઘણા સરખા ખાડા ખોદાવી રાખજે

તે ખાડા રૂસ્તમ અને રખ્શનાં માપના બનાવજે-અને તેનાં તળિયાંમાં લામ્બા નેઝાઓ જડાવજે

તે સઘળા નેઝા અને ખંજર ઝેહરી પાણી પાયલાજ હોય-ભાલાઓ ઉપરથી રાખજે અને ખંજરો નીચે રાખજે.

દરેક જગ્યાએ એવા ખાડા ખોદાવજે એવા મોટા કે જેની અંદર પીલતન રૂસ્તમ દટાઈજ જાય

વળી જ્યારે તુ આફતથી મોકળોજ થવા માગતો હોય-ત્યારે જો તું પાચ ખાડા ખોદાવતો હોય તો દશ ખોદાવજે કે તે વધારે સારૂં.

આ કામ ઉપર તું સો યુક્તિવાળા કારીગરોને રોકજે-અને ખાડા ખોદાવજે આ વાતનો ભેદ પવન વટિક જાણે નહીં.

પછી તે ખાડાની ઉપરની સપાટી સરખી કરાવી દેજે-અને કોઇ આગળ કશુ બોલતો ના"

હવે પાદશાહ ગયો અને પોતાની અકલ મનમાંથી દૂર કરી તે બેવુકૂફના કહેવા પ્રમાણે એક મજલેસ ભરી

તેણે કાબુલમાંથી નાના અને મોટાઓને બોલાવ્યા તેઓને એક આરાસ્તા ખાણા ઉપર બેસાડયા.

ખાણુ ખાઇ રહ્યા ત્યારે શરાબની મજલેસ ભરી-ત્યાં શરાબ અને તમ્બુરા તથા રામેશગરોને બોલાવી

જ્યારે બાદશાહી શરાબથી લોકોનાં સર ખુમારીથી ચકચૂર બન્યાં-ત્યારે શગાદ પોતાની બૂરી ખસલતથી છેડાઈ પડયો.

તેણે કાબુલના પાદશાહને કહ્યુ કે "હું-દરેક અનજુમનમાં સરફરાઝ છુ

રૂસ્તમ જેવો મારો ભાઇ અને દસ્તાન જેવો મારો બાપ-તો એથી પણ ઊચી બુન્યાદ કોણ ધરાવતું હશે?"

એથી કાબુલનો પાદશાહ તેનાથી ગુસ્સે થયો અને બોલ્યો-કે "હવે હું કયા સૂધી આ વાત છૂપાવી રાખુ?

તું સામ નરીમાનની અફલાદનો નથી-તુ કાઇ રૂસ્તમનો ભાઇ કે તેનો સગો નથી

સામના દસ્તાને તને કોઈ વખત યાદ પણ નથી કીધો અને ભાઇ તો તારૂં નામ પણ નથી લેતો

તુ તેના ઘરમા એક નોકર કરતાં પણ વધારે હલકો ગણાય છે-તેની મા કાંઈ તને રૂસ્તમના ભાઇ તરીકે ગણતી નથી."

શગાદ તેની વાતથી નાઉમેદ બની ગયો-અને ક્રોધમાં આવી ઝાબુલ તરફ ચાલ્યો

તે થોડાક કાબુલી માણસો સાથ ચાલવા લાગ્યો-તેનું દિલ કીનાથી ભરેલું અને હોઠ સર્દ હાયથી ભરેલા હતા

તે પોતાના મુબારક બાપની દરગાહમા આવ્યો-તેનું દિલ ફરેબથી ભરેલું અને સર કીનાથી ભરેલું હતું.

જ્યારે ઝાલે બેટાનો ચેહરો જોયો કે તે આવો કદાવર અને દમામદાર છે, ત્યારે તેજ વખતે

તેણે ખબર આફીયત પૂછી અને ઘણોક નવાઝયો-પછી તુરત રૂસ્તમની પાસે મોકલ્યો.

પીલતન પેહલવાને જ્યારે તેને ડાહ્યો અને ઉત્સાહ ભરેલો જોયો ત્યારે તે પણ તેના દીદારથી ખુશી થયો

તે બોલ્યો કે "શેર જેવા સામની તોખ્મથી-કોવતમંદ અને બહાદુર દિલાવર મર્દ સિવાય બીજા કોઈ પયદા થતાજ નથી

ચેગૂનસ્ત કારે તો બા કાબુલી
ચેગૂયદ વય અઝ્ રોસ્તમે ઝાબુલી
ચુનીન્ દાદ પાસોખ બરોસ્તમ્ શઘાદ
કે અઝ શાહે કાબુલ મકુન્ હીચ્ યાદ
અઝ્ નીકુઈ બુદ મરા પીશ્ અઝીન્
ચુ દીદી મરા ખાન્દી આફ્રીન્
કુનૂન્ મય ખુરદ જન્ગ્ સાઝદ હમી
સરૂ અઝ હર્ કસી બર્ ફરાઝદ હમી
મરા બર્ સરે અન્જુમન્ ખાર્ કરૂદ
હમાન્ ગઉહરે બદ પદીદાર્ કરૂદ
બમન્ ગોફ્ત તા ચન્દ અઝીન્ બાઝ્ સાવ્
કે બા સીસ્તાન મા નદારીમ્ તાવ્
અઝીન્ પસ નગૂયમ્ કે ઊ રોસ્તમસ્ત
ન ઝ્ મર્દીઓ ગઉહરે મન્ કમસ્ત
ન ફર્ઝન્દે ઝાલી મરા ગોફ્ત નીઝ્
વગર્ હસ્તી ઊ ખુદ નયર્ઝદ બચીઝ્
અઝાન્ મેહ્તરાન્ શુદ દેલમ્ પુર્ ઝે દરૂદ
ઝે કાબુલ બેરાન્દમ દુ રોખસારે ઝરૂદ

પેલા કાબુલી સાથે તને કેમ બને છે?-તે ઝાબુલી રૂસ્તમ માટે શું શું બોલે છે?"

શગાદે રૂસ્તમને એવો જવાબ આપ્યો-કે "કાબુલના પાદશાહની તો વાતજ ના કર.

અત્યાર આગમચ તો તે મને સારી પખે રાખતો હતો-અને જ્યારે મને જોતો ત્યારે તે મારી તારીફજ ગાતો હતો.

પણ હવે તો શરાબ પીને બધા સાથે લડયાજ કરે છે-અને દરેકને અપમાન કર્યા કરે છે

મને પણ ભર મજલેસમાં તેણે અપમાન કીધું-તેમજ પોતાની બૂરી બુન્યાદ દેખાડી આપી.

તેણે મને કહ્યું કે 'તમો કયાં સુધી અમારી પાસેથી ખંડણી માગ્યા ૫૫૬
કરશો?-શું સીસ્તાન સાથ લડવાની શક્તિ અમારાંમાં નથી?

આજ પછી હુ રૂસ્તમને ગણકારવાનો નથી-બહાદુરીમાં અને બુન્યાદમાં તેના કરતા હું ઉતરતો નથી'

વળી મને કહ્યું કે 'તું ઝાલનું ફરઝંદજ નથી-અને જો હોયબી તો તે ઝાલ પોતે મારી આગળ વિસાતમાં નથી'

તે સરદારોની સામે મારૂ દિલ ઘણુંજ દુ:ખી બન્યું-અને ફિકકે ચેહરે મેં કાબુલ છોડયું"

---

## રફ્તને રોસ્તમ્ બકાબુલ્ બફેરીબે શઘાદ્.

——:o:——

ચુ બેશ્નીદ રોસ્તમ્ બર્ આશોફ્તો ગોફ્ત
કે હર્ગેઝ્ નમાનદ સખુન્ દર્ નેહોફ્ત
અઝ્ નીઝ્ મન્દીશ વઝ્ કેશ્વરશ
કે નહ્ કેશ્વરશ બા:શહો અફ્સરશ
મન્ ઊરા બદીન્ ગોફ્તહ બી જાન્ કુનમ
બર્ ઊ બર્ દેલો દીદહ પીચાન્ કુનમ
નેશાનમ્ તોરા શાદ બર્ તખ્તે ઊય
બખાક્ અન્દર્ આરમ્ સરો બખ્તે ઊય
હમી દાશ્તશ્ ફ્રુઝે ચન્દ અરૂજ્મન્દ
સેપોર્દહ બદ્ જાયગાહે બલન્દ
વઝાન્ પસ બર્ આરાસ્ત હર્ચુનહ કાર્
બદાન્ તા બકાબુલ કુનદ કર્ઝાર્
ઝે લશ્કર્ ગુઝીન્ કરૂદ શાયેસ્તહ મરૂદ
કસીરા કે બુદ નામી અન્દર્ નબરૂદ
બેફરૂમૂદ તા સાઝે રફ્તન્ કુનન્દ
ઝે ઝાબુલ બકાબુલ નેશીમન્ કુનન્દ
ચુ શુદ કારે લશ્કર્ હમહ સાખ્તહ
દેલે પહ્લવાન્ ગશ્ત પર્દાખ્તહ
બેયામદ બરે મર્દે જન્ગી શઘાદ
કે બા શાહે કાબુલ મકુન્ રઝ્મ યાદ
અગર્ નામે તૂ બર્ નવીસમ બર્ આબ્
બકાબુલ નેયાબદ કસ આરામો ખાબ્
કે યારદ કે પીશે તો આયદ બજન્ગ્
વગર્ તૂ બેજુમ્બી કે સાઝદ દેરન્ગ્

## રૂસ્તમનું શગાદના ફરેબથી કાબુલમાં જવું.

——:o:——

જ્યારે રૂસ્તમે એ સાંભળ્યું ત્યારે તે ગુસ્સે થયો અને બોલ્યો-કે "કદીબી કોઈ વાત છૂપી રહેતી નથી

તું તેનો કે તેના મુલકનો કશાનો વિચાર ના કર-કારણકે નથી તેનો મુલક રહેવાનો કે નહીં તેનુ તાજ રહેવાનું.

તેના આવા સખુનો માટે હું તેનો જીવ લઇશ-તેની ઉપર તેનું દિલ અને દીદા પેચ ખાતા બનાવીશ.

તેનાં સરને અને બખ્તને ખાકમાં નાખીશ-અને તેનાં તખ્ત ઉપર તને ખુશહાલી સાથ બેસાડીશ"

પછી રૂસ્તમે તેને કેટલાક દહાડા સુધી પોતાને ત્યાં પ્યારથી રાખ્યો-અને તેના ઉતારા માટે એક બુલદ મકાન સોંપી આપ્યું

અને ત્યાર બાદ કાબુલ સાથ લડાઈ કરવાની દરેક તૈયારીઓ કીધી.

જે કોઈ કે લડાઇ કરવામાં નામીચા હતા-તેવા લાયક મર્દો તેણે ૫૫૭
લશ્કરમાંથી ચુટી કાઢયા.

તેણે ઉપડી જવાનો સામાન તૈયાર કરવા અને ઝાબુલ છોડી કાબુલમાં છાવણી નાખવા હોકમ આપ્યો

જ્યારે લશ્કરનું તમામ કામ પુરૂં થયું-અને તે કામથી પેહલવાન રૂસ્તમનુ દિલ નચિન્ત બન્યું,

ત્યારે શગાદ તે લડાયક મર્દની નઝદીક આવ્યો-અને બોલ્યો કે "તું કાબુલના પાદશાહ સાથ લડવાનો વિચાર ના કર

જો હું તારૂં નામ (કાગઝ ઉપર નહીં પણ) પાણી ઉપર લખી મોકલુ-તો તેની ધાસ્તીથી કાબુલમાં કોઇને આરામ કે ઊંઘ આવે નહીં.

તારી સામે લડવા આવવાની કોણની તાકત છે?-અને જો તું મયદાનમાં ઉતરે તો ત્યાં કોણ ઉભુ રહી શકે?

બરૂ આનમ્ કે ઊ ઝાન્ પશીમાન્ શુદસ્ત
વઝીન્ રફૂતનમ્ સૂએ દરૂમાન્ શુદસ્ત
બેયારદ કુનૂન્ પીશ ખાહેશગરાન્
ઝે કાબુલ્ ગુઝીદહુ ફરાવાન્ સરાન્
ચુનીન્ ગોફૂત રોસ્તમ્ કે ઈનસ્ત રાહૂ
મરા ખુદ બકાબુલ્ નબાયદ સેપાહૂ
ઝવારહૂ બસો નામવરૂ સદ સવારૂ
પેયાદહૂ હમાન્ નીઝ સદ નામદારૂ

મારી ખાતેરી છે કે હવે તે પોતાનાં આ કામથી પશેમાન થતો હશે-અને મારા એમ ચાલી જવા માટે કાંઇ ઉપાય શોધતોજ હશે.

હવે કાબુલથી ઘણાક નામીચા સરદારોને પોતાની ભૂલની ઓઝરખાહી કરવા મોકલી આપશે"

રૂસ્તમે જવાબ દીધો કે "જો એમજ છે-તો મને પોતાને કાબુલ માટે લશ્કરની કાંઈજ ઝરૂર નથી

ફક્ત ઝવારેહ અને સો ઘોડેસવાર તેમજ સો પેયાદા નામદારોજ બસ છે"

## ચાહ્ કન્દને શાહે કાબુલ્ દર્ શેકાર્ગાહ્ વ ઓફ્તાદને રોસ્તમ્ દર્ આન્.

——:૦:——

૫૫૮ બદ અખ્તરૂ ચુ અઝ શહ્રે કાબુલ્ બેરફૂત
બદાન્ દશ્તે નખ્ચીરૂ શુદ શાહૂ તફૂત
બેઆરુદ અઝ મેયાન્ લશ્કરી ચાહૂ કન્
કુજા નામ્ બોર્દન્દ અઝાન્ અન્જુમન્
સરાસરૂ હમહૂ દશ્તે નખ્ચીરૂગાહૂ
હમહૂ ચાહૂ કન્દન્દ દરૂ ઝીરે રાહૂ
ઝદહૂ હર્બહારા બુન્ અન્દરૂ ઝમીન
હમાન્ તીઘો ઝૂબીનો શમ્શીરે કીન્
બચારહૂ સરે ચાહૂરા કરૂદ ફૂરૂ
કે મર્દુમ નદીદીઓ ચશ્મે સોતૂરૂ
ચુ રોસ્તમ દમાન્ સરૂ બરફૂતન્ નેહાદ
સવારી બરૂ અફૂગન્દ પૂયાન્ શઘાદ
કે આમદ ગવે પીલતન્ બી સેપાહૂ
તો પીશ આયો ઝાન્ કર્દહૂ ઝેન્હારૂ ખાહૂ
સેપહૂદારે કાબુલ્ બરૂ આમદ ઝે શહ્રૂ
ઝબાન્ પુરૂ ઝે પૂઝેશ રવાન્ પુરૂ ઝે ઝહ્રૂ
ચુ ચશ્મશ બરૂએ તહમ્તન્ રસીદ
પેયાદહૂ શુદ અઝ અસ્પ્ ફૂરા બેદીદ
ઝે સરૂ શારએ હેન્દવી બરૂગેરેફૂત
બરહૂનહૂ શુદો દસ્ત બરૂ સરૂ ગેરેફૂત
૫૫૯ હમાન્ મૂઝહૂ અઝ પાય બીરૂન્ કશીદ
બઝારી બમેઝ્ગાન્ ઝે દેલ્ ખૂન્ કશીદ
દો રોખરા બખાકે સેયહૂ બરૂ નેહાદ
હમી કરૂદ પૂઝેશ ઝે કારે શઘાદ
કે ગરૂ મસ્ત શુદ બન્દહૂ અઝ બીહુશી
નમૂદ અન્દરૂ આન્ બીહુશી સરૂકશી
સઝદ ગરૂ બેબખ્શી ગુનાહે મરા
કુની તાઝહૂ આઇનો રાહે મરા
હમી રફૂત પીશશ બરહૂનહૂ દો પાય
સરી પુરૂ ઝે ગર્દો દેલી પુરૂ ઝે રાય
બેબખ્શીદ રોસ્તમૂ ગુનાહે વરા
ફેઝૂન કરૂદ અઝાન્ પાયગાહે વરા

## કાબુલના પાદશાહનું શેકારગાહમાં ખાડા ખોદાવવું અને રૂસ્તમનું તેમાં પડવું.

——:૦:——

એણીગમ જ્યારે બૂરા સેતારાનો શગાદ કાબુલ છોડી ગયો-ત્યારે ત્યાંનો પાદશાહ તુરત શેકારગાહનાં જંગલ તરફ દોડ્યો

તે પોતાની સાથે ખાડા ખોદનારાની એક ટોળીને લઈ ગયો-જેઓએ કાબુલમાં તે કામમા મોટી નામના મેળવેલી હતી.

તેઓએ તે શેકારગાહના તમામ જંગલના રસ્તાની નીચે સઘળે ખાડાઓ ખોદયા

અને તેમા ભાલા, તલવાર, બે ધારી છરા વગેરે લડાઈના હથિયારોને હાથા તરફથી ઝમીનમા જડી લીધા

અને યુક્તિથી તે ખાડાના મો એવા ઢાકી દીધા કે માણસ તેમજ જાનવરોની આંખો તે જોઇ શકે નહીં

જ્યારે રૂસ્તમ શિતાબી કરતો જવા માટે ઉપડ્યો ત્યારે શગાદે એક સવાર કાબુલ તરફ દોડાવ્યો

અને કહેવાડિયુ કે "પીલતન પેહલવાન લશ્કર વગરજ આવી લાગે છે-માટે તું તેની સામે આવી તારા કીધેલા કામની માફી માગજે"

જેથી કાબુલનો સરદાર શેહરમાથી બાહેર નીકળ્યો-જો કે તેની ઝબાન માફીથી ભરેલી હતી પણ તેનો જીવ તો ઝેહરથીજ ભરેલો હતો

જ્યારે તેની નઝર તેહમ્તન રૂસ્તમ ઉપર પડી-ત્યારે જેવો તેને જોયો તેવોજ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો

તેણે માથા ઉપરથી હિંદી પાઘડી ઉતારી-પોતાનુ માથું ઉઘાડી મૂક્યુ અને બન્ને હાથ સર ઉપર ધર્યા

તેમજ પગમાથી જોડા પણ કાઢી નાખ્યા અને આજેઝી કરતો લોહીનાં આંસુએ રડતો ગયો

અને તે પોતાના બન્ને ગાલ સીઆહ ખાક ઉપર મૂકી-શગાદની બાબત માટે માફી માગવા લાગ્યો.

અને બોલ્યો કે "અગર તારા ગોલામે શરાબની મસ્તીમા ગાફેલ બની જઇ-તે ગફલતમાં કાઇ હુલ્લડાઈ કીધી હોય,

તો તે મારો તકસીર માફ કરશે તો તને સારૂ લાગશે-અને મારાં રાજપાટને તે પાછી રઉનક આવેલી કહેવાશે"

તે ઉઘાડે પગેજ તેની આગળ ચાલવા લાગ્યો-તેનું સર ધૂળથી ભરેલું અને દિલ યુક્તિથી ભરેલું હતુ

રૂસ્તમે તેનો ગુનાહ માફ કીધો-અને તેનો મરતબો ઝેયાદા કીધો

બેફરૂમૂદ તા સરૂ બેપુશીદો પાય
બઝીન બરૂ નેશસ્તો બેયામદ ગે જાય
બરે શહરે કાબુલ યકી જાય બૂદ
કે સબ્ઝી ઝમીનશ દેલારાય બૂદ
બદૂ અન્દરૂન આબો ચન્દી દેરખ્ત
બશાદી નેહાદન્દ હરૂ જાય રખ્ત
બસી ખુર્દનીહા બેયાવરૂદ શાહ
બેયારાસ્ત ખુરૂરમ યકી જશનગાહ
મય આવર્દો રામેશગરાનરા બેખાન્દ
મેહાનરા બતખ્તે મેહી બરૂ નેશાન્દ
અઝાન પસ બરોસ્તમ ચુનીન ગોફ્ત શાહ
કે ચૂન શયત આયદ બનખ્ચીરગાહ
યકી જાય દારમ કે બરૂ દશ્તો કોહ
બહરૂ જાય નખ્ચીરૂ ગશતહ ગોરૂહ
હમહ દશ્ત ઘોર્મસ્તો આહુઓ ગૂરૂ
કસીરા કે બાશદ તગાવરૂ સોતૂરૂ
બચન્ગ આયદશ ગૂરો આહૂ બદશ્ત
અઝ આન દશ્તે ખુરૂરમ નશાયદ ગુઝશ્ત
ઝે ગોફ્તારે ઊ રોસ્તમ આમદ બશૂરૂ
અઝ આન દશ્તે પુરૂ આબો નખ્ચીરો ગૂરૂ
બચીઝી કે આયદ કસીરા ઝમાન
બેપીચદ દેલશ કઝ બેગર્દદ ગમાન
ચુનીન કારૂ દારદ જહાને જેહાન
નખાહદ કુશાદન બમા બરૂ નેહાન
બદર્યા નેહન્ગો બહામૂન પલન્ગ
હમાન શીરે જન્ગઆવરે તીઝ ચન્ગ
અબા પશ્શાહો પીલ દરૂ ચન્ગે મરૂગ
યકી બાશદ ઈદરૂ ખુદન નીસ્ત બરૂગ
બેફરૂમૂદ તા અસ્પરા ઝીન કુનન્દ
હમહ દશ્ત પુરૂ બાઝો શાહીન કુનન્દ
કમાને કયાની બતર્કશ નેહાદ
હમી રાન્દ બરૂ દસ્તે ઊ બરૂ શઘાદ
ઝવારહ હમી રફ્ત બા પીલતન
તની ચન્દ અઝાન નામદારૂ અન્જુમન
બનખ્ચીરૂ લશ્કરૂ પરાગન્દહ શુદ
બરાબરૂ બયકૂસૂ અઝાન કન્દહ શુદ
ઝવારહ તહમ્તન બરૂ આન રાહ બૂદ
કે બહરે ઝમાન કન્દરૂ આન ચાહ બૂદ
હમી રખ્શ અઝાન ખાકે નવ ચાફ્ત બૂય
તને ખીશરા ગેરૂદ કર્દહ ચુ ગૂય
હમી જસ્તો તર્સાન શુદ અઝ બૂએ ખાક
ઝમીનરા બનઅલશ હમી કરૂદ ચાક
બેઝદ ગામ રખ્શે તગાવરૂ બરાહ
ચુનીન તા બેયાયદ મેયાને દો ચાહ
દેલે રોસ્તમ અઝ રખ્શ શુદ પુરૂ ઝે ખશમ
ઝમાનહ ખેરદરા બેપૂશીદ ચશમ
યકી તાઝેયાનહ બરૂ આવરૂદ નરૂમ
બરૂ ઊ તન્ગ્દેલ રખ્શરા કરૂદ ગરૂમ
ચુ ઊ તન્ગ શુદ દરૂ મેયાને દો ચાહ
ઝે ચન્ગે ઝમાનહ હમી જુસ્ત રાહ

તેણે ફરમાવ્યું જેથી તે સરદારે પાછી પાઘડી અને જોડા પેહેર્યા-અને પાછો ઘોડા ઉપર સવાર થઇ આગળ ચાલ્યો

કાબુલ શેહરની નજદીકમાં એક જગ્યા હતી-જેની ઝમીન લીલોતરીથી દિલને ખુશ કરનારી હતી

તે જગ્યામાં પાણી અને કેટલાંક ઝાડપાનો હતાં-જેથી ત્યાંજ તેઓએ ખુશી થઇ છાવણી નાખી.

કાબુલના પાદશાહે પુષ્કળ ખોરાક લાવી હાઝેર કર્યા-અને ખુશી ભરેલી એક મજલેસ ભરી.

મય, લાવવામાં આવ્યો અને રામેશગરોને બોલાવી-પેલા ઝાબુલના સરદારોને બુઝોર્ગી ભરેલાં તખ્ત ઉપર બેસાડયા. ૫૬૦

ત્યાર બાદ પાદશાહે રૂસ્તમને કહ્યું-કે "જો તને શેકારગાહની મરજી થાય,

તો મારી એક શેકારગાહ છે જ્યાં મયદાન અને પહાડ ઉપર-દરેક જગ્યાએ શેકારો ઉભાઈ જાય છે.

સઘળુ જંગલ મેંઢાં, હરણ અને ગોરખરથી ભરેલું છે-જે કોઇનો ઘોડો કે મઝબૂત દોડનારો હશે,

તે શિકારનાં જંગલમાંથી ગોરખર અને હરણનો શિકાર મળી આવશે-એવાં સુંદર જંગલમાં શિકાર કરવાની તક હાથમાંથી જતી મૂકવી નહીં જોઇયે."

તેની તે પાણીવાળા જંગલની અને શેકાર તેમજ ગોરખરની વાત સાંભળી રૂસ્તમ ઉસકેરાઈ આવ્યો

કારણ જ્યારે કોઈનું મોત આવી લાગે છે, ત્યારે નજીવી ચીઝથી પણ-તેનું દિલ ફરી જાય છે અને તેનો વિચાર ઉલટાઈ જાય છે

ફરતા ઝમાનાનું કામ આવુંજ હોય છે-પોતાનો ભેદ ભરમ તે કોઇ આગળ ખોલવાનો નથી

દર્યામાં વસતા મગરમચ્છ અને જંગલમાંના ચિત્તા-તેમજ તેઝ ચુંગાલના લડાયક સિંહો,

તે સાથે વળી નાનામાં નાનું મચ્છર તેમજ હાથી મોતના પંજામાં સઘળાં એક સરખાજ છે-અત્રે કોઈ રહેવાનું નથી. માટે દુન્યા છોડવાનીજ છે.

રૂસ્તમે હોકમ કીધો કે "ઘોડાને ઝીન બાંધો-અને તમામ જંગલ બાઝ અને શકરાથી ભરેલું કરો." ૫૬૧

તેણે કયાની કમાન તર્કશ ઉપર બાંધી લીધી-રૂસ્તમના એક હાથ ઉપર શગાદ ચાલવા લાગ્યો

પીલતન રૂસ્તમ સાથે ઝવારેહ પણ ચાલવા લાગ્યો-તેમજ તે નામદાર લોકોમાંથી બીજા કેટલાક જણ પણ ગયા

તે શેકારગાહમાં સઘળાઓ વીખરાઇ ગયા-બરાબર પેલા ખાડાઓથી એક તરફજ ગયા.

પણ મોતને લીધે ઝવારેહ અને પીલતને તેજ રસ્તો લીધો કે જ્યા ખાડા ખોદેલા હતા

રખ્શ ઘોડાને પેલી નવી બનાવેલી જગ્યાની વાસ આવી-જેથી તેણે પોતાનાં બદનને દડીની મિસાલ ગોળ કરી નાખીને,

તે ભડકવા લાગ્યો અને પેલી માટીના વાસથી ધાસતી ખાવા લાગ્યો-તેમજ તે ઝમીનને પોતાની નાલથી ખોદવા લાગ્યો.

તગાવર રખ્શ પેલા બે ખાડાની વચ્ચે આવી લાગ્યો ત્યાં સુધી એજ પ્રમાણે સભાળથી તે રાહમા કદમ મૂકવા લાગ્યો

પણ રખ્શની આવી ચાલથી રૂસ્તમનું દિલ ગુસ્સા ભરેલું બન્યું-મોતે તેનાં ડહાપણની આંખ ઢાંકી દીધી હતી

તેણે તેની ઉપર ધીમેથી એક ચાબુક લગાવ્યો-અને ગભરાયલા રખ્શને તેઝ કીધો

જ્યારે રખ્શ બન્ને ખાડાની વચ્ચે બતંગ આવી ગયો-ત્યારે મોતની ચુંગાલમાંથી તે છૂટવાનો માર્ગ શોધવા લાગ્યો (યાને ખાડા કૂદાવી નાખવા ચાહ્યું). ૫૬૨

દો પાયશ ફેરૂ શુદ બયકૂ ચાહુ સારૂ
નબુદ જાએ આવીઝેશો કાર્ઝારૂ
બુને ચાહુ પુરૂ હબંહો તીઘે તીઝ
નબુદ જાએ મર્દીઓ જાએ ગુરીઝ
બેદરૂશીદ પહુલુએ રખ્શે બુઝોરૂગ્
બરો યાલે આન્ પહુલવાને સુતોરૂગ્
બેપીચીદ અઝાન્ પહુલવાને જેહાન્
બેદાનેસ્ત પસ આશ્કારો નેહાન્
બમર્દી તને ખીશરા બરૂ કશીદ
દેલીરૂ અઝ બુને ચાહુ બરૂ સરૂ કશીદ
ચુ બા ખસ્તગી ચશ્મહા બરૂ ફ્રુશાદ
બેદીદ આન્ બદઅન્દીશ રૂએ શઘાદ
બેદાનેસ્ત કાન્ ચારહો શાહે ઊસ્ત
શઘાદે ફેરીબન્દહ બદખાહે ઊસ્ત
બદૂ ગોફ્રુત કય મર્દે બદબખ્તે શૂમ
ઝે કારે તો વયરાન્ શુદ આબાદ બૂમ
પશીમાની આયદ તોરા ઝીન્ સુખન્
બેપીચી અઝીન્ બદ નગર્દી કોહન્
૫૧૩ ચુનીન્ પાસોખ આવરૂદ ના કસ શઘાદ
કે ગરૂદૂને ગર્દાન્ તોરા દાદ દાદ
તો ચન્દીન્ ચે યાઝી બખૂન્ રીખ્તન્
બહરૂ સૂ બતારાજો આવીખ્તન્
ગહ આમદ કે બરૂ તૂ સરૂ આયદ ઝમાન્
શવી કોશ્તહ બરૂ દામે અહુરીમનાન્
હમાન્ગહ સેપહદારે કાબુલ ઝે રાહ
બેયામદ બરાન્ દશ્તે નખ્ચીરૂગાહ
ગવે પીલતન્રા ચુનાન્ ખસ્તહ દીદ
હમહ ખસ્તગીહાશ ના બસ્તહ દીદ
બદૂ ગોફ્રુત કય નામદારે સેપાહ
ચે બૂદત બરીન્ દશ્ત નખ્ચીરૂગાહ
શવમ ઝૂદ ચન્દી પેઝેશ્ક આવરમ
ઝે બહરે તો ખૂનીન્ સેરેશ્ક આવરમ
મગરૂ ખસ્તગીહાત ગર્દદ દુરોસ્ત
નબાયદ મરા રોખ બખૂનાબ્ શોસ્ત
તહમ્તન્ ચુનીન્ દાદ પાસોખ બદૂય
કે અય મર્દે બદગઊહરે ચારહ જૂય
સરૂઆમદ મરા રૂઝગારે પેઝેશ્ક
તો બરૂ મન્ મયાલાએ ખૂનીન્ સેરેશ્ક
૫૬૪ ફરાવાન્ બેમાની સરૂઆયદ ઝમાન્
કસી ઝેન્દહ બરૂ નુગ્ઝરદ આસ્માન્
ન મન્ બીશ દારમ ઝે જમશીદ ફરૂ
કે બુગ્રીદ દુશ્મન્ મેયાનશ બઅરૂ
હમાન્ અઝ ફરીદૂનો અઝ કયકોબાદ
બુઝોર્ગાનો શાહાને ફરૂરોખ નેઝાદ
ચુ અફ્રાસ્યાબ્ આન્ બદઅન્દીશ મરૂદ
કે કયખુસ્રવ ઊરા બદૂનીમ કરૂદ
ગલૂએ સેયાવુશ બખન્જરૂ બુરીદ
ગોરૂઇઝેરેહ ચૂન ઝમાનશ રસીદ
હમહ શહરૂયારાને ઈરાન્ બુદન્દ
બરઝમ અન્દરૂન્ નરૂશ્હ શીરાન્ બુદન્દ

પણ એક ખાડામાં તેના બન્ને પગ પડી ગયા-હવે તે જગ્યા કાંઈ તેને માટે બાથ ભીડવાની કે લડાઇ કરવાની નહીં હતી

ખાડાનુ તળિયું ભાલા અને તેઝી તલવારોથી ભરેલું હતું-ત્યાં મર્દાનગી દેખાડવાનો વખત ન હતો તેમજ નાસી જવાનો પણ માર્ગ નહીં હતો.

મહાન રખ્શની પેહલૂ તેમજ તે ઝબરદસ્ત પેહલવાનની છાતી અને ગર્દન ચીરાઇ ગઇ.

એ દુ:ખથી તે જેહાનનો પેહલવાન પોતાની ઉપર મરોડાયો-પછી સઘળી બીના સમજી ગયો.

તેણે મર્દાનગી કરીને પોતાનાં તનને બાહેર કાઢયું-અને તે દિલાવરે પેલા ઊડા ખાડામાથી ડોકું ઉપર કીધું

જ્યારે ઝખ્મી હાલત સાથ તેણે પોતાની આંખો ખુલ્લી કીધી-અને પેલા બદવિચારના શગાદનુ મો જોયુ,

ત્યારે તે સમજી ગયો કે "આ યુકિત અને ચારો તેનોજ છે-અને દગાબાઝ શગાદજ તેનો દુશ્મન છે."

તે બોલ્યો કે "ઓ નેહસ્ત કદમના બદબખ્ત'-તારાજ કરતુકથી ઝાબુલનો આબાદ મુલક વયરાન થયો છે

આ વાતથી તને પસ્તાવો આવશે-આ બૂરા કામથી તુ મરશે, લામ્બો વખત જીવશે નહી"

ના લાયક શગાદે એવો જવાબ દીધો-કે "ફરતા આસ્માને તને પુરો ઇન્સાફ આપ્યો છે

દુન્યાની ચારે બાજૂએ ખરાબી, લડાઈ-અને ખૂનરેઝી તુ કયા સુધી કર્યા કરશે?

હવે વખત આવ્યો છે કે તારો ઝમાનો આખેર થાય તું એહરેમનની જાળમા સપડાયલો માર્યો જશે"

તેવામાજ રસ્તેથી કાબુલનો સરદાર તે રોકારગાહના જંગલમાં આવી લાગ્યો

તેણે પીલતન પેહલવાનને ઝખ્મી થયલો જોયો-તેના તમામ ઝખ્મો વહેતા જોયા

તેણે રૂસ્તમને કહ્યુ કે "ઓ લશ્કરના નામદાર સરદાર' આ શેકાર ગાહના જંગલમા તને શું થયુ?

હુ તારે માટે લોહીના આસુ વરસાઉં છુ-અને અહીથી જલ્દી જઇને તબીબોને લઇ આઉ છુ,

કે જેથી તારા સઘળા ઝખ્મો સારા થઈ જાય-અને મને લોહીનાં આસુએ રડવુ નહી પડે"

તેહમ્તને તેને એવો જવાબ દીધો-કે "ઓ ફરેબ ભરેલા બૂરી બુન્યાદના ચડાળ!

મારે માટે વૈદોને બોલાવવાનો વખત હવે વહી ગયો-તુ લોહીનાં આસુ મારે માટે ના રેડ

તું ઘણી લામ્બી ઝિંદગી ગુઝારશે તો પણ મોત એક દિવસ આવ્યા વગર રહેવાનુ નથી-કોઇ જીવનો આસ્માન ઉપરથી બીજી જેહાન જવાનો નથી

હુ કાઇ પાદશાહ જમશીદ કે જેની કમરને દુશ્મનોએ કરવતીથી વહેરી નાખી હતી, તેના કરતા વધારે દબદબો ધરાવતો નથી

તેમજ ફરીદૂન, કયકેબાદ કે બીજા બુઝોર્ગો અને મુબારક બુન્યાદના પાદશાહો કરતા હુ કાંઇ વધારે નથી

તેમજ અફ્રાસિયાબ જેવા બૂરા વિચારનો મર્દ-કે જેના કયખુસરૂએ બે ટૂકડા કીધા હતા

તેમજ શાહઝાદો સિયાવક્ષ કે જ્યારે તેનો વખત આવી પુગ્યો ત્યારે ગોર્વીઝેરેહે તેનું ગળુ ખજરથી કાપી નાખ્યું.

એ સઘળા ઈરાનના પાદશાહો હતા-અને લડાઈના નરશેરો હતા

બેરફૂતન્દો મા હીરૂ તરૂ માન્દહૂ ઈમ
ચુ શીરે ઝેયાન્ બરૂ ગુઝરૂ માન્દહૂ ઈમ
ફરામરૂઝ પૂરે જહાન્બીને મન્
બેયાયદ બેખાહદ ઝે તૂ કીને મન્

તેઓ ચાલી ગયા અને આપણે જરા વધારે લાંબો વખત રહ્યા છિયે-અને વિકરાળ સિંહ મિસાલ કુચ કરવાના માર્ગમાં રહી ગયા છિયે..

મારો વહાલો બેટો ફરામર્ઝ-અહીં આવશે અને મારો કીનો તારી પાસેથી લેશે"

## કોશતને રોસ્તમ્ શઘાદ્‌રા વ મોર્દને રોસ્તમ્ વ ઝવારહ્.

——:०:——

ચુનીન્ ગોફ્તૂ પસ્ બા શગાદે પલીદ
કે અક્નૂન કે બરૂ મન્ ચુનીન્ બદ રસીદ
ઝે તર્કશ બરૂ આવરૂ કમાને મરા
બકારૂ આવરૂ આન્ તર્જમાને મરા
બઝેહ કુન્ બેનહ પીશે મન્ બા દો તીરૂ
નબાયદ કુજા શીરે નખ્ચીરૂગીરૂ
બદશ્ત અન્દરૂ આયદ બરાએ શેકારૂ
મન્ ઈન્ જા ફેતાદહ ચુનાન્ તન્ ફેગારૂ
બેબીનદ મરા જૂ ગઝન્દ આયદમ
કમાન્ ચૂન્ બુવદ સૂદમન્દ આયદમ
નદરૂરદ મગરૂ ઝેન્દહ શીરાન્ તનમ
ઝમાની બુવદ તન્ બખાકૂ અફગનમ
શઘાદ આમદ આન્ ચરૂખરા બરૂ કશીદ
બઝેહ કરૂદ યકુબારહ અન્દરૂ કશીદ
બેખન્દીદો પીશે તહમ્તન્ નેહાદ
બમર્ગે બેરાદરૂ હમી બૂદ શાદ
તહમ્તન્ બસખ્તી કમાન્ બરૂ ગેરેફ્ત
બદાન્ ખસ્તગી પીચેશ અન્દરૂ ગેરેફ્ત
બેરાદરૂ ઝે તીરશ બેતર્સીદ સખ્ત
બેયામદ સેપરૂ કરૂદ તન્રા દેરખ્ત
દેરખ્તી બુદ અન્દરૂ બરે ઊ ચનારૂ
બરૂ ઊ બરૂ ગુઝશ્તહ બસી રૂઝગારૂ
મેયાનશ તેહી શાખો બર્ગશ બજાય
નેહાન્ શુદ પસશ મર્દે નાપાક રાય
ચુ રોસ્તમ ચુનાન્ દીદ બેફ્રાખ્ત દસ્ત
ચુનીન્ ખસ્તહ અઝ તીરૂ બુકુશાદ શસ્ત
દેરખ્તો બેરાદરૂ બહમ બરૂ બેદૂખ્ત
બહન્ગામે રફ્તન્ દેલશ બરૂ ફેરૂખ્ત
શઘાદ અઝ પસે ઝખ્મે ઊ આહ કરૂદ
તહમ્તન્ બરૂ ઊ દરૂદ કૂતાહ કરૂદ
ચુનીન્ ગોફ્ત રોસ્તમ કે યઝદાન્ સેપાસ
કે બૂદમ હમહ સાલહ યઝદાન્ શેનાસ
કઝ આન્ પસ કે જાનમ રસીદહ બલબ્
બરીન્ કીને મન્ રૂઝ નામદ બશબ્
મરા ઝૂરૂ દાદી કે અઝ મરગ્ પીશ
અઝીન્ બી વફા બેરાદરમ કીને ખીશ
ગુનાહમ બેયામોર્ઝી પૂઝેશ પઝીરૂ
કે હસ્તી તો બખ્શાન્દહો દસ્તગીરૂ

## રૂસ્તમનું શગાદને મારવું અને રૂસ્તમ તથા ઝવારેહનું મરી જવું.

——:०:——

પછી રૂસ્તમે પલીદ શગાદને એ પ્રમાણે કહ્યું-કે "હવે જ્યારે મારી ઉપર એવી રીતની બૂરાઇ આવી પડી છે,

તેવે વખતે તું તરકશ ઉપરથી મારી કમાન બાહેર કાઢ-તેને મારા ભોમિયા તરીકે કામમાં લાવ.

તેનો ચિલ્લો ચઢાવ અને બે તીર સાથે મારી નઝદીક મેલ-એવું ૫૬૫
નહીં થાય કે શેકાર પકડનારો સિંહ,

શેકારને માટે આ જંગલમાં આવે-અને મને એવી રીતનો ઝખ્મી તનનો આ જગ્યાએ તે પડેલો,

જોય તો મને તેનાથી નુકસાન પુગે-પણ જો મારી કમાન હશે તો મને કામ લાગશે.

હું જીવતો છું ત્યાં સૂધી તે સિંહો, મારાં બદનને ફાડી ખાઈ શકશે નહીં-એક થોડોક વખત પછીજ હું મારૂં શરીર ખાકમાં નાખીશ"

શગાદ આવ્યો અને તે કમાન બાહેર કાઢી-અને એક મરતબે ખેચી તેને ચિલ્લો ચઢાવ્યો.

તે હસ્યો અને તે તેહમ્તનની નઝદીક મૂકી-ભાઇના મરણ માટે તે ખુશહાલ થતો હતો.

તેહમ્તને બહુ મુશ્કેલીથી તે કમાન લીધી-પોતાને થયલા ઝખ્મોને લીધે તે પેચ ખાવા લાગ્યો.

તેનો ભાઈ શગાદ તેના તીરથી ઘણો બીધો-અને નાસી આવીને એક ઝાડને પોતાનાં શરીર માટે આડી ઢાલ બનાવી

તેની નઝદીકમાજ એક ચનારનું ઝાડ હતું-જેની ઉપર પુષ્કળ ઝમાનાઓ પસાર થઇ ગયા હતા.

તેનું થડ પોકળ થઈ ગયું હતુ અને તેની ડાળ અને પાદડા હજી કાયમ રહેલાં હતા-તેની પાછળ તે ઊંધી અકલનો મર્દ છૂપાઈ ગયો.

જ્યારે રૂસ્તમે તેને એમ સંતાયલો જોયો ત્યારે હાથ ઊંચે કરીને-તે ૫૬૬
ઝખ્મી થયલો હતો તે છતાં હાથમાંથી તીર છોડયો.

અને પેલાં ઝાડને અને પોતાના ભાઇને બન્નેને સાથે સીવી લીધા-અને મરતી વખતે પણ તેનું દિલ ખુશહાલ બન્યુ

શગાદે રૂસ્તમના ઝખ્મ પછી એક હાય મારી-પણ તેહમ્તને તેનું દુ:ખ ઓછુંજ કરી નાખ્યું (યાને તે તુરતજ માર્યો ગયો).

પછી રૂસ્તમ એ પ્રમાણે બોલવા લાગ્યો કે "પાક યઝદાનના શુકરાના હોજો!-કે હું સઘળા વર્ષ ખોદાતાલાને પિછાનનાર તરીકેજ રહ્યો

મરતી વખતે પણ દુશ્મન ઉપર કીનો લેતાં મારો દિવસ અસ્ત નથી પામ્યો

તેંજ મને આવું કૌવત આપ્યું કે મરી જવા આગમજ-તે બેવફા ભાઇ ઉપર મેં મારો કીનો લીધો

મારો જે કાંઈ ગુનાહ હોય તે માફ કર અને મારી માફી કબૂલ કર-કારણકે તુંજ સાહેબ બક્ષેશનો કરનારો અને મદદનો કરનારો છે.

હમાન્ શાહે પયઘમ્બરો દીને તૂ
પઝીરોફૂતમો શાહો આઇને તૂ
ચુ દારમ રહે દીનો આઇને પાકૂ
રવાનમ્ કુનૂન્ ગરૂ બરૂ આયદ્ ચે બાકૂ
બઝીનૂ બરૂ અફ્રૂઝ જાને મરા
બતોસ્ત આશકારા નેહાને મરા
૫૬૭ બેગોફ્ત ઇનો જાનશ બરૂ આમદ્ ઝે તન્
બરૂ ઊ બારો ગેર્યાન્ શુદન્દ અન્જુમન્
ઝવારહ્ બચાહે દેગરૂ દરૂ બેમોર્દ
સવારી નમાન્દ અઝ બુઝોર્ગાનો ખોર્દ
ચુનીનસ્ત રસ્મે સરાએ ફ્રેરીબ્
ગહી બરૂ ફ્રશાઝો ગહી બરૂ નેશીબ્

તારા મોકલેલા પયગમ્બરની રાહ અને તારી મોકલેલી દીન તેમજ તારી રાહ રવેશ અને કાયદા એ સઘળું મેં કબૂલ કર્યું છે.

અને જ્યારે હું તારી પવિત્ર દીનનો માર્ગ અને તારીજ રાહ રસ્મ ધરાઉં છું-ત્યારે હવે જો મારો જીવ નીકળી જશે તો મને શું ધાસ્તી છે?

મારી સઘળી છૂપી વાતો તને ખબર છે-માટે તે મીનોઈ જેહાનમાં મારો જીવ રોશન કરજે"

તે એટલું બોલ્યો અને તેનો જીવ તનમાંથી નીકળી ગયો-તેનું લશ્કર તેની ઉપર રડતું અને પોકારતું થયુ ¶

ઝવારેહ બીજા ખાડામાં પડી મરણુ પામ્યો-અને નાના મોટા સવારો માંથી એક પણ બચી શકયો નહીં.

આ ફરેબ ભરેલી દુન્યાની રાહ રસ્મ એવીજ રીતની છે-કોઇ વખત એક જણને આસ્માન ઉપર ચઢાવે છે અને કોઇ વખત નીચે તોડી પાડે છે.

## આગાહી યાફ્તને ઝાલ્ અઝ્ કોશતહ્ શુદને રોસ્તમ્ વ ઝવારહ્ વ આવર્દને ફ્રરામર્ઝ્ તાબૂતે ઇશાન્રા વ બદખ્મહ્ નેહાદન્.

અઝાન્ નામદારાન્ સવારી બેજસ્ત
ગહી શુદ્ પેયાદહ્ ગહી દરૂનેશસ્ત
બેયામદ્ સુએ ઝાબુલેસ્તાન્ બેગોફ્ત
કે પીલે ઝેયાન્ ગશ્ત બા ખાક્ જોફ્ત
ઝવારહ્ હમાનો સેપાહશ હમાન્
સવારી નરસ્ત અઝ બદે બદ્ગમાન્
ખોરૂશી બરૂ આમદ્ ઝે ઝાબુલસેતાન્
ઝે બદ્ખાહ્ વઝ શાહે કાબુલસેતાન્
હમી રીખ્ત ઝાલ્ અઝ બરે યાલ્ ખાક્
હમી કર્દ રૂયો બરે ખીશ ચાક્
હમી ગોફ્ત ઝારૂ અય ગવે પીલતન્
નખાહદ કે પૂશદ તનમ જોઝ કફ્રન્

ગવે સરફ્રરાઝ અઝ્દહાએ દેલીરૂ
ઝવારહ્ કે બુદ નામબરૂદારૂ શીરૂ
૫૬૮ શગાદ્ આન્ બનફ્રીને શૂરીદહ્ બખ્ત
બેકન્દ અઝ બુન્ આન્ ખુસ્રવાની દેરખ્ત
કે દાનદ કે બા શીરૂ રૂબાહ્ શૂમ
હમી કીન્ સેગાલદ બદાન્ મર્ઝો બૂમ

## ઝાલનું રૂસ્તમ અને ઝવારેહના માર્યા જવા માટે વાકેફ થવું અને તેઓનાં શબની પેટી ફ્રરામર્ઝે લઈ આવવી અને તે લાશોને દખ્મામાં મૂકવી.

તે નામદારોમાંથી એક સવાર છટકી જવા પામ્યો-તે સવાર કભી પેયાદો થતો અને કભી સવાર થતો,

ઝાબુલેસ્તાન તરફ આવી લાગ્યો અને બોલ્યો-કે "મસ્ત હાથી (રૂસ્તમ) ખાક બરાબર થઇ ગયો છે

તેમજ ઝવારેહ અને તેનું લશ્કર પણ માર્યું ગયું છે-અને દુશ્મનની બદીથી એક પણ સવાર છૂટી શકયો નથી"

એ સાભળી પેલા બદખાહ શગાદ માટે તેમજ કાબુલના પાદશાહ માટે ઝાબુલમાથી પોકાર નીકળ્યા

ઝાલ પોતાનાં ખભાં ઉપર ખાક છાંટવા લાગ્યો-અને પોતાનું મોઢું અને છાતી ચાક કરવા લાગ્યો

તે રૂદન કરવા લાગ્યો કે "ઓ હાથી જેવાં શરીર ધરાવનાર પેહલવાન! આ શુ માતમ?-હવે મારૂ શરીર કફન સિવાય કાંઇ માગશે નહીં (એટલે હવે મારૂ મોત આવશે).

ઓ દિલાવર અઝદહા મિસાલના સરફરાઝ પેહલવાન રૂસ્તમ!-તથા ઓ નામચીન સિંહ જેવા ઝવારેહ! (તમો બન્ને વહાલાઓ કયાં ગયા?)

શગાદે, તે કમબખ્ત ચંડાલે-તે પાદશાહી ઝાડને બેખમાંથી ઉખેડી નાખ્યું.

એમ કોણ જાણતું હતું કે એક નેહસ્ત કોહલી સિંહ ઉપર-કીનો લેવા માટે તે સરઝમીનમાં વિચાર ચલાવે છે?

---

¶ અફસોસ! કે આ દુન્યા ધુજાવનાર મહાન લડવૈયો આખેરે ચાલી ગયો. પોતાની મેળવેલી કીર્ત્તિ અને નામના કાયમ રાખીનેજ ગયો જો કે એને સીમોર્ગે ખુલ્લી ચેતવણી આપી હતી કે "જે કોઇ અસ્ફદિયારનું ખૂન કરશે ને પોતે તેમજ તેનું ખાન્દાન આ દુન્યામા લામ્બો વખત કાયમ રહેશે નહીં" તે છતાં પણ પોતાના સ્વમાનને ખાતેરજ તેણે પોતાનો અને પોતાનાં કુટુંબનો ભોગ આપ્યો. આ નામીચો પેહલવાન આ દુન્યામાં ખરેજ એક રેકોર્ડ કરી ગયો કે જેવો આજ સૂધી કોઈ પણ બહાદુર શખ્સે કર્યો નથી. ખુદ ફિર્દોસીનાજ બોલમાં આપણે બોલ્યે તો દુન્યા જ્યારથી પયદા થઇ ત્યારથી રૂસ્તમ જેવો એક પણ સવાર પયદા થયો નથી. **"જહાન્ આફ્રીન્ તા જહાન્ આફ્રીદ—સવારી ચુ રોસ્તમ નેયામદ્ પદીદ."**

પેહલવાન અસ્ફંદિયાર માટે કેટલાક લખનારા લખે છે કે "તે દુન્યામાં સર્વથી ઝોરાવર હતો." પણ તેઓ ભૂલી જાય છે કે જ્યારે રૂસ્તમે અસ્ફદિયાંરથી શિકસ્ત ખાધી ત્યારે રૂસ્તમ કાંઇ અસ્ફદિયાર જેવી જવાન વયનો નહીં હતો પણ ઘણી લામ્બી ઉમરનો હતો તેમજ અસ્ફંદિયારનાં બદનમાં પયગમ્બર સાહેબ ઝરતોશ્તનું કરામતી બખ્તર હતું જેમાં કોઇ પણ હથિયાર

કે દારદ બયાદ ઈન્ ચુનીન્ રૂઝગારૂ
કે ચારદ શનીદ ઈન્ ઝે આમૂઝગારૂ
કે શીરી ચુ રોસ્તમ્ બદાન્ તીરહ્ ખાકૂ
ઝે ગોફ્તારે રૂબાહ્ અર્દદ હલાકૂ
ચેરા પીશે ઈશાન્ નમોર્દમ્ બઝારૂ
ચેરા માન્દમ્ અન્દરૂ જહાન્ યાદગારૂ
દેરીગા ગવા શીરૂદેલ્ રોસ્તમા
ફેરૂઝન્દએ તોખ્મએ નયરમા
ચેરા બાયદમ્ ઝેન્દગાનીઓ નામ્
કે શુદ કન્દહ્ ઈન્ તોખ્મે દસ્તાને સામ્
ગવા શીરૂગીરા યલા મેહ્તરા
દેલાવરૂ જહાન્ગીરૂ કુન્દઆવરા
ઝે જાનમ્ બરૂ અન્ગીખ્તી તીરહ્ ગરૂદ
કે યારસ્ત બા તૂ ચુનીન્ કારૂ કરૂદ
કુનૂન્ મન્ અગરૂ કુહ્ હામૂન્ કુનમ્
વગરૂ આબે જયહૂન્ પુરૂ અઝ ખૂન્ કુનમ્
મરૂ ઈન્ કીનહ્રા અઝ કે ખાહમ્ કુનૂન્
કે બીનમ્ નયર્ઝદ જહાની બખૂન્
જહાન્ તા તો બૂદી નેગહ્ દાશ્તી
ચુ રફ્તી કુનૂન્ બરૂ કે બુગ્ઝાસ્તી
કુનૂન્ કાન્ કમરૂગાહે તૂ ગશ્ત ચાકૂ
ચે ગીતી બચશ્મમ્ ચે યકૂ મુશ્ત ખાકૂ
હમ્ આન્ગહ્ ફરામરૂઝરા બા સેપાહ્
ફેરેસ્તાદ તા રઝમ્ જૂયદ ઝે શાહ્
તને કોશ્તહ્ અઝ ખાકૂ બાઝ આવરદ
જહાન્રા બઝારી નેયાઝ આવરદ
ફરામરૂઝ ચૂન્ નઝદે કાબુલ્ રસીદ
બશહ્રૂ અન્દરૂન્ નામદારી નદીદ
ગુરીઝાન્ હમહ્ શહ્રૂ ગેર્યાન્ શુદન્દ
ઝે સૂગે જહાન્ગીરૂ બેર્યાન્ શુદન્દ
બેયામદ બરૂ આન્ દશ્ત નખ્ચીરૂગાહ્
બજાઈ કુજા કન્દહ્ બૂદન્દ ચાહ્

આવો અભાગ્યો વખત કોણુને યાદ હશે-અને કોણુ પોતાના શીખવનારાથી આ વાત સાંભળી શકશે?

કે રૂસ્તમ જેવો એક સિંહ કોહલીની ચાપ્લુસીથી ત્યાંની સીઆહ ખાકમાં હલાક થઇ પડશે?

હું ખુવારીથી તેઓની આગળજ શા માટે નહીં મરી ગયો?-હું દુન્યામાં શા માટે તેઓનો યાદગાર તરીકે રહી ગયો?

અફસોસ! એ પેહલવાન! એ સિંહની હિમ્મતના રૂસ્તમ!-એ નરીમાનનાં ખાન્દાનને રોશન કરનાર! અફસોસ!

જ્યારે આ સામના દસ્તાનની બુન્યાદજ ખોદાઇ ગઇ છે-ત્યારે મને હવે ઝિંદગી અને નામદારી શા માટે જોઇયે?

એ બહાદુર! એ સિંહ પકડનાર! એ પેહલવાન! એ સરદાર!-એ દેશોને જીતનારા દેલાવર સેપહસાલાર!

તું મરી જઇને મારી ઝિંદગી ધૂળધાણી કરી નાખી-તારી સાથે એવું બૂરૂં કામ કરવાની કોણે હિમ્મત કીધી?

હવે હું જો પહાડને ખોદી ખણી નાખી સપાટ મયદાન બનાવી મૂકું-અથવા જયહુનનો દર્યો લોહીથી ભરેલો કરૂં,

તો પણ આ તારો કીનો હું કોણુની પાસેથી લઉં?-કારણ હું જોઉં છું ૫૬૯
કે તારાં ખૂનના બદલામાં સઘળી દુન્યાનું ખૂન પણ કશી કીમત ધરાવતું નથી.

જ્યા સુધી તુ જીવતો હતો ત્યાં સુધી તેં દેશની સંભાળ રાખી-પણ હવે જ્યારે તું ચાલી ગયો ત્યારે તે કામ તું કોણુની ઉપર છોડી ગયો?

હવે જ્યારે તારી કમર ચાક થઇ ગઈ છે-ત્યારે મારી નઝરમાં શું તમામ દુન્યા કે શું એક મુઠ્ઠી ખાક સરખીજ છે"

પછી તેજ વખત તેણે ફરામર્ઝને લશ્કર સાથે-મોકલી આપ્યો કે તે જઈ કાબુલના પાદશાહ સાથ લડાઇ કરે

અને તે મૂએલાં શરીરને ખાડામાંથી કાઢી લાવે-અને દુન્યાને રૂદન કરતી બનાવે.

જ્યારે ફરામર્ઝ કાબુલની નઝદીક જઈ પહોંચ્યો-ત્યારે તેણે શેહરમાં એક પણ નામદાર જોયો નહીં

આખા શેહરનાં લોકો રડતાં રડતાં નાસી ગયાં-અને તે દુન્યાને જીતનાર પેહલવાનની માતમમાં બળવા લાગ્યાં.

ત્યાંથી તે શેકારગાહનાં જંગલમાં કે જે જગ્યાએ ખાઈ ખોદેલી હતી ત્યાં આવ્યો

---

પયવસ્ત થઇ શકતું નહીં હતું જો કે આપણ કબૂલ કરીશું કે અસ્ફંદિયાર બહુજ ઝોરાવર હતો અને દરેક લડાઈમા ફતેહ પામ્યો હતો, છતાં તે રૂસ્તમ જેટલો ઝોરાવર તો કહી શકાયજ નહીં. રૂસ્તમના બુલંદ કદ, બહાદુરી અને ઝોર વિષે ખુદ અસ્ફંદિયાર જેવો બળવાન લડવૈયો પોતેજ પેશૂતનને કહે છે, કે:—

બરોસ્તમ્ નેગહ્ કર્દમ્ એમરૂઝ મન્
બદાન્ બોર્ઝો બાલાએ આન્ પીલતન્
સેતાયેશ ગેરેફ્તમ્ બયઝદાને પાકૂ
કઝૂયસ્ત ઉમ્મીદો ઝૂયસ્ત બાકૂ
કે પર્વર્દેગારશ ચુનાન્ આફ્રીદ
બરાન્ આફ્રીન્ કૂ જહાન્ આફ્રીદ
ચુનીન્ કારૂહા રફ્ત બરૂ દસ્તે ઊય
રસીદહ્ બદર્યાએ ચીન્ શસ્તે ઊય
હમી બરૂ કશીદી ઝે દર્યા નેહન્ગ્
બદમ્ દરૂ કશીદી બહામૂન્ પલન્ગ્

"મેં આજે જ્યારે રૂસ્તમ ઉપર તેમજ તે પીલતન પેહલવાનનાં કદ અને તેની ઊંચાઇ ઉપર નેગાહ કીધી,

ત્યારે મે પાક યઝદાન કે જે સાહેબથીજ આપણુને ઉમેદ રહે છે અને તેનાથીજ દોઝખની ધાસ્તી રહે છે તેની રોતાયેશ કીધી.

કે પર્વર્દેગારે તેને એવી રીતનો પયદા કીધો-તે સાહેબ કે જેણે જહાન પયદા કીધી તેની ઉપર આફ્રીન હોજો!

તેના હાથે એવા મોટાં મોટાં કામો થયલાં છે-તેની જાળ ચીનના દર્યા સુધી પહોંચી હતી (એટલે ચીનાઇ તારતરી સૂધી તેણે પોતાની સત્તા ચલાવી હતી).

અને તે દર્યામાંથી મગરમચ્છ ખેંચી કાઢતો હતો-અને જંગલના ચિત્તા વાઘને પોતાના મોંના ફુંફાડા વડે ખેંચી કાઢતો હતો."

આવા એક મહાન પેહલવાનનાં મરણ પછી અગરજો આ તવારીખ વાંચનારને લુખ્ખી અને રસકશ વગરની લાગે તો તેમાં અજબ થવાનું નથી. કારણકે ફિર્દોસીએ પોતાની આ આખી તવારીખમાં લગભગ અડધો ભાગ આ નામીચા પેહલવાનની કારકીર્દીનો રોકયો છે અને અમારા નાકેસ વિચાર મૂજબ તેથીજ આ તવારીખ સર્વ લોકોનું ધ્યાન ખેંચી રહી છે. આ કીર્ત્તિ ભરેલા પેહલવાનની આખેરી પછીજ ઇરાની સલ્તનતની જાહોજલાલી અને સત્તાનો પણ અંત આવ્યો.

બેફરૂમૂદ પસ તા નેહાદન્દ તખ્ત
નેહાદન્દ બરૂ તખ્ત ઝીબા દેરખ્ત
કુશાદ અઝ મેયાન્ બસ્તએ પહ્લવીશ
બરૂ આવીખ્ત ઝૂ જામએ ખુસ્રવીશ
૫૭૦ નુખોસ્તીન્ બેશોસ્તન્દશ અઝ આબે ગરૂમ
બરો યાલો રીશશ હમહ નરૂમ નરૂમ
બરશ મુશ્કો અમ્બરૂ હમી સૂખ્તન્દ
હમહ ખસ્તગીહાશ બરૂ દૂખ્તન્દ
હમી રીખ્ત બરૂ તારકશ બરૂ ગોલાબ્
બેગુસ્તરૂદ બરૂ તનશ કાફૂરે નાબ્
બદીબા તનશરા બેયારાસ્તન્દ
વઝાન્પસ ગુલો મુશ્કો મય ખાસ્તન્દ
કફનદૂઝ બરૂ વય બેબારીદ ખૂન્
બશાનહ ઝદ આન્ રીશે કાફૂર ગૂન્
નબુદ જાય મરૂ તન્શરા બરૂ દો તખ્ત
તની બૂદ ચૂન સાયહ ગુસ્તરૂ દેરખ્ત
યકી નઘઝ તાબૂત કર્દન્દ સાજ
બરૂ ઊ મીખે ઝરૂરીનો પયકરૂ ઝે આજ
હમહ દરૂઝહારા ગેરેફૂતહ બકીરૂ
બરૂ આલૂદ બરૂ કીરૂ મુશ્કો અબીરૂ
ઝે યાહી બેરાદરૂશરા બરૂ કશીદ
હમી દૂખ્ત જાઈ કુજા ખસ્તહ દીદ
બેશોસ્તન્દો કર્દશ ઝે દીબા કફન્
બેજોસ્તન્દ જાઇ બુને નારવન્
૫૭૧ બેરફૂતન્દ બીદારૂ દેલ દુરૂગરાન્
બુરીદન્દ અઝૂ તખ્તહાએ ગરાન્
વઝાન્ પસ તને રખ્શરા બરૂ કશીદ
બગીતી ચુ ઊ અસ્પે દીગરૂ નદીદ
દો રૂઝ અન્દરાન્ કારૂ શુદ રૂઝગારૂ
તને રખ્શ બરૂ પીલ કર્દન્દ બારૂ
ઝે કાબુલસેતાન તા બઝાબુલસેતાન્
ઝમીન્ શુદ બકેર્દારે ધુલધુલસેતાન્
ઝનો મરૂદ બૂદ ઈસ્તાદહ બપાય
કસીરા નબુદ બરૂ ઝમીન્ નીઝ જાય
દો તાબૂત બરૂ દસ્ત બુગ્ઝાશતન્દ
ઝે અન્બૂહ ચૂન બાદ પેન્દાશતન્દ

બદૂ રૂઝો યક શબ્ બઝાબુલ રસીદ
કસશ બરૂ ઝમીન્ બરૂ નેહાદહ નદીદ

ઝમાનહ શુદ અઝ દર્દે ઊ બા ખોરૂશ
તો ગોફૂતી કે હામૂન બરૂ આમદ બજુશ
બબાઘ અન્દરૂન દખ્મઈ સાખ્તન્દ
સરશરા બઅબ્રૂ અન્દરૂ અફ્રાખ્તન્દ
બરાબરૂ નેહાદન્દ ઝરૂરીન દો તખ્ત
બદાન્ ખાબગહ શુદ ગવે નીકબખ્ત
૫૭૨ યકી તખ્તે દીગરૂ ઝવારહ બરૂય
નેહાદન્દ પહ્લૂએ આન્ નામજૂય
હરાન કસ કે બૂદ અઝ પરસ્તન્દગાન્
અઝ આઝાદહ વઝ પાક દેલ બન્દગાન્

પછી તેણે ફરમાવ્યું જેથી તેઓએ લાકડાંના તખ્તા ગોઠવ્યા-અને તે તખ્ત ઉપર પેલું સણગાર પામેલું ઝાડ મૂક્યું (યાને રૂસ્તમની લાશ મૂકી).

તેનો પેહલવાની કમરબંદ કમર ઉપરથી છોડી નાખ્યો-અને તેનો પાદશાહી પોશાક ઉતારી કાઢયો

તેઓએ પહેલાં ગરમ પાણીથી તેની છાતી, ગર્દન અને દાઢી સર્વે ધીમે ધીમે ધોઈ કાઢયું.

તેની આગળ કસ્તુરી અને અમ્બરની ખુશ્બો બાળવા લાગ્યા-અને તેના તમામ ઝખ્મો સીવી લીધા.

તેનાં સર ઉપર ગોલાબ રેડયો-અને તેનાં શરીર ઉપર ખાલેસ કપૂર છાંટયો

અને ત્યાર પછી ગોલાબ, કસ્તુરી અને મય મંગાવ્યો-રેશમી કપડાંથી તેનાં તનને સણગાર્યું

તેનાં કફન સીવનારાઓએ પણ લોહીનાં આંસુ વરસાવ્યાં-અને તેની કપૂર જેવી સફેદ લામ્બી દાઢી હોળીને સાફ કીધી.

તેનુ શરીર એટલુ મોટું હતુ કે લાકડાના બે તખ્તા છતાં તે ઉપર માઈ શકયું નહીં-તેનું શરીર એક છાયાંવાળાં ઝાડ જેવું મોટું હતું

એક સાગનાં લાકડાની શબપેટી ઘણીજ ઉમદા બનાવી-જેને હાથી દાંતની સોનેરી ઢોળવાળી મેખ મારી

તે પેટીના લાકડાના સાધામા ચિલાબ્જિત ભર્યો-તથા તે પેટીની ઉપર કસ્તુરી અને અમ્બરની સુગધ લગાડેલી હતી

બીજી ખાઈમાંથી તેના ભાઈ ઝવારેહને બાહેર કાઢયો-અને જ્યાં ઝખ્મ જોયા ત્યા ટાંકા માર્યા

તેનાં શરીરને પણ ધોઇને રેશમી કફન પેહેરાવ્યું-ત્યાર બાદ એક નારવન (Elm) નું ઝાડ શોધી કાડયું

અને હુશ્યાર સૂતારો આવી તેમાથી મોટાં મોટાં પાટિયાં કાપ્યાં.

ત્યાર પછી રખ્શ ઘોડાનું તન બાહેર કાઢ્યું-તે ઘોડાના જેવો બીજો ઘોડો દુન્યામાં કોઇયે જોયો નહીં હતો

તે કામમાં બે દિવસનો વખત નીકળી ગયો-તે રખ્શનાં બદનને તેઓએ હાથી ઉપર લાદ્યુ

કાબુલેસ્તાનથી તે છેક ઝાબુલેસ્તાન સૂધીની સધળી ઝમીન રૂદન ભરેલી થઈ

બૈરાં અને માટીડા એટલા બધા તો એકઠા થયા હતા-કે કોઇને ચાલવાની પણ જગ્યા રહી ન હતી

પેલી બન્ને લાશની પેટીઓ સધળા લોકોએ પોતાના હાથ ઉપરજ લઈ લીધી-તે પેટીઓ ઊચકવા માટેની લોકોની ભારી ગિર્દીથી સધળાઓ તેને પવન માફક હલકી સમજવા લાગ્યા.

બે દહાડા અને એક રાતમા તે શબપેટીઓ ઝાબુલ પહોંચી ગઈ-કોઇયે તે પેટીઓને રસ્તામા ઉતારેલી જોઈ નહીં (સઘળાઓ હાથમાં ઊંચકીનેજ લઈ આવ્યા હતા)

રૂસ્તમના દુ:ખથી ઝમાનો પણ રડવા લાગ્યો-ગોયા તેથી તમામ જંગલ પણ જોશમા આવી ગયું.

તેઓને માટે બાગમા એક દખ્મુ બનાવવામાં આવ્યું-અને તેનું મથાળું વાદળ જેટલુ ઊચુ ઊઠાવ્યું

રૂસ્તમ માટે સોનેરી તખ્ત પાસે પાસે ગોઠવ્યાં-તેની અંદર તે નેક-બખ્ત પેહલવાનની હમેશની ખાબગાહ બની.

તે કીર્તિવંત પેહલવાનની પડોસમાંજ એક બીજું તખ્ત ગોઠવી તે ઉપર ઝવારેહને મૂકયો.

રૂસ્તમના ખિદમતગારોમાંના સ્વતંત્ર નોકરોએ તેમજ વફાદાર ગોલામોએ,

હમહ્ મુશ્ક્ બા ગુલ્ બર્ આમીખ્તન્દ
બપાએ ગવે પીલતન્ રીખ્તન્દ
હમી ગોફ્તન્ હર્ કસ કે અય નામદાર્
ચેરા ખાસ્તી મુશ્કો અમ્બર્ નેસાર્
નગીરી હમી પાદ્શાહીઓ બઝ્મ
નફ્રૂશી હમી નીઝ હન્ગામે રઝ્મ
ન બખ્શી હમી ગન્જો દીનાર્ નીઝ
હમાના કે શુદ્ પીશે તૂ ખાર્ ચીઝ
કુનૂન્ શાદ્ બાશી બખોરૂરમ્ બેહેશ્ત
કે યઝદાનત અઝ દાદો મર્દી સેરેશ્ત
દરે દખ્મહ્ બસ્તન્દો ગશતન્દ બાઝ
શુદ્ આન્ નામવર્ શીરે ગર્દન્ફરાઝ
હમાન્ રખ્શરા બર્ દરે દખ્મહ્ જાય
બેકર્દન્દ ગૂરી ચુ અસ્પી બપાય
ચે જૂઈ હમી ઝીન્ સરાએ સેપન્જ
કે આઘાઝ ગન્જસ્તો ફર્જામ રન્જ
બેરીઝી બખાક્ અર્ હમહ્ આહની
અગર્ દીન્ પરસ્તી ગર્ અહ્રીમની
તો તા ઝેન્દઈ સૂએ નીકી ગરાય
મગર્ કામ યાબી બદીગર્ સરાય

સઘળાઓએ ગોલાબ સાથે કસ્તુરી ભેળીને-તે પીલતન પેહલવાનના પગ આગળ રેડી

અને દરેક જણ બોલવા લાગ્યો કે "ઓ નામદાર!-તને કસ્તુરી અને અમ્બરનો નેસાર શા માટે જોઇયે?

શું તું પાદશાહી કરવા અને ખુશીની મજલેસ;કરવા નથી માગતો?-તેમજ કાંઈ લડાઈને વખતે પણ શામેલ થતો નથી?

લોકોને ખઝાનો અને દીનાર પણ બક્ષેશ કરતો નથી?-ખચીત કે એ સઘળી ચીઝો તારી નઝદીક ખુવાર થઈ પડી છે

હવે તો તું ખુશી ભરેલાં બેહેશતમાં ખુશહાલ રહેજે!-કારણકે ખોદા તાલાએ તને ઉદારતા અને મર્દાનગીના ભેગાં તત્વનો સરજેલો હતો"

પછી તેઓ દખ્માનો દરવાઝો બંધ કરીને પાછા ફર્યા-તે કીર્ત્તિ ભરેલો ગરદન ફરાઝ સિંહ જેવો પેહલવાન ચાલી ગયો

પેલા રખ્શ ઘોડા માટે પણ દખ્માના દરવાઝા આગળજ એક જગ્યા-કીધી અને ઘોડાના આકારની એક કબર બનાવી.

ઓ ભાઈ! તુ આ ત્રણપાંચ દિવસની દુન્યામાંથી શું મેળવવા ચાહે છે?-કારણકે તેમાં શુરૂઆતમાં ગંજ હોય છે પણ શેવટે તો રંજજ છે

અગર તુ દીનદાર હોય કે એહરેમનની ટોળીનો હોય-અને તારૂં ૫૭૩
શરીર લોખંડનું બનેલું હોય તો પણ તે માટીમાં સડી જશે

માટે તુ જીવતો છે ત્યાં સુધી નેકી કરવા ઉપરજ તારી ખાહેશ રાખ-કે જેથી તું બીજી દુન્યામા તારી મુરાદે પામશે

## લશ્કર્ કશીદને ફરામર્ઝ્ બકીને રોસ્તમ્ વ કોશતને ઊ શાહે કાબુલ્રા.

—.o.—

ફરામરૂઝ ચૂન્ સૂગે રોસ્તમ્ બેદાશ્ત
સેપહ્રા હમહ્ સૂએ કાબુલ્ ગુઝાશ્ત
દરે ખાનએ પીલતન્ બાઝ કરદ
સેપહ્રા ઝે ગન્જો દેરમ્ સાઝ કરદ
સહરગહ્ ખોરૂશ આમદ્ અઝ કર્રનાય
હમ અઝ કૂસે રૂઇનો હેન્દી દરાય
સેપાહી ઝે ઝાબુલ્ બકાબુલ્ કશીદ
કે ખુરશીદ ગશ્ત અઝ જહાન્ નાપદીદ
ચુ આગાહ્ શુદ્ શાહે કાબુલસેતાન્
અઝાન્ નામદારાને ઝાબુલસેતાન્
સેપાહે પરાગન્દહ્રા ગેરદ્ કરદ
ઝમીન્ આહ્નીન્ શુદ્ હવા લાજવરદ
પઝીરહ્ ફરામરૂઝ શુદ્ બા સેપાહ્
બેશુદ્ રઉશનાઈ ઝે ખુરશીદો માહ્
સેપહ્રા ચુ રૂય અન્દર્ આમદ્ બરૂય
જહાન્ શુદ્ પુર્ આવાઝે પર્ખાશજૂય
અઝ અમ્બૂહે અસ્પાનો ગર્દે સેપાહ્
બબીશહ્ દરૂન્ શીર્ ગુમ કરદ્ રાહ્
બર્ આમદ્ યકી બાદો ગર્દી કબૂદ્
ઝમીન્ ઝાસ્માન્ હીચ પયદા નબૂદ્
ચુ બર્ખાસ્ત આવાઝે કૂસ અઝ દો રૂય
બી આરામ શુદ્ મર્દુમે કીનહ્ જૂય

## રૂસ્તમના કીના માટે ફરામર્ઝે લશ્કર લઈ જવું અને તેનું કાબુલના પાદશાહને મારી નાખવું.

—:o.—

જ્યારે ફરામર્ઝ રૂસ્તમનો સોગ પાળી રહ્યો-ત્યારે તમામ લશ્કને કાબુલ તરફ ચલાવ્યુ

તેણે પીલતન રૂસ્તમના ખઝાનાનો દરવાઝો ખુલ્લો કીધો-અને લશ્કરને તે ગંજ અને પૈસાથી સણગાર્યું

હવે બામદાદમા કરનાય તેમજ પિત્તલના નગારાં તથા હિંદી ઘંટના આવાઝ નીકળ્યા

તેણે ઝાબુલથી કાબુલ તરફ એક એવુ લશ્કર ચલાવ્યું-કે ગોયા દુન્યા માથી ખુરશીદ પણ ગુમ થઈ ગયો

જ્યારે કાબુલેસ્તાનનો પાદશાહ ઝાબુલેસ્તાનના તે નામદાર લોકોથી વાકેફ થયો,

ત્યારે તેણે વીખરાઈ ગયલાં લશ્કરને પાછું એકઠુ કીધું-જેના ઘોડાઓની નાલથી ઝમીન લોઢાની બની અને હવા બલુ રંગની થઇ

તે લશ્કર સાથ ફરામર્ઝની સામે ગયો-જેથી આફતાબ અને માહતાબની રોશની પણ જતી રહી

જ્યારે લશ્કર આમન સામન થયુ-ત્યારે તમામ જેહાન લડાઈનાં આવાઝ ભરેલી થઈ

ઘોડાઓના ટોળાથી તેમજ લશ્કરની ઉડતી ધૂળથી-ગભરાઇને જંગલમાં ૫૭૪
સિંહો વટિકે પોતાની રાહ ગુમ કીધી

તેવામાં એક તોફાની પવન નીકળી આવ્યો અને સીઆહ ગર્દ ઉડવા લાગી-અને આસ્માન તેમજ ઝમીન કાંઈ દેખાતી નહી હતી

જ્યારે બન્ને તરફથી નગારાંના આવાઝ નીકળ્યા-ત્યારે કીનો લેનારા મર્દો બેકરાર બની ગયા

બેયામદ ફરામરૂઝ પીશે સેપાહ
બેઝદ ખીશ્તન્ તીઝ બરૂ કલ્બગાહ
ઝે ગર્દે સવારાન્ જહાન્ તારૂ શુદ
સેપહ્દારે કાબુલ ગેરેફ્તારૂ શુદ
પરાગન્દહ શુદ આન્ સેપાહે બુઝોરૂગ્
દેલીરાને ઝાબુલ બકેર્દારે ગોરૂગ્
ઝે હરસૂ બરૂ ઈશાન્ કમીન્ સાખ્તન્દ
પસે લશ્કરૂ અન્દરૂ હમી તાખ્તન્દ
હઝીમત્ શુદન્દ આન્ સેપાહે દેલીરૂ
ઝે મર્દાને ઝાબુલ કે બૂદન્દ શીરૂ
બેકોશ્તન્દ ચન્દાન્ ઝે મર્દાને હન્દ
હમ્ અઝ પુરૂમનેશ નામદારાને ચન્દ
કે ગેલ શુદ હમહ ખાકે આવરૂદગાહ
પરાગન્દહ હેન્દીઓ સેન્દી સેપાહ
૫૭૫ હેલ અઝ મર્ઝો અઝ ખાનહ બર્દાશ્તન્દ
ઝનો કૂદકે ખુરૂદ બુગ્ઝાશ્તન્દ
તને મેહ્તરે કાબુલી પુરૂ ઝે ખૂન્
ફેગન્દહ બસન્દૂકે પીલ અન્દરૂન્
બેયાવરૂદ લશ્કરૂ બનખ્ચીરૂગાહ
બજાઈ કુજા કન્દહ બૂદન્દ ચાહ
હમી બોરૂદ બદ્ખાહરા બસ્તહ દસ્ત
ઝે ખીશાને ઊ નીઝ ચેહલ બુતપરસ્ત
ઝે પોશ્તે સેપહ્બુદ ઝેહી બરૂ કશીદ
ચુનાન્ કુસ્તુખાને વય આમદ પદીદ
બચાહ અન્દરૂ આવીખ્તશ સરૂ નેગૂન્
તનશ પુરૂ ઝે ખાકો દહાન્ પુરૂ ઝે ખૂન્
ચેહલ ખીશે ઊરા બરૂ આતશ નેહાદ
વઝાન્ જાયગહ રફ્ત સૂએ શઘાદ
બકેર્દારે કૂહ આતેશી બરૂ ફેરૂખ્ત
શઘાદો ચનારો ઝમીન્રા બેસૂખ્ત
ચુ લશ્કરૂ સુએ ઝાબુલેસ્તાન્ રસીદ
હમહ ખાકે કાબુલ બદસ્તાન્ કશીદ
ચુ રૂઝે જફા પીશહ કૂતાહ કરૂદ
બકાબુલ યકી ઝાબુલી શાહ કરૂદ
૫૭૬ વઝાન્ દૂદમાન્ કસ બકાબુલ નમાન્દ
કે મન્શૂરે તીઘે વરા બરૂ નખાન્દ
ઝે કાબુલ બેયામદ પુરૂ અઝ દાઘો દરૂદ
શુદહ રૂઝે રઉશન્ બરૂ ઊ લાજ્વરૂદ
ખોરૂશાન્ હમહ ઝાબુલેસ્તાનો બોસ્ત
યકીરા નબુદ જામહ બરૂ તન્ દુરોસ્ત
બપીશે ફરામરૂઝ બાઝ આમદન્દ
દરીદહ બરો પુરૂ ગોદાઝ આમદન્દ
બયક્ સાલ દરૂ સીસ્તાન્ સૂગ્ બૂદ
હમહ જામહા શાન્ સેયાહો કબૂદ
ચુનીન્ ગોફ્ત રૂદાબહ રૂઝી બઝાલ
કે અઝ રન્જો સૂગે તહમ્તન્ બેનાલ
હમાના કે તા હસ્ત ગીતી ફોરૂઝ
અઝીન્ તીરહ તરૂ કસ નદીદસ્ત રૂઝ

ફરામર્ઝ લશ્કરની હરોલમાં આવ્યો અને પોતે શેતાબ કલ્બગાહ ઉપર જઈ પડયો.

સવારોની ગર્દથી જેહાન અંધારી થઈ-અને કાબુલનો સરદાર પકડાઈ ગયો.

અને તેનું મોટું લશ્કર વીખરાઇ ગયું-જેથી ઝાબુલના બહાદુરો વરૂની મિસાલે,

ચો તરફથી તેઓ ઉપર કમીંગાહ કીધી-અને તે લશ્કરની પછાડી દોડવા લાગ્યા

શેવટે તે બહાદુરી ભરેલું લશકર ઝાબુલના સિંહ જેવા મર્દોને મર્દોને હાથ ભારી શિકસ્ત ખાધી

હિંદુસ્તાનના બહાદુરોમાંથી તેમજ સિંધના બાહોશી ભર્યા નામદારોમાંથી એટલા બધા શખ્સોને મારી નાખ્યા,

કે જેના લોહીથી તે લડાઇના મયદાનની ઝમીન કીચડ ભરેલી બની ગઈ અને સઘળા હિંદી તેમજ સિંદી સેપાહો વીખરાઈ ગયા.

તેઓએ પોતાનો મુલક અને ઘરબાર તજી દીધાં-તેમજ પોતાની બાયડીઓ અને નાનાં બાળકો છોડી ગયા

પેલા કાબુલી પાદશાહનું લોહીથી ટીપાતુ શરીર-એક પેટીમા નાખીને હાથી ઉપર લાવ્યું.

અને પછી પેલાં શિકારગાહ કે જ્યા ખાડાઓ ખોદી મૂકયા હતા, ત્યાં ફરામર્ઝ પોતાનાં લશ્કરને લઇ આવ્યો.

પેલા બદખાહ પાદશાહને તેમજ તેના ચાળીસ બુતપરસ્ત ખેશીઓને પણ હાથ બાંધેલા લઈ ગયો

પછી તેણે તે પાદશાહની પીઠ ચીરીને આતરડું ખેંચી કાઢયુ-એવી રીતે પીઠને ચીરી મૂકી કે તે બાઝૂના હાડકા પણ દેખાવા લાગ્યાં.

પછી તેને ઊંધે મસ્તક ખાડામાં લટકાવ્યો-જેથી તેનુ તન ખાક ભરેલું અને મો લોહી ભરેલું થયું

તેના ચાળીસ ખેશીઓને પણ આતશમાં બાળી નાખ્યા અને પછી ત્યાથી તે શગાદની તરફ ગયો

અને એક પહાડ જેવો ઊંચો આતશ સળગાવ્યો-અને તેની અંદર શગાદને તેમજ પેલાં ચનારનાં ઝાડને અને તે સઘળી જગ્યાને બાળી નખાવી.

હવે જ્યારે લશ્કર ઝાબુલેસ્તાન તરફ પાછું ફર્યું-ત્યારે રૂસ્તમનું વેર લીધાની નિશાન તરીકે સઘળાઓ કાબુલની ખાક ઝાલ આગળ લઈ આવ્યા.

જ્યારે પેલા ઝુલ્મગાર પાદશાહનો દિવસ પુરો કરી નાખ્યો-ત્યારે ફરામર્ઝે કાબુલના મુલકમા એક ઝાબુલી પાદશાહને નેમ્યો

કાબુલમાં તે પાદશાહના ખાન્દાનમાનો એવો કોઈ પણ બાકી નહીં રહ્યો-કે જેણે ફરામર્ઝની તલવારનો ઝખ્મ નહીં ચાખ્યો હોય.

પછી તે કાબુલના મુલકમાથી ગમ અને દુ:ખ ભરેલો પાછો ફર્યો-તેનો રોશન દહાડો હવે સીઆહ બન્યો હતો

તમામ ઝાબુલેસ્તાન તથા બીસ્તનો મુલક રડતો થયો હતો-કોઇનાં બદન ઉપર પાધરા પુરા કપડા પણ નહીં હતાં

સઘળાઓ ચીરાયલી છાતીએ અને ગમ ભરેલા ફરામર્ઝની આગળ પાછા આવ્યા

સીસ્તાનમા એક વર્ષ લગી સોગ રહ્યો તેટલો વખત તે સઘળાઓએ કાળાં અને બલુ કાપડા પેહેર્યા હતાં

એક દહાડે રોદાબેએ ઝાલને કહ્યુ-કે "તેહમ્તનનાં દુ:ખ અને સોગ માટે તું પણ રડયા કર

ખચીત કે જ્યારથી આફતાબ હસ્તીમાં આવ્યો છે ત્યારથી તે આજ સૂધી રૂસ્તમનાં મોતના માતમના વખત કરતાં વધારે અંધકાર અને શોકાતુર વખત કોઇયે જોયો નહીં હશે"

બદૂ ગોફ્‌ત ઝાલ્ અય ઝને કમ્ ખરદ
ઘમે ના ચશીદન્ બરીન્ બુગ્ઝરદ
બદૂ આશોફ્‌ત રૂદાબહુ સઉગન્દ ખુરદ
કે હરગેઝ્ નેયાબદ તનમ્ ખાબો ખુરદ
રવાનમ્ રવાને ગવે પીલ્તન્
મગર્ બાઝ્ બીનદ બદાન્ અન્જુમન્
ઝે ખુર્દન્ બચફ્ હફ્તહ તન્ બાઝ્ દાશ્ત
કે બા જાને રોસ્તમ્ યકી રાઝ્ દાશ્ત
ઝે ના ખુર્દનશ્ ચશ્મ તારીક શુદ
તને પહુલવાનીશ બારીક શુદ
ઝે હર્ સૂ કે રફ્તી પરસ્તન્દહ ચન્દ
હમી રફ્‌ત બા ઊ ઝે બીમે ગઝન્દ
સરે હફ્તહરા ઝૂ ખેરદ દૂર્ શુદ
ઝે દીવાનગી માતમશ્ સૂર્ શુદ
બેયામદ બમત્બખ્ બહન્ગામે ખાબ્
યકી માર્ મુર્દહ બેદીદ અન્દર્ આબ્
બેઝદ દસ્તો બેગ્રેફ્‌ત પીચાન્ સરશ
બદાન્ બુદ કે અઝ્ માર્ સાઝદ ખરશ
પરસ્તન્દહ અઝ્ દસ્તે રૂદાબહ માર્
રોબૂદો ગેરેફ્‌તન્દશ અન્દર્ કેનાર્
કશીદન્દશ અઝ્ જાએ નાપાક્ દસ્ત
બઅયવાનશ્ બોર્દન્દો જાએ નેશસ્ત
બજાઈ કે બૂદીશ બેન્શાખ્તન્દ
બેબોર્દન્દ ખાનો ખુરેશ સાખ્તન્દ
હમી ખુરદ હર્ ચીઝ્ તા ગશ્ત સીર્
ફેગન્દન્દ પસ જામએ નરમ્ ઝીર્
બેખોફ્‌તો બર્ આસૂદ અઝ્ અન્દુહો રન્જ
ઝે તીમારે મર્ગો ઝે અન્દુહે ગન્જ
ખુરેશ ખાસ્ત કઝ્ ખાબ્ બર્ખાસ્ત નીઝ્
બેબોર્દન્દ હર્ ગૂનહ બેસ્યાર્ ચીઝ્
ચુ બાઝ્ આમદશ્ હુશ બા ઝાલ ગોફ્‌ત
કે ગોફ્‌તારે તૂ બા ખેરદ બૂદ જોફ્‌ત
હરાન્ કસ કે ઊરા ખુરો ખાબ્ નીસ્ત
ઘમે મર્ગ્ બા જશ્નો સૂરશ્ યકીસ્ત
બેરફ્‌ત ઊ ઓ મા અઝ્ પસે ઊ રવીમ્
બદાદે જહાન્ આફ્રીન્ બેગ્રવીમ્
બદર્વીશ દાદ આનચે બૂદશ નેહાન્
હમી ગોફ્‌ત બા કેર્દેગારે જેહાન્
કે અય બર્તર્ અઝ્ નામ વઝ્ જાયગાહ
રવાને તહમ્તન્ બેશૂય અઝ્ ગોનાહ
બદાન્ ગીતીઅશ્ જાય દેહ દર્ બેહેશ્ત
બરશ્ દેહ ઝે તોખ્મી કે ઈદર્ બેકેશ્ત

ઝાલે તેને કહ્યું કે "ઓ બેઅકલી બાઇ!-ખાવા પીવાનું છોડી દીધાથી જે દુઃખ થશે તે મોતનાં દુઃખને ભૂલાવી દેશે"

રૂદાબેહ તે સાંભળીને છેડાઈ પડી અને સઉગન્દ ખાધા-કે "મારૂં શરીર ખાવા પીવાનું અને સૂવાનું હવે પછી કદી પણ જોશે નહીં

જ્યારે હું મરી જઈશ અને મારૂં રવાન પીલ્તન પેહલવાનનાં રવાન્દને બેહેશ્તમાં ફરી એકવાર જોશે ત્યારેજ મારૂં શરીર ખાશે પીશે અને આરામ કરશે"

તેણીએ એક અથવાડિયા સૂધી કાઇ ખાધું નહીં-કારણકે રૂસ્તમના ૫૭૭
જીવ સાથ તેણીનો જીવ લાગેલો હતો

ખાધા વગર તેણીની આંખે અધારાં આવવા લાગ્યાં-અને તેનું પેહલવાન જેવુ શરીર તવાઈ ગયુ

તેણી જ્યા પણ કેથે જતી હતી ત્યાં તેની કેટલીક દાસીઓ પણ તેણીને કાંઇ નુકસાની પુગવાના ભયથી સાથેની સાથેજ જતી હતી

એક અથવાડિયુ પુરૂં થતા થતા તેની અકલ ગુમ થઇ ગઇ અને દીવાનાપણામા તેણીની માતમ ખુશહાલીમા ફેરવાઇ ગઇ

એક વખત તેણી મોડી રાતે બાવરચીખાનામાં ગઈ-જ્યાં પાણીની અદર એક મૂવેલો સાપ પડેલો તેણીએ જોયો

પોતાનો હાથ નાખીને તે સાપ પકડયો અને તેનુ માથુ મરડી કાઢયું-અને તે સાપને ખાવા જતી હતી

તેવામાં બાદીઓ આવી લાગી રૂદાબેહના હાથમાથી પેલો સાપ છીનવી લઈ તેણીને બગલમા પકડીને,

પેલી ખરાબ જગ્યાએથી તેના ઓરડામાં લઇ જઈ તેની જગ્યાએ બેસાડી

જ્યા તેણીની જગ્યા હતી ત્યા બેસાડીને-ખાણાંના ખુમચા લાવી ખાવાનું તૈયાર કર્યું

તેમાથી તેણી ધરાઇ ગઈ ત્યા સૂધી દરેક ચીઝ ખાયા કીધી-પછી તેઓએ નર્મ બિછાનુ પાથર્યું

જે ઉપર તેણી સૂતી અને બેટાનાં મોતના ગમ અને દુઃખથી તેમજ ૫૭૮
દઉલત દુન્યાના સતાપથી નિરાત બની ઊઘાઇ

તેણી ખાબથી બેદાર થઇને પણ પાછુ ખાવાનુ માગ્યું-જેથી દરેક રીતની ઘણીક ચીઝો તેણીની આગળ લઇ જઈ મેલી

જ્યારે તેણીની હુશ્યારી પાછી આવી ત્યારે તેણીએ ઝાલને કહ્યું-કે "તારૂં કહેવું ખરેજ ડહાપણ ભરેલું હતું

જે કોઇને કે ખાવાનું અને ઊંઘ હોતી નથી-તેને મોતનો ગમ કે ખુશહાલીની મજલેસ અને ખુશી ખુરરમી એક સરખુંજ હોય છે

તે ચાલી ગયો છે અને તેની પછાડી આપણે પણ જઈશું-તે કિરતારના ઈન્સાફ ઉપર આપણ સબૂરી પકડીશું"

પછી તેણીએ જે કાંઈ સઘરેલું હતુ તે સઘળુ દર્વીશોને આપી દીધું-અને જેહાનના પયદા કરનાર સાહેબ આગળ એ પ્રમાણે બોલવા લાગી,

કે "ઓ દુન્યાઇ નામ અને ઠામથી ઘણા ચઢિયાતા ખોદા!-તું મારા તેહમ્તનના રવાનને ગુનાહથી પાક કરજે

તે દુન્યામા તેને તું બેહશ્તમા જગ્યા આપજે-અને તેણે જે કાઇ આ દુન્યામા નેકીના બી રોપ્યાં છે તેના ફળ તુ તેને આપજે"

---

## સેપોર્દને ગુશ્તાસ્પ્ તખ્તે પાદ્શાહી બબહ્મન્ વ મોર્દને ઊ.

ચુ શુદ રૂઝ્ગારે તહમ્તન્ બસર્
બપીશ્ આવરમ્ દાસ્તાની દેગર્

## ગુશ્તાસ્પે પોતાનું પાદશાહી તખ્ત બહમનને સોંપી આપવું અને તેનું મરણ પામવું.

જ્યારે તેહમ્તનનો ઝમાનો પુરો થયો છે-ત્યારે હું તારી આગળ એક બીજી દાસ્તાન કહી સભળાઉં છું.

ચુ ગુશ્તાસ્પ્રા તીરહ્ શુદ રૂએ બખ્ત
બેયાવરૂદ જામાસ્પ્રા પીશે તખ્ત
૫૭૯ બદૂ ગોફ્ત કઝ કારે એસ્ફન્દેયારૂ
ચુનાન્ દાગ્દેલ ગશ્તમ અઝ રૂઝગારૂ
કે રૂઝી નબુદ એન્દગાનીમ ખશ
હેઝમ ઘશતમ અઝ અખ્તરે કીનહ્ કશ
પસ અઝ મન્ કુનૂન્ શાહ બહમન્ બુવદ
હમાન્ રાઝ દારશ પેશૂતન્ બુવદ
નપીચીદ સરૂહા ઝે ફર્માને ઉય
મગાર્દીદ દૂરી ઝે પયમાને ઉય
યકાયક બુવીદશ નુમાયન્દહ્ રાહ
કે ઉયસ્ત ઝીબાએ તખ્તો કોલાહ
બદૂ દાદ પસ ગન્જહારા કલીદ
યકી બાદ સરૂદ અઝ જેગરૂ બરૂ કશીદ
બદૂ ગોફ્ત કારે મન્ અન્દરૂ ગુઝશ્ત
હમ અઝ તારકમ આબ બરૂતરૂ ગુઝશ્ત
નેશસ્તમ બશાહી સદો બીસ્ત સાલ
નદીદમ બગીતી કસીરા હમાલ
તો અકૂનૂન્ હમી કૂશો બા દાદ બાશ
ચુ દાદ આવરી અઝ ઘમ આઝાદ બાશ
ખેરદમન્દરા શાદો નઝદીક દારૂ
જહાન્ બરૂ બદઅન્દીશ તારીક દારૂ
૫૮૦ હમહ્ રાસ્તી કુન્ કે અઝ રાસ્તી
નેયાયદ બકારૂ અન્દરૂન્ કાસ્તી
સેપોર્દમ તોરા તખ્તો દીહીમો ગન્જ
અઝાન્ પસ કે બોર્દમ બસી દર્દો રન્જ
બેગોફ્ત ઇનો શુદ રૂઝગારશ બસરૂ
ઝમાને ગુઝશતહ્ નેયામદ બબરૂ
યકી દખ્મહ્ કર્દન્દ અઝ શીઝો આજ
બેયાવીખ્તન્દ અઝ બરે ગાહ તાજ
હમી બૂદશ અઝ ગન્જ વઝ રન્જ બહરૂ
બેદીદ અઝ પસે નૂશો તર્યાક ઝહરૂ
અગરૂ બૂદન્ ઈનસ્ત શાદી ચેરાસ્ત
શુદ અઝ મરગ્ દર્વીશ બા શાહ રાસ્ત
બેખુરૂ હરૂચે દારીઓ બરૂ બદ મકૂશ
ઝે ગીતી બમર્દે ખેરદ દારૂ ગૂશ
ગુઝરૂ કરૂદ હમરાહો મા માન્દહ્ ઈમ
ઝે કારે ગુઝશ્તહ્ બસી ખાન્દહ્ ઈમ
બમન્ઝેલ રસીદ આન્ કે પૂયન્દહ્ બૂદ
બેહી યાફ્ત આન્ કસ કે જૂયન્દહ્ બૂદ
નગીરદ તોરા દસ્ત જોઝ નીકવી
ગરૂ અઝ મર્દે દાના સખુન્ બેશનવી
૫૮૧ કુનૂન્ રન્જ દરૂ કારે બહ્મન્ બરમ
ગુઝશ્તહ્ સખુન્ બરૂ તો બરૂ બેશમરમ

જ્યારે ગુસ્તાસ્પનું રોશન બખ્ત સીઆહ બન્યું-ત્યારે તેણે જામાસ્પને પોતાનાં તખ્તની નઝદીક બોલાવ્યો.

તેને કહ્યું કે "અસ્ફંદિયારની બાબતને લીધે-ઝમાનાથી હું એટલો બધો દુ:ખી દિલનો બની ગયો છું,

કે મારી ઝિંદગીનો એક પણ દિવસ ખુશીમાં વીત્યો નથી-હું આ કીનો લેનારા સેતારાથી ગમગીન થયો છુ,

હવે મારી પછી બહમન પાદશાહ થશે-તેમજ પેશૂતન તેનો વિશ્વાસુ થઇ રહેશે

તમો તેના હુકમથી સર ફેરવતા ના-તેને આપેલાં વચનથી દૂર થતા ના.

દરેક વાતમાં તેને તમો સારો રસ્તો દેખાડનારા થજો-કારણકે તે તખ્ત અને તાજને લાયકનો છે"

પછી તેણે ખઝાનાની કૂચી બહમનને સોંપી આપી-જીગરથી એક સર્દ હાય મારી,

બોલ્યો કે "મારી ઝિંદગીની હાલત હવે સૂધરી શકે તેમ નથી-માથાં ઉપરવાળાં પાણી ચઢી ગયા (યાને હવે મારા પાણી ભરાઇ ગયાં).

મેં એકસોને વીસ વર્ષ પાદશાહી કીધી છે-અને તે અરસામાં મેં જેહાનમાં કોઇને પણ મારી બરાબરનો જોયો નથી.

હવે તુ પણ એજ પ્રમાણેની કોશેશ કરતો રહેજે અને ઈન્સાફી થજે-જ્યારે તું ઇન્સાફી થશે ત્યારેજ ગમથી મોકળો રહેશે.

અકલમંદ શખ્સોને ખુશહાલ રાખજે અને તેઓને તારી નઝદીકજ રાખજે-અને તારા દુશ્મન ઉપર જેહાન સીઆહ બનાવજે,

સઘળી વાતમાં સચ્ચાઇજ એખ્તેયાર કરજે કારણકે સચ્ચાઇથી કોઇ પણ કામમા કદી નુકસાન થતું નથી

મે ઘણાંક દુ:ખ અને આફત વેઠયા પછી આ તખ્ત તાજ અને સઘળો ખઝાનો તને સોપી આપ્યો છે'

તે એટલુ બોલ્યો અને તેની ઝિંદગી ખલાસ થઇ ગઈ-પસાર થયલી ઝિંદગી પાછી આવી નહીં.

તેઓએ આબનૂસ અને હાથીદાંતનુ તેને માટે એક દખ્મુ બનાવ્યું-અને તેને જે તખ્ત ઉપર સૂનાડેલો હતો તે ઉપર એક તાજ લટકાવ્યુ

તેનાં નસીબમા ગંજ ખઝાનો અને દુ:ખ બન્ને હતાં-મોજમઝાહનાં સુખ પછી માતમના દુ:ખ પણ જોયા

જો ઝિંદગી આવીજ રીતની હોય તો પછી એ સુખ શું કામનું-મોતે કરી પાદશાહ અને દરવીશ બન્ને એક પંકતીના બની જાય છે

જે કાંઈ તારી પાસે હોય તે ખા અને કોઈ સાથ બૂરાઈ ના કર-દુન્યામાં અકલમદ માણુસ જે કહે તે સાંભળ

આપણા સોબતીઓ ચાલી ગયા અને આપણે રહી ગયા છિયે-આગળાં કામો વિષે ઘણું ઘણું વાંચ્યું છે.

જે કોઇ સફરે નીકળ્યો હોય તે પોતાની મનઝેલે પુગી જશે-જે ભલાઇનો તલબગાર હશે તેને ભલાઈજ મળશે

જો તું દાના મર્દની વાત સાંભળતો હોય તો જાણજે કે નેકીજ તારી મદદે આવશે.

હવે હુ બહમનના રાજઅમલની તવારીખ લખવાની કોશેશ કરૂં છું-અને આગળી તવારીખ એ વાચનાર! તારી આગળ બોલી જાઉં છું.

વૉલ્યુમ ૬ ઠું સમાસ.